પણ વૃદ્ધ પિતાને કેહેવાય નહિ, જે છત્રપતિ મહારાજજી;
કન્યાએ મદનને કહ્યું, મૂકી મનની લાજજી.
મદન મંત્રી મારા જ પાસે નિત્યે, સેવા કરવા રહેતોજી;
કુંતલ રાજા મનની વાત તે, મદનને માંડી કહેતોજી.
ત્યાં પૌર્ણમાસિની પહોર રાતે, આવ્યું રાયને સ્વપનજી;
તે વેળા ભડકી ઉઠ્યો, પાસે દીઠો મદનજી.
અરે મદન કોઇ બ્રાહ્મણ છે જે, જાણે ત્રિકાળનું જ્ઞાનજી;
તે વેળાએ મદને તેડાવ્યા, ગાલવ મુનિ ભગવાનજી.
કર જોડીને પ્રશ્ન પૂછ્યું જે, આવ્યું ઘોર સ્વપનજી;
ઉંટે ચઢી દક્ષિણ ગયો હું, કરતો રૂધિર પ્રાશનજી.
કાળ પુરૂષ વાટમાં મળ્યો તે, ગ્રસવા પૂઠે ધાયોજી;
ગળીના કુંડ વિષે હું પડિયો, કંપે કરી લેપાયોજી.
એવું સાંભળી ગાલવ બોલ્યા, વિચારી અંતઃકરણજી;
મહારાજ આજથી છઠ્ઠે માસે, આવ્યું તમારૂં મર્ણજી.
કહેતાં માંહે કુંતલ ઉઠ્યો, મદનને સોંપ્યો રાજભારજી;
હું તપ કરીને સ્વર્ગે જાઇશ, તું મારો કુમારજી.
પણ દાઝ રહી એક મોટી મનમાં, કુંવરી નવ દેવાઇજી;
મેં દશ વર્ષ લગી પુત્રીને, ન ખોળિયો જમાઇજી.
હવે તમે પરણાવો કુંવરીને, એ બેન છે તારીજી;
ત્યારે કર જોડીને મદન કહેછે, સાંભળો વિનતી મારીજી.
મેં વિષયા બેનને પરણાવી, ચંદ્રહાસ રાજનજી;
કુળે ગુણે બળે પૂરો, સાધુ ને સુજનજી.
ચૌદ વિદ્યા સંપૂર્ણ જાણે, નરખે હરખે મનજી;
આજ્ઞા હોય જો તમારી તો, તેડી લાવું રાજનજી.
ત્યારે ગાલવ કહે એ વર કેરૂં, લગ્ન કરો થઇ મગ્નજી;
વિવાહ કરો તો આજ મધરાતે, છે ઘડિયાંળાં લગ્નજી.
હે મદન જાઓ તે સાધુને, શીઘ્રે તેડી લાવોજી;
હું દેખતાં હરિભક્તને, પુત્રી મારી પરણાવોજી.
મદન ચાલ્યો ચંદ્રહાસ તેડવા, અશ્વે થઇ અસ્વારજી;
એવે વાટમાં સામો મળ્યો, કુલિંદ તણો કુમારજી.

પીતામ્બરની પલવટ વાળી, પૂજાની થાળી લીધીજી;
સોમ સરખું વદન વિરાજે, કેશરની અરચા કીધીજી.
હરિભક્તને દેખી અશ્વથો, મદન કુંવર ઉતરિયોજી;
વિસ્મે થઇને આવ્યો પાસે, પાય લાગિ પ્રણામ કરિયોજી.
અરે મહારાજા આ મધરાતે, સેવક રહિત ઉઘાડું ગાત્રજી;
શસ્ત્ર વસ્ત્ર વિના સ્વામી છો, કરસું પૂજાનું પાત્રજી.
ચંદ્રહાસ કહે પિતા તમારે, મુજને આજ્ઞા આપીજી;
શ્વશુર તે પિતાને સ્થાનક, વચન લોપે તે મહા પાપીજી.
તેણે કહ્યુ કુળદેવી પૂજે, જે થાય નવો પૂજનિકજી;
મધરાત્રે કાલિકા જાઉં છું, કોની ન ધરશો બીકજી.
થરથર ધ્રુજે કાંઇ ન સુઝે, મદને તે વાત જાણીજી;
પિતા મારો મહા પાપી છે, રખે લેતો પૂજ્યના પ્રાણીજી.
અરે સુરધિ પ્રાતઃકાળે, કુલદેવીનું પૂજન કરવુંજી;
રાજપુત્રી વરજો રાજ કરજો, મહારાજ નિર્ભ્યું છત્ર ધરવુંજી.
કો મેરૂ આપે કનકનો તોયે, ના હું જાતો મૂકુંજી;
સસરાનું વચન લોપી, સાધુ થઇ કેમ ચૂકુંજી.
મદન કહે તમને પ્રાણ સોંપ્યો છે, સાટે હું કરૂં પૂજાયજી;
તમે પધારો રાજભવનમાં, કાં જે લગ્ન વેળા જાયજી.
શસ્ત્ર વસ્ત્ર અશ્વ આપીને, વળાવ્યો બનેવીજી;
પૂજા સામગ્રી પોતે લીધી, ચાલ્યો જ્યાં કુળદેવીજી.
મદનને માર્ગમાં જાતાં, મંડાયાં માનશુનકજી;
વામાંગ તે ફરકવા લાગ્યું, ફરકે વામ લોચનજી.
માર્ગમાં જાતાં જમણે પાસે, બે સર્પ ઉતર્યા આડાજી;
વળી વહતાં પગે અફળાયા, વાટમાં રાનિ બિલાડાજી.
નિશાચર જે ઘુવડ પક્ષી, તે મદનને મસ્તક બેઠોજી;
રખે ચંદ્રહાસને વિઘ્ન થાતું, તે ખરખરો મનમાં પેઠોજી.
અરે પરમેશ્વર એટલું માગું છું, સાધુને હજો કલ્યાણજી;
વિઘ્ન ઓલવજો વિષ્ણુ ભક્તનું, સાટે મારા જાજો પ્રાણજી.
એમ દુઃખને ધરતો દેહેરે પોહોંતો, પૂજા આદરે કીધીજી;
આ સેવાનું ફળ હજો ચંદ્રહાસને, આશિશ એવી દીધીજી.

પછે દેહરાંમાંથી બાર નિસરતાં, ભર્યા ઉતાવળાં ડગજી;
મુખ નિસરતાં મદનને મસ્તકે, ચાર પડિયાં ખડ્ગજી.
ચાર કટકા કાપી કીધા, સચવાયું નહિ એસાણજી;
હે ચંદ્રહાસ હે ચંદ્રહાસ, એમ કહેતાં નિસર્યા પ્રાણજી.

વળણ.

એમ કહેતાં પ્રાણ ગયા, સુણ પાર્થ બળવાન રે;
મરણ થકો ઉગર્યો રાજા, જેને માથે શ્રી ભગવાન રે.

## કડવું ૨૫ મું—રાગ સામેરી.

નારદજી એમ ઉચ્ચરે, સુણ પાર્થ બળવંતજી;
મર્ણથી ઉગર્યો રાજા, જેને માથે શ્રી ભગવંતજી.
હવે ચંપકમાલિની કેમ પરણી, તે કહું કથાયજી;
ચંદ્રહાસ કુંતલને મંદીર, હરિ ભજતો જાયજી.
પોંકી પૂજીને ઘરમાં લીધા, ગાલવ દેખી પ્રસન્ન થાયજી;
રાજાને કહે ઉતાવળ કીજે, લગ્ન વેળા જાયજી.
માહેરામાં ગોત્રોચ્ચાર કીધા, ચોરીમાં તેડી લાવ્યાજી;
કન્યાદાન કુન્તલે દીધું, દેવ ગગને જોવા આવ્યાજી.
મંગળ ફેરા પહેલાં ફરિયા, આપ્યાં હસ્તી મૂકયું પાણીજી;
ગાલવ ઋષિ વખાણ કરેછે, હરખ હૈયામાં આણીજી.
બીજા મંગળ ફેરામાં આપ્યાં, કનક સહિત સપ્ત ધાતુજી;
એમ રાજાયે માંડયું દાન જ, મન રાખ્યું ત્યાં માતુજી.
ત્રિજા મંગળના ફેરામાં આપી, વસ્તુ રાજ્યાસન માંયજી;
રથ સુખપાલ ને વસ્ત્ર નાનાવિધ, મન મૂકીને આપે ત્યાંયજી.
ચોથો મંગળ ફેરો ફરિયાં, આપ્યું રાજ્યાસનજી;
ચંદ્રહાસને પાગે પડિયા, રાયજી બોલ્યા વચનજી.
અમો અપરાધી વનમાં જાશું, પુત્રીને છેહ ન દેશોજી;
વિષયા તો ઘણું રૂપવાન છે, રૂડું ભુડું કાંઇ ન કેશોજી;
પછે કંસાર જમ્યાં વરકન્યા, હૈયે હર્ષ ન માયજી;
પુત્રીને શીખામણ દીધી, આળસ ન સેવા કરતાંયજી.
ચંદ્રહાસ વળાવી વળિયો, જળે આંખ્ય ભરીજી;
ચંદ્રહાસે શાતા દીધી, રોશો માં સુંદરીજી.

રાજ્યાસન કુંવર બેઠો, શાલિગ્રામપર છત્ર ધરાયજી;
બે સ્ત્રીઓ અર્ધાંગે રેહેતી, સુંદર શોભે શોભાયજી.
આવ્યા ગાલવ ઋષિ કહેતા, ચંદ્રહાસે યોગ રાજ્યાસનજી;
ચંદ્રહાસે પૂજન કીધું, સંતોખિયા ભગવાનજી.
અરે ગુરૂજી કોણ એવો છે, સસરાને લાવે તેડીજી;
આપણા રાજ્યમાં શું ખાઇ ગયો છે, તે સર્વે લીજે ઝંઝેડીજી.
ત્યારે ઋષિ કહે એ કાર્ય મારૂં, કહી ઉતાવળો ચાલ્યોજી;
સવારે શય્યાથી ઉઠતાં, પાપી પુરોહિત ઝાલ્યોજી.
કુલિન્દ કુંવરને રાજ્ય આપ્યું, કુંતલ પધાર્યો વનજી;
નામું લેખું ચોખ્ખું કરવા, તેડે ચંદ્રહાસ રાજનજી.
સાંભળતાં હુતાશન લાગ્યો, જમાઇ જીવ્યો તે જુઓજી;
કુંવરી સાથે રાજ્ય પામ્યો, મેં મરાવ્યો નવ મુઓજી.
દંત કરડતો ને મૂછ મરડતો, આવ્યો રાજ્ય સભા મોઝારજી;
ચંદ્રહાસે માન જ દીધું, કર જોડી કીધો નમસ્કારજી.
ધુણાવી શિશ ચઢાવી રીશ, મુખે બોલ્યો મર્મની માંયજી;
અરે સાધુ મોકલ્યાતા કરવા, દેવી તણી પૂજાયજી.
જમાઇ કહે જ્યારે ગયાની વેળા, ત્યારે હુતું લગનજી;
મારે સાટે મોકલ્યા છે, પૂજા કરવા મદનજી.

### વળણ.

મોકલ્યો મદન પૂજાને, એવી વાત દુષ્ટે સાંભળી રે;
ઉડી ગયું મુખ ને પામ્યો દુઃખ,મૂર્ખને મૂર્ચ્છા વળી રે.

### કડવું ૨૬ મું.—રાગ મેવાડો.

પુરોહિત પડિયો હો, મૂર્ચ્છા ખાઇજી;
મદન શું મુવો હો, ન મુઓ જમાઇજી,
ચાંડાલ ચારે હો, તેડાવ્યા પાસજી;
પૂછ્યું તેઓનો હો, શાને ન કીધો નાશજી.
અંત્યજ કહેછે હો, અર્થ જ સીધ્યાજી;
શત્રુને મારી હો, કટકા કીધાજી.
અડવણ પાગે હો, ધાયો તાતજી;

પુત્રને રાખજો હો, ભવાની માતજી
વદન વીલે હીડે હો, દીલે પ્રસ્વેદજી;
લોચન ભરતો હો, પામ્યો અતિ ખેદજી.
અખડાયે વાટે હો, બેઠો થાતોજી;
પાળે પાયે હો, દેવી ભણી ધાતોજી.
પડિયો દીઠો હો, જ્યારે કુમારજી;
જુજવા પડયાછે હો, કટકા ચારજી.
અગ્નિ જ્વાલા હો, અંગે લાગીજી;
શૃંગ જેમ મેરૂનું હો, પડે જેમ ભાંગીજી-
એમ પુત્રને દેખી હો, પિતા પડિયોજી;
આરત નાદે હો, આરડી રડિયોજી.
કટકા ચાર હો, એકઠા કીધાજી;
લોહિયે ખરડયા હો, ખોળે લીધાજી.
બોલો દિકરા હો, મદન ગુણવંતાજી;
મુને અતિશે હો, થઇ છે ચિંતાજી.
શય્યાયે સરખાં હો, હસતાં રોમજી;
વાંકી વસમી હો, ખુંચશે ભોમજી.
કૃપા કરીને હો, કહો કાંઇ કાલાજી;
વાંક તજીને હો, ઉઠો સુત વહાલાજી.
તમો મુઆ તેરે હો, મારી કમાઇજી;
મેં મારવા માંડયો હો, સાધુ જમાઇજી.
ત્રણ વરાં મેં રે હો, ખપુવે કીધોજી;
દિનાનાથે હો, ઉગારી લીધોજી.
કીધી કરણી રે હો, કેઇ પેરે ચૂકેજી;
દેવ ને ડાહ્યા રે હો, કંઇએ નવ ચૂકેજી.
મદન મૂઓ રે હો, મન કેમ વાળુંજી;
કેમ જાઉં પુરમાં રે હો, મુખ લેઇ કાળુંજી.
પછે મસ્તક ફોડયું રે હો, કુટિયા પહાણુજી;
હા હા કહેતાં રે હો, ગયા ત્યાં પ્રાણુજી.

### વળણ.

પ્રાણ ગયા સસરાના જાણી, જે ચંદ્રહાસ જમાઇ રે;
ભડકી ઉઠ્યો આસનથી, દેહેરે આવ્યો ધાઇ રે.

## કડવું ૨૭ મું.—રાગ રામગ્રી.

ધાઇ આવ્યો છે જે ચંદ્રહાસજી, કાંઇ ન સૂઝે મૂકે નિઃશ્વાસજી;
થરથર ધ્રુજે મહા ઉચ્ચાટજી, આ બે મુઆ તે હુંય જ માટજી.

### ઢાળ.

હું માટે બન્નો મુઆ તેણે, તિલક થયું શામ;
યુગ કહેશે જમાઇને પગલે, શ્વશુર સાળાનો ફેડ્યો ઠામ.
હવે આદ્ય શકિતને હત્યા આપું, પછે પ્રગટ્યો હુતાસન;
ખપુવે કાપી દેહ પોતાની, હરિભક્તે માંડ્યો હવન.
પાદ પૃષ્ઠ ને સ્કંધ છેદી, હોમ્યું પાવક જ્વાળ;
મસ્તક હોમ્યાનું મન કીધું, ત્યારે ધાઇ આવ્યા ગોપાળ.
હાં હાં કહી હેલામાં હરિયે, હરિભક્તનો ઝાલ્યો હાથ;
ખપ કરીને ખપુવો ખેંચી, લીધો વૈકુંઠ નાથ.
માગ્ય માગ્ય ભક્ત મૂજતણા, કેહે તો આપું ઇંદ્રાસન;
એવે હલહલાટ કરતાં આવી, બોલ્યાં આદ્યશક્તિ વચન.
ભગવંતજી વેગળા રહો, ભક્ત ભવાનિનો એહ;
મારે સ્થાનક મદન માટે, હોમી પોતાની દેહ.
ચંદ્રહાસ કહે કરો જીવતા, બે સુભટ પામ્યા મર્ણ;
હે વિષ્ણુજી મને વૈકુંઠ તેડો, હું સેવું તમારા ચર્ણ.
શિર હાથ મૂકી સેવક પ્રત્યે, ઉચ્ચરે અવિનાશ;
જા દાસ મારા હું સદા લગી, રહીશ તારી પાસ.
તવ સર્વ દેખતાં આદ્ય શક્તિએ, ઉઠાડયા બે યોદ્ધ;
કરે ગ્રહી કહેતા ગયા, પ્રગટ થઇ પ્રતિબોધ.
પછે દેવ દેવી દેખતાં, હવા તે અંતર્ધ્યાન;
ચંદ્રહાસને ચર્ણે લાગી, પિતા પુત્ર માગે માન.
પ્રધાન કહે મેં કપટ કીધું, ત્રણ વરાં હું ચૂક્યો;
પણ સાધુ પુરૂષે મન ન આણ્યું, સ્વભાવ પોતાનો ન મૂક્યો.

પછે ગાજતે વાજતે આવ્યા નગ્રમાં, તેડાવ્યો કુલિંદ બાપ;
મેધાવિની મા મોહને પામી, દેખી પુત્રનો પ્રતાપ.
કેટલેક કાળે એ વેવાઇ, ગયા ઉઠીને વન;
મદન સાથે ચંદ્રહાસે, ચલાવ્યું રાજ્યાસન.
ચંદ્રહાસથી વિષયાને, પદ્માક્ષ નામે કુમાર;
ચંપકમાલિનીનો મકરધ્વજ, જે લેઇ ગયા તોખાર.
અર્જુન પ્રત્યે કહે નારદ, તું સાંભળ સાચું રાય;
અમે તુંને માંડી કહ્યો, સાધુ તણો મહિમાય.
શાલિગ્રામનો મોટો મહિમા, સાંભળે પૂજે ને ગાય;
પૂર્વજ તેના ઓદ્ધરે, કોટિક હત્યા જાય.
કાંઇ ઓછું હશે તે કૃષ્ણ કહેશે, નારદ હવા અંતર્ધ્યાન;
અર્જુન આહ્‌લાદ પામ્યા, પછે વિનવ્યા ભગવાન.
સ્વામી સાધુ સાથે યુદ્ધ કરતાં, આપણને લાગે ખોડ;
હરી કહે હવડાં આવશે, કુંવર લઇ તુરી જોડ.
વાત કરતાં વેગળેથી, આવતો દીઠો ચંદ્રહાસ;
સભા માંહેથી સામા ચાલ્યા, અર્જુન ને અવિનાશ.
શ્રીકૃષ્ણ ચરણજ માંગતો, હરિયે ગ્રહિ બેઠો કીધો;
ભક્તવત્સલ શ્રીકૃષ્ણજીએ, હૃદયા સાથે લીધો.
ખભે હાથ મૂકી હરિ કહે છે, સાંભળ રાય મુજ વચન;
હું સવ્યસાચી સાથે આવ્યા, કરવા તારૂં દર્શન.
સુણી વાક્ય ભગવાનજીનું, ભક્ત વળતો રોય;
આંખનાં આંસુ અવિનાશી, પટકુળ પોતાથી લોય.
અર્જુન સાથે સેન સહુએ, તેડી સાથ ચંદ્રહાસ;
પ્રાહુણા પધાર્યા પુર વિષે, કૃપા કીધી અવિનાશ.
ત્રણ દિવસ પ્રાહુણા રહ્યા, હરિ ને અર્જુન;
બીજાં વસ્ત્ર અશ્વ આપ્યા, આપ્યા અશ્વમેધના વાજીન.
ચંદ્રહાસ રાજા સાથે તેડયો, ત્યાંથી સંચર્યો પાર્થ;
કુલિંદ કુંવર ને કિરીટી બેઠા, કૃષ્ણે હાંકયો રથ.
હવે જૈમિનિ એમ ઉચ્ચરે, સુણ અતલિબલ પરીક્ષિત તન;
અહીં થકી પૂરણ થયું, ચંદ્રહાસનું આખ્યાન.

સત્તાવિશ કડવાં એહનાં, પદ છસ્સે ને પાંત્રીશ;
રાગ આઠ એના જુજવા, કૃપા કીધી શ્રી જુગદીશ.
સંવત સત્તર સતાવિશ વર્ષે, સિંહસ્થ વર્ષની સંધ;
જ્યેષ્ઠ શુદી સાતમ સોમ વારે, પૂર્ણ પાવન કથા પદબંધ.
વટપત્ર વાશી ચાતુવશી, ભટ પ્રેમાનંદ નામ;
કથા કહી ચંદ્રહાસની, કૃપા કીધી શાલિગ્રામ.

વળણ.

કીધી કૃપા શાલિગ્રામે, રૂડી પેરે રક્ષા કરી રે;
એમાં કાંઇ સંદેહ નહીં, શ્રોતા બોલો શ્રીહરી રે.

---

ચંદ્રહાસ આખ્યાન સંપૂર્ણ.

---

# અભિમન્યુ આખ્યાન.

## કડવું ૧ લું—રાગ કેદારો.

પ્રથમ લંબોદર ગુણ સ્તવું, બેહુ કર જોડીને વિનવું;
અનુભવું આખ્યાન અભિમન્યુતણું રે.
એક દંત દુંદાળો દેવ, સુરી નર કરતા તમારી સેવ;
વાગેશ્વરી વિદ્યા તુજ વડે જડે રે.

### ઢાળ.

જડે વિદ્યા મુખ નિર્મળ વાણી, જો સરસ્વતિ હોય તુષ્ટમાન;
પદ બંધ કરવા ઇચ્છું છું, અભિમન્યુનું આખ્યાન.
વૈશંપાયન વાણી વદે, સુણ જનમેજય રાય;
દ્રોણ પર્વની નિર્મળ કથા છે, તેહનો કહું મહિમાય.
કુરૂ ક્ષેત્રમાં રાજને અર્થે, કૌરવ પાંડવ વઢયા;
દસમે દિવસે બાણ શય્યાએ, ભીષ્મ પિતામહ પડયા.
પાંડવનાં પ્રાક્રમ દેખીને, કૌરવ માત્ર મન બીધા;
પછે શકુનિ સર્વે જોદ્ધા મળીને, દ્રોણ સેનાપતિ કીધા.
મહા અતૂળ ત્યાં જુદ્ધ હવું, ને વહી ગયા બે દિન્ન;
અભિમન્યુના મારથી, હાર્યા દ્રોણાચાર્ય મુન્ન.
સુભટ સર્વે મળી સાંજે, દુર્જોધનને દ્વારે;
કોને બોલવા શક્તિ નહિ રે,ક્ષોભ પામ્યા અભિમન્યુને મારે.
પછે કૌરવ પતિએ બેઉ કર જોડીને, વિનવ્યા ઋષિ દ્રોણ;
સ્વામિ અભિમન્યુરૂપી આ સાગરમાંથી,તમ વિના તારે કોણ
અર્જુને એ હાથી સાથે, સહ્યો હેલાંએ ભગદત્ત;
મુનિ તમો મૂર્ચ્છા પમાડયા, અભિમન્યુ ઉન્મત્ત.
એવું કહીને મુગટ ઉતારી, ઋષિને ચરણે ધર્યો;
ગુરૂ બંધાવો તો બાંધુ શિરપર, એમ વાણિ ઓચર્યો.

ત્યારે ઋષિ રીસ કરી બોલ્યા, ઉદક અંજલી લીધી;
અભિમન્યુને મારવાની, પ્રતિજ્ઞા ત્યાં કીધી.
કીરીટી કુંવરને કાલે મારવો, ગુરૂનાં વચન શ્રવણે ધર્યાં;
હરખ્યો હસ્તિના પુરનો રાજા, દુંદુભિ સર્વ ગડગડયાં.
કૃષ્ણ ગયા અર્જુનને તેડી, સંસપ્તકની માંહે;
ભગવંતે ભાણેજ પોતાનો, નાશ કરાવવો છે તાંહે.
વૈશંપાયનનાં વચન સુણીને, રાયે જનમેજય પૂછે;
અભિમન્યુ મરાવ્યો મામે, તે કહોની કારણ શું છે.

### વળણ.

શું છે કારણ શ્રીકૃષ્ણનું, જે કીધો મોટો કેર રે;
ધૃતરાષ્ટ્ર પુછે સંજયને, કહો મામા ભાણેજનું વેર રે.

### કડવું ૨ જું.—રાગ કેદારો.

સંજયનાં વાયક સુણી, બોલ્યો હસ્તિના પૂરનો ધણી;
અતિ ઘણી સંદેની વાર્તા રે,
હરિનું હેત હતું અતિ ઘણું, શુભ ઇચ્છે જે પાંડવતણું,
નવ ગણ્યો ભાણેજ પ્રભુએ મરાવતાં રે.

### ઢાળ.

મરાવવો અભિમન્યુ કેમ ગમ્યું, ગોવિંદને શું વેર;
પ્રદ્યુમ્નની સાથે ઉછેર્યો, રાખી પોતાને ઘેર.
પ્રશ્ન શુણી પ્રજાપતિતણું સંજય કહે કથાએ;
વૈર ભાવ ધૃતરાષ્ટ્ર જે, પૂર્વતણું સાંભળ રાએ.
એક ચયદાનવ દૈત્યનો રાજા, તેણે મહા તપ કીધું;
થોડે દહાડે મહાદેવે, આવીને દર્શન દીધું.
આદર કરી શંભુજી બોલ્યા, માગ દાનવ વરદાન;
તારૂં તપ અતિ નિર્મળ દેખી, હું હવો તુષ્ટમાન.
ચયદાનવ બન્ને કર જોડી, લાગ્યો શિવને ચર્ણ;
સ્વામિ હું માગું છું જે દો, કાળે ન પામું મર્ણ.
અષ્ટોત્તર સત વ્યાધ ન વ્યાપે, શરીરે પંચ વદન;
ચૌદ લોકમાં ગત ગયાની, હું જાઉં બ્રહ્મ સદન.

દેવ દાનવ જક્ષ વિદ્યાધર, તે હુંથી જુદ્ધે હારે;
બ્રહ્મ ક્ષત્રિ વૈસ્ય શુદ્ર સ્વામિ, મુને કો નવ મારે.
સર્પ ડંસે તો વીપ ચઢે નહીં, પશુ પંખી મારો આહાર;
લોહ કાષ્ઠ માહારે અંગ અડે નહીં, વશ વરતે સંસાર.
માહાદેવ કહે તું સર્વને જીતીશ, ચૌદ લોકની માંય;
વૈકુંઠવાસી આદ્ય અવિનાશી, તેને તે નવ જીતાય.
અંતરધ્યાન ઇશ્વર હવા, એવું કહીને વચંન;
અયદાનવ આવ્યો નિજ ગ્રામે, માંડ્યું રાજ આસંન.
દસો દિશા જીતી વશ કીધી, વધાર્યો અધર્મ;
મુનિ માત્ર મારીને કાઢ્યા, મૂકાવ્યાં ખટ કર્મ.
ગુરુ શુક્રાચાર્યને આપીઓ, રાજ્યનો ત્યાં ભાર;
અમરાપુરી મૂકાવી ઇંદ્રને, લીધો પોતે અધિકાર.
પછી દેવ માત્ર ટોળે મળ્યા, આવ્યા દ્વારિકા ગામ;
અંત્રિક્ષમાં રહીને સ્તુતિ કીધી, વિનવ્યા કેશવ રામ.

વળણ.

વિનવ્યા કેશવ રામ રે, સંજય વાણી ઓચરે;
દેવના પ્રેર્યા દીનાનાથ તે, વેરીનો વધ કેઇ પેરે કરે.

કડવું ૩ જું.—રાગ આશાવરી.

સંજય વાણી ઓચરે, ધૃતરાષ્ટ્ર તે શ્રવણે ધરે;
શું કરે હરિ તે કહું રે.

ઢાળ.

તે કહું તે સાંભળ રાજા, દેવ મળ્યા તેંત્રીશ ક્રોડ;
દ્વારામતિમાં કૃષ્ણજીને, વીનવ્યા કર જોડ.
દેવકીનંદન વિશ્વવંદન, અઘનિકંદન રામ;
દુઃખ ટાળો દેવતાનું, દૈત્યનો ફેડો ઠામ.
અયદાનવે અવની વિષે, વધાર્યો અધર્મ;
તે તમારે હાથે મરે, મહાદેવે કહ્યો મર્મ.
તમો અસુરને સંહારવાને, લીધો છે અવતાર;
અયદાનવને સંહારીને, ઉતારો ભૂનો ભાર.

ઉઠ્યા હરજી શંખ લીધો, શબ્દ કીધો પ્રૌઢ;
ગદા સારંગપાણ લીધી, પલાણ્યો ગરૂડ.
શંકર્ષણ સાથે થયા ને, જાદવ કોટી છપ્પંન;
શ્રોણીત પુર ભણી સર્વે ચાલ્યા, દેવનાં હરખ્યાં મંન.
અયદાનવ આવ્યો ત્યાં સાંમો, ને રોપીઓ રણસ્થંભ;
રથિયે રથિ આવીને આફળ્યા, પ્રથમે દીવસે આરંભ.
ખડ્ગ ખેડાં ને વળી ફરશી, ઝળકતી તરવાર;
જાગદીશના પ્રેર્યા જાદવ, સર્વે કરે મારામાર.
અયદાનવ ને અવિનાશી, મુખે આવી મળિયા;
કોઇ કોઇથી હઠે નહીં, તે સમાન શોભે બળિયા.
દાનવે દિનાનાથને, ઢાંક્યા શર જાળ;
ગરૂડ ઉપરથકી બાણ પ્રહારે, પાડીઆ ગોપાળ.
જીવરખી ને ટોપ કવચ, શ્રીકૃષ્ણનાં નાખ્યાં કાપી;
બલિભદ્ર નાઠા રણ વિષેથી, પછે ગડગડ્યો પાપી.
સૈન્યા નીરખી નાહાસતી, ને જાગ્યા તે જદુનાથ;
કોપ કરીને શ્રીકૃષ્ણજીએ, ચક્ર લીધું હાથ.
સુદર્ષનને દેખી સામું, અદ્રશ્ય હવો અજાણ;
માયા કીધી અંત્રિક્ષ માર્ગે, ને વરસતો પાષાણ.
કરે કોરણ કાટક ને, અંત્રિક્ષ અંધારૂં ઘોર;
ન જાય જાદવ જીવતો, કહે મારો માંખણ ચોર.
કર્દમ કાંટા ને કાષ્ટ સૂકાં, અંતરિક્ષ લોહીનો વરસાદ;
બ્રહ્માંડ લાગ્યું ડોલવા, ને ઉપન્યો ઉત્પાત.
સારંગ લીધું હાથમાં, ને શર ચઢાવ્યું ગોપાળ;
વિદ્યુતાસ્ત્ર બાણે હણી માયા, કીધું અતિ અજવાળ.
નિરાળો કીધો દાનવ હરિએ, મૂક્યું સુદર્શન;
ચતુર્ભુજનું ચક્ર વાગ્યું, થયું મસ્તક છેદન.
દેવતાનું દુઃખ ભાંગ્યું, પછે પડયા પૂરમાં ટૂટી;
શ્રોણતાક્ષ નગર જે દૈતનું, તે લીધું દેવ લૂંટી.

### વળણ.

લુંટયું નગર ને નાઠું સર્વેકો, એક અયદાનવની નાર રે;
તેના ઉદરમ. ગર્ભ હતો તે, નાઠી પીયર માજાર રે.

## કડવું ૪ થું.—રાગ આશાવરી.

સંજય બોલ્યા વાણી રે, એક અયદાનવની રાણી રે;
નવ જાણી દેવે જાતિ પિયર વિખે રે.
તે કરતી અશ્રુપાત રે, દેખી રોયાં માત ને તાત રે;
સર્વે વાત માંડીને કહી છે મૂખે રે.
તેના પિતા પુંડરીક વહાલે રે, રાખી કુંવરી આપ્ત કાળે રે;
એક બાળક પુરે માસે પ્રસવ હુવો રે.
તે જાણતામાં કુંવર રોયો રે, જાણે પ્રસે કાળ શું હુવો રે;
આવી જોયો સર્વે નાગેણે દીકરો.
વઢવાનું મન કર્યું રે, જાત કર્મ કુંવરનું કર્યું રે;
ધર્યું રે અહીલોચન નામજ જાણજો રે.
કુંવર દિન દિન મોટો થાય રે, મોશાળ સાથમાં રમવા જાય રે;
રમવા ગયો નાગના બાળમા રે.
માંહો માંહે બાળક બહુ વઢિયા રે, અહીલોચન પર તુટી પડિયા રે;
કંઇ ચઢિયા રે વાંસા પર ઉભા રહ્યા રે.
અહીલોચન મહાબળિયો રે, તે આકાશ લગી ઉછળિયો રે;
વળિયો રે પાછો સર્પ કરે અહ્યા રે.
બાળક પાડે બરકા રે, અહીલોચન આપણે સરખા રે;
જેમ વરસાદ વરશે એમ આસુંડાં ભરે રે.
ત્યારે સરપ સૌ ક્રોધાયા રે, અહીલોચનના કર સાહ્યા રે;
કેહે ભાઇ તું કોના નગ્રમાં ઉછરે રે.
કોણ જાણે તારો બાપ રે, કોણે જણ્યો ને કોને સંતાપ રે;
એમ સર્પે મેહેણું દીધું અતિઘણું રે.
થયો ઓશિયાળો અહીલોચન રે, એવે લાગ્યો હુતાસંન રે;
સુણો ધૃતરાષ્ટ્ર તન કાંપ્યું પોતાતણું રે.

### વળણ.

પોતાતણું તન કાંપ્યું તે, આવ્યો જ્યાં છે માત રે;
દીન દીઠો દીકરો, પછે પૂછે જનુની વાત રે.

### કડવું ૫ મું.—રાગ રામગ્રી.

પુત્ર કાંઇ દીઠો અતિશે રોતોજી, હૃદયા ફાટેરે આંસુ લોહતોજી;
અરે અહીલોચન રે મારા બાળાજી, કોણે કષ્ટ દીધું રે કુંવરજી કાળાજી.

#### ઢાળ.

કાળા કહેની કષ્ટ મુજને, કોણે પીડ્યો તુંય;
આંખડિ રે આંસું ખરે છે, અનમનો છે શુંય.
પુત્ર વળતું બોલિયો, તમો માતાજી અવિધારો;
સર્પ સર્વે મેહેણું દીધું, મૂને કહ્યો નઠારો.
કોણ સ્થાનક આપણું, ને કોણ મારો બાપ;
ઉદર ભરવા ત્યાં રહ્યાં, જે મેહેણું દે છે સાપ.
વચન સાંભળી કુંવર કેરાં, ગળગળી થઇ નાર:
સુખ સાભર્યું સ્વામીતણું પછે, નૈણે ભરતી વાર.
પુત્ર મુજને શું પૂછે એ, કહ્યું કઇ પેરે જાય:
પેટ ભરો પરવંશ થકી જે, લાગ્યું છેદન ન થાય.
બાપ તારો મહા બળિયો, અયદાનવ એનું નામ:
તેણે ચૌદ લોક છતિ વશ કર્યાં, પણ કૃષ્ણે ફેડયો ઠામ.
એવું સાંભળીને સુત બોલ્યો, મેં આજ જાણી પેર;
શ્રીકૃષ્ણના કટકા કરૂં, પછે વસું બાપને ઘેર.
જનુની કહે જુગદીશ મોટો, તું ન હોય તેહની જોડ;
તું જાતે એકલો, હરીને જાદવ છપ્પન ક્રોડ.
તાત તાહરો, છતતો, તે મહાદેવનું વરદાન;
તુંને કો ઓળખે નહીં, બેસી રહો સ્વસ્થાન.
વળતું અહિલોચન ઓચરે, જઇ ઇશ્વરને આરાધું;
અમર થઇને સંઘારૂં હું, જાદવનું કૂળ બાધું.
એવું કહીને ઉતપત્યો, માતા મૂકી મામા પાસ;
વાર્યું કોઇનું કીધું નહીં, તે પરવર્યો કૈલાસ.
નવે દ્વાર રૂંધન કીધા, બાંધ્યો શ્વાસોચ્છ્વાસ:
જમણે પગને અંગૂઠે, ઉભો રહ્યો ખટ માસ.
પછે પંચ વદન પધાર્યા, હવા અતિ તુષ્ટમાન.

માગ માગ રે બાળકા, મહાદેવ કહે વરદાન.
અહીલોચન આવી નમ્યો, સદાશિવને ચર્ણ;
વરદાન આપો એટલું, હુંથી કૃષ્ણ પામે મર્ણ.
મહાદેવે મન વિચારિયું જે, મરે નહીં જુગદીશ;
પછે વિચારીને વજ્રપંજર, આપતા હવા ત્યાં ઇશ.
પીપીલીકા પેસી નવ શકે, સંચરે નહીં પવન;
એવી પેટી આપીને, પછે વળ્યા પંચ વદન.
જે કો પેસશે પંજરમાં, કહે પીનાક પાણ;
તાળું દેતાં તેના તે, સદ્ય જાયે પ્રાણ.
ઇશ્વર કહે એ અહીલોચન, જો હોય તુજમાં હાય;
ઝાલી મરડી કૃષ્ણને, ઘાલજે પેટીમાંય.
એવું કહીને અવિનાશી, હવા તે અંતર્ધ્યાન;
પુત્રે પેટી લીધી મસ્તક, આવ્યો તે સ્વસ્થાન.

વળણ.

નીજ સ્થાનક માતાતણું, પાતાળમાં મોશાળ રે;
પેટી મૂકી માતા આગળ, પછે પાગે લાગ્યો બાળ રે.

## કડવું ૬ ઠું.—રાગ ગોડી.

પાયે લાગી પુત્ર બોલ્યો, હો માય રે,
મુને મળ્યા શ્રી મહાદેવ, લાગું પાય રે.
પેટી આપી પ્રપંચની, હો માય રે,
એથી કૃષ્ણ મરે અશ્વમેવ, લાગું પાય રે.
હવે જાઉં છઉં દ્વારકા, હો માય રે,
વાળવા પિતાનું વેર, લાગું પાય રે.
પછે રાજ કરૂં શ્રોણીતાક્ષનું, હો માય રે;
તમો આવી વસો આપણે ઘેર, લાગું પાય રે.
એવા સુખના દહાડા આવિયા, હો માય રે,
જ્યારે હું સરખો તમને પુત્ર, લાગું પાય રે.
દ્વારિકા લાવું ઊચળી, હો માય રે,
સોનાનું કરૂં ઘરસૂત્ર, લાગું પાય રે.

તત્પર તમે થઇ રહેજો, હો માય રે,
કંઇ જાવાને નિજ ગામ, લાગું પાય રે,
જાદવ છપ્પન ક્રોડસું, હો માય રે.
આવું કૃષ્ણને મારી આ ઠામ, લાગું પાય રે,
વચન સુણી માતા ઓચરી, વિરા વહાલા રે,
તમે બોલો વિચારી બોલ, કુંવરજી કાલા રે.
ખદ્યોત ખીજ્યો શું કરે, હો વહાલા રે,
ન હોય સૂર્યની સમ તોલ, કુંવરજી કાલા રે.
બળિયા શું બકીએ નહીં, વિરા વહાલા રે,
પર્વતસું ભીડે બાથ, કુંવરજી કાલા રે.
તે તને ન મૂકે જીવતો, હો વહાલા રે,
કૃષ્ણ ચૌદ ભુવનનો નાથ, કુંવરજી કાલા રે.
કાળીનાગ નાથી કરમાં ગ્રહ્યો, વિરા વહાલા રે,
તેને તું કેમ જીતીશ તન, કુંવરજી કાલા રે.
તેણે કેશી કંસ પછાડ્યો, હો વહાલા રે,
તેણે ઉછળ્યો ગોવર્દ્ધન, કુંવરજી કાલા રે.
તે રૂપ ધરે નાના વિધનાં, વિરા વહાલા રે.
તજી જોબનં ધરડો થાય, કુંવરજી કાલા રે,
એની માયામાં ભમ્યા બ્રહ્મ, હો વહાલા રે.
એને નિગમ નેતિ ગાય, કુંવરજી કાલા રે,
તારો તાત તેણે મારિયો, હો વહાલા રે.
વળી વિદાર્યો જરાસંધ, કુંવરજી કાલા રે,
તે પેટીમાં પેસે નહીં, વિરા વહાલા રે.
તું કેમ કરીશ તેને બંધ, કુંવરજી કાલા રે,
જો તું ત્યાં રહે જીવતો, હો વહાલા રે,
અહીં માતામહને ઘેર, કુંવરજી કાલા રે.
તો રાજ પામું ત્રિલોકનું, વિરા વહાલા રે,
મુવો કૃષ્ણ ને વળ્યું વર, કુંવરજી કાલા રે.

વળણ.

વેર આપણું કેમ વળે, જો દુબલાં દૈવે કર્યાં;
તેવો ઊઠ ચાલ્યો અહીલોચન, માતાનાં વચન શ્રવણે નવ ધર્યાં.

## કડવું ૭ મું.–રાગ ગોડીની ચાલ.–લેહેકણી.

અહિલોચન ઉઠીને ચાલ્યો, ન રહ્યો ઝાલ્યો હાથે;
સજ્યા તોપ કવચ ને બખ્તર, સેના પેટી લીધી માથે.
સર્પ સાથ વારીને રાખે, વણ ખુટે મરે છે શાને;
આવ્યો કાળ બાળકને લેવા, કોનું કહ્યું નવ માને.
આંસુ ભરતી આંખડી રાતી, માતા આગળ પડતી;
ઉન્મત્ત અહિલોચન ચાલ્યો, મૂકી જનુનીને રડતી.
ભેદી ભોમ ને બહાર નીસરિયો, ચાલ્યો પશ્ચિમ દીશ;
દ્વારિકાની વાટ પૂછતો, હણવાને જુગદીશ.
ઉજમ સહિત ધાયો અહંકારી, ગ્રહેવાને ગોપાળ;
કુંવરે કેશવને નવ જાણ્યા, જે કાળ તણો છે કાળ.
હિંડતાં પગને પ્રહારે કરીને, ધરા ધમધમ થાયે;
ટીબા ટેકરા ગીરી તરૂવર તે, ઠેસે ઉડી જાયે.
કુમાર્ગ તે સુમાર્ગજ કીધો, વાધે મૂકયાં વંન;
જાણે પૂર્વ દીશાથી પશ્ચિમ પાસે, ગાજીને ચાલ્યો ઘંન.
રાતા ડોળા અગ્નિના ગોળા, ભ્રુગુટી તાણી કો દંડ;
તાડ પ્રમાણે કાયા જેની, દેખઇતો પ્રચંડ.
શકે પ્રૌઢ પારધી પંજર લઇને, ગ્રેહેવા ચાલ્યો કીર;
તે અંતરમાંહે દ્વારામતિથી, જાણ્યું શ્રીજદુવીર.
જે અહિલોચન આવે છે બળિયો, તે તો જુદ્ધ નહીં જીતાય;
પેટીમાં પેસે એ પાપી, એવો કરૂં ઉપાય.
જુગતે મારૂં પ્રપંચ કરીને, એ ખીજવ્યો નવ મરે;
એ કોપ્યો થકો રે વ્યોમ વસુધા, બંને એકઠાં કરે.

### વળણ.

કરે એકઠાં વ્યોમ વસુધા, ઉજાડે ચૌદ લોક રે;
કહે કૃષ્ણ કપટ વિના, એને જીત્યાની આશા ફોક રે.

## કડવું ૮ મું.–રાગ ગોડી.

સંજય કહે સાંભળની રાય, દેવકી નંદનનો મહિમાય;
મારવા દાનવ કરો ભૂપ, ભગવાને ધર્યું બ્રહ્મ સ્વરૂપ.

શત્રુ હણવા સારવા કાર્ય, શ્રી કૃષ્ણ થયા શુક્રાચાર્ય;
વૃદ્ધ વેશ કર ગ્રહી લાકડી, વાગે ઠેસ પડે આંખડી.
જલજલાં નેત્ર જુવે અરૂંપરૂં, માથે બાંધ્યું ફાટું ચીથરૂં;
થર થર દેહડી ધ્રુજે જદુરાય, કાયામાં પ્રગટ્યો કંપ વાય.
મુખ નાસિકાયે લાળો ચૂવે, કર કપાળે દઇ આડું જૂવે;
પેટે વળી છે કરચલી, દીનબંધુ દુબળા જાણે પેપલી.
ઉધરસનો ઠાંસો ને ચઢે શ્વાસ, ખઇ રોગિયા થયા અવિનાશ;
નીસરી ખુંધ કટી બેવડ વળી, પગે વાયુ ને માથે પળી.
ખોડાંગતો ચાલે કાનુવો, વાંકું ઘુંટણ પગે જાનુવો;
વળગે જીભ બોલતાં આવે શૂળ, ઓઢ્યો કામળો પેહર્યું વનફૂળ.
એવે રૂપે પરમેશ્વર પળ્યા, અહિલોચનને સામા મળ્યા;
આંખ ઉપર દઇ આડા હાથ, દાનવ પ્રત્યે બોલ્યા દીનોનાથ.
અલ્યા ભાર ઉંચલી હીંડે શું પાપ, પેટીમાં છે કાલ કે સાપ;
સજ્યાં ટોપ કવચ હથિયાર, દીસે ભાગ્યવાન કાં ઉંચલે ભાર.
ભર્યાં માણેક કે રત્ન ઝવેર, કોને આપવા ચાલ્યો ઘેર;
રખે તું જાતો દ્વારિકાભણી, શ્રીકૃષ્ણ લેશે પેટી તુજતણી.
તે પાપીને દયા નથી, માર્યુંને મારે તે સર્વથી;
જેણે મામાના લીધા પ્રાણ, માર્યો અઘદાનવ મુજ જજમાન;
તેને માગતો કીધો ભીખ, નથી દુષ્ટને કો દેતું શીખ.

વળણ.

શીખ દેનારો કો નથી, એમ કહીને રોયા શ્રીભગવાન રે;
મુને સાલે છે પેટ વિષે, માર્યો અઘદાનવ જજમાન રે.

## કડવું ૯ મું.—રાગ ગોડી.

વાયક સાંભળી અહિલોચન તે, અંતર પામ્યો આનંદ રે;
પૂછવાને પાસે ગયો પણ, ન ઓળખ્યા ગોવિંદ—માયા મોટીજી.
પરમેશ્વરસું પ્રીત માંડી, મોહને મૂળથી ખોટી રે;
ન સમજ્યો દાનવ અલ્પ મતિ રે, હરીની માયા મોટી. માયા૦
કહો ઋષિજી તમો ક્યાંથી આવ્યા, કોણ તમારૂં ગામ રે;
મહારા પિતાને તમે શું સંભારો, કોણ વસ્યાનો ઠામ. માયા૦

તમો તે મને શું જાણો છો, હું અયદાનવનો તન રે;
એવું જાણી હરખ્યા હરજી, ધાઇ દીધું આલીંગન. માયા૦
હાથે ઝાલી હડપચીને, બોલ્યા શ્રી ભગવાન રે;
ભાઇ સાચો અયદાનવનો દીકરો, હું ગુરૂ તું જજમાન. માયા૦
જેમ ગયાં નેત્ર આવે અંધને આપે, વંધ્યા પ્રસવે તનજી;
તેવું સુખ મ્હારે થયું, આ સાચું કે સ્વપ્ન. માયા૦
તું સરખો ભડ મોટો ભાઇ, બેસી કેમ રહ્યો ઘેર રે;
પાપી કૃષ્ણને ન માર્યો તેં, ન વાળ્યું બાપનું વેર. માયા૦
પૂર્વે પિતાયે જીત્યા તારે, જીત્યા સુર પરીવારજી;
સજીવન વિદ્યા મુજ પાસે, મારે માથે રાજનો ભાર. માયા૦
શુક્રાચાર્ય તે નામજ મ્હારૂં, હુંથી કાળ પામતો બીહીકજી;
જીર્ણ થયો જજમાન જ મરતાં,આજ ઘેર ઘેર માગું ભીખ. માયા૦
કો જનુનીએ નથી જન્મ્યો, જે પેલા કૃષ્ણીયાને પછાડેજી;
દાઝ ઓલવી અયદાનવની, મુને આનંદ પમાડે. માયા૦
કહે કુંવર તું કેમ અવતર્યો, મુને હરીએ હાથે સાહ્યોજી;
વજ્રપિંજર ક્યાંથી પામ્યો, આણે મારગ કયમ ચાલ્યો. માયા૦
એક વૃક્ષની છાયાં હેઠળ, બેઠા બંને એકાંતજી;
અહિલોચને વાત માંડી, આવ્યો ન જાણ્યો અંત. માયા૦
વાહાલો ગુરૂ જાણીને બાળક, કર જોડી ઓચરિયોજી;
હું પાતાળમાં પ્રસવ્યો, માતાએ મોશાળમાં ઉછરિયો. માયા૦
પછે ઇશ્વર આરાધીને પીંજર પામ્યો, એથી કારજ સરશેજી;
કૃષ્ણને ઘાલીશ પાંજર માંહે, અકળાઇ આફણીએ મરશે. માયા૦
એવું સાંભળી હરખ્યા હરજી, એ કામ કઇ પેરે થાશેજી;
પેટી દ્વાર સંકીર્ણ દીસે છે, કાળો તે કેમ સમાશે. માયા૦
એ કામ કાચું નવ કીજે, જ્ઞાન ચક્ષુયે નીરખોજી;
પેસી જૂવો પરમાણું પેટીનું, કૃષ્ણ છે તુજ સરખો. માયા૦
પાસે મૂક્યા બદલાયા જાઓ બંન્યો, જુજવા નવ ઓળખાઓજી;
માટે પેટીમાં પેસી નીકળો, પછે તે ભણી જાઓ. માયા૦

વળણ.

જાઓ પછે પેટીમાં પેશી, એમ બોલ્યા શ્રી ગોવીંદ રે;
અહીલોચન પછે શું કરે, તે કહે ભટ પ્રેમાનંદ રે.

## કડવું ૧૦ મું.–રાગ વેરાડીની ચાલ ટુંકડી.

સંજય ભણે સાંભળ તું રાયે, પ્રપંચ પ્રભુનો નવ પ્રીછાયે;
મોહને નાખ્યો માયાનો ફંદ, તેથી અહિલોચન પામ્યો આનંદ.
ધન્ય ધન્ય ગુરૂજી મારા ચતુરસુજાણ, હું પેસી જોઉં પેટીનું પ્રમાણ;
મહારૂં શરીર જો માંય હરે ફરે, તો જાણીએ જે જદુપતિ મરે.
પછે રાજ્ય હું સુખે કરૂં, ભાર સઘળો તમ મસ્તક ધરૂં;
ગુરૂજી કહે રે હો ગુણવંત, હવે મારૂં માન્યું ચંત્ત.
શત્રુ કૃષ્ણ સર્વથા મુઓ, પુત્ર પ્રમાણું પેટીમાં જુવો;
બળિયા એ વસુદેવના તન, તેહને તું વિના કોણ કરે નિધન.
એકના પેટીમાં રેહેશે પ્રાણ, બીજાને તું હણજે બાણ;
મૂક્યો ટોપ કવચ ને અસ્ત્ર, કાછડો વાળ્યો એકે વસ્ત્ર.
શત્રુએ શ્યામનો મર્મ ન લહ્યો, પુત્ર પેશવા તત્પર થયો;
દ્વાર ઉઘાડયું હાથે કરી, ત્યારે શિખામણ માની સાંભરી.
મારી માએ વાયક કહ્યાં અનુપ, જે જદુપતિ ધરશે જુજવાં રૂપ;
એ શુક્રાચાર્ય સાચો ગુરૂ નથી, કપટી કૃષ્ણ આવ્યો સર્વથી.
ઉતાવળો થઇ પ્રવેશ જ કરૂં, એ દે તાળું તો નિશ્ચે મરૂં;
એવો ભય હૃદયામાં ધર્યો, પેટીથી પાછો નીસર્યો.
હો ગુરૂ તમારી કારમી પ્રીત, પેસતાં ન માને મારૂં ચિત;
મોહો રાખી નવ કીજે વાત, ન હોય વિપ્ર વેરી સાક્ષાત.
અહિલોચનનાં વાયક સાંભળી, પછે પડયા કૃષ્ણ ને મૂર્ચ્છા વળી;
જાગ્યા જદુપતિ કરે આંસુપાત, નૈણે નીર જાણે વરસાદ.
નીસાસો મૂક્યો ગોપાળ, હું અભાગીઓ ફુટયું કપાળ;
ભાઇ કર્મ કરે તે કો નવ કરે, વહાલા કહીએ તે વેરી થઇ ફરે.
એમ આક્રંદ કરતા દીઠા હરી, તવ અહિલોચને વાણી ઓચરી;
હવે વહાલ જાણ્યું તમતણું, હું માટે તમો રોયા ઘણું.
કેડ લગી પેઠો પેટી માંહે તંન, વળી સાંભર્યું જનુનીનું વચંન;
રખે માયા કરી કૃષ્ણીઓ રડે, બ્રહ્માને ભેદ કેમે નવ જડે.
બહાર નીસર્યો વળી અહિલોચન, હો મુની મારૂં નવ માન્યું મંન;
મુની કહે મુને કૃષ્ણનું પાપ, જે દુષ્ટે માર્યો તુજ બાપ.

માની બેહેન માર્યાની હત્યાંય, જો ન હોઉં બ્રાહ્મણ કેરી કાય;
મામો માર્યાનો અધર્મ, ન હોઊં ગુરૂ તો તે લાગે કર્મ.
કરી ફરસરામે નક્ષત્રી એકવીશ વાર, જુઠું બોલું તો તે મુજને ભાર;
હવે તુંને નહીં આવે વિશ્વાસ, તો હું કરૂં છઉં કંઠપાસ.
એવું કહીને રોયા પરીબ્રહ્મ, અહીલોચને નવ પ્રીછ્યો મર્મ;
અધિક અધરી પ્રતિજ્ઞા ગોરે કરી, એ શુક્રાચાર્યે સાચો નહીં હરી.
વહવાયો વિઠ્ઠલ સાથે ગયો, મૂરખ મરવા તત્પર થયો.
જેમ તેત્તરને તેડે વાઘરી, તેમ કાળે પેટી આગળ ધરી;
જેમ કોશ વિશે પેસે તરવાર, તેમ દૈત્ય પેઠો પેટી મોઝાર.
ગારૂડી જેમ સર્પને સુંઘાડે જડી, તેમ કાળે પેટી આગળ ધરી;
ગોવિંદ ગારૂડી અહીલોચન સર્પ, ભેદ ભાંગવા કીધો દર્પ.
જ્યારે પેઠો પીંજરમાં કુમાર, ત્યારે હરીએ આવીને દીધું દ્વાર;
પ્રભુ કહે પ્રમાણું રૂડી પેરે જુવો, ચારે ખુણે લાંબા થઇ સુવો.
જો બાર દેતાં અડકે નહીં, તો કૃષ્ણજી સમાય સહી;
હે માહારા ગુરૂજી મનભાવતા, રખે તમો તાળું સપડાવતા.
કૃષ્ણ કહે કેમ કીજે કેર, એણી વાતે વાધે વેર;
કુંવર સુતો એમ પેટી તળે, તવ તાળું દીધું વીઠ્ઠલે.
વાયુ તણો તવ થયો વિરોધ, અકળાયો અંધારે જોધ;
શરીરથી ચાલ્યો પ્રસ્વેદ, નીસરવા નવ પામ્યો ભેદ.
ચોહો દીસાએ ખંખોળે કુમાર, નવ જડે પેટી કેરૂં દ્વાર;
અકળાયો અતિસેં જ્યારે પ્રાણ, તવ ગુરૂજી કહી બોલ્યો વાણ.
મહારા ઋષીજી ઉઘાડો દ્વાર, જાશે જીવ જો લાગશે વાર;
શા માટે સાંભળતા નથી, હવે મારો પ્રાણ જાય સર્વથી.
ચોહો દીશા લાગ્યો હુતાસંન, બહાર ભીતર બળે છે તંન;
કાઢો બહાર મન કરૂણા ધરો, જોયું પરમાણું કૃષ્ણ સમાસે ખરો.
કૃષ્ણ બોલ્યા કૃષ્ણ તેહ હુંય, કોને ગુરૂ કહે છે તુંય;
મેં મોટો કીધો પ્રપંચ, તુંને મારવા કેરો સંચ.

### વળણ.

સંચ તને મારવા તણો, મેં તો કીધો મૂઢ રે;
એવું કહીને ગાજીઆ, મુખે ગરૂડારૂઢ રે.

## કડવું ૧૦ મું.—રાગ ગોડી મલ્હાર.

પેટીમાંથી કહે કુંવર, શું બોલો છો વ્યંગ; ગુરૂજી.
તમોને હસવું થાય છે, મૂને અગ્નિ લાગ્યો અંગ. ગુરૂજી.
બીજે ઠામે કૌતિક કીજે, જ્યાં હોય હસ્યાનો ઠાર; ગુરૂજી.
વિલંબ થાશે એક પલકનો, મારો જીવ જાશે નિર્ધાર. ગુરૂજી.
વૃદ્ધપણું શું હવડાં આવ્યું, મુખે નથી બોલતા શુક્રાચાર્ય; ગુરૂજી.
વહાલા થઈને વેર વાટો છો, રખે કરતા કૃષ્ણનું કાર્ય. ગુરૂજી.
તમને સમ છે બ્રહ્મા ભૃગુના, જો ન ઉઘાડો દ્વાર; ગુરૂજી.
તમારા સમ જો અંત આવશે, હવે હું મુવો નિરધાર. ગુરૂજી.
બહીરપણું શું હવડાં આવ્યું, જે નથી સાંભળતા વાણ; ગુરૂજી.
જો ન કાઢો મુજને આ સંકટથી, તમને માત પિતાની આણ. ગુરૂજી.
શીત વ્યાપું શરીરે મહારે, કંઠે પડિયો શોષ; ગુરૂજી.
મનના મનોરથ મનમાં રહ્યા, હવે જાવું પડયું જમલોક. ગુરૂજી.
અંબુજ માંહે બંધાય મધુકર, પેસે જાણી વિશ્વાસ; ગુરૂજી.
તેમ પેટીમાં હું પેઠો છું, આણી તમપર આશ. ગુરૂજી.
ઘરમાં આણી ઘાત ન કીજે, જ્યારે ખોળે મુકયું શીશ; ગુરૂજી.
જે પોતાના તેને દુઃખ દેતાં, વળી દુભાશે જુગદીશ. ગુરૂજી;
ભૃગુપિતામહ હું પુત્ર તમારો, હવે નિશ્ચય જાશે પ્રાણ; ગુરૂજી.
મારી માતા ટળવળીને મરશે, ભેદશે દુઃખનાં બાણ. ગુરૂજી.

### વળણ.

ભેદશે બાણ ને પ્રાણ તજશે, માતા તે નિશ્ચય મરે રે;
અકળાયો અહિલોચન પછે, અવિનાશી વાણી ઓચરે રે.

## કડવું ૧૧ મું.—રાગ સોમરી મારૂ.

દુરીજનની દીનત્વ વાણી સુણી, વળતા બોલ્યા ત્રિભોવન ધણી;
મૂકો બહાર નીસર્યાનો કોડ, હું તે જદુપતિ શ્રી રણછોડ.
તારી માએ રાખ્યો હતો વારી, તોય શેં ન લહી માયા મહારી;
મેં તો રૂપ ઋષીનું લીધું, તુંને મારવાનું કારણ કીધું.
પેહેલાં જાણ્યો મેં તું બળીઓ, માટે મારગમાં આવી મળીઓ;
જો હોય પૂર્વ જન્મનું પાપ, તો મૂકીએ સાંણસે સહાયો સાપ.

હાવેં તો તમે તે મને શું કરશો, અકળાઇ આફ્રણીએ મરશો;
હું તો વેરી છઉંરે તારો, મેં અર્થ સાર્યો રે મારો.

ઢાળ.

મારો અર્થ સાર્યો સર્વથા, આશા તે મૂકો જીવની;
એ વેરણ તારી તું જાણે, પેટી લાવ્યો શીવની.
હું બ્રહ્મા ને વળી ભોળો, એ ત્રણ તું જાણ એક,
એમ વરદાનવાળા વિદાર્યા, મેં તું સરખા અનેક.
એવાં વાયક સાંભળી વિશ્વંભરનાં, હૈડે લાગ્યો હુતાસંન;
ક્રોધ કરી કુંવર બોલ્યો, કૃષ્ણ પ્રત્યે વચંન.
ધિક્કાર જાદવ કુળને, જ્યાં તું સરખા ઉત્પંન;
પણ કુળનો વાંક કશો નથી, ભુંડું ભરવાડાનું અંન.
હાથ લાકડી ખાંધ કામળી, વૃંદાવન ચારી ગાય;
ગતિ ક્યાંથી ગોવાળીઆને, હૃદે નહીં દયાય.
પશુપાલ જ પાપીએ, કપટ કરી વહાયો મૂને;
અભ્યંતર જો હણ્યો અલ્યા, નરક વાસ હજો તુંને.
ગોવર્દ્ધનને કર ધર્યો, ઉતાર્યો ભૂતલ ભાર;
કેશી કંસ પછાડયો તે, તુજ બળને છે ધિક્કાર.
રૂક્મિણીનું હરણ કીધું, દીધો દુષ્ટ જનને માર;
જરાસંધને જીત્યો તેં, તુજ બળને છે ધિક્કાર.
નરકાસુરને મારીને પરણ્યો, પેમદા સોલ હજાર;
પારીજાતક પુષ્પને લાવ્યો, તે તુજ પ્રાક્રમને ધિક્કાર.
પ્રહ્લાદની તેં પીડા ટાળી, ધરી નૃસિંહ અવતાર;
નખે નિપાત્યો હીરણાકશિપુ, તે તુજ પ્રાક્રમને ધિક્કાર.
વપુ કીધું મીનનું ને, વેદ વાળ્યા ચાર;
શંખાસુરને સમાવ્યો; તુજ પ્રાક્રમને ધિક્કાર.
વારાહરૂપ વિઠ્ઠલ થયો, ને ધર્યો ભૂતલ ભાર;
નક્ષત્રી ભૃગુરૂપે કરી, તે બળને પડો ધિક્કાર.
પાહાણ તાર્યા પાણી વિષે, ને સેના ઉતારી પાર;
રાવણ રોળ્યો રણ વિષે, તે તુજ પ્રાક્રમને ધિક્કાર.

બળજો મારા હાથ તું, જો હોય દેવકી કુમાર;
સંગ્રામ કરે નહીં મુજ સાથે, તો તુજને છે ધિક્કાર.
કાઢ જાદવ જીવતો, યુદ્ધ કીજીએ એક વાર;
મલ્લ વિદ્યા એમ છે નહીં, તે તારાં બળને ધિક્કાર.

વળણ.

ધિક્કાર જાદવના પતિ, કપટ કરી મુને મારીઓ રે;
ગુરૂ થઇ આવી મળ્યો, ને પ્રાણ પોતાનો ઉગારીઓ રે.

## કડવું ૧૩ મું.—રાગ સામેરી સોરઠ.

સાંભળી અસુરની વાણી, એમ બોલીઆ સારંગપાણી;
શક્તિ હોય જો શરીર મોઝાર, તો પેટી ભાંજીને નીસરો બહાર

ઢાળ.

બહાર નીસર શક્તિ હોય તો, અહિલોચન શું બેસી રહ્યો;
અગ્નિ લાગ્યો અસુરને જ્યારે, કઠણ બોલ કૃષ્ણે કહ્યો.
હાક મારી બોલ્યો ઉછળ્યો, વાણી વિશ્વંભરની સાંભળી;
પાટુ મારી પેટી ઉછાળી, આકાશે જઇ આફળી.
ચળ્યો ચંદ્ર ને સૂર્ય નાઠો, ઉડગણ તે ઉંચા ગયા;
અમર સર્વએ સ્થાનક મૂકયાં, ભયભીત બ્રહ્માજી થયા.
પડી પેટી પૃથ્વી ઉપર, ત્યારે ખળભળ્યાં સાત પાતાળ;
એક ગફા દીઠી સમીપે, ત્યાં સંતાયા ગોપાળ.
થાય કારણ કાટકા, રેણુ ઉડે ત્યાં અતિ ઘણી;
સૂર્ય ઝાંખો થઇ રહ્યો, ત્યારે બીહીના દ્વારીકા ધણી.
બ્રહ્માંડ લાગ્યું ડોલવા, ને અવળી સવળી નદી વહી;
મારો માખણ ચોરટાને, એમ ઉછળતાં વાણી કહી.
સાત વાર આકાશે આફળી, તોએ પેટી ન ભંગ;
પછે રોધ હવો પવન તણો, ને શીતળ થયું તેનું અંગ.
કંઠે તે બાંધી કાચકી ને, બોલી ન શક્યો વાણ;
ત્રાહે ત્રાહે ત્રીકમ ન મુઓ, એમ કરતાં નીસર્યા પ્રાણ.
જગન્નાથે જોયું પછે, જે શત્રુ પામ્યો નાશ;
જોઉં મુઓ કે નથી મુઓ, એમ આવ્યા પેટી પાસ.

પછે વજ્ર પીંજર લીધું મસ્તકે, મોહન મંદીર સંચર્યા;
સમાચાર સર્વે પૂછીયો, પણ મુખથી તે નવ ઓચર્યા,
વિચાર કીધો વિઠ્ઠલે, એના પ્રાણ રહ્યા પેટી વિષે;
જો અવતરશે અવની વિષે, તો કો નહીં રહેશે સુખે.
પડપૂછ એની નવ કરે, મૂક્યું સુભદ્રાને ઘેર;
મનની વાત કોને નવ કહી, આગળ વાધવું છે વેર.
સોળ સહસ્ત્ર નારી જોવા રહી, શું લાવ્યા અવિનાશ;
કોઇ કને બોલ્યા નહીં, આવ્યા સુભદ્રાને અવાશ.

વળણ.

અવાસ આવ્યા મર્મ સાથે, બેહેનસું છાના મળ્યા રે;
કો ઉઘાડી જોશો નહીં, એવું કહી વિઠ્ઠલ વળ્યા રે.

## કડવું ૧૪ મું.—રાગ દેશાખ.

માતાને ઘેર ગયા મોરારી રે, ત્યારે ટોળે મળી સર્વે નારી રે;
સોલ સહસ્ત્રે વાત વિચારી રે, શું લાવ્યા ગીરીવર ધારી રે.
આવ્યા સુભદ્રાની પાસે રે, જ્યારે બહાર પધાર્યા અવિનાશ રે;
ત્યારે નણંદ થયાં પ્રસન્ન રે, આવ્યાં સોળ સહસ્ત્રને આસંન રે.
પછે સુભદ્રા હરખે પૂછે રે, ભાભી સર્વે આવ્યાં તે શું છે રે;
સુણી સુભદ્રાની વાણી રે, ત્યારે બોલ્યાં રુકૂમિણી રાણી રે.
આવ્યાનું સ્થાનક અમારૂં રે, તે તો બાઇ ભોવન તમારૂં રે;
અમો ભાભી જે સોલ હજાર રે, તેને તમારો છે આધાર રે.
જ્યારે તમે જાશો સાસરડે રે, નહિ કદી અપાય વસુદેવ ઘર રે;
સાસરવાસો સર્વે ભોજાઇ રે, કરવા ઇચ્છે છે તમને બાઇ રે.
અમ સરખું કાંઇ કામ દેજો રે, મન ગમે તે માગીને લેજો રે;
જ્યારે એમ કહ્યું વડી વામા રે, ત્યારે બોલ્યાં છે સત્યભામા રે.
આપણને એથિ અધિક કંઇ નહિએ રે, દુધ છે તોય એનેએ છે દહીએ રે;
આપ્યાનો તે શો છે ઉધારો રે, બાઇજી આ લોની હાર અમારો રે.
આપણ ક્યાં ખરચીશું ગર્થ રે, સાસુ નણંદ એ મોટું તીર્થ રે.
આપ્યો હાર તે સત્યભામા સતી રે, ત્યારે ઉઠિયાં જાંબુવંતી રે;
આ પેહેરો સુભદ્રાજી ચીર રે, ચિત્ર વિચિત્રે ભર્યું છે હીર રે.

રુકૃમિણીએ કીધું મન ઓહોળું રે, આપ્યું પહેરવાને ત્યાં પટોળું રે;
એક કહે લ્યો સુભદ્રા બેહેન રે, આ માળા,લ્યો મોટી મોહન રે.
કેણે આપ્યાં કંકણ ને ચૂડી રે; નણદી કહે ભાભીઓ રૂડી રે;
ધોળા સાળુ છાંટયાં કેશર રે, મોટાં મોતી નાકે વેશર રે.
કો જોડ આપે અણવટની રે, કો છોડે કટી મેખલા કટની રે;
કહ્રાં કાંબી ને ઝાંઝરીઆં રે, નણંદને અર્પણ કરીઆં રે.
એમ આભ્રણ આપ્યાં સર્વે રે, ત્યારે બોલ્યાં સુભદ્રા ગર્વે રે.
આજ ભાભી પરોણાં રહીએ રે, વળી કામ અમ સરખું કહીએ રે;
જેવાં કરશો તેવાં થઇશું રે, વહાલી વાત તે તમને કહીશું રે;
સુણી સુભદ્રાની વાણી રે, ત્યારે બોલ્યાં તે રુકૃમિણી રાણી રે.
કહું છું કહો સુભદ્રા બાઇ રે, આજ આવ્યા હુતા તમારા ભાઇ રે;
પેટી હતી તે ભીયા કને રે, આવીને તે આપી છે તમને રે.
તે પંજરમાં શું છે રે, ભાભી સાથ સૌકો પૂછે રે;
આપણે બોલવું ચાલવું શાનું રે, એને જોઇ જાવું છે છાનું રે.
માટે ઉઘાડો પંજરનું તાળું રે, અમો વેગળી રહીને નિહાળું રે;
નણંદે જીભ કરડી ત્યાં દંત રે, ભાભી ક્રોધી તમારો કંથ રે.
જાણો છો ત્રિકમની ટેવ રે, અતિ કટકો છે કૃષ્ણ દેવ રે;
એ તાળાંની કૂંચી રે, મોહને મૂકી છે ઊંચી રે.
શું જાણીએ કે શો છે કે સાપ રે, તેને દેજો તમે જબાપ રે;
ત્યારે સત્યભામા ત્યાં પૂછે રે, બાઇ આવડું બીહો છો તે શું છે રે.
જો તમ ઉપર કોપે શ્યામ રે, ત્યારે મારૂં તમો લેજો નામ રે;
જો હરી દેખાડે મુને બળ રે, રૂડી પેરે ઉતારૂં ઝાકળ રે.
ત્યારે બોલ્યાં તે જાંબુવંતી રે, એક મેં વિચારી છે મતી રે;
આપણ અધરી પ્રતિજ્ઞા કીજે રે, કોઇ,બહાર જઇ વાત ન કીજે રે.

વળણ.

ન કીજે ,વાત વિઠ્ઠલની ચોરી, જાંબુવંતી એમ ઉચ્ચરે;
સંજય કહે સાંભળ ધૃતરાષ્ટ્ર, પછે શ્યામા સમ કહેવા કહે રે.

### કડવું ૧૪ મું.—રાગ મારૂ.

જાંબુવંતી કહે બહાર જઇને. કરે પીંજરની વાત;
તેને માથે ભાર એટલો, નહીં પિતાની જાત.

પછે સુભદ્રાના હાથમાં તે, આપ્યાં સત્ય વચન;
વસ્ત્ર આભુષણ રહ્યાં જોઇને, માન્યું માતુની મન.
ચાલી સુભદ્રા પિંજર પાસે, કૂંચી કરમાં સહાઇ;
એકલીએ તાળું ઉઘાડીયું, જુવે વેગળી સર્વે ભોજાઇ.
દ્વાર બંને જુજવાં કીધાં, જુવે છે સર્વે સાર;
માંહે મૃત્યુક મોટું દીઠું, ત્યારે હશી રાજકુમાર.
અહીલોચનનો પ્રાણ રહ્યો તો, વળગી પેટીના પાસા માંહે;
હસતાં હાસ કરી હંસ પેઠો, હરીભગિનીના નાક માંહે.
અબલાને ગર્ભ છે અર્જુન કેરો, થયા છે પંચ માસ;
તે પિંડ માંહે પાપી પરાણે, સદ્ય પૂર્યો વાસ.
તે જીવ વિચારે અહીલોચનનો, હું આવ્યો હરીને ઘેર;
ન થાઉં પ્રસવ મારૂં સુભદ્રાને, વાળું પિતાનું વેર.
ત્યારે કૃષ્ણની કામનીએ કૌતક કીધું, મરકલડે મુખ તાણ્યું;
કેમઇ જુવો આપણા કંથની, મુતું મુડદું મશાણથી આણ્યું.
તાળી દઇ હસ્યાં માંહો માંહે, સર્વમાં સત્યભામા ડાહ્યાં;
ભાઇએ હેત કીધું ભગિનીને, અવિલોકિ અભડાવ્યાં.
પીતાંબરનો પાલવ ઢાંકી, પ્રભુએ પિંજર આણ્યું;
મારે મંદીરે ન આવ્યા મેં, ત્યારથકી કૌતક જાણ્યું.
મુખ મરડીને તાણે સરકડાં, કરવા લાગી ઠેકાળી;
સુભદ્રાને વીંટી વળી ભાભી, સોલ સહસ્ત્રની ટોળી.
રૂક્ષ્મિણી કહે બાઇ મહારે મંદિર, ટબકલી છીંટ છે આછી;
તે તમને હું આપીશ બાઇ, પટોળી આપોની પાછી.
જાંબુવંતી કહે બત્રીશ લક્ષણો, બાઇ તમારો વીર;
તે જાણે તો મુને હાર મારે, માટે આપો માહરૂં ચીર.
સાંસતાં રહી સત્યભામા બોલ્યાં, હાથ દઇને ગાલે;
આજ તો હાર લાવોની પાછો, જોઇએ તો આવજો કાલે.
એક કહે નહીં રાખે આપણું, નહિ અભૈયા ભીખારી;
હસ્તિના પૂરમાં કેમ જાશે, અંગુઠી પેહેરી માહારી.
એક કહે એ અભૈયાને આપતાં, આપણું હેઠું હીસે;
પાછું લઇએ છીએ એટલા માટે, જે પીહેરમાં વરણાગી દીસે.

માન દઇ ઉપમાન માંડ્યું, જ્યારે વસ્તુ પેટીની જાણી;
મૂળગું વસ્ત્ર જે સુભદ્રાનું, ભાભીએ લીધું તાણી.
ત્યારે બડબડતાં સુભદ્રા બોલ્યાં, જે ઘણી હું માનમોહોતી;
હવે સાસ્લા સોતી જવા દ્યો, ભાભીઓ ભાવજ પોહોંતી.

વળણ.

પોહોંતી ભાવના ભાભીઓ, એમ નણંદે ટચકા ચોડીઓ;
લટપટ કરીને વસ્ત્ર હર્યાં, પછે આપ આપને મંદિર દોડીઓ.

## કડવું ૧૬ મું.–રાગ રામગ્રી.

સંજય કહે રાય સાંભળો, જે અટપટી વાત;
મર્મ કો પ્રીછે નહીં, એ જાણે જુગ તાત. સંજય૦
તે સમે અર્જુન ત્યાં હતા, સાસરડામાં મહાલે;
સાત માસ ત્યાં રાખ્યા, વિઠ્ઠલજીએ વહાલે. સંજય૦
સુભદ્રાને સીમંત આવ્યું, ભાવ્યું સર્વ તે સાથ;
પ્રારથ પ્રત્યે ત્યારે બોલ્યા, કુશસ્થલીનો નાથ. સંજય૦
ઇન્દ્રપ્રસ્થ જાઓ ઉતાવળા, અર્જુનજી રે તમો;
મોસાળું લઇને આવું છું, પુંઠળથી તે હમો. સંજય૦
સવ્યસાચી પછે સંચર્યા, સાથે સુભદ્રા નારી;
નકુલ સહદેવ સામા આવ્યા, મળ્યા ગાંડીવપાણી. સંજય૦
જય જયકાર વર્તી રહ્યો રે, હરખ્યા રાય ધર્મ;
શાસ્ત્રે ઘટે તેવાં સીમંતનાં, તે તે કીધાં કર્મ. સંજય૦
મોહન મોસાળું લઇ આવ્યા, સાથે છે રામ;
જેને ઘટે તેવું આપીયું, ખરચ્યાં બહુ દામ. સંજય૦
દુઃશલ્યાએ બાંધી રાખડી, થયો નકુળ ખુશટિયો:
વહેવાઇ થઇને માંગતો, વૃકોદર તે હઠિયો. સંજય૦
કહે જાદવજી તમો આવીઆ, લઇને મોસાળું;
પુરૂં પડે તો ત્યાં રહેજો, નવ કરશો કૌતુકવાળું. સંજય૦
કૃપા કરીને કહે કૃષ્ણજી, રામ પાડશે પૂરૂં;
તમ સરખા સગા છો તો, શાને રહેશે અધૂરૂં. સંજય૦

વળણ.

અધૂરૂં કાંઇ રહેશે નહીં, રામ આપશે તે લઇ નવે શકો;
બળિભદ્ર કહે ઊભા રહો, જે જોઇએ તે કાગળમાં લખો.

### કડવું ૧૭ મું.–રાગ ગોડી મલ્હાર.

ભીમ કહે તમો પ્રથમ લખો, તેમાં હાથી પંચ હજાર; હલધર.
પાણી પંથા અજ સંઘાથે, દશ સહસ્ર તોખાર. હલધર.
મુને તો લોભ ગમે નહીં, તે માટે લખાવું સેહેલ; હલધર.
પાંચ ભાઇને પાંચસો તમો, લખો અનુપમ વેહેલ. હલધર.
છેલકડાં લાખેક લખો, તેનો ચાહશો અંક; હલધર.
ગાયો ભેસું સૈ કો આપે, જે હોય દરિદ્ર રંક; હલધર.
માતાનું મન તો વહુ મનાવશે, લુગડાં ચીથરાં જેહ; હલધર.
સો મણ જોઇએ સોનું રૂપું, પારથને પૂછો તેહ. હલધર.
કાંઇ ગામ ઘટે મામેરાં મધ્યે, તો હાથ જોડે ધર્મરાય; હલધર.
શત ગામ આપવાં કરીને, નમો નરપતિને પાય. હલધર.
સો કુંડી તો લખો સાલુની, પીછોડી પામે દાસ; હલધર.
જાડાં છાયલ લાખેક જોઇએ, કીકરીઓ કરે આશ. હલધર.
ભાર કનક લખો ભગિનીને, બાંધી છે રક્ષાય; હલધર.
બે ભાર ખુશટીયાને આપો તો, કામ ચાલતું થાય. હલધર.
ગુરૂ પિતામહ ને કાકાજી, વળી કાકાના કુમાર; હલધર.
વેહેવાઇ વળું જો લખાવું, તમને મૂકવો પડે આ દ્વાર. હલધર.
સુરશી દક્ષિણા લખો બ્રાહ્મણને, જે મળ્યા છે વીશ સહસ્ર; હલધર.
એકેકાને સવા શેર સોનું, અબોટીયું ને વસ્ત્ર. હલધર.
એટલું તો આશરે લખાવ્યું, જો તમો આપશો આજ; હલધર.
એ લખ્યાથી અધિક આપશો તો, તમારાં ઘરની લાજ. હલધર.

વળણ.

લાજ વાધશે હરજી તમ તણી, એટલાથી અધિક કરો;
હાથ ન પહોંચે હલધરજી તો, અમારાં લઇ છાબે ભરો.

### કડવું ૧૮ મું.–રાગ ધનાશ્રી.

જે જે લખાવ્યું પવન પુત્રે, તે સર્વે આપ્યું અવિનાશજી;
વિવેક કીધો વિશ્વંભરે, સર્વેની પોતી આશજી.

પેહેરામણી કરી પરવર્યા રે, પાંડવને ત્યાં વનમાળીજી;
ત્યાર પહેલાં વીસરી ગયાં, હલધર જે પાંચાળીજી.
ક્રોધ કરીને બોલ્યાં પટરાણી, સુભદ્રાની પ્રત્યેજી;
બાઇ હરિ તો ભાઇ છે તમારો, પણ ટચકો તોડયો સરતેજી.
એવું કહીને અંતઃપુરમાં, અર્જુનને દેતી આળજી;
સુભદ્રા ગઇ કૃષ્ણની પાસે, પડી પેટડીયામાં ફાળજી.
સાન કરીને કહ્યું કૃષ્ણને, જે વીસરીયાં પટરાણીજી;
એક સ્વાસે ધાઇ આવ્યા, ઘરમાં સારંગપાણીજી.
દ્રૌપદીએ કર અંજલી લીધી, શાપ અર્જુનને દેવાજી;
એવે હરી આવી ઊભા રહ્યા, અને વચન ન દીધું કહેવાજી.
આસનથી ઉભી થઇ અબળા, મનમાં લજ્જા પામીજી;
બેસો બેસો મારા સમ છે, નરહરી બોલ્યા શિર નામીજી.
કહે દ્રૌપદી હું ભલે ટાળી, સુભદ્રાએ ભગવંતજી;
હું તો શાપત નર નારીને, પણ તમો દુભાઓ ચંતજી.
મનમાં કલ્પ્યું ટળે નહીં મારૂં, મને ભર્યા કુટુંબમાં ઉવેખીજી;
હવે સુભદ્રા ને સવ્ય સાચી, વહુનું સીમંત નવ દેખેજી.
તમ ઉપર દુઃખ નથી રે મુજને, પધારો જદુવીરજી;
આજ તે આપ્યે શું થશે, દુઃખ વેળાએ પૂરજો ચીરજી.
મન મનાવીને વળ્યા મોહન, ભાણેજને દેવરાવી શાપજી.
અભિમન્યુ મુઓ ધૃતરાષ્ટ્ર, તે દ્રૌપદીના પ્રતાપજી.
વાત રાખી વિશ્વંભરે, ત્યાંથી પાછા વળિયાજી;
નવસેં નવ્વાણું પૂર્યા સભામાં તે, મોસાળાનાં લાડ પાળિયાંજી.
આજ્ઞા માગી પાંડવ કેરી, ગયા કૃષ્ણ ને રામજી;
સુભદ્રાજીને સાથે તેડી, આવ્યા દ્વારીકા ગામજી.
દેવકી રોહીણી આવીને મળ્યાં, આદરે આલિંગન દીધુંજી;
સોલ સહસ્ર ભાભી પાયે લાગી, આગત સ્વાગત કીધુંજી;

વળણ.

સ્વાગત કીધું કાજ સીધ્યું, દીન દીન ઉત્સાહ નવનવો;
જન પ્રેમાનંદ કહે કર જોડી, પછે પ્રસવ પુત્રનો કયમ હવો.

## કડવું ૧૯ મું.—રાગ વેરાડી.

સંજય ભણે સાંભળ હો રાજા, સુભદ્રાનું દુઃખજી
હવું નહીં ને હશે નહીં રે, કહેતાં ન આવડે મુખજી.
સુખે રમતાં જમતાં તેને, વહી ગયા દશ માસજી;
અગિયારમે તે અકળાઇ અબળા, પાપીએ પૂર્યો વાસજી.
અહીલોચન અંશ ઉદરમાં, ઉપન્યો મહા ક્રોધીજી;
સ્થૂલ શરીર પોતાનું કીધું, રહ્યો પેટમાં વિરોધીજી.
ત્વચા તણાએ ને તાપ ઉપન્યો, શરીરે વાધ્યું શીતજી;
થરથર ધ્રુજે ને કાંઇ ન સૂઝે, ભમવા લાગ્યું ચિત્તજી.
પાધરૂં બોલાય નહીં ને, ટુંકડી થઇ રસનાયજી;
નસ નીસરી કર પદ કેરી, ઊભાં નવ થવાયજી;
હલક હેડકી ને શૂળ આવે, શ્યામાને શરીરજી;
જળજળાં લોચન કાચ સરીખાં, નીસ દીન વેહેતું નીરજી;
હાલક હુલક હરીને મંદિર, વસુદેવે જાણી વાતજી;
પુત્રીની પીડા દેખીને, રોવા લાગ્યાં માત તાતજી;
રૂડું થાવા રોહિણીજીએ, ઊગ્ર આખડી લીધીજી;
સાત દિવસ લગી સુતાને અર્થે, જળ અંજલી નવ પીધીજી.
ત્રાહે ત્રાહે કરે તારૂણી, તેટલે મળ્યો સર્વે સાથજી;
રોહિણી દેવકી રોતાં બોલ્યાં, સાંભળો વસુદેવ નાથજી.
સ્વામી સુભદ્રા મર્ણ પામે છે, દુઃખ સેં નથી ધરતાજી;
સાંકડી વેળાએ લજ્જા શેંની, ધાગા ધુપ તો કાં નથી કરતાજી.
એ મુવાનું દુઃખ મુને નથી, મરે છે મનુષ્ય માત્રજી;
ફરી ફરીને એમ સાલે છે, જે ક્યાંથી અર્જુન જામાત્રજી.
નાનપણેથી ગઇ હોત તો, દુઃખ નોતું કેનેજી;
આજ મોટી થઇને મૂકી જાય છે, વહાલાં સુભદ્રા બેનેજી.
લઘુ વય માંહે લાડ કુંવરી, મરવું જીવવું નવ લેહેતાંજી;
જાણતાં પ્રીછંતાં થઇ જમલોક જાય, વય થઇ છે વેહેતાંજી.
પરમેશ્વરે પૃથ્વી પછાડયાં, આપણને સાહી ચર્ણજી;
કહો કંથજી કોણ પાપે, દીકરી પામે છે મર્ણજી.

વસુદેવ બોલ્યા આંસુ ભરતા, દીકરી હું દેખીને લાજેજી;
તમો સંકર્ષણને સંભળાવજો, સાંજે પાળ તે બાંધેજી.
વાત સાંભળીને આવ્યા વીરો, સુભદ્રા તે ધારે;
ભુવા પંચાક્ષરીઆ તેડાવ્યા, આવ્યા વૈદ તે વારે.
તંત્ર જંત્ર ને મંત્ર પાણી, પાઇને દેતા ધૂણીજી;
ઉતારો જોશીએ મેલાવ્યો, ત્રવટિયે છાંણું ને પૂણીજી.
રાજ વૈદ નવ નવા આવે, ગ્રેહેતા તારૂણીની નાડીજી;
ત્રણ સંવત્સર વહી ગયાં પણ, કોઇએ ન વ્યાધિ કહાડીજી.
પાપી રહ્યો પ્રાણ લેવા, પેટમાંથી હાલેજી;
સ્થૂલ શરીરે નવ રહે સખનો, તે સુભદ્રાને સાલેજી.

વળણ.

સાલે દુઃખ સુભદ્રાને, પડી પામવા મર્ણ રે;
શ્યામા સર્વે રોતી સાંભળી, પછે આવ્યા અશરણશર્ણ રે.

કડવું ૨૦ મું.—રાગ મેવાડો.

સંજય ભણે સાંભળ હો રાજા, વૈદ થયા વિશ્વનાથજી;
નાડ ગ્રહી બેઠા નરહરી, ગ્રહ્યો ભગિનિનો હાથજી.
ત્રાહે ત્રાહે કરી કેશવ કહે છે, તમે સર્વે નીસરો બહારજી;
તાત ભ્રાતને આજ્ઞા આપી, વળાવી સર્વ નારજી.
ચક્રાવો ચિતર્યો ચતુર્ભુજે, ભગિનીસું બોલ્યા ચંતજી;
સુભદ્રાજી સન્મુખ થાઓ, સાંભળો એક ચિત્તજી.
એ જન્મ પામવાનો જંત્ર છે, કહું તે ધરો કાનજી;
ચક્રવ્યૂહ એવું તો નામ છે, એમ વદે શ્રીભગવાનજી.
પહેલે કોટે એક બારણું, વંક વળામણ ત્રણજી;
મધ્યલે વંકે જે પેસે જોદ્ધો, તે સુભટ ન પામે મર્ણજી.
નવ બારણાં બીજે કોટે, તેનો કહું ભગિની ભેદજી;
છેલે દ્વારે પેસવું ઉત્તરને, એમ વદે ધનુર્વેદજી.
ત્રીજે ગુલ્મે ત્રણ મારગ છે, મહાદેવને દોહેલો મર્મજી;
દક્ષિણનું દ્વાર અતિ વાંસેં, ત્યાં તે ભણવું કર્મજી.
ચોથે ચક્રે બતરીસ બારી, એક મધ્યે મોટું દ્વારજી;
તે માંહે જાય જો જોદ્ધો, જીવે તે નીર્ધારજી.

પાંચમે ગુલ્મે બે રે બારણાં, અને આઠ અવળાઇજી;
વેગળેથી દોટ મૂકવી, માંહે પેસવું ધાઇજી.
છઠ્ઠે કોઠે છાસેટ નાકાં, એ ભુલવણીનો ઠામજી;
પંચ ને સાઠ મધ્યે પેસવું, એમ કહે સુંદર શ્યામજી.
જે જે મર્મ કહ્યા યદુપતિ તે, ગર્ભે ગોખ્યા મૂળજી;
હાલતો ચાલતો રહ્યો પેટમાં, ત્યારે સુભદ્રા પામી સુખજી.
શાતા થઇ શ્યામાને શરીરે, તતક્ષણ નિદ્રા આવીજી;
ભગવાને ભણાવવું મૂકી છાંડયું, બેહેનને ન બોલાવીજી.
ત્યારે પેટમાંથી પુત્ર બોલ્યો, હરિને દઇ હોંકારોજી;
છ કોઠા હું શિખ્યો મામા, સાતમો વિસ્તારોજી.
અકસ્માત્ એવું સાંભળીને, મર્મ ન કહ્યો મોરારજી;
એસું જો આધક ભણાવું, જો તું નીસરે બહારજી.
કહેતાંમાંહે પ્રસવ થયો, વળી વિદ્યા ભણવાનું કોડજી;
વેરી જાણી ચક્રવ્યૂહ ભાંજ્યો, ઉઠયા શ્રી રણછોડજી.
પુત્ર પ્રસવ્યો પુત્ર પ્રસવ્યો, વાત સાંભળી ચોફેરીજી;
હાથા તોરણ હરિને મંદીર, વાજે વાજીત્ર ને ભેરીજી;
રોહીણી દેવકી આનંદ પામ્યાં, આનંદ વસુદેવ રામજી.
જાચક જન સર્વે સંતોખ્યા, બલીભદ્રે ખર્ચ્યાં દામજી.
વધામણી મોકલી ઇંદ્રપ્રસ્થમાં, હરખ્યાં રાજા ધર્મજી;
વિપ્રને બહુ દાન આપ્યાં, અર્જુને કીધું જાતકર્મજી.

### વળણ.

કર્મ કીધાં કારજ સિધ્યાં, વહી ગયા માસ સાત રે;
પછે આણું કરવા સુભદ્રાને, મોકલ્યા નકુળ ભ્રાત રે.

### કડવું ૨૧ મું.–રાગ ચંડોલ ખમાચી.

સ્વામી નકુળ તે આણે આવ્યા રે, કંઇ ભાવ્યા ભુદરને મંન રે;
સુભદ્રાને, હૈડે હરખ રે, વરસ ઉંડનો થયો બોલે તંન રે.

### ઢાળ.

ઉંઠ વરસનો બાળકો તે, પિતાપેં રૂપવંત;
તે માટે સમોતી સાસરે, જાવા માન્યું માનુનીનું ચંત.

નારાયણને નકુળ ભેટયા, કહી કુશળની વાત;
સાસરવાસો સુભદ્રાને, કીધો સંકર્પણ ભ્રાત.
ઉગ્રસેન રાજા વસુદેવજી, સંકર્ષણ શ્રી રણછોડ;
સાસરવાસો સર્વે કીધો, પોતા માજીના મનના કોડ.
ભાભીઓને ભેટયાં ને, મળ્યાં માને કુમારી;
વળાવી પાછા વળ્યા, બળિભદ્ર શ્રીમોરારી.
નકુળ જતાં બોલીઓ, સાંભળો શ્રીપરીબ્રહ્મ;
માસ એક પુંઠળથી આવજો, મળવા ઇચ્છે રાય ધર્મ.
એવું કહી ઈંદ્રપ્રસ્થ આવ્યા, વહુ નમ્યાં સાસુને પાગ;
પગે લાગણું ઘણુંએક કીધું, જે પીહેરની છે શોભાગ.
પાંડવને અભિમાન વાધ્યું, થયો જોડો ધામ;
તે માટે ત્યાં પુત્રનું, અભિમન્યુ ધરિયું છે નામ.
પછે બે સંવત્સર સર્વે ત્યાંયે, વહી ગયા આવ્યા પરોણા;
ભેટયા મળ્યા ભગવાનને, ફરી બેઠા જદુરાય.
કીંકરી લાવી કુંવરને, અદ્‌ભુત તેનું તેજ;
અવિનાશીએ ઓછંગે લીધો, જાણી પોતાનો ભાણેજ.
સભા સઘળી દેખતાં, રમાડયો ભગવંતે બાળ;
પછે અભિમન્યુએ મૂંછ ઝાલી, તાણીઆ ગોપાળ.
પારથ પુત્રે પ્રહાર માંડયો, પાટુનો પેટમાંહ;
તે વજ્ર થઇને વાગવા લાગ્યું, હરી કહે હાય હાય.
મૂકાવ્યો મૂકે નહીં, મોહન મૂંછના વાળ;
કૃષ્ણજીએ કુંવર દીઠો, મહા કૃતાંત જ કાળ.
હસતાં હરી એમ ઓચરે, અલ્યા શું કરે સમજ્યો પૂત;
મામાને મારીએ નહીં, તું ભગિની કેરો સૂત.
કુંવર કહે કૃષ્ણજી, તમો ચલાવ્યો પંથ;
કંસ મામો માર્યો તમો, ભાણેજ થઇ ભગવંત.
તમો કીધું તે મારેજ કરવું, રખે રહેતા વીહીલા;
અમો તે લોપું નહીં, મામા માયાના ચીલા.

વળણ.

ચીલો તો લોપું નહીં, વળી કુંવર એવું વદે;
સભા સઘળીએ હાસ્ય કીધું પણ હરિયે વાત રાખી હદે.

## કડવું ૨૨ મું.—રાગ દેશાખ. ચાલ ટુકડી.

સંજય ભણે સાંભળની રાય, અભિમન્યુનો કહું મહીમાય;
જે અભિમન્યુ બોલ્યો વિપરીત, તે વેણ વિઠ્ઠલે રાખ્યું ચિત્ત.
કુંતાને ભેટયા કમલાપતિ, પછે પધાર્યા દ્વારામતિ;
એકવાર પાંડવે કીધું અકૃત્ય, દુર્યોધનસું રમ્યા દ્યૂત.
હાર્યા રે રાજ હાર્યા ભંડાર, વસવું રે વન સંવત્સર બાર;
પાંચાલીસું ગયા વનવાસ, ત્યાં મળ્યા આવી અવિનાશ.
પાંડવને ભેટયા જદુવીર, કહ્યું કષ્ટ નયણે ભરી નીર;
અભિમન્યુ સુભદ્રાને આણું કરી, દ્વારામતિમાં ગયા નરહરી.
ભાણેજ ભાવ ભગવંતે ગણ્યો, પ્રદ્યુમ્ન સાથે વિદ્યા ભણ્યો;
તેર વરસ મોસાળે રહ્યો, સત્તરનો સુભદ્રે થયો.
પાંડવના દીન પુરણ થયા, એવે મચ્છ દેશમાં પ્રગટ થયા;
રાય વૈરાટે સેવા કરી, પાંડવસું વાણી ઓચરી.
મેં કીધું મહા કૂડું કર્મ, પાસા પ્રહારે પીડયા ધર્મ;
આ દ્રૌપદી સતી સુંદરી, તેને મેં કહી કીંકરી.
દુઃખે નિર્ગમ્યા છે દશ માસ, પૃથ્વીપતિને મેં કહ્યા દાસ;
તેહ ભાર ઓસિંગળ કરો, ઉત્તરા કુંવરી અમારી વરો.
ભણાવી કીધી અટપટી, માટે પરણાવવા ધટે કીરટી;
કન્યાદાન લ્યો ગાંડીવ પાણ, વળતા બોલ્યા ગાંડીવ વાણ.
જે ભણાવી મેં પુત્રી કરી, તેને કયમ કહું સુંદરી;
જો ગુરૂ ઇચ્છે એથી સંતાન, તો ઉદયાચલ ન ઉગે ભાણ.
પણ અભિમન્યુ છે મારો બાળ, જેનો મામો શ્રીગોપાળ;
તેને પુત્રી આપો તમો, સગાં વેવાઇ અર્જુન થયા અમો.
સુણી પારથનું એવું વચંન, મચ્છપતિનું તવ હરખ્યું મંન;
પછે યુધિષ્ટિર કાગળ લખે, મોકલવાને દ્વારિકા વિખે.
સ્વસ્તિ શ્રી પુરી દ્વારામતી, લક્ષણ પૂરણ કમલાપતિ;
ત્રીકમજી ત્રિભોવન ધણી, કૃપા કરો છો તેથી કરજો ઘણી.
લખીતંગ પત્ર ધર્મ નરેશ, અમો ઉદયા છઉં મચ્છને દેશ;
તમારી કરૂણાની છે લેહેર, વરસ ઉતર્યા વૈરાટને ઘેર.

મચ્છપતિને છે દીકરી, તે અભિમન્યુને પરણાવવા કરી;
જો તમને ગમે ગોપાળ, તો કીજિયે એ વેવિશાળ.
ઘટે તેવું કહાવજો ગોપાળ, જાન લઇ આવજો પ્રતિપાળ:
આખું ગામ તેડી કુસસ્થલી, જે હોય જાદવની મંડળી.
અભિમન્યુ છે તમારી પાસ, તેને પરણાવવા આવો અવિનાશ;
અમો બેસી રહ્યા છું તમ માટે, ત્યાં આવો તો વાત ચાલીએ ઘાટે;
પત્ર આપીને વોળાવ્યો દાસ, તે ગયો જ્યાં હતા અવિનાશ.
સભામાં જઇ ઉભો રહ્યો, બોલ એક કર જોડી કહ્યો.
હું આવ્યો છું પાંડવની વતી, આ કાગળ લીજે કમલાપતી;
એવું સાંભળીને હરખ્યા હરી, લેઇ પત્રિકા મસ્તક ધરી.
ઉકલી પત્રિકા શ્યામળે, વાંચી જોઇ સર્વે સાંભળે;
જે લખ્યાં વાએક પાંડવતણાં, વહાલાં જાદવને અતિ ઘણાં.
સમાચાર સારો સાંભળ્યો, જે અભિમન્યુનો વિવાહ મળ્યો;
આનંદ્યું દ્વારીકા ગામ, પણ મનમાં દુઃખ પામ્યા રામ.
જો પાંડવ થયા કુશળ છતા, તો કૌરવ માત્રે ખાધી ખતા;
પણ એટલો હર્ષ હૈડામાં હળ્યો, જે અભિમન્યુનો વિવાહ મળ્યો.
પછે ઘરમાં ધાઇ સેવકી, વિનવ્યાં રોહિણી ને દેવકી;
માતાજી એક સાંભળો વાત, તે કુશળ છે પાંચે ભ્રાત.
મચ્છને મંદિર નિર્ભયે કરી, પ્રગટ હવા તે પુરમાં ફરી;
વૈરાટને ઉત્તરા દીકરી, તે અભિમન્યુને પરણાવા કરી.
એવે આવ્યા હલધર ને હરી, માતા પ્રત્યે વાણી ઓચરી;
જનુની કહે છે જે કિંકરી, તે વારતા એ નિશ્ચે ખરી.
તમો વધુ માત્ર કરો સાંતરી, આ બારણે વેહેલો જોતરી;
એવું કહી વળ્યા ભગવાન, બહાર તત્પર કીધી જાન.
કરે જાદરણી મોડા મોડ, લેખે થાતી છપ્પન ક્રોડ;
અભિમન્યુને પીઠી ચોળાએ, મામી માત્ર મળી મંગળ ગાએ.
દુંદુભી શબ્દ તે બહુ વિધ હોય, સાંતરાં થઇ ચાલ્યા સર્વ કોય;
ઉગ્રસેન વસુદેવ જેહ, નગ્ર રાખવા મૂક્યા બેહ.
કોટી જોદ્ધા મૂક્યા રખેવાળ, જાન લેઇ ચાલ્યા પ્રતિપાળ;
થોડે દહાડે મચ્છને દેશ, વાત પુરમાં થઇ પ્રવેશ.

### વળણ.

પૂરમાં સમાચાર આવ્યા જે, જાન લાવ્યા હલધર ને હરી.
યુધિષ્ઠિર અતિ હર્ષ પામ્યા, પછે સામા ગયાની સામગ્રી કરી;

## કડવું ૨૩ મું.–રાગ આંદોલ.

આજ રૂડું ને રઢીઆળું રે. ટેક.
જાન લાવ્યા શ્રીજદુપતિ રે, પ્રજા તે સર્વે સામી જતી રે; આજ૦
હર્ષ હવો પાંચે વીરને રે, આવો મળીએ રે શ્યામ શરીરને રે. આજ૦
નકુળ સહદેવ સામા ગયા રે, પરમેશ્વર પાળા થયા રે; આજ૦
અન્યો અન્ય આવી મળ્યા રે, દીઠે તાપ તે તનના ટળ્યા રે. આજ૦
કહી કુશળની વારતા રે, દુઃખ તે મનનાં વિસારતા રે; આજ૦
ઉત્તર કુંવર સામો આવિયો રે, સામૈયું શ્રી શુભ લાવિયો રે. આજ૦
પછે તે જાન ચાલી પૂર ભણી રે, જાદરણી ગીત ગાય ઘણી રે; આજ૦
જુવે નાર નગરતણી રે, અડકદડક ભોંએ ચીકણી રે. આજ૦
સુંદર અતિ શોભા ઘણી રે, ત્યાં આવ્યા ત્રિભુવન ધણી રે; આજ૦
જાદવના પુત્ર સાંખેલડાં રે, અશ્વે ચડયા અલબેલડા રે. આજ૦
મલપતા મેઘળ આગળે રે; જાય ધસતા ને ભાગોળે રે; આજ૦
શોભે અંબાડી ને ધ્વજા રે, ઘણી વેહેલે જોડાયા અજા રે. આજ૦
વસ્ત્ર કેશરમાં ઝબોળીયાં રે, માથે તે નવરંગ મોળીયાં રે; આજ૦
રાતાં ને રૂપે માંકડાં રે, મોટા તે મુછના આંકડા રે. આજ૦
વરજી ચઢીઆ ઘોડલે રે, પ્રદ્યુમ્ન જેની જોડલે રે; આજ૦
મામા કાકાના સાથમાં રે, નાળીએર લીધું વરે હાથમાં રે. આજ૦
અંબુજ વરણી આંખડી રે, જાણે પંકજ પાંખડી રે; આજ૦
આટોડા ઉપર મોહીએ રે, ગાલે ટબકલું સોહીએ રે. આજ૦
કંઠે માલા મોતીતણી રે, તે મધ્યે મોટાં મણી રે; આજ૦
શ્રવણે કુંડળ લટકતાં રે, મુગટે માણેક ઝળકતાં રે. આજ૦
હાથે મીંદળ ઢળકતાં રે, અંગે આભૂપણ મલકતાં રે; આજ૦
નૈણે રેખ કાજળતણી રે, દંતમાં મેખ સોના તણી રે. આજ૦
છે ચિત્રાના જેવી કટી રે, બાંધી સોનેરી પટી રે; આજ૦
ચમ્મર ચોપાસે ઢળે રે, મહા સતિ જોતામાં ચળે રે. આજ૦

નગરની નારી નરખતી રે, વરનું વદન જોઇ હરખતી રે;
કોયનું રાયદ મચ્છ જે રે, તેજ રૂપે હરખે ભજે રે.
ધન્ય ધન્ય એની માવડી રે, જેના પુત્રની શોભા આવડી રે;
ઉત્તરા ભાગ્યવાન ઘણી રે, જેને માથે આવો ધણી રે.
ધન્ય ધન્ય ગોકુળ ગામને રે, જે જુવે છે સુંદર શ્યામને રે;
ગાજતે વાજતે મંડપે આવ્યા રે, વળતા સાસુએ વર વધાવ્યા રે.
માંહેરાં માંહે વર તે લીધલા રે, ગોત્ર ઉચ્ચાર ત્યાં કીધલા રે;
કન્યાદાન વૈરાટે દીધલું રે, શરીર સંકલ્પ કીધલું રે.
હાથેવાળો હેલામાં મળ્યો રે, વૈરાટનો સંદેહ ટળ્યો રે;
કોમળ હાથની હથેલડી રે, ગ્રહી અબળા અલબેલડી રે.
તે રૂપે ન જાય વરણી રે, વર કન્યા ઉઠ્યાં પરણી રે;
રીત ભાત આપી ઘણી રે, પાંડવને આપી પહેરામણી રે.

## વળણ.

પહેરામણી આપી સર્વેને, ઉલટ અંગ ન માય રે;
આંખે પાટા બાંધ્યાં તે, લોક ખોટું ગાય રે.

## કડવું ૨૪ મું.—રાગ દેશાખ.

અભિમન્યુનો વિવાહ કીધો, પછે વળ્યા વૈકુંઠ રાય;
જાન તો ગઇ દ્વારિકા, એક રહ્યો સૌભદ્રેય.
માસ એક પુંઠળથી કૃષ્ણને, તેડવા આવ્યા અર્જુન;
સેના મેળવી સાત અક્ષોહિણી, લેવાને રાજ આસંન.
કુરૂ ક્ષેત્રમાં આવી ઉતર્યા, પાંડવ હવા હુશિયાર;
કૈરવ સામા આવ્યા તે, લાવ્યા ક્ષોણી અગિયાર.
દસમે દિવસે ભીષ્મ પડ્યા, શીખંડીને હાથ;
પછે સેનાપતિ તે દ્રોણ કીધા, મળી કૈરવને સાથ.
બીજે દિવસે અર્જુને રણમાં, મારીઓ ભગદત્ત;
મુનિ દ્રોણ મૂર્છા પમાડ્યા, અભિમન્યુ ઉન્મત્ત.
નાઠી સેના દુર્યોધનની તે, સૌભદ્ર કેરે માર;
તેમાં કોઇ રહેવા નવ પામ્યું, કર્ણે તે ખાધી હાર.

શિબિર જઈને સાથ મળીઓ, ઋષી બોલ્યા વાક;
કાલે અભિમન્યુને ન મારૂં તો, હું પડું કુંભીપાક.
સુભટ સર્વે હરખાયા ને, હવો તે જય જયકાર;
તેણી વેળા ત્યાં હતા ભાઇ, પાંડવના અનુચર.
શીઘ્ર સેવક આવ્યો, જ્યાં હતા પાંચે ભ્રાત;
દ્રોણે પતિજ્ઞા કીધી તે, કહી માંડી વાત.
કુંતી કુંવર નવ કંપ્યા ને, ગયું ઉડી મૂખ.
દીગ્મૂઢ થઇને રહ્યા સર્વે, સભા પામી દુઃખ.
એવે એક ત્યાંથી આવ્યો, પાંડવનો અનુચર;
મહા શોક સહિત તે બોલ્યો, કરીને નમસ્કાર.
સ્વામિ ચક્રવ્યૂહ તે કાલ રચશે, કૌરવે કીધું કપટ;
અર્જુનને અળગા તેડશે, સંસપ્તક સુભટ.
અર્જુન કહે [તમે સાંભળો રે, કુંવરને મારે દ્રોણ;
મારે સંગ્રામ આપવો સુશર્માને, પાળ્યું જોઇએ પોણ.
અભિમન્યુને જીવવાની તે, નથી મુજને આશ;
ભીમને જઇ સંભળાવીએ, કંઇએક એનો છે વિશ્વાસ.
એવું કહીને ઉઠયા અર્જુન, સાથે શ્યામ શરીર;
સુભટ સર્વે સંચર્યા, આપ આપને મંદીર.
અભિમન્યુ ત્યાં આવિયો રે, સુભદ્રાની પાસ;
માતા દ્રોણે પ્રતિજ્ઞા કીધી, મુજનો કરવા નાશ.
બ્રાહ્મણના બીહાવ્યા બીના સર્વે, પિતા પામ્યા દુઃખ;
ચક્રાવો લેતાં મુને આવડે છે, પણ મેં મુન્ય કીધું મુખ.
સાત્યકી ને કાકા વળી એ, છટ્ઠો ધૃષ્ટદ્યુમ્ન;
જોઉં પારથ પાખે કોણ કરે છે, બ્યૂહ લીધાનું મન.
અંતે હારવા હું ન દેઉં પણ, જોઉં સુભટના શણગાર;
મારૂં તે કૌરવ જીવતા, બ્યૂહને કરૂં તારાતાર.

### વળણ.

કરૂં કટકા બ્યૂહતણા, કુંવર ત્યાં પ્રતિજ્ઞા કરે;
સુભદ્રાને તેણી વેળા, ત્યાં વહુ ઉત્તરા સાંભરે.

### કડવું ૨૫ મું.—રાગ મેવાડો.

બોલતો સાંભળ્યો રે અભિમન્યુ બાળજી,સુભદ્રા કાંપી, પડી પેટમાં ફાળજી;
હવે શું થાશે વિધાતાજી, રખે કુંવર રણમાં જાતાજી.
હડી અબળા મૂકી નિઃશ્વાસજી, આવી રોઇ દ્રૌપદી પાસજી;
હૃદયા ફાટે નવ બોલાયજી, વડી રાણીને પડયાં પાયજી.
શું છે સુભદ્રા પૂછે પાંચાળીજી, કાં રૂઓ છો આંસુડાં ઢાળીજી;
બોલ્યાં સુભદ્રા હૃદયા ફાટેજી, હું આવી છું અતિ ઉચ્ચાટેજી;
દુઃખ લાગ્યું છે અતિશે ઊંડુંજી, કીરટી કુંવરને કંઇએક કૂડુંજી,
દ્રોણે પ્રતિજ્ઞા કપરી કીધીજી, અભિમન્યુ મારવા તેણે હું બીધીજી;
સાલ હૃદેનું કેમ સહી રહુંજી, કુંવર સાથે ન દીઠી વહુજી.
આવે વધૂ તો પુત્ર લોભાયજી, જુદ્ધ કરવાને રણ નવ જાયજી;
મેં માગ્યું તે વચન સંભારોજી, જો વંશ તમારો રાખશે મારોજી.
વધુ આવે તો રહીએ બળતાંજી, હાથ ઘસીશું આપણ વળતાંજી;
રાખ્યો ન રહે કોનો પુત્રજી, આપણું દ્રોણ ભાંગશે ઘરસૂત્રજી.
કહો રાજાને એવું જાણીજી, એવું સાંભળી ઉઠયાં પટરાણીજી;
ધર્મની પાસે દ્રૌપદી આવ્યાંજી, આદરે આવી રાય વિનવ્યાજી.
હો હો સ્વામી ધર્મ નરેશજી, આણું મોકલો મચ્છને દેશજી;
તમારા વંશને રાખશો જાણોજી,ઉત્તરા વધુને કુરૂ ક્ષેત્રમાં આણોજી.
જો કંઇ અવળી આજની રાતજી, કાલને દિવસે થશે ઉત્પાતજી.
મોકલો સાંઢને લઇ રબારીજી, વહાણે આવે વૈરાટ કુંવરીજી.

#### વળણ.

કુંવરી તેડાવો સુજ્ઞ સ્વામી, જો મળે આપણા પુત્રને;
વિલંબ ન કરશો કંથજી, જો વધારવા ઇચ્છા ઘરસૂત્રને.

### કડવું ૨૬ મું.—રાગ કાલહેરો.

એવું કહી વળ્યાં પાંચાળી, સમાચાર કહી છાનો;
પશુપાલક તેડાવ્યો રાય, ભૂપતને લાગ્યો તાનો.
દ્રુપદ તનયા જુઠું નવ બોલે, જે બોલે તે સાચું;
માટે વધુને તેડાવીએ, જે કંઇ કામ ન કીજે કાચું.
પછી સેવકને મોકલી તેડાવ્યા, આવ્યા રાય પાસે રબારી;
અમો હલકી જાતને મહારાજે તે, કોણ કારણ સંભારી.

એઉ કર જોડીને ઉભા રહેતા, નમાવીને શીર;
યુધિષ્ઠિરે એક પાસે તેડયો, સોમો નામે આહીર.
કહે રે સોમા તારે સાંઢ છે કેટલી, ઉતાવળી જે ચાલે;
મચ્છ દેશથી વધુને તેડીને, આવે સવારે કાલે.
હા સ્વામી સાંઢ છે મારે, ત્યાં વહાણાં ઓરી જાય;
ઉત્તરાને આવતાં તે, કાલ સંધ્યા કાળ થાય.
વળી રબારી બીજો તેડ્યો, દેવો એનું નામ;
તે આવીને ઉભો રહ્યો, કહે કરૂં ઉતાવળું કામ.
દેવો કહે હું પાળું સ્વામી, સોએક સાંઢ તમારી;
કાલ મધ્યાહ્ને આણી આપું, વૈરાટ રાજકુમારી.
ત્રીજો રબારી ગાંગો નામે, તેને પૂછયું તેડી;
અલ્યા તારે સાંઢ છે સબલી, જોઇ છે કે'દી ખેડી.
સ્વામી સહસ્ર એક છે મારે, કેશરી નામે કહાવે;
ઉત્તરાને ઉતાવળી કાલે, પોહોર દિવસમાં લાવે.
વળી એક આહીર ચોથો તેડયો, રાયકો એવું નામ;
તે આવી ઉભો રહ્યો ને, કર્યો દંડ પ્રણામ.
કહે રાઇકા સાંઢ તારે છે, હીંડે વેહેલી વેહેલી;
મચ્છ સુતા અહીં આણી જોઇએ, વહાણું વાતાં પેહેલી.
ત્રણ સહસ્ર સાંઢ રાખું છું, રાયકો બોલ્યો વાણી;
મનવેગી ને પવનવેગી, કંઇ તમને નથી અજાણી.
પૂર્વથી જો પશ્ચિમ મૂકું, એક દિવસમાં જાય;
ચાલ તો ચિત્રાના સરખી, તેનો પૃથ્વી ન અડકે પાય.
મન વેગીની સાથે કહો તો, ઐરાવત જે હાથી;
પવન વેગીની સાથે કહો તો, સૂર્ય અશ્વ અનુરાગી.
અહીંઆં આણું ઉત્તરા વધુને, રાતે પાછલી પોહોર;
જુઓ કારજ કેવું કરૂં છઉં, નહીં પ્રકટે સુરજ કોર.
એવું કહીને વળ્યો રબારી, રાયની શિક્ષા લીધી;
મનવેગીને ઘેર જઇને, શીઘ્રે સાંતરી કીધી.
પાખર નાખી પલાણ માંડ્યું, જડિત દંતની જાળી;
હીરા રત્ન ઝવેર જડ્યાં, કમખાની કોર વાળી;

મણી મોરડો મુખ વિષે ને, ચમકે મોટાં મોતી;
ફુમતા લેહેકે કંઠ વિષે, દુગદુગી રહી છે ઘોતી.
નિલધ્વજા ઉપર બીરાજે, ઘંટા ધમધમ કોટ;
સ્વાર થઇને રાયકો ચાલ્યો, ટચકારે દીયે દોટ.
એક દ્રૌપદી ને સુભદ્રા, વળી રાય યુધિષ્ઠિર જાણે;
બાકી કો જાણે નહીં જે, ગયો રઆરી આણે.
સાંઢ ગઇ સવા પોહોર રાતે, મચ્છતણે ભોવંન;
એવે ઉત્તરાને સુતાં માંહે, આવ્યું ઘોર સ્વપંન.

### વળણ.

સ્વપન ઘોર આવ્યું શ્યામાને, અકસ્માત્ ઉઠી જાગી;
થરથર ધ્રુજે કંઇ નવ સૂઝે, ઝાળ અભ્યંતર લાગી.

### કડવું ૨૭ મું.—રાગ સોરઠી મારૂ.

સ્વપન મુને લાધ્યું રે હો, કે કાળજું દાઝયુંજી;
હ્રદયા દાઝયું રે હો, કે સ્વપન મુને લાધ્યુંજી. ટેક.
સાંભળો સુદેષ્ણા માવડી રે, મેં દીઠી કૌતક વાત રે;
સ્વપન માંહે એવું દીઠું જે, થાશે મહા ઉત્પાત; સ્વપ૦
શું કરૂં મારી માવડી રે, મુને હઇડે લાગ્યો ચોળો રે;
જનમ તો એળે ગયો રે, કાંઇ નવ પોહોંતો સોહોલો. સ્વપ૦
ધિક્ક ધિક્ક મારાં કર્મડાં રે, કંઇ દીઠું નહીં નઠોર રે;
જન્મ તો એળે ગયો જેમ, સુકું વગડાનું બોર. સ્વપ૦
અતિ આદરે ઉછેરે માળી, પાણી સીંચી વેલી રે;
જ્યારે કળી પ્રગટી પુષ્પની રે,ત્યારે ભોગી ચાલ્યો મેલી. સ્વપ૦
મારી કાજળ વોણી આંખડી રે,કેશ વિના કાંઇ માથ રે;
નલવટ નહીં મારે ચાંદલો, મારા ચુડલા વોહોણા હાથ. સ્વપ૦
જાણે ઊંટ ઉપર બેસીને, ચાલ્યા મારો કંથ રે;
એક શ્યામ વસ્ત્ર પેહેરી ઓઢીને,પૂર્વથી આવ્યા દક્ષિણ પંથ. સ્વપ૦
લોઢાનું વાસણ ખીરનું ભોજન, માંહે તેલની ધાર રે;
સુભદ્રાનો જાયો જમતો દીઠો મેં, કોટે કરેણનો હાર. સ્વપ૦
પૃથ્વી પડયો મારો ચાંદલો રે, મેં ખાંડો દીઠો સૂર રે;
સરોવર ભર્યાં લોહીએ રે, કાંઇ સૂકાં સાગર પૂર. સ્વપ૦

તે શું હશે મારી માવડી રે, એવાં કૌતક દીઠાં ક્રોડ રે;
પછી સુદેષ્ણાજી બોલ્યાં, કાંઇ જમાઇજીને ખોડ. સ્વપ્ન૦
એવી વાત કરે છે જેટલે, એવે આણું આવ્યું બહાર રે;
રાયકો કહે છે રાણીજીને, હવે મોકલો રાજકુમાર. સ્વપ્ન૦
ચક્રાવો તે રચી રહ્યો છે, કૌરવ પ્રાણી માત્ર;
અર્જુન પધારશે સંસપ્તકમાં, ગઢ લેશે તમ જામાત્ર. સ્વપ્ન૦

વળણ.

જામાત્ર ચઢશે જુદ્ધ કરવાને, મોકલો મહારાજ રે;
પાછલી રાતે પહોંચ્યું જોઇએ, ન કરો સાસરવાસાનો સાજ રે.

## કડવું ૨૮ મું.–રાગ રામગ્રી–સલુણી.

રાયકાનાં વચન સુણીને, રોતાં બોલ્યાં રાણી રે;
સ્વપ્ન તો સાચાં થયાં, વાત આગળથી જાણી રે. મારી ઉત્તરાબાઇ.

ઉતાવળાં સાસરડે પધારો, સારો જો સર્વ શણગાર રે;
કર્મે લખ્યું તે ક્યાંથી ટળશે, મળશે તુજ ભરથાર રે. મારી૦

રાતડી માંહે ધરમ રાયે, આણું મોકલ્યું કરી ખપ રે;
રાખશે હરજી ને જીતશે વરજી, જો ચાંદલે તારે તપ રે. મારી૦

દુખડાં સહેજો ને ડાહ્યાં રહેજો, કહેરાવજો કાંઇ રૂડું રે;
સુભદ્રાપાંચાળી સામા ઉત્તર ના દેશો, રખે કહાવતી કુડું રે. મારી૦

બારણે રહીને જીજી કહીએ, સાસુ કરે જ્યારે સાદ રે;
સુભદ્રા કદીને તરછોડી નાખે, સામો ન કીજે વાદ રે. મારી૦

વહેલાં થાઓ ને ઉતાવળાં જાઓ, પહોંચો જેમ સવારાં રે;
કંથજીને ક્ષેમ જ વાધશે, પરમ સૌભાગ્ય તમારાં રે. મારી૦

રૂદન કરતી ને આંખડી ભરતી, બોલી રાજકુમારી રે;
પતિનું આણું રે ને મૂકીએ ભાણું રે, કેમ રહું કહેની વારી રે. મારી૦

સાસરવાસો લાવોને ખાસો, જવાં મોટાંને ઘરે રે;
માને મળીઆં ને આંસુડાં ઢળીઆં, સર્વને આંસુ ખરે રે. મારી૦

ઉત્તરા લીધી ને ઉતાવળ કીધી, રાયકો વાટે નિસર્યો રે;
સાંઢને ખેડી ને વહુને તેડી, પણ ગવાળો ઘેર વિસર્યો રે. મારી૦

### વળણ.

વિસર્યો ગવાળો ઘેર રહ્યો ભર્યો, ઉત્તરા જવા જ્યારે સાંતરી રે;
અરે રાયકા પટકુલ ક્યાં પડ્યાં, હવે સાસરે જઇ હું શું કરીશ રે.

### કડવું ૨૯ મું—રાગ શોક રામગ્રી.

હરીહાંરેહાં, પટકુળપડ્યાં છે પંથમાં, હરી૦ ઉત્તરાનું મન ગયું છે કંથમાં.
હરી૦ સાસરડે કેમ સંચરૂં, હરી૦ પાગે લાગણું જઇ હું શું કરૂં.
હરી૦ હું છું પીયરની સોભાગણી, હરી૦ મુને તો લોક કહેશે અભાગણી.
હરી૦ રાયકાજી પાછા વળો, હરી૦ વસ્ત્ર જુઓને વાટે પળો.
હરી૦ પછી સાંઢને પાછી વાળતો, હરી૦ જાય છે પંથડાને નીહાળતો.
હરી૦ બંનો જણ સાથે પળ્યાં, હરી૦ તે તો પીહેરને પંથે વળ્યાં.
હરી૦ સુદેષ્ણાએ સાંઢ એક મોકલી, હરી૦ તે તો મારગમાંહે આવી મળી.
હરી૦ ગવાળો જે તેણે વિસર્યો, હરી૦ ઉત્તરાને લઇ આગળ ધર્યો.
હરી૦ માતાએ તે વેળા સાચવી, હરી૦ વસ્ત્ર મોકલ્યાં છે જાળવી.
હરી૦ પટકુળ લીધાં છે હાથમાં, હરી૦ જાવું સાસરીયાના સાથમાં.
હરી૦ પછી ઉત્તરા ચાલી હરખશું, હરી૦ આજ કંથને નયણે નરખશું.
હરી૦ રાયકા સાંઢ હાંકોને ઉતાવળી, હરી૦ જેમ નાથ જાએ મુજને મળી,
હરી૦ અધઘડી દહાડો ઉગીયો, હરી૦ ત્યારે રબારી રણમાં ગયો.
હરી૦ સંજયે વાણી તો એમ કહી, હરી૦ એ કથા તો એટલેથી રહી
હરી૦ ઉત્તરાને ત્યાં આણું ગયું, હરી૦ એટલે સેના માંહે શું થયું.

### વળણ.

સેના માંહે શું થયું, સંજય વાણી ઓચરે રે;
અભિમન્યુ સંગ્રામે ચઢે, તે સામગ્રી કેવી કરે રે.

### કડવું ૩૦ મું.—રાગ ગોડી.

સંજય કહે રે ભૂપતજી સુણો, મહિમા કહું રે સૌભદ્રેતણો;
અભિમન્યુના સખા છે સાર, તે સર્વે ઉઠયા તેણીવાર.
મનમાંહે સમરીયા મોરાર, રણમાં જવા કીધો નિરધાર;
પાછલી રજની હવી ઘટિકા ચાર, ત્યારે ઉઠયા સર્વ ક્ષત્રીકુમાર.
દંતધાવન ને કીધાં સ્નાન, જાચક જનને દીધાં દાન.

રાય યુધિષ્ઠિર જોતા વાટ, વહુ ન આવી તે થાય ઉચ્ચાટ.
સુભદ્રા માર્ગને જૂએ, વહુ ન આવી તે દુઃખે રૂએ;
જાગ્યો અભિમન્યુ ઉતાવળ ઘણી, સાચવી વેળા ખટ કર્મ તણી.
લાવો માતા કવચ ને ટોપ, મારે છે કૌરવ ઉપર કોપ;
એક એકને આજ રણમાંહે હણું, દુઃખ ટાળું માતા દ્રૌપદીતણું
છે આળસ યુધિષ્ઠિરને બહૂ; ઉદ્યમ કીજે મળીને સહૂ;
જઇ કાકાને આપું આધાર, ચક્રાવો જીત્યાનો લઉં શિર ભાર.
કહે જનુની પુત્ર લ્યોની આયુદ્ધ, ગઇ ઘરમાં નહીં શરીરે શુદ્ધ;
અરે દૈવ હવે શું થશે, વહુ ન આવી તે વિઘ્નજ હશે.
સંતાડી આયુદ્ધ ને ખોળવા જાય, જેમ તેમ વાર લગાડે માય;
અભિમન્યુ કહે સુણ માવડી, શે વાર લાગે છે આવડી.
સંગ્રામ કરવાને થાય છે અસૂર, કૌતુક કરશે મારૂં શૂર;
કહેશે કાલ સૌભદ્રે સભામાં બકયો, બીહીનો તે આવી નવ શકયો.
એવું રે કહીને આઘો પળ્યો, લઇ ધનુપ ને પાછો વળ્યો;
પહેર્યું કવચ સજી જીવરખી, થાનાર વાત જે લલાટે લખી.
નીલાં અસ્ત્ર ને નીલી ધ્વજ, સારથીએ રથ કીધો સજ્જ;
ખડ્ગ તોમર બાંધ્યાં કેડ કશી, ચઢ્યો રથ ઉપર જેમ મૃગપર શશી.
જેવે પ્રગટયાં ભાસ્કરનાં કીર્ણ, તે વેળા નમ્યો રાય ધર્મને ચર્ણ;
શું ધર્મ ધુરંધર બેસી રહ્યા, ઓ શત્રુ સામા તત્પર થયા.
રાય કહે રૂડા છો દીકરા, તમે કૌરવને જીતો ખરા;
વારૂ વેહેલા થાઓ સર્વ યોદ્ધ, એવું કહી કીધો સેનાનો શોધ.
જાઓ કુંવર કુંતાને પગે લાગવા, અને સંગ્રામની આજ્ઞા માગવા;
એવું કહી મોકલ્યો કુમાર, વધૂ અર્થે લગાડી વાર.
યુધિષ્ઠિરને મન એ વાત, લાગે વાર રક્ષા કરે માત;
જો આશીપ વચન કહે સતી, તો કુંવર ન મરે કોની વતી.
અભિમન્યુ કુંતા કને ગયો, પાય લાગીને ઉભો રહ્યો;
ચક્રાવો બ્યૂહ લેવાને કાજ, મુને આજ્ઞા આપો આજ.
દ્રોણે પ્રતિજ્ઞા કીધી ઘણી, માતા મુજને મારવા તણી;
એ ભિક્ષુક મુજને કરશે શુંય, તે થકી નવ બીતો હુંય.
એવું જ્યારે બોલ્યો બાળ, ત્યારે કુંતાના પેટમાં પડી ફાળ;

જ્યારે આદર્યાં છે દ્રોણ, ત્યારે કુંવરને રાખશે કોણ;
નર નારાયણ એ અહીંઆં નથી, કૌરવે કપટ કીધું સર્વથી;
જો ગયા મૂકી જદુરાય, તો હું કરૂં એની રક્ષાય.
કૌરવ ચૌદ લોક એકઠાં કરે, તોય કૌરવનો માર્યો ન મરે;
સતીએ તેડયો પોતાની કને, આવ રક્ષા હું બાંધું તુંને.

### વળણ.

તુંને રક્ષા હું કરૂં, પણ રાખનારો શ્રીહરી રે;
ભટ પ્રેમાનંદ એમ કહે, પછી રક્ષા કોણ રીતે કરી રે.

### કડવું ૩૧ મું.—રાગ મેવાડો.

કુંતા કહે કુંવર મારા, રણમાં રણદેવી સહાયજી;
મસ્તકે મહાદેવજી રાખો, ભ્રુગુટીએ બ્રહ્માયજી.
કપોળે કાલિકાની રક્ષા, નાસાએ નારાયણજી;
અંબિકા આંખડીએ ઉભાં, શ્રવણે સારિંગપાણજી.
દંતે દીનોનાથ રખવાળો, રસનાએ રણછોડજી;
કંઠે તે કમળાનો સ્વામિ, સ્કંધે તેત્રીશ ક્રોડજી.
પેટે રાખ્યા પાંચ કન્યાને, વાંસે વાસવધીશજી;
કટિએ કૌશિક ઋષીની રક્ષા, જંઘાએ જલધીશજી.
ચરણે ચાર દિશા રખવાળી, અજવાળે અમર ઇશજી;
અંધારે શેપનાગની રક્ષા, ખેડું ધરજો શીશજી.
સર્વાંગે સોમની રક્ષા, દિવસે દિવાકરજી;
આયુદ્ધ સર્વે અંગને અડકે, ક્ષમા કરે અમરજી.
લોહ, કાષ્ટ ઉદક ને અગ્નિ, નહીં ભેદે તારે અંગજી;
ધ્યાન ધરજો ધરણીધરનું, સદા રહેશે તારે સંગજી.
મેદ રૂધિર ને સાહેર રાખો, નાશાએ નવ કુલ નાગજી;
માર્ગે ગણપતિ તુંને રાખો, યુદ્ધે રાખો વાગજી.
સાત તાંતણા સુત્રના બાંધીને, વોળાવ્યો કુમારજી;
પછી બ્રાહ્મણને રૂપે કરીને, સામા મળ્યા વિશ્વાધારજી,
હાથ લાકડાં ઝાલી જદુપતિ, કાયા કીધી ધરડીજી;
કડકડાટ હાડકાં વાગે, ઊડતા દાંત જ કરડીજી.

અભિમન્યુને મારગ માંહે, મોહન આવી મળીયાજી;
હાથ ઝાલીને હરી કહે છે, ક્યાં પધારશો બળીયાજી.
આ દોરડો કોણે બાંધ્યો છે, શું આવે છે તાવની ઝરેળીજી;
તું સરખો યોદ્ધો થયો રોગીઓ, દેખી મુને ચઢે કરેલીજી.
અભિમન્યુ કહે રે હો સ્વામિ, એ શું બોલ્યા ઋષિરાયજી;
હું જાણું છું યુદ્ધ કરવાને, બાંધી છે રક્ષાયજી.
વચન સાંભળી કુંવર કેરાં, કૃષ્ણે મૂર્ચ્છા ખાધીજી;
અરે પાપી એ શું બોલ્યો, વચને આંતરડી દાધીજી.
પિતાએ તારે ત્રણ લોકને, ધનુષે ધંધોળ્યુંજી;
અરે અભિમનિયો અર્જુનનું, તેં નામ આજથી બોળ્યુંજી.
મચ્છ વેધ ને ખાંડવ વન દહન, વળી જીત્યા શ્રીત્રિપુરાયજી;
તે વેળા તો અર્જુને, નહોતી બંધાવી રક્ષાયજી.
કપુત પેટ પડયો પારથને, જ્યારે જીતશે ડોસી સારૂજી;
અમો તો પરમારથ કહું છું પણ, કુળ લાજશે તારૂંજી.
કુંતાથી શત્રુ મરતા હોય તો, રક્ષા બંધાવે નકુળ સહદેવજી;
તારો વાંક નથી એ તો છે, છોકરવાદીની ટેવજી.
મામો તારો જાણશે તો, દુભાશે જુગદીશજી;
અર્જુન તો અદકું નહીં કરશે, છેદશે તારૂં શીશજી.
કદાચિત કૌરવને જીતીશ, રણ કરીશ સંગ્રામજી;
તો તુંને કોઇ નહીં વખાણે, થશે ડોશીનું નામજી.
એવું સાંભળી સૌભદ્રેએ, તોડી નાખ્યા તંતજી;
ધન્ય ધન્ય કહી હેલામાંહે, અદૃશ્ય થયા ભગવંતજી.
આનંદ પામ્યા અવિનાશી, રક્ષા કીધી ફોકજી;
બ્રહ્માનો માર્યો મરત નહીં ને, હવે જાશે જમલોકજી.
અભિમન્યુ ચાલ્યો સંગ્રામે, નવ પ્રીછ્યું કપટજી;
બ્રાહ્મણ તે ભગવંત નવ જાણ્યા, સાચું માન્યું સુભટજી.

### વળણ.

સાચું માન્યું સુભટે, પુત્ર તે રણ ભણી પળે રે;
જન પ્રેમાનંદ એમ ભણે જે, ઉત્તરા સ્ત્રી મળે સામી રે.

જ્યારે આદર્યાં છે દ્રોણ, ત્યારે કુંવરને રાખશે કોણ;
નર નારાયણ એ અહીંઆં નથી, કૌરવે કપટ કીધું સર્વેથી;
જો ગયા મૂકી જદુરાય, તો હું કરૂં એની રક્ષાય.
કૌરવ ચૌદ લોક એકઠાં કરે, તોય કૌરવનો માર્યો ન મરે;
સતીએ તેડયો પોતાની કને, આવ રક્ષા હું બાંધું તુંને.

### વળણ.

તુંને રક્ષા હું કરૂં, પણ રાખનારો શ્રીહરી રે;
ભટ પ્રેમાનંદ એમ કહે, પછી રક્ષા કોણ રીતે કરી રે.

## કડવું ૩૧ મું.—રાગ મેવાડો.

કુંતા કહે કુંવર મારા, રણમાં રણદેવી સહાયજી;
મસ્તકે મહાદેવજી રાખો, ભ્રુગુટીએ બ્રહ્માયજી.
કપોળે કાલિકાની રક્ષા, નાસાએ નારાયણજી;
અંબિકા આંખડીએ ઉભાં, શ્રવણે સારિંગપાણજી.
દંતે દીનોનાથ રખવાળો, રસનાએ રણછોડજી;
કંઠે તે કમળાનો સ્વામિ, સ્કંધે તેત્રીશ ક્રોડજી.
પેટે રાખ્યા પાંચ કન્યાને, વાંસે વાસવધીશજી;
કટિએ કૌશિક ઋષીની રક્ષા, જંઘાએ જલધીશજી.
ચરણે ચાર દિશા રખવાળી, અજવાળે અમર ઇશજી;
અંધારે શેષનાગની રક્ષા, ખેંડું ધરજો શીશજી.
સર્વાંગે સોમની રક્ષા, દિવસે દિવાકરજી;
આયુદ્ધ સર્વે અંગને અડકે, ક્ષમા કરે અમરજી.
લોહ, કાષ્ટ ઉદક ને અગ્નિ, નહીં ભેદે તારે અંગજી;
ધ્યાન ધરજો ધરણીધરનું, સદા રહેશે તારે સંગજી.
મેદ રૂધિર ને સાહેર રાખો, નાશાએ નવ કુલ નાગજી;
માર્ગે ગણપતિ તુંને રાખો, યુદ્ધે રાખો વાગજી.
સાત તાંતણા સુત્રના બાંધીને, વોળાવ્યો કુમારજી;
પછી બ્રાહ્મણને રૂપે કરીને, સામા મળ્યા વિશ્વાધારજી,
હાથ લાકડાં ઝાલી જદુપતિ, કાયા કીધી ઘરડીજી;
કડકડાટ હાડકાં વાગે, ઊકતા દાંત જ કરડીજી.

અભિમન્યુને મારગ માંહે, મોહન આવી મળીયાજી;
હાથ ઝાલીને હરી કહે છે, ક્યાં પધારશો બળીયાજી.
આ દોરડો કોણે બાંધ્યો છે, શું આવે છે તાવની ઝરેળીજી;
તું સરખો યોદ્ધો થયો રોગીઓ, દેખી મુને ચઢે કરેલીજી.
અભિમન્યુ કહે રે હો સ્વામિ, એ શું બોલ્યા ઋષિરાયજી;
હું જાણું છું યુદ્ધ કરવાને, બાંધી છે રક્ષાયજી.
વચન સાંભળી કુંવર કેરાં, કૃષ્ણે મૂર્ચ્છા ખાધીજી;
અરે પાપી એ શું બોલ્યો, વચને આંતરડી દાધીજી.
પિતાએ તારે ત્રણ લોકને, ધનુષે ધંધોળ્યુંજી;
અરે અભિમનિયો અર્જુનનું, તેં નામ આજથી બોળ્યુંજી.
મચ્છ વેધ ને ખાંડવ વન દહન, વળી જીત્યા શ્રીત્રિપુરાયજી;
તે વેળા તો અર્જુને, નહોતી બંધાવી રક્ષાયજી.
કપુત પેટ પડયો પારથને, જ્યારે જીતશે ડોસી સારૂજી;
અમો તો પરમારથ કહું છું પણ, કુળ લાજશે તારૂંજી.
કુંતાથી શત્રું મરતા હોય તો, રક્ષા બંધાવે નકુળ સહદેવજી;
તારો વાંક નથી એ તો છે, છોકરવાદીની ટેવજી.
મામો તારો જાણશે તો, દુભાશે જુગદીશજી;
અર્જુન તો અદકું નહીં કરશે, છેદશે તારૂં શીશજી.
કદાચિત કૌરવને જીતીશ, રણ કરીશ સંગ્રામજી;
તો તુંને કોઇ નહીં વખાણે, થશે ડોશીનું નામજી.
એવું સાંભળી સૌભદ્રેએ, તોડી નાખ્યા તંતજી;
ધન્ય ધન્ય કહી હેલામાંહે, અદશ્ય થયા ભગવંતજી.
આનંદ પામ્યા અવિનાશી, રક્ષા કીધી ફોકજી;
બ્રહ્માનો માર્યો મરત નહીં ને, હવે જાશે જમલોકજી.
અભિમન્યુ ચાલ્યો સંગ્રામે, નવ પ્રીછયું કપટજી;
બ્રાહ્મણ તે ભગવંત નવ જાણ્યા, સાચું માન્યું સુભટજી.

વળણ.

સાચું માન્યું સુભટે, પુત્ર તે રણ ભણી પળે રે;
જન પ્રેમાનંદ એમ ભણે જે, ઉત્તરા સ્ત્રી મળે સામી રે.

## કડવું ૩૨ મું.–રાગ શોક રામગ્રી.

સાસુ જુએ છે વાટડી, ઉત્તરા શે નવ આવીજી;
રખારી વેરી થયો, વાત કંઇ એક ભાવી. સાસુ૦
વાયદો વહ્યો નિશાતણો, આ ઊગ્યો ભાણજી;
હવે પુત્ર તે રાખ્યો નવ રહે, શું કરે ભગવાન. સાસુ૦
યુધિષ્ઠિર દુ:ખ મનમાં ધરે, શે લાગી આવડી વારજી;
એવે કુંતા પાસેથી આવ્યો, અભિમન્યુ કુમાર. સાસુ૦
હાં કાકા કાં ઉભા રહ્યા, ઘરોની આયુદ્ધજી;
હસ્તિના પુર ધણી શું બેશી રહ્યા, કરવું છે મહા યુદ્ધ. સાસુ૦
લાવ સારથિ રથ માહરો, કહેતાંમાંહે લાવ્યોજી;
ધૃષ્ટદ્યુમ્ન સેના સર્વશું, શીઘ્રે થઇને આવ્યો. સાસુ૦
રાય યુધિષ્ઠિર રણે ચઢ્યા, જ્ઞાન વાત વિચારોજી;
વહુ ન આવી ને વાટ જુએ, મારો વંશ વધારો. સાસુ૦
નિર્દોષ નિશાન ગડગડે, ધજા ફરહર થાયજી;
શરણાઇ નફેરી નવ નવાં, નોબત ઝણઝણાય. સાસુ૦
ફુંકો ઘોસ મુખ ગાજતા, હુંકારા રણતૂરજી;
લોહમય બખતર પહેરીયાં, સોંઢ્યા છે રણશૂર. સાસુ૦
હંસલા અરબી ને હરણીઆ, હય કરે હણહણાટજી;
કાબરા કચ્છી તે હરણીઆ, ચાલે છે સણસણાટ. સાસુ૦
વાયુ વેગી ને વાનરીઆ, ભલા નાદે નાચંતાજી;
પીળા પાખરીઆ ને પોપટીઆ, પારેવા પાણી પંથા. સાસુ૦
ધુટ ઘોડા ને ગંગાજલા, ગોરડા ને ઘેહેલાજી;
ઊંચા ઉંટ મુખ ને અરબી, ચાલે જલના રેલા. સાસુ૦
હાથી બહુ આગળ કર્યા, ઉપર શોભે છે અંબાડીજી;
તે જોઇ જોઇને આંસુ ભરે, સુભદ્રા જે માડી. સાસુ૦
શા માટે વહુ આવ્યાં નહીં, જાય છે કંથ તમારોજી;
મળીને વંશ વધારીએ, માનુની આજ અમારો. સાસુ૦
નકુળ સહદેવ સામા આવ્યા, તેઆં સુભદ્રા નારીજી;
મારા પુત્રની સાથે કો નહીં, છે આશ તમારી. સાસુ૦

મોરારી મૂકી ગયા, દીસે છે કાંઇ ગમતુંજી;
પુત્રનું પરાક્રમ વાધીયું, તે કયેમ નથી સમતું. સાસુ૦
દીયર તમારે આસરે છે, એવું કહીને રોઇજી;
નકુળ સહદેવ સાંચર્યા, આંસુડાં તે લોહી. સાસુ૦
સાસુ જુએ સૈન્ય ચઢ્યું પાંડવનું, બહુ પેરે વિર વિરાજેજી;
એ બ્રહ્માંડ લાગ્યું ડોલવા, એ દુંદુભી વાજે. સાસુ૦
ભીમ યુધિષ્ઠિર ને સાત્યકી વળી ધૃષ્ટદ્યુમ્નજી;
ચાર રથીના જુથ આગળ, ચાલ્યો અભિમન્યુ. સાસુ૦
વૈરાટ દ્રુપદ કાશીપતી, પુંડ્ર કુંતીભોજજી;
પંચપુત્ર દ્રૌપદીતણા, ચાલ્યા આગલી ફોજ. સાસુ૦
નકુળ સહદેવ મોઢે રહ્યા, સુભટને કર ભાલાંજી;
એક કોટી ત્યાં દરબડે, આગળથી તે પાળા. સાસુ૦

વળણ.

પાળા ને અસ્વાર સર્વે, સેના તે પંથે પળી રે;
દિવસ ઘટિકા ચાર ચઢતે, માર્ગમાં ઉત્તરા સામી મળી રે.

## કડવું ૩૩ મું.—રાગ નટની ચાલ.

મળી મહિલા મારગમાંહે, વાહન વિના પાળી;
સકળ સેનાને જોવા લાગી, જેમ જૂએ મૃગલી બાળી.
હણહણ કરતી હય હસ્તીની, હીંડતી દીઠી હાર;
તેના અસ્વાર અચરજ પામ્યા, નયણે નીરખી નાર.
જોધ માત્ર જોતાંમાં મોહ્યા, થયો પ્રદીપન કામ;
ચળ્યાં ચિત્ત ને ચાબુક પડિયા, વછુટી ગઇ લગામ.
વ્યાકુળ વીર થયા ગ્રેહ પ્રહારે, પ્રાક્રમ પામ્યાં નાશ;
મોહ્યા સારથી શીતળ થયા ને, પડયા પરોણા ને રાશ.
વાજીંત્ર સર્વે રહ્યાં બોલતાં, શબ્દ બોલે છાના;
વગાડનારા અશુદ્ધ કરીને, ફુંકે પ્રાણે નહાના.
વિપરીત ધ્વજા ગ્રહી સેવકે, લાકડીઓ ઉંચી કીધી;
પાળા મોહ પામીને પડીયા, જાણે મદિરા પીધી.
કોતલ અશ્વ સેવકે મૂક્યા, હસ્તિથી માહાવત પડિયા;
માંહો માંહે હસ્તી ઘોડા, સામ સામાં વઢિયા.

સાત ક્ષોહીણી સૈન્ય મોહ્યું, દેખી ઉત્તરાનું અંગ;
વાહન છુટયાં કરે કીકીયારી, પડ્યો સેના માંહે ભંગ.
જોદ્ધ ઉપર જોદ્ધ થઇ જાય, અશ્વ હીંડે ત્યાં તાણી;
અવળા સવળું સૈન્ય મંડાયું, વાત કોઇએ નવ જાણી.
રાય યુધિષ્ટિર થયા ઝાંખા, જાણ્યું આવ્યા પીતરાઇ;
ભીમ સાત્યકી સેનાપતી, બેઉ સામા આવ્યાં ધાઇ.
શરમાયા સુભટ સજ થઇ ચાલ્યા, કહ્યું જે વાહન વઢયાં;
એવે અભિમન્યુને ઉત્તરા નારી, જાતાં દ્રષ્ટે પડયાં.
અન્યોઅન્ય દૃષ્ટ મળી પણ, ઓળખે નહીં કો કોને;
અભિમન્યુએ ઉત્તરાને નીરખી, ઉત્તરાએ નીરખ્યો અભિમન્યુને.
નર નારી બેહુ રૂપ વખાણે, બ્રહ્મા છે તુંને ધન્ય;
જોતાં જોતાં તૃપ્ત ન પામે, ચંદ્રકલા તે બંન્ય.
ઉત્તરાએ અભિમન્યુને નીરખી, નયણે ભર્યાં આંસુ;
આવા નાથનો હાથ નવ ઝાલ્યો, અવતાર લીધો ફાંસુ.
હરીહર હીરણ્યગર્ભ મળીને, એ પુરૂષને ઘડીયો;
ચંપકવર્ણું શરીર વિરાજે, જાણે કનકની ખોળે મઢીયો.
ધન્ય કુખ જનેતા કેરી, ધન્ય કુટુંબ પરિવાર;
ધન્ય નારી વ્રતની કરનારી, જેને આવો હશે ભરથાર.
મેં પાપણીએ કંઇ પુણ્ય નવ કીધું, તો કયાંથી આવો સ્વામી;
એમ ઉત્તરા ત્યાં દુઃખને ધરતી, સામો મોહ્યો છે સ્વામી.
અભિમન્યુ મનમાં વિમાસે, કોણ હશે એ નારી;
એનાં રૂપ આગળ ઈંદ્રાણી, કમલા રતિ જાય હારી.
મહા મોટા જોગેશ્વર સરખા, એ આગળ થાય આધીન;
મૃગનયની ચપળ આંખ અંજન, અથવા જાણે મીન.
કેશ વેશ વામાનો વર્ણ, વિપધર જોતાં થાકે;
સમાચાર કેમ એને પૂછું હું, ચોદિશ વિટયો કાકે.

## વળણ.

ચીંટયો કાકે ચારે પાસે, કેમ બોલાવું એ નારી રે;
પછી યુધિષ્ઠિરને પૂછયો સમાચાર, લજ્જા મૂકી વિસારી રે.

## કડવું ૩૪ મું.—રાગ કેદારો.

અભિમન્યુ વળતી ઓચરે, ધર્મરાયસું વિનય કરે;
કોણ પ્રભવે શોભતી પ્રેમદા રે.
કાકા કપટ ભાવ મુજને નથી, અબલા આવી કયાં થકી;
જેથી સર્વથા રે મન પામ્યું મુદા રે.

### ઢાળ.

મુદા પામ્યા મન વિષે, તે તો દેખી રામાનું રૂપ;
અભિમન્યુનાં વચન સુણીને, બોલ્યા યુધિષ્ટિર ભૂપ.
ભૂપતિ કહે છે ભત્રિજા એ, ભામની છે તાહારી;
ઉત્તરા એવું નામ છે એનું, વૈરાટ રાજકુમારી.
એ પણ તુજને નથી ઓળખતી, રહી છે મીટ માંડી;
રાત રાતમાં તેડાવી, મેં મોકલીને સાંઢી.
વાત સાંભળીને હવો વિસ્મય, નયણે ચાલ્યાં જલપૂર;
કાંતી દેખી કાંતા કેરી, કંથ થયો કામાતૂર.
સેના સર્વે ચાલતી કીધી, રણવાસ રચ્યો ધૃષ્ટદ્યુમ્ન;
યુધિષ્ટિરે એક માર્ગ વચ્ચે, તણાવ્યું શબીર ભુવન.
ધર્મરાય ચાલ્યા પુંઠળથી, રચ્યો જઇ સંગ્રામ;
અભિમન્યુએ લજ્જા મૂકી, જે વૃદ્ધ પામ્યો છે કામ.
ઉત્તરા આવ્યાં અંતઃપુરમાં, દીઠો સુંદર સ્વામી;
મેં કોણ પુણ્ય પૂર્વે કીધાં જે, ભરથાર આવો પામી.
હર્ષ આંસુ હવાં બેઉને, મળવા હઇડું ફાટે;
અરે દૈવ તેં આ શું કીધું, વિયોગ રહ્યો શામાટે.
સંજય ભણે સાંભળ હો રાજા, ધૃતરાષ્ટ્ર રાજન;
પછી અભિમન્યુએ ઉત્તરાને, આપ્યું તે ઋતુ દાન.
જુગ્મ ઘટિકા ત્યાં રહ્યાં બન્ને, કરી સ્નાન સજ્યા આયુદ્ધ;
કાં અબળા છે તારી આજ્ઞા, હું જાઉં કરવાને જુદ્ધ.
ભુંડી કન્યા ભુંડી કન્યા, પરણ્યા ત્યારે કહ્યું શ્રીહરી;
તેટલા માટે રે પ્રેમદા, પરણ્યા મેં તમોને મુકયાં પરહરી.
વિધાત્રાએ જે લખ્યું તે, આગળ આગળથી થાય;
આજ મેળાપ હવો આપણો, ને કરતાં કલ્લોલ ના જાય.

હું તમને જાણું આવી તો, કાં રહે વિયોગ;
સુખ પ્રાપ્તિ હવડાં હવી, જ્યારે ટળ્યા કર્મના ભોગ.

વળણ.

ટળ્યા કર્મના ભોગ રે મહિલા, એવું કહીને ચાલિયો રે;
ઉત્તરાએ ધસીને ત્યાં પછી, અભિમન્યુનો છેડો ઝાલિયો રે.

## કડવું ૩૫ મું.—રાગ કેદારાની ચાલ ટુંકડી.

એમ બોલિયાં ઉત્તરા નારી, સ્વામી સાંભળોની વાત અમારી;
મારાં પ્રગટ્યાં કર્મનાં કૃત્ય, જે હું રાંકડી ને તમો આભુત્ય.
અવતાર નિર્ગમ્યો એળે, સમાગમ સરજ્યો આ કાળે.
પાતળીઆ પિયુજી મારા, તમો જોગ નથી હું દારા.
આપણે કેટલેક દહાડે મળિયાં, દુઃખ આભ્યન્તરનાં ટળિયાં.
હવે પ્રીતડી લાગી થાવા, તો હું તમને કેમ દેઉં જાવા.
નારીને તે નાથ જીવન, સુખ પાળે ને આપે અન્ન.
ભરથાર એ તે સુખ મોટું, ભરથાર વિના સર્વે ખોટું.
ભાઇ બાપ મામા ને જે માડી, ઘણું કરે તો પહેરાવે સાડી.
સાસુ સસરો તે સહુ ધણી માટે, બાકી નહીં કો સાસરીયાંની વાટે.
થાનાર હોશે તે દઇશું થાવા, પણ નહીં દેઉં તમને હું જાવા.
શું જુદ્ધ કરીને થાકયા, રાજ્ય કરશે પરબારા કાકા.
તો તમને શું છે વઢવું, બાંધી બાકરી કૌરવપર ચઢવું.
જ્યારે એમ કહ્યું શિર નામી, ત્યારે બોલ્યો અભિમન્યુ સ્વામી.
મિથ્યા કરવી મન અભિલાષા, નહીં ટળે હો કર્મની રેષા.
જો કદી પેસે કુંજરના દંત, તોએ જુદ્ધ ન મૂકે બલવંત.
શરીર થાય તે ચૂરેચૂર, તોએ રણ નવ મૂકે શૂર.
મહિલા એકવાર છે મરવું, તો રણથી પાછું શું ઓસરવું.
માટે પ્રેમદા પાલવ મૂકો, તમો ચતુર થઇ કાં ચૂકો.

વળણ.

ચૂકો માં તમે ચતુર થઇને, એમ કહી ચાલ્યો નાથ રે;
ત્યાં મચ્છસુતા એમ ઊચ્ચરે, ઝાલી અભિમન્યુનો હાથ રે.

## કડવું ૩૬ મું.—રાગ ધન્યાશ્રી.

પિયુ શું થાશે રે, મારા પીયુજી શું થાશે રે;
આજની રજની કેઇ પેરે જાશે રે, મારા પીયુજી શું થાશે રે. ટેક.
કોણ સારૂ વઢવાને વકરો, ચક્રાવો ગઢ જીતવો કપરો;
તે મોટા ને તમો બાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
વ્યૂહને મોઢે ઉભા છે દ્રોણ, તમને જીતવાનું કીધું પોણ;
પ્રતિજ્ઞા પાળશે પ્રતિપાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
શકુની કૌરવ પાપી કર્ણ, જેને દેખતાં પામીએ મર્ણ;
મારા સ્વામી છો સુકોમળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
જયદ્રથ સરખા જોદ્ધા છે નવ, મહા ભયંકર ભૂરિશ્રવ;
કૃતવર્મા કૃતાંત કાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
કૌરવ સાથે દુર્યોધન, મનનો મેલો દુસ્શાસન;
વરૂવા મોટા જેવા વ્યાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
અશ્વત્થામા જોદ્ધો મહા બળ, સિંહ સરખો સામો શલ્ય;
નાખશે તમપર શરની જાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
બાણકેરો વરસશે વરસાદ, અંત્રિક્ષ અંધારૂં ને ઉલ્કાપાત;
અગ્નિ અસ્ત્રની ઉડશે જ્વાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
આયુદ્ધ ધારા રહેશે વરશી, ભોગળ ગદા ને ભાલાં ફરશી;
તે વેળા શી કરશો ચાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
કાકા કેરી અલ્પ સગાઈ, અર્જુન હોય તો આવે ધાઇ;
નથી મામો શ્રીગોપાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
આંખડી મારી જમણી હાલે, દુઃખ હૃદેમાં ઊંડું સાલે;
કેવો દેખીશ સંધ્યા કાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.

### વળણ.

સંધ્યા કાળ હું કેવો દેખીશ, ઘડી જુગ સરખી થશે રે;
નિમેષ નહીં મળે આંખડીએ; હું જોઇ રહીશ એણી દીશે રે.

## કડવું ૩૭ મું.—રાગ સામેરી.

ઉત્તરાનાં રે વાયક સાંભળી, અભિમન્યુ બોલ્યો ત્યારે વળી;
કાં પ્રિયા આંખલડી રાતી કરો, મારા સમ જો આંસુડાં ભરો.

તમો ચતુરાં છો ક્ષત્રાણી, પ્રેમદા ચઢાવો મુને પાણી;
રણ થકી રે જે ઓસરવું, તે જીવ્યાર્પે ભલું હોય મરવું.
તમે આજ્ઞા કરો એવું જાણી, ત્યારે બોલ્યાં ઉત્તરા રાણી;
મન છે તો કંથજી પધારો, સામા શત્રુને બળ કરી મારો.
માતાજીને રે ભાગ્યે ફરજો, સામા શત્રુ હોય તે રે મરજો;
તમે જુદ્ધ કરવાને જાજો, જેવા અહિં છો તેવા ત્યાં થાજો.
મારા કંથજી કુલ દીપાવો, જશ ઉપરાજીને લાવો;
એવું કહીને પાગે લાગી, પિયુ ચાલ્યો તે આજ્ઞા માગી.
પતિવ્રતા પુંઠલ જોતી, ખરે આંસુડાં જાણે મોતી;
વહાલાજીનો વરાંસો ન ખમાય, ફરી જુએ તો વારૂ રે થાય.
એમ ટળવળ ટળવળ કરતી, પાછી શિબિર ભણી તે ફરતી;
નેત્રે નીર મૂક્યું છે રે રેડી, પછી સુભદ્રાએ લીધી તેડી.
ભેટયાં સુભદ્રા ને પાંચાલી, વહુજી નમીયાં છે કેડને વાળી;
હવે અભિમન્યુ રણે ચાલ્યો, રથ પ્રહારે મહીધર હાલ્યો.
ત્યાર પહેલી સેના આથડે, સામસામાં કટક બે લડે;
દુન્દુભી શબ્દ બહુ ગડગડે, જેમ મેઘ અપાડો ધડહડે.

### વળણ.

ધડહડે સેના મેઘની પેરે, રેણુ જઇ પહોંતી ગગંન રે;
એવે કૌરવને કંપાવતો, આવતો દિઠો અભિમન્યુ રે.

### કડવું ૩૮ મું.—રાગ મારૂની દેશી.

કૌરવમાં થયું કેહેવાણ રે, અભિમન્યુ આવ્યો રે;
મુકયાં સુભટ સર્વનાં ઓસાણ રે, અભિમન્યુ આવ્યો રે.
ઓ ' રણસ્થંભ મૂકાવ્યો રે, અભિમન્યુ આવ્યો રે;
સંગે ભીમસેન ભડને લાવ્યો રે, અભિમન્યુ આવ્યો રે.
એ તો ગતે કરી પવન રે, અભિમન્યુ આવ્યો રે;
જાણે દેહ તે હુતાશંન રે, અભિમન્યુ આવ્યો રે.
જુદ્ધે કરીને જેવો ઈંદ્ર રે, અભિમન્યુ આવ્યો રે;
શીતળતાએ જેવો ચંદ્ર રે, અભિમન્યુ આવ્યો રે.
મહિમાએ જેવો હરીહર રે, અભિમન્યુ આવ્યો રે;
ગંભીરપણે જેવો સાગર રે, અભિમન્યુ આવ્યો રે.

ગદા રમવાની જાણે છે પેર રે, અભિમન્યુ આવ્યો રે;
સ્થિર થાય તે જેવો મેર રે, અભિમન્યુ આવ્યો રે.
નિર્મલતાએ તે ગંગાજલ રે, અભિમન્યુ આવ્યો રે;
રૂપે જાણે બીજો નળ રે, અભિમન્યુ આવ્યો રે.
તેજે કરીને જેવો ભાણુ રે, અભિમન્યુ આવ્યો રે;
ક્ષમાએ તે ક્ષિતિ સમાન રે, અભિમન્યુ આવ્યો રે.
ધસવે તો શાર્દૂલની ફાળ રે, અભિમન્યુ આવ્યો રે;
જાણે કૌરવ દળનો કાળ રે, અભિમન્યુ આવ્યો રે.
ઓ ચાપ ચઢાવ્યું હાથ રે, અભિમન્યુ આવ્યો રે;
નિલા અશ્વ જોતર્યાની છાપ રે, અભિમન્યુ આવ્યો રે.
ઓ લીલી ધ્વજા ફરકે રે, અભિમન્યુ આવ્યો રે;
આપણથી દૃષ્ટિ ના મૂકે રે, અભિમન્યુ આવ્યો રે.
એણે ભૂષણ પહેર્યાં ભવ્ય રે, અભિમન્યુ આવ્યો રે;
ભાથા ભીડયા સવ્ય અપસવ્ય રે, અભિમન્યુ આવ્યો રે.
આપણને પમાડશે જમ લોક રે, અભિમન્યુ આવ્યો રે;
હવે મંદિર જાવું તે ફોક રે, અભિમન્યુ આવ્યો રે.
દ્રોણે કીધો શંખનો નાદ રે, અભિમન્યુ આવ્યો રે;
સામો અભિમન્યુ કરે સંવાદ રે, અભિમન્યુ આવ્યો રે.

### વળણ.

સંગ્રામ સર્વે સુભટતણો, રણ યુદ્ધ માંડયું દ્વંદ્વ રે;
હવે અભિમન્યુ કેમ આથડે, તે કહે ભટ પ્રેમાનંદ રે.

### કડવું ૩૯ મું.—સવૈયા.

કુરૂ ક્ષેત્ર બડા કૌરવ કમળ, મર્દન આયો અભિમન્યુ હાથી;
અધકે તનકે તંન કંપત સરપપે, ન સબ જ્યું છોડે રે સાથી.
ગીરે હથિયાર ફીરે તલવાર, કહો જીત નહિ એવા બાલકાથી;
ભાગે દ્વાદશ બાટ, હુવો ખળખળાટ, કીરીટી કુંવર કાળ ભાથી.
ગુરૂ દ્રોનકે આગે આયો દુર્જોધન, પૂછત એક બાત પાય લાગી;
પ્રભુ અપને ઉપર એ કૌન આવતહે, જાકે આયેસે સબ સેનાહી ભાગી.
નર નારાયણ દોનુમે કો નહીં, તો તીસરો કોણ ઉઠયો રે જાગી;
સ્વામી તમસે શૂર સામો સોઢંત, તો આપેહી મોત લીયો રે માગી.

મુનિ કહે રે સુણો હો મહિપતિ, જાકે રથપર નીલી હે રે ધ્વજા;
નીલાહી ટોપ ટાટર, નીલાહી પાખર, નીલાહી બાંગા અંગ સજા.
ક્રોધકો કાળ ગોપાળકો ભાણેજ એ, આવત કીરીટીકો કુંવર બજા;
કહે ગુરૂ દ્રોન બિના ઇનકે મુખ આગે, અપને સુભટ સબહી અજા.

## રાગ સામેરી.–સાખી.

સજ થાઓ સર્વ સુરધીર, એણીપેરે બોલ્યા દ્રોણ;
રહ્યો ચઢી વ્યૂહને મુખે, જોઉં નીસર્યો કોણ.
કોણહી નાસે રણ વિષે, વીર જોતા છે મર્ણ;
આ માર્યો અભિમન્યુ મુઓ, એણી પેરે બોલ્યો કર્ણ.
છઇયું હૈયું ઉંધરી આવિયો, એમ કહે દુસ્શાસન શૂર;
આપણ વાયુથી ઉડશે, અભિમન્યુ આકનું તૂર.
એ અંશ છે અર્જૂનનો, એમ વદે કૃપાચાર્ય;
નાસશો સર્વ પ્રહારથી, ન હોય વસ્ત્ર તાણ્યાનું કાર્ય.
વિપ્રરાજ રહ્યો વ્યૂહને મુખે, અને કીધો શંખનો નાદ;
અરે આવ સુભદ્રે સુરધીર, શત્રુએ દીધો સાદ.

## રાગ સામેરી–પદ.

આવ્યો આવ્યો અભિમન્યુ આગળે, ચાપ ચડાવ્યું હાથ રે;
જાણે ઉદયાચલ ઉડીને આવ્યો, એવો ભીમસેન છે સાથ રે. આવ્યો.
અગ્નિ સરખો સર્વ ભક્ષી, એવો ધૃષ્ટદ્યુમ્ન રે;
મૃગરાજ સરખો સાત્યકી, કૈરવ કુંજરનો નિવન રે. આવ્યો.
પંચપુત્ર દ્રુપદ સુતાના, તે શાર્દૂલની સમાન રે;
ધર્મસુત સાગર સરખો શોભે, પિત્રાઇ નદીજળ સમાન રે. આવ્યો.
તુર્ય તન છે જુગ્મના, તે જાણે ચંદ્ર સવિત્ર રે;
રૂપે નળ ને તેજે સુરજ, એવો શોભે પારથનો પુત્ર રે. આવ્યો.
ક્ષાર ક્ષીર બેઉ ઉલટીઓ, એમ સૈન્ય આવ્યાં દંદ્ર રે;
ચક્રાવો કેમ ચૂરણ કીધો, તે કહે વિપ્ર પ્રેમાનંદ રે. આવ્યો.

## સાખી.

દ્રોણ કહે માં દોડ રે, બોલ માન તું મારા;
જોઇને આવજે બાલકા, છે કાળ કૈરવ તારા.

પુલણ મૂકો મહા મુની, અભિમન્યુને શી શીખ;
બ્રાહ્મણને યુદ્ધ ઘટે નહીં, ઘર ઘર માંગો રે ભીખ.
(અલ્યા)ભીખ માંગે ભૂંડું નથી, બ્રાહ્મણનો એ અભ્યાસ;
ભીખ મંગાવું તારા તાતને, તુંને મોકલું જમવાસ.
અભિમાન મુકો મહા મુનિ, અશુદ્ધ ભાખો છો શુંય;
પેહેલા તમને આગળ કરી, ને પછી જઇશ તે હુંય.
એવું કહીને ઉતપત્યો, ધનુષ કરી ટંકાર;
ત્રાસે દળ કૌરવતણું, કરે નાશનો વિચાર.

## કડવું ૪૦ મું.–રાગ સવૈયા.

આયો આયો અભિમન્યુ અર્જુનકો નંદન, કૌરવકો રે નિકંદન કારી;
સાથે રે હાથી ભીમસેન ભૂપતિ, રૂધીર રંગીત ગદાહે રે ધારી. આ.
હુલક હલકાર પાડી રે પોકાર, ફીરી રાય ઋષીકે શરણ આવ્યો;
દીનકે દીન હોય કે દુર્યોધન, સેનાપતિકું શીરનાયો, આ.
પ્રભુ તેરી ઓથ્થે, મેં રાજ્ય કરૂં, આસન અચળ અભે કરી પાયો;
તેરે દીયેકું લેન મહા મુનિ, ઉમંગી અભિમન્યુ ધાયો. આ.
ભૂદેવી પ્રસન્ન મહારાજ તે કયાં ડરે, કહાં કરે બાળ એ વીર ઠાઠી;
(શુણ્ય) હો મૂઢ મન ધીર ધર,પ્રૌઢ પ્રાક્રમ કર કયાં તુમેરી બગીયાં રે નાઠી. આ.
બોલે ઋષી વચન, ભાગ અર્જુનકે તન, કહા આવત તું મેરી ડાઢે;
હો બૃંદલકે સુત, કાહાં તું લઢી જાણો, મોકું દયા ઉપજ તેરે શીર વાઢે. આ.
અરે અંનકે જાચક, મત ખીજીયો તુમ, મેં રહ્યા હું રે દંત કરડી;
આ ભીમસેન ભડકું, દેઉં હુલકારકે, અબહી દાર તેરો કંઠે મરડી. આ.
દેખે કૌરવ ભૂર, નાસંત સબ સુર, હીંડત તેજ જેસે પ્કરડી;
બાણકી ઓરમેં લોટ સબકું કરે, ચીરી દાર ચક્રાવો ચકરડી. આ.
અરે કરણ સુભટકું કહા તું જાનત, અવની આકાશકું એક કરે;
શલ્ય સુભટ ઉલટમે લેનેકું, ત્રિલોક આયે પીછા તે ફરે. આ.
દુસ્શાસન દુર્યોધન દુર્મુખ, પડતે આભકું થોભ ધરે;
એસે સુભટકું મૂરખ તેં કહાં જાનત, છેડે તે બીન મોતહી મરે. આ.
ખુજેર બમન, પણ બોલ સંભાળક, મારો જાયગો હો ભીખારી;
કરણકી કહાં કીરત બતાવન, નહીં જાન હે ન્યાત બહારી. આ.

એસેહી બોલકે ધાયો ધનુરધર, દ્રોનકું કહે આયો વીચારી;
કહે પ્રેમાનંદ અભિમન્યુ દીપતો, આભ અવનીયે બીજલી એક તારી. આ.*

---

* અભિમન્યુ આખ્યાનની ચાર પ્રત મેળવીને આ કાવ્ય પ્રગટ કીધું છે, તેમાં વડોદરાવાસી ભાઇ ઇચ્છાલાલ પરમાનંદદાસ મુનસીએ મોકલાવેલી પ્રત વધારે જુની ને શુદ્ધ છે, તેપર મુખ્ય આધાર રાખ્યો છે. બીજી ત્રણ પ્રતોમાં નિચેનાં કડવાં નથી, એટલે કાવ્યના સંબંધમાંજ દાખલ કરતાં અમે અચકાયા છિયે. એ કડવાં વધારે ઉત્તમ જણાવાથી અત્રે દાખલ કીધાં છે. પ્રેમાનંદે કોઇ પણ સ્થળે હિંદી ભાષામાં કાંઇ લખ્યું હોય તેવું જોવામાં આવતું નથી, પણ કડવાં ૩૯ માં જે સવૈયા છે, ને કડવું ૪૦ મું, તે ચારે પ્રતમાં હોવાથી રાખ્યાં છે, છતાં તે પ્રેમાનંદનાં જ છે, એમ કહેવોને અમે સશક્ત નથી. ભાઇ ઇચ્છાલાલવાળી પ્રતમાં ૪૦–૪૧ કડવાં આ પ્રમાણે છે.

**કડવું ૪૦ મું.–રાગ ચાલ ત્રમ્સરી.**

આવ્યા દલએહ, ઉનમીયાં જમમ્હ, ચક્રગઢ કૌરવે સાંજ્યો;
આગળ રહ્યા દ્રોણ, તાંકીને બાણ, સુરજ સરખો ઋષી રે બિરાજ્યો.
જમરાજશો કરણ, શલ્ય વાઘ ને વરણ, અચળ જાણે શું ધ્રુવ તારો;
અશ્વત્થામા ચંદ્ર, દુર્જોધન ઇંદ્ર, કૃપાચારજ બૃહસ્પતિજ ધારો.
કૃતવર્મા ધન, મંગળ દુસ્શાસન, બિજલી સરખો લક્ષ્મણો પ્રમાણો;
બહાલીક માહાબાહુ, ભુરીશ્રવા રાહુ, શકુનીને શનીશ્વર જાણો.
દેખાડે આયુધ, કરવાને જુધ, ઠેકવી અશ્વને આગળ થાતા;
વિક્રાળ મોહોડાં, હણહણે ઘોડાં, ધરણી ધ્રુજાવતા વીર ધાતા.
સાંતરા સમોતા, છાંહીયાને જોતા, વાંકા મુકટ ઝલકે રે તોરા;
સોંધે મસમસતા, મ્હોડે ઘણું બકતા, છટકી આગળ થાયે અંધ છોરા.
કૌરવ કાલા, ઉછાળે રે ભાલા; વળી અડકાડે માંહોમાહે ભાલા અણી;
ઉછાળે રે ખેડાં, કરે માંહો માંહે તેડાં, આડા ઉતરે દુર્જોધન ભણી.
ખલકે સાંકળ, મોહોટા મદગળ, ફડકે ધ્વજા ચળકે અંબાડી;
રંગીલા રાય લોભે, સેના માંહે શોભે, વોહો વીરાજે જેહવી રે વાડી.
પાંડવના સૂર, આવ્યા બલપૂર, ગરૂડ વ્યૂહ કીધો રે વીરે;
કુંતી કુંવર જાણે, અમર પ્રમાણે, શોભા સરવ અભિમન્યુશી રે.
બ્રહ્મા જેવો ધર્મ, ભયાનક કર્મ, ભીમ ભાસે શ્રી રૂદ્ર રાયો;
વાષ્ટમી વૈશ્વાનર, નકુલ તે ભાસ્કર, તેનો કૌરવ કેમ સેહેસે દહાયો.

## કડવું ૪૧ મું.—રાગ સામેરી.

ધસ્યો દ્રોણ ઉપર અભિમન્યુ, મુખે કરી શંખનાદ;
સૈન્યાપતિ સૌભદ્રેનો, પ્રથમે હવો સંવાદ.

---

સહદેવ સાગર સાર, મુકાવે પલમાં પાર, પાંચાલીના પુત્ર કૃતાંત કાલ;
ગદારે મંડી, ગ્રહી છે શીખંડી, મધે ધૃષ્ટદ્યુમ્ન વાસુકીરે બાલ.
કુંતીજભોજ; રહ્યા આવી ફોજ, વૈરાટ દ્રુપદ મધેરે ભૂપ;
અભિમાન તે આગળે, વ્યૂહની ભાગળે, વિરાજે જેહવો વિષ્ટમુ રૂપ.
ધસે ધસમચ્છ, રાહુ સરખો ગટોરગચ્છ, તે તો કૌરવનો છેજ આહારી;
બોલે કરીને ગરવ, આ ખાધા જાણો સરવ, વૃકોદર સાને રાખે છે વારી

### વલણ.

વારી રાખે વીરને, જેમ અંકુશે માતંગ રે;
કેહે પ્રેમાનંદ કેમ થયો, પછી ચક્રાવાનો ભંગ રે.

## કડવું ૪૧ મું.—રાગ એનો એજ.

મુખે રહ્યો ગુરૂ, પુઠે સહુ સુર, ઊરા ઊર જોર અભિમાન આયો;
ઉલટયો અરૂણ પૂર, બોલે રણતૂર, ચૂર ચક્રાવો કરવા રે ધાયો.
ગાજે સાગર જલ, એહવાં બે દળ, કલ ના પડે કીકીયારે;
રોદાણ થયું રણ, વીર વ્યાલને વરણ, ધરણ ધ્રુજે ભીમને ત્રાડે.
આચારજ અભિમન્યુ, આવ્યા બે વદન, ધન ધન દેવતા રે બોલે;
ભિમસેન ને શલ્ય, જાણે બેહુ મલ, અટલ ઉછળે શેષ ડોલે.
કુંતીભોજ ને કૃપ, ખીજ્યા હોય જેમ સર્પ, દર્પ અનોઅન્ય હડે હણે;
અશ્વત્થામા વીર, સાત્યકી રણધીર, શરીર ભેદાય દુઃખ નવ ગણે.
સેનાપતિ રાધે, આવીને રે વાધે, સાધે રે વિદ્યા ધનુરધારી;
વૈરાટ મહા બાહાલીક, જુવે છે અધિક, નીક રૂધિરતણીરે કારી.
શકુની રે મામો, સહદેવ સામો, પામ્યો પુરણ પ્રહાર માદ્રેને રે મારે;
ભુરીશ્રવા નીકુલ, જેહવા શાર્દુળ, મુળગા લેશ કો નવ્ય હારે.
સોમદત્ત ને દ્રુપદ, જેહવા માતંગ મદ, હાથ રે વાહી આવ્યારે ધસ્યા;
દુર્યોધન ને ધરમ, કરે બહુ શ્રમ, ચરમ ભેદયાં શર વડે રે કસ્યા.
દુઃશાસન સાહમા, દ્રૌપદી તન જામ્યા, ગગન છાયું રે બાણ જાલે;
ટુકડી તલવાર, કરે મારા માર, હાર ન પામે અંત કાલે;
બહુ બાણ છૂટે, પણછ ન ત્રૂટે, ભાથા ખુટયાં ભડતણાં;
શર શીઘ્ર મૂકે, ચોટ નવ ચૂકે, હુકે વાઘની પેરે વીર ઘણા.

ભાગ્યું દળ કૌરવતણું, ગટોરગચ્છને માર;
તેમાં કોઇ રહેવા ન શક્યું, કર્ણે તે ખાધી હાર.

---

વીર રહ્યા વરસી, ફરે બહુ ફરસી, આકરષીને તીર ઝાડે;
હઇડે હામ ધાલી, સામારે ચાલી, ઝાલી કેશ ને શીશ વહાડે.
ગદા મુદગળ, પડે રે ભોગળ, કુળાહળ મોટું રે થાયે;
ધસી મારે ઢીક, આવે હઇયે હીંક, છીંક ખાતાં કોના જીવ જાયે.
રોળાયા રે રોળ્યા, વાયુએ અફાળ્યા, ઝોળીયે ઘાલ્યા વીર જાયે;
ભલા રે ભડ, માથાં વીના ધડ, ફડાફડ ઘણાં શિર કુટાયે.
સાંગ્ય લોહ તણી, બહુ ભાલાં અણી, ઘણા ભોગળના થાય ભડાકા;
રથના ધડધડાટ, રણતુર સણુસણાટ, ભડાક તરવારના થાય ઝડાકા.
સાથીએ રે સાથી, હાથીએ રે હાથી, ફાલ ભાથી ઉતર્યા રે. કુડે;
તુટે બખતર, પડે પાખર, નરનાં રૂધીરની છેડ ઉડે.
ભીમરે ભડ, ધાયો દડબડ, ધડ માથાં વોહોણાં રે કીધાં;
ધાયો માદ્રરાય, પાળો રે પાય, સમુદાય દેખીને સરવ બીધાં.
શું કાળમાં કાળ, મહા વિકાળ, ફાલ દઇ સેનમાંહે ધસ્યાં હાડાં;
કોઇ આયુધ કાહાડે, મુખે રે ત્રાડે, ઘણાક યોદ્ધાનાં મસ્તક પાડયાં.
ભીમ રે ધાયે, મારી ગદાયે, ત્યારે માદ્રરાય મનમાં રે હસ્યો;
ફટ રે બળધારી, સોટી શી મારી, આમ ગદા મારીયે કહી ધસ્યો.
એમ ના ત્રાડીયે, આમ વજાડીયે, મારી વેગે પર્વત પ્રહારે;
ગદા રે વાગી, ભીમની કેડ ભાંગી, લાગી લેહેર ભીમ પડયો રે બાહારે.
કુંડાળાંની કોરે; પેલે મોરે, હોર મુકાવી કુંતેરે કહાડયો;
પછડાયું શરીર, ઢળી પડયો ધીર, વીર નાઠા મુકીને રે રાડો.
લાગ્યા રે ધાવા, ભીમને મુકાવા, જાવા ન પામે કો માદ્રને રે મુખે;
પડયો દેખી ભાંય, રોયા ધરમ રાય, ધાવો ગટોરગચ્છ તાતને રે દુઃખે.
ચઢી રે ભ્રગુટી, માયા રે પ્રગટી, પટકીને રે વીર મારયા રે ઘણા;
અંધારૂં રે ઘોર, થાય શોહોરા શોહોર, હોર મુકે સુત અંધતણા.
વરસે ચાપ ભલ, પાષાણુ ને સલ્ય, અંગ વાગે ને ફરી ના ઊઠે;
કરદમ કાંટા, રૂધીરના રે છાંટા, નાસે ઉફરાંટા પડે માર પૂઠે.
ગ્રહી દ્રુમદંડ, ધસીઓ રે પ્રચંડ, પાડયા ચીરા બહુ નખ ઝીણે;
દુર્જોધન નાસે, નહી કો પાસે, સાંસે ભરાયો વેવલાં તે વીણે.

દ્રોણ કહે તમે સુભટ સર્વે, થઇ રહો બળવંત;
એક કપિધ્વજના કુંવર આગળ, કાં થયા તૃણવંત.

---

મરડો માદ્રરાય, ઝાલીને બે પાય, કાયા પછાડી ભીમને રે તને;
પડયો રે ઢળી, મૂર્છા રે વળી, બળે કરી ઘુમ પાડી દુર્યોધને.
ધાઓ રે કોઇ, તપાસો રે જોઇ, એ શલ ખાધો રાક્ષસે રે કરડી;
અંધારૂં તીમીર, પડે બહુ ગીર, વીર શલ્યને મારે રે મરડી.
આળસ મોડી, ઉઠો થવા જોડી, લપડાક મારીને સામો રે થોભે;
પછે બળ કરી ગટોરગચ્છ, મારી મુક્કી ભચ, કર્યું કવચ કટકા મલવત શોભે.
આવ્યા બાથોબાથ, વાવરે છે પદ મુખ ને હાથ, માથા મારે પડે રે ફરી;
હેડંબ માટી, ગ્રહીછે રે ઘાટી, ભરાવી આંટી પાડયો કળ કરી.
મનમાં બહુ કઢી, હૃદીયાપર ચઢી, મુક્કીઓ મારી દશ વીશ હૈયે;
ઠીક રે ધપોયો, સારી પેઠે ધોયો, સાહયો બાથે ભીમને રે છૈયે.
મુકાવા રે જોધ, ધાયા કરી ક્રોધ, રોધ કીધો હેડંબ હાથી;
મોટા મદગળ, ભારે રે ભોગળ, સરવ મુકાવ્યો રે સાથી.
છુંદો કરી દેહ, પુરત્ર ચઢયો મેહ, મેહ વરસે જેમ ધુમ્રધારા;
હેડંબ હાંકી, ધસ્યો રે ડાકી, ભડાકીક ઉર વકર્યા તારે તારા.
કોને લપડાક, કોને થપડાક, ફડાક માથાં ફાટી રે જાયે;
કોને આંચકા, કોને બાચકા, કાચકા આંખના કરડી ખાયે.
નાસેરાં નોરાન, કૈરવ કરે કાન, ઘાણ ગટોરગચ્છે રે વાળ્યો;
કો મારે રે મરડી, કો ખાધા રે કરડી, નરડી ચુસીને દામ દાળ્યો.
વતરડીને વાઢયા, દળી પાય તળે કાઢયા, પાડયા આડા સુતા રે સારાં;
સુચવતા રે આવ્યા, ભક્ષે રૂડા ભાવ્યા, આઘા નાઠા થયા તારે તારા.
દેતો પુંઠે દોટ, સોંઢે રે સાસોંટ, કોટ કોની લીધી રે ચુંટી;
ચક્રાવો ચઢયો ચાક, હેડંબની હાક, નાક કોનાં લીધાં રે ખુંટી.
કોહોણી રે વાગી, તેની કેડ ભાંગી, લાગી અડબોટ તે અડબોટો;
કો વીર અડબડયો, કેડેથી ભાગી પડયો, નાખે ચીસની તરફડતો.
ચીરાઇ હુંટી, કોની આંખ ફુટી, ત્રુટી ઝાંઘેથી પાય પડયા;
ફુટયા કપોળ, રૂધીરની છોળ, રોળ થયો વ્યૂહ ચાક ચઢયા.
હેડંબ હાકે, હણતો નવ થાકે, તેહની ધાકે કૈરવ નાસે;
દેખી નિકંદન, કાંપતો રે મન, દુર્જોધન ગુરૂ દ્રોણ પાસે.

એવું કહીને હાંકીયો, અભિમન્યુને ઋષીરાય;
અલ્યા ઈંદ્રે અહિંયાં અવાય નહીં, ત્યાં તેં કેમ પેસાય.

---

મુસ્તક રે નામી, વિનવ્યા રે સ્વામી, પામી દુખ સેના સઘળી રે મોઇ;
ગટોરગચ્છ પાપી, નાંખે છે રે કાપી, સંતાપી સકળ સેનાજ સોઇ.
અમોને ઉગારો, આયુધને ધારો, મારો હેડંબને રથ ખેડો;
ધસ્યા ગુરૂદેવ, કરૂં એહની સેવ, અસ્વમેવ તેહનો જ લીધો કેડો.
મુકયાં બાણ હજાર, બીધો ભીમકુમાર, મૃત્યુ પાય મૂર્છા પમાડયો;
પાંડવ રે હાર્યાં, નીચે તે માર્યાં ત્યારે અભિમને શંખ વજાડયો.

વળણ.

શંખ વજાડયો અભિમને, પાંડવ સરવે સજ થયા રે;
કહે પ્રેમાનંદ હેડંબ હાથે, ચૌદ સહસ્ર સુભટ માર્યાં ગયા રે.

આ કડવું વળી એક પાંચમી પ્રતમાં છે, જે પ્રત. થોડી ઘણી સાહેતામાં લીધી છે.

### કડવું ૪૨ મું.—રાગ સામેરી.

દ્રોણ કહે મહારાજ, મન તમ રાખજો બહુ ધીર;
એ બાળકનો શો આશરો, આપણ ઉભા [illegible]
ગોઢ કરીને હાંકતા, અભિમન્યુને ત્યાં [illegible]ણ;
કયાં આવે છે મૂઢ, સૈન્ય ગુઢમાં તું કોણ.
વાઘ કેરી દાઢમાં, તું કયાં પડે મૃગ રૂપ;
શીખંડીના સુત શું જાણે, સંગ્રામ લીધું સ્વરૂપ.
અન્નનાયાચક ગુરૂ તમો, શું બીહાવો છો અત્ય;
હવડાં કાળ જ આણશે, અભિમન્યુ પાંડવ પ્રત્ય.
એ ભૂર કૌરવ શૂર આગળ, વિપ્રે કહેતાં માત્ર;
એટલો કાકો ભીમ, ભુકો કરે સર્વનાં ગાત્ર.
મારા બાણકેરી ચોટમાં, તમે લોટ થાશો સર્વ;
વિપ્ર બેઠા કરો અધ્યયન, રણ વિશે શો ગર્વ.
ચક્રાવો ચકચુર કચરડી, કરૂં ક્ષણું એક માંહે;
મારાં બાણકેરી ધારમાં, તમ ભાર જાશે કયાંહે.
અરે કર્ણ સરખો સુભટ, અવની કરે એક આકાશ;
આળસ ન કરે રણ વિશે, ત્રિલોક કો ન રહે પાસ.

એ ચક્રાવાના ચક્ર આગળ, વિષ્ણુએ તે નવ ઓઝાય;
એવું જાણી તું વળજે પાછો, જીવતાં નહીં જવાય.
ધનુર્વિદ્યાના મંત્ર આગળ, એવો છે રે ધાટો;
લેવો કપરો જાણીને, તારો અર્જુન પિતા નાઠો.
કુંવર કહે રે ગુરૂજી, તમો તે ભણાવ્યો;
વિદ્યા રહિત ગુરૂનો શીખવ્યો, તે માટે અહીં નવ આવ્યો.
હું ભણાવ્યો છું ભૂધરે, બીજા તે ગર્ગાચાર્ય;
તે માટે તૃણવંત ગુરૂજી, તમો જીત્યાનું કાર્ય.
એવું કહીને ઉછળ્યો, પેહેલાં બાણ મૂક્યાં ત્રણ;
એક ભેદ્યું હદે ઋષી ને, જુગ્મ પડીયાં ચર્ણ.
તે પુંઠેથી તેર મૂક્યાં, મુનિ કીધો વિરથ;
કર્ણને પંચવિશ માર્યા, કોપ્યો પુત્ર પારથ.
દશે દુઃશાસનને ભેદ્યો, સત્તરે દુર્યોધન;
અગીઆરે અશ્વત્થામા અકળાવ્યો, સત્તાવીશમે શકુન.
મૂર્છા પમાડયો શલ્યને, વળી ભાગ્યો ભૂરીશ્રવા;
જોધ ઉભા નવ હવા, અભિમન્યુ આગળ જુધ કરવા.
ભીમે દળ પાડયું ઘણું, સાત્યકીએ વાળ્યો સંહાર;
દ્વિજરાજ ઉઠયા સજ્જ થઇને, નવ સેહેવાયો માર.
દ્વિજરાજ ઉભો ધનુષ લઇને, સજ થયો જેમનો તેમ;
સુભદ્રે લીધો લટપટી, સોમને રાહુ એમ.

---

દુર્યોધન મહારાજ, દુઃશાસન દુર્મુખ જેહ;
બ્રહ્માંડ પડતું થોભવે, જેની વજ્ર સરખી દેહ.
અરે બાળકડા મરે, વણ ખૂટે ભૂંડા અજાણ;
ફૂખ શું ફોડે છે હવડાં, સદ્ય જાશે પ્રાણ.
અભિમન્યુ કહે રે દ્વિજ ભિક્ષુક, શું લવે છે એમ;
કર્ણ કેરી કીર્તિ તમથી, વધે નહીં એમ તેમ.
કયા રણમાં સુભટ જીત્યા, કોણ જશવંત કર્ણ;
ક્ષત્રીવટ એ શું જાણે, કો ન જાણે એનો વર્ણ.
અંધકેરા પુત્રથી, નવ ઓસરૂં આનંદ;
ગાંડીવધરનો સુત વદે, એમ કહે પ્રેમાનંદ.

વ્યાકુળ કીધો જોતાં માંહે, ઢાંકયો શર જાળ;
બીડ પડી ભત્રીજાને, ત્યારે ધાયા ધર્મભૂપાળ.
મહિપતિ કહે હો મુનિ, સ્વામી રાખો સોમ દૃષ્ટ;
પ્રભુ આંખ બંન્યો પોતાતણી, તો એમ ન દીજે કષ્ટ.
અભિમન્યુ બાળકની સામા, તમે ક્રોધ કરીને થોભ્યા;
સવ્યસાચી સુત સામા, વઢતાં વધે નવ શોભા.
ત્યારે કુંવર કહે રે કાલાવાલા, કાં કરો છો કાકા;
બીક બહુ ધરતા દીસો છો, એમ થોડામાં શું થાકયા.
જુઓ તમાસો તાતજી મારા, સમજો થાઓ મતિઆ;
એ દ્રોણ કર્ણ ને અશ્વત્થામા, તે શું વઢે કણસિયા.
અર્જુન લાજે ઓસરે, હું નમાવ્યો નહીં નમું;
એવું કહીને દ્રોણના, બાણનું કાપ્યું કાગમું.
સત બાણે પૃથ્વી પાડયો, મુનિ મૂર્ચ્છાગત કીધો;
અભિમન્યુ પેઠો ચક્રાવામાં, પેહેલો કોઠો લીધો.

### વળણ.

લીધો કોઠો ને દ્રોણ હાર્યા, પાંડવ સાથ પુંઠળ ગયો રે;
કહે પ્રેમાનંદ પછી શું થયું, બીજે પછી ગુલ્મે રાધે રહ્યો રે.

## કડવું ૪૨ મું.—રાગ રામગ્રી.

વ્યૂહમાં પેઠો અભિમન્યુ વીરજી, ધરા ધ્રુજાવી ધાતો ધીરજી;
કૌરવે પાછા ચલાવ્યા ચર્ણજી, બીજે કોઠે રહ્યા છે કર્ણજી.

### ઢાળ.

કર્ણ રહ્યો છે બીજે કોઠે, હઠીલો મહા શૂર;
જોઇને આવે અર્જુનીયા, રખે ભાગતો ભૂર.
કર્ણ કાને સાંભળ્યો હશે, ને દીઠો હશે કઇવાર;
આ સમો છે દોહેલો, જે સહેવો શત્રુ કેરો માર.
હું ગર્ભવતીના ગર્ભ ગાળું, ધનુષના ટંકાર;
શર ચોટ કાઢું સોંસરી, મેરૂ પર્વતને પાર.
આદિત ઇંદુ ને અહિથી વીંધું, તારાને વીંધું તાકી;
અલ્યા એક બાણે એકલો, પૃથ્વી ચડાવું ચાકી.

અભિમન્યુ વળતું બોલિયો, તું કાં કરે અભિમાન;
શું ભાર મસ્તક લીયે તાણી, જેમ શકટ હેઠળ શ્વાન.
વચન સુણી વીરનાં, કર્ણને તે ચડીયો કાળ;
પછી ક્રોધ કરીને મોકલ્યો, વૃક્ષસેન નામે બાળ.
પિતા કેહે રે પુત્ર પરાક્રમી, સોંડીયે બળવંત;
મુને મારવો ઘટે નહીં, તું આણ એનો અંત.
કર્ણનો કુંવર કહેજી, એ તે છે કેટલું કામ;
અભિમન્યુ સામો સાંચર્યો, કરી તાતને પ્રણામ.
શૂર હોય સૌભદ્રે તું તો, રથ સાંમો ખેડ;
અન્યો અન્યે આવિયા, કરે બાણ કેરી રેડ.
વૃક્ષસેનનાં અગણીત બાણે, વળ્યા ધરણી ઢગ;
અભિમન્યુને ઢાંકીયો, જેમ ચંદ્રને ઢાંકે મેઘ.
ઢાંકતો મુકતો તાડતો, શીઘ્રતાએ બાણ;
વીર વિરાજે વિજળી સરખો, કૌરવ કરે વખાણ.
રથ સારથિ ભાગિયો અભિમન્યુના, અને પાડયો શીર ટોપ;
કવચ છેદી કાયા ભેદી, ત્યારે કુંવરને ચડયો કોપ.
રીસે થયો રાતડો ને, અરૂણોદયને સમાન;
આપ રૂપ તે પોતે થયો, આંચ્યો વૃક્ષરાજાન.
કર્ણકુંવર અકળાવ્યો રે, ઢાંકીયો તે શર જાળ;
વીરથ કીધો વીરને, કરે નાઠા કેરી ચાલ.
ચર્ણ ચલાવી નવ શક્યો, બાણે કીધો વિરોધ;
ધનુષ ભાંગી ધજા છેદી, ગ્રહી ગદા કરીને ક્રોધ.
કર્ણકુંવર કેસરી સરખો, ધસ્યો મુકી દોટ;
પછી અભિમન્યુના બાણ સામી, મુકી દોટ સાસોટ.
ગદા કાપી કેરી કડકા, ગાજ્યો ઉત્તરાનાથ;
પછી ખભા માંહેથી છેદ્યા, વૃક્ષસેનકેરા હાથ.
કર વિના બીરાજતો, પણ શોભતો કાળ ભાથી;
તે જુમતો સેન વિષે, જેમ દંત વિનાનો હાથી.
એક પૈડું પડયું રથનું તે, પગ માંહે ભરાવી;
અભિમન્યુ ઉપર ઉછાળ્યું, તે હૃદેમાં વાગ્યું આવી.

કીરીટી કુંવરે બાણ મૂક્યાં, રીસ અંતર વ્યાપી;
કુંડળ મુકુટ સહિત વૃક્ષસેનનું, મસ્તક નાંખ્યું કાપી.

### વળણ.

કાપ્યું મસ્તક કુંવરનું ને, ધડ તે ધરણી ઢળ્યું રે;
શીર પડયું રાધેને ખોળે, દેખી કર્ણને મૂર્છા વળી રે.

## કડવું ૪૩ મું:–રાગ ધનાશ્રી.

કર્ણ તે પડયો મૂર્છા ખાઇજી, કૌરવ પાસે આવ્યા ધાઇજી;
આંસુડાં લોહી શોક સમાવ્યોજી, એવે અભિમન્યુ ઉપર આવ્યોજી.

### ઢાળ.

આવ્યો અભિમન્યુ ઉપર, બોલતો મુખ વાણ;
ઉભો રહે રાધે–પુત્ર સાથે, કરાવું તારી કાણ.
ત્યારે કર્ણ ધસ્યો ક્રોધ કરીને, આણી પુત્રની દાઝે;
પાંડવ સેનાને ભરડતો, જેમ કુંજર કમળને ભાંજે.
ભીમ ધર્મ ને નકુળ સહદેવ, આવતા કીધા વીરથ;
ગ્લાનિ પામ્યા કાકા દેખીને, કોપ્યો પુત્ર પારથ.
શું છેડે છે સૈન્યને તું, રથ ઓરો ખેડ;
પછી સામ સામા આથડયા, કરે બાણ રેડારેડ.
એવું કહીને દશ બાણ મૂકી, રીશ અંતર વ્યાપી;
પછી પલક માંહે તે આવતાં, અભિમન્યુએ નાખ્યાં કાપી.
વેર વાળવા પુત્રનું, કર્ણે મૂક્યું અગ્ન્યાસ્ત્ર;
પાંડવ સેનાને પાવક બાળે, વળી વાહન વસ્ત્ર.
જ્વાલ ધુમ્ર ધૂમે ઘણું, ને થાય ઉલ્કાપાત;
ત્યારે મેઘાસ્ત્ર મૂક્યું અભિમન્યુએ, આણીઓ વરસાદ.
પર્જન્યે કૌરવ તણાયા, કર્ણે પ્રગટયો વાય;
મેઘ તે મીથ્યા કર્યો, પાંડવ સૈન્ય ઉડી જાય.
ત્યારે અભિમન્યુએ સર્પ કીધા, ઉડે લક્ષો લક્ષ;
વાહન વીરને વ્યાલ વળગ્યા, વાયુનો કીધો ભક્ષ.
સર્પ સર્વે સમાવ્યા પછી, કર્ણે પ્રગટયા ગરૂડ;
પછી અભિમન્યે ગરૂડ માર્યા, પાહાણ પ્રગટયા પ્રૌઢ.

કાલચન્દ્ર બાણ કાઢી, અંતર આણી રીશ;
સૌભદ્રેના સારથિનું, કર્ણે તે છેદ્યું શીશ.
ધજા કાપી ધનુષ છેદ્યું, અશ્વ માર્યા ચાર;
કર્ણ લાગ્યો ગાજવા, અભિમન્યુએ ખાધી હાર.
ભાગ્યો તે જાણી ભત્રીજો, ને ભીમસેને મુકી દોટ;
ત્યારે કર્ણ નાઠો રથ મુકીને, ન સહેવાઇ ચોટ.
નાસે દુર્યોધન ભાઇ સાથે, આગળ અશ્વત્થામા;
ત્યારે ચૌદ સહસ્ર અભિમન્યે માર્યા, કોઇ નાસતા કો સામા.
આઘો જઇ પાછો વળ્યો, બોલ્યો દુર્યોધન રાય;
ભાઇ છે કોઇ મારા સૈન્યમાં, જે ભીમ સામો થાય.
એવું સાંભળીને ભીમભણી, ગયો ગાજી શલ્ય;
બેઉ ગદાધર તે શોભતા, જાણે જયમ મોટા મલ્લ.
એવે અભિમન્યુને મૂર્ચ્છા વળી, ને ઉઠ્યો પુત્ર પારથ;
શલ્યનો પુત્ર સામો ધસ્યો, તેનું નામ રૂક્મનરથ:
મહારાજ પુત્ર મહા પરાક્રમી, આવ્યો કરી અહંકાર;
તેણે અભિમન્યુના હૃદેમાંહે, બાણ માર્યા બાર.
આઠ આઠ બાણે વિંધીયા, નકુળ સહદેવ સુભટ;
ગજ ઉપરથી ધર્મ પાડયા, બાણ માર્યા ખટ.
સાઠ કુંજર ચીરીયા, માર્યા ચૌદસેં તોખાર;
નવ સહસ્ર સુભટ હણ્યા, ગાજ્યો તે શલ્યનો કુમાર.
ત્યારે ક્રોધે કરીને અભિમન્યે, બાણ માર્યાં વીશ;
રથ વિના રૂક્મન કીધો, છેદ્યું સારથિનું શીશ.
ખડ્ગ કાઢીને ધસ્યો કુંવર, ખેડું ધરી હાથ વાસી;
ત્યારે અભિમન્યુ હેઠો ઉતરીને, કહ્યું આવજે તપાસી.
ખેડે ખેડાં આથડયાં ને, સામ સામાં મળી;
સાચવે ઘા ખડ્ગના, ચળકતાં જાણે વીજળી.
ખેડાં પ્રહારે અભિમન્યે, છેદીયા બે હાથ;
મુગટ પાડી કેશ ઝાલી, છેદ્યું પછી માથ.

વલણ.

છેદ્યું મસ્તક રૂક્મનરથનું, શલ્યની પાસે જઇ પડ્યું રે;
નાઠા કૌરવ કોશ મુકી, પાંડવનું દળ કોપે ચડ્યું રે.

## કડવું ૪૪ મું.—રાગ સારંગ.

નાઠા કૌરવ ચો દિશાએ, દુર્યોધન અતિ ખીજે;
કાકા સાથે કિરીટિ કુંવર, આવ્યો કોટે ત્રીજે.
છે કો હાથી આ સમે, શત્રુને આવતો હાંકે;
એ ઘડી ખોટી કરે, કો જઈને એને રાખે.
ત્યારે અયોધ્યાનો મહારાજા, ઇન્દ્રાક્ષ એવું નામ;
દશ સહસ્ત્ર સુભટ સાથે, ચાલ્યો રાયને કરી પ્રણામ.
સર્વ સાથી ગજ ઉપર બેઠા, પોતે હાથીપર ચઢ્યો;
અભિમન્યુસું આથડયો, તે વાઘની પેરે વઢ્યો.
એકી વારે સર્વ સંગાથે, દશ સહસ્ત્ર બાણ છૂટે;
એકધા શતધા સહસ્ત્રધા લક્ષધા, ધાર્યાં આયુધ ન ખૂટે.
આકાશ અર્ધું આવરિયું, થયું તે અંધકાર;
આયુદ્ધ ધા અભિમન્યુ ઉપર, જેમ ગીરી ઉપર મેઘ ધાર.
અમરે એમ વિચારિયું જે, અભિમન્યુ કીધો નાશ;
ભીમાદિક કૌરવે ખાળ્યા, કો નવ જઈ શકે પાસ.
દશ સહસ્ત્ર બાણ મૂક્યાં અભિમન્યુ, અંતર આણી રીશ;
અયુત યોદ્ધા અભેદ્યોનાં, તે સર્વનાં છેદ્યાં શીશ.
ક્ષીતિ ઉપર ઇન્દ્રાક્ષ પડ્યો, ચોટલે ઝાલ્યો સુભટ;
ખડ્ગ ઘાયે મસ્તક છેદ્યું, કૌરવનાં હૃદય ગયાં ફટ.
ભાગ્યું દળ અભિમન્યુ પ્રહારે, કૌરવ નવ સહેવાય;
ત્રાહે ત્રાહે ભાઈઓ નાસતાં, એ માર નવ સહેવાય.

### વળણ.

કહે ત્રાહે ત્રાહે મુખે, પાંડવ કરે કલ્લોલ રે;
અભિમન્યુ આવ્યો ચોથે કોટે, રીસે રાતો ચોળ રે.

## કડવું ૪૫ મું.—રાગ સારંગ.

ઋષિ વૈશંપાયન વાણી વદે, રાય જનમેજય ધરતા હૃદે;
નાઠા કૌરવ વ્યૂહ મોઢે, પાંડવ ધસીને પેઠા ચોથે કોટે.
ઉભો રહી કહે દુર્યોધન, છે ક્ષત્રાણીનો તન;
ગયું રાજ મારૂં પાછું વાળે, પાંડુ પુત્રને આવતા ખાળે.

તાત તણાં વાયક સાંભળી, લક્ષ્મણ કુંવર બોલ્યો વળી;
આવી કર્યો પિતાને પ્રણામ, હા હું કેડીશ એનો ઠામ.
અભિમન્યુનું આક્રમ શુંય, એક પલકમાં મારૂં હુંય;
જ્યારે કોપ્યો તમારો દીકરો, તારે પાંડવનો શો આશરો.
દુર્યોધન કહે સુત શાર્દૂલ, તમે અજવાળ્યું કૌરવનું કૂળ;
સરખે સરખા ક્ષત્રી કુમાર, સાથે લીધા સોળ હજાર.
સમાન વય ને સમાન કાય; સરખાં રૂપ કો નવ ઓળખાય;
તેવી શોભા લક્ષ્મણતણી, ચઢી ચાલ્યો અભિમન્યુ ભણી.
સુભટ સાથ સર્વે ઘેરીયો, સૌભદ્રે આવતો પ્રેરીઓ;
જેમ શશીને ઢાંકે ઘન, તેમ સર્વે કીધો આચ્છાદન.
સોળ સહસ્ત્ર સાથે તૂટીયા, જાણે ધનુપથી બાણ વછુટિયાં;
શક્તિ મુસળ ગદા અતુલ્ય, તોમર ભોગળ પડે ત્રિશુળ.
કુંજર કીકીઆરી તવ કરે, ખડ્ગ સાંકળ લઇ મોઢે ફરે;
કુંભસ્થળે મદિરા ઝરે, આવે આગળ તે મસળાઇ મરે.
કૌરવ પાંડવનો થયો રોળ, ઉડે રણમાં રૂધીરની છોળ;
લક્ષ્મણ વીરને વકારતો, હાથે શત્રુને સંહારતો.
એમ કૌરવના જોદ્ધા ફર્યા, પાંડવ સર્વ પાછા ઓસર્યા;
ભીમ શલ્ય દુર્યોધન ધર્મ, વઢે બહુ કરીને શ્રમ.
એવે કર્ણ કરતો આવ્યો માર, ત્યારે પાંડવે ખાધી હાર;
પારધીની પેરે વીંટી વળ્યા, ભીમસેન ઉપર તૂટી પડ્યા.
ધર્મ કહે અભિમન્યુ પાછા વળો, આ ભીમ કીધો આકળો;
કાકાનાં વાયક સાંભળી, ચાલ્યો અભિમન્યુ પાછો વળી.
કૌરવ મુખ કરતાં મરકલાં, તે નાઠા જેમ નાગે ચર્કલાં;
શરધારા અભિમન્યુ તણી, માર્યા કૌરવ ત્યાં ગણી ગણી.
ત્રણ બાણે પાડ્યો કર્ણ, થયો અચેતન જાણે મર્ણ;
નાઠી કૌરવ સેના જાય, વાઘ ભયથી નાસે જેમ ગાય.
દુઃશાસન લીધો શર એણી, નાસે પડે ને વેવલાં વીણી;
ધ્વજા છત્ર કાપ્યાં વેગે કરી, નાઠો દુર્યોધન રથથી ઉતરી.
એમ સૈન્ય ભાગ્યું સર્વ કોય, આપ રૂપ જવ અભિમન્યુ હોય;
દેખી લક્ષ્મણને રીશ ચડી, અભિમન્યુ ઉપર દીધી હડી.

સોળ સહસ્ર જોદ્ધા સહંત, સાથે જુદ્ધ કીધું અનંત;
રથ સારથિ ને પાડી ધ્વજ, અસ્ત્ર અભિમન્યુનાં કીધાં પ્રજા.
સુભદ્રે કીધો પાળો પાય, બીજો રથ મોકલ્યો ધર્મરાય;
તે ઉપર થયો આરૂઢ, પછી પ્રાક્રમ કીધું પ્રૌઢ.
એકે વારે સોળ હજાર, બાણ મૂક્યાં કિરીટિ કુમાર;
લક્ષ્મણના સંગી જે ધીશ, સોળ સહસ્રનાં છેદ્યાં શીશ.
વિરથ કીધો લક્ષ્મણ વીર, તેનું બાણે પરોવ્યું શીર;
ચાલ્યો શ્રોણિતકેરો પ્રવાહ, દેખી દુર્યોધન કહે ત્રાહ્ય ત્રાહ્ય.
લક્ષ્મણ પડવાને લડથચો, ત્યારે અભિમન્યુ ઉપર દબડ્યો;
જોતાં ક્ષત્રી સર્વ નરેશ, પાડી મુગટ ને ઝાલ્યા કેશ.
વીજળી સરખો ખડ્ગ કાઢિયો, ઉંચે હાથે અભિન્યુ ત્રાડિયો;
જેને જોબનનો ઉન્માદ, દુર્યોધનને દીધો સાદ.
અરે અહંકારી ઓરો આવ, તારા કુંવરને તું રે મૂકાવ;
લક્ષ્મણ બોલ્યો ટળવળી, મુખમાં ઘાલી દશ આંગળી.
ચતુર થઇ ભાઇ તું માં ચૂક, ભડ પીતરાઇ તું મુજને મૂક;
એમ કુંવર અતિસે રૂવે, ન ચાલે કૌરવ સામું જુવે.
વદન કળા રહી છે હસી, મુખ જાણે પૂનેમનો શશી;
અદ્‌ભુત શોભા મુખપર વસી, એનું મસ્તક છેદ્યું ધસી.
જ્યાં ઉભો દુર્યોધન રાય, માર્યું મસ્તક હ્રદયામાંય;
કૌરવનાં ભાંગ્યાં ઓસાણ, પાંડવનાં વાગ્યાં નિશાન.
કૌરવપતિ કરે રે વિલાપ, કોણ પ્રગટ્યાં પૂર્વનાં પાપ;
લક્ષણવંતા હો લક્ષ્મણ, કાં ઉતારી ગયો સગપણ.
દીકરા ન દીજે દુઃખડાં, હું કેનાં જોઉં મુખડાં;
ચઢતે જોબન થયા હટપટા, પુત્ર પધારો ઘેર લટકતા.
એમ આંખે આંસુડાં ભરે, દ્રોણાદિક આસના વાસના કરે;
રોયે સુખ ન આવે રજ, તો શોક મૂકી થાઓ સજ.
દુર્યોધન કહે હું નથી રે મરતો, હું છવ્યામાં નથી છવતો;
પુત્ર વિના શું ભોગવું ભોગ, હવે ઘટે છે લેવો જોગ.
અભિમન્યુએ વાળી છે નીક, એ રાજને માથે છે ધિક;
પછી કરણ શકુનીએ દીધો પ્રતિબોધ, રથ ઉપર બેસાર્યો જોદ્ધ.

## વળણ.

જોધ ચઢ્યો રણ વિષે, શુણ ધૃતરાષ્ટ્ર રાય રે;
લક્ષ્મણનો વધ સાંભળી, પછી ભૂપને મુર્છા થાય રે.

## કડવું ૪૬ મું.—રાગ દેશાખ.

વાક્ય સંજયતણાં રે, સુણ ધૃતરાષ્ટ્ર રાય;
લક્ષ્મણ નાસતો રે, વાગ્યો રૂદયામાંહે ઘાય.
હો મારા પુત્રજી રે, એમ ન કીજે નાટ;
આલિંગન દીજીએ રે, આવો જોઉં તારી વાટ.
સંજય બાપડા રે, કાં પીડે તું બેસી પાસ;
જશ પાંડવતણો રે, તો મારાનો કહે છે નાશ.
પછી શું થયું રે, કેમ કરી જીત્યો દુર્યોધન;
કોણે પછે મારીઓ રે, અર્જુન બ્યંડલ કેરો તન.
સંજય ઓચરે રે, રાજા કાં પામો વ્યથાય;
શોકને મૂકજો રે, હું આગલી કહું કથાય.
કુંવર તમતણો રે, જે પાટોધર બળવંત;
રીશે રાતડો રે, બોલ્યો અધર ડંસી મુખદંત.
સુભટો સાંભળો રે, એમ કહે દુર્યોધન રાય;
હવે જુધ માહરૂં રે, પાંચમા કોઠા માંય.
વઢું દાઝે કરી રે, કરૂં પાંડવનો વિનાશ;
ભક્ષ કાચો કરૂં રે, જો અભિમન્યુ આવે મારી પાસ.
એવે આવિયા રે, પાંડવના સઘળા યોધ;
સામો આરડ્યો રે, કૌરવે કીધો ક્રોધ.
અભિમુન આગળે રે, એમ મણી મુખડા રંગ;
દીઠો આવતો રે, કાંપ્યું અધર્મીનું અંગ.
થરથર ધ્રુજતો રે, જાણે હમણાં કીધો નાશ;
રખે મને મોકલે રે, મારા પુત્ર કેરી પાસ.

## વળણ.

રખે પુત્ર પાસે મોકલે, એમ કાંપ્યો દુર્યોધન રે;
હવે કેમ વ્યૂહમાં પેસતો, અર્જુન કેરો તન રે.

## કડવું ૪૭ મું.—રાગ મારૂ.

શું કરતો અભિમન્યુ હસ્તી, જેને ભીમસેન ઉપસ્તી;
કૌરવ છે પાંચમે કોડે, રહ્યા દાંત ડંસીને હોઠે.
શણશણતા શર બહુ છૂટે, અને ભાથાં ભડનાં ખૂટે;
ગણગણતા ગાજેરે ગોળા, તડા તડ પડે ભૂપનાં ટોળાં.
ભડાભડ ભોગળના ભડાકા, જડાજડ ખડગના જડાકા;
કૌરવે બાંધ્યોરે બંધ, વાધી રહાડ મંડાયો દ્વંદ.
નાસે રથ પડા સારથિ, કોના મર્ણ પામ્યા મહારથી;
એમ ઘણાનો આવરફૂટો, સેના સર્વનો આયુપ ખૂટયો.
કોના પડયાં ટોપ કવચ, કોનાં મસ્તક છેદાયાં ટચ;
કોને ભાલા વાગ્યા ભચ, કોનાં નાક કપાયાં ટચ.
જ્યારે ભીમ તે જુધ્ધે લાગ્યો, માદ્રપતી તે રણથી ભાગ્યો;
અશ્વ ખેડયા સારથિએ સામા, ત્યારે નાઠા અશ્વત્થામા.
પંચાળે તાકયાં બાણ, ત્યારે મોહ પમાડયા દ્રોણ;
કેહેડ બાંધી રાય વૈરાટે, બ્યૂહ કીધો દ્વાદશ વાટે.
નીકુળ સહદેવ તે ચાલ્યા, શોભે રણ માંહે લોહીઆળા;
પાંડવે બ્યૂહ જ્યારે લોપ્યો, દુર્યોધન ત્યારે કોપ્યો.
પિતાંબરે કટીબંધ ન કીધી, વજ્રગદા કરમાં લીધી;
સુભટ પાડ્યા ગદાએ આડા, ઝૂમતો તે કરે બૂમાડા.
વિફર્યું અંગ વપુ વિક્રાળ, પાંડવ ઉપર દેતો ફાળ;
રથે રથ દીધા ફગાવી, કાઢયા ગજદંત હચહચાવી.
કેશવાળી ગ્રહી તોખાર, નાંખ્યા ઉંધે મસ્તક અશ્વાર;
નાઠા જીવ લઇ જે જેના, એમ પરાજય કીધી છે સેના.
ગજથી ધર્મ પાડયો ઢોળી, કાયા નિકુળની રગદોળી;
સહદેવ પાડયો પગને પ્રહારે, દેખી અભિમન્યુ ભરાયો ખારે.
એક સાંગ હાથમાં લીધી, દુર્યોધન સામી તે કીધી;
દેખી શક્તિ જાજ્વલમાન, નાઠો દુર્યોધન અજ્ઞાન.
નાઠા કૌરવ સર્પના ભારા, કીધો ચક્રાવો તારે તારા;
એમ જય પાંડવે કીધો, પ્રાક્રમે કોઠો પાંચમો લીધો.
કૌરવ ખટમે કોઠ થઠર્યા, ત્યાં પાંડવના ભડ પરવરીર્યા;

દુર્યોધન તે કળકળતો, અભિમન્યુને દેખીને બળતો.
સુભટ પ્રત્યે એમ ઓચરતો, ભાઇઓ ભત્રીજો નથી મરતો;
વળતો વાણી વદતો એવી, જયદ્રથ જે કૌરવનો બનેવી.
મારૂં વચન સાંભળો નિત્ય, એમ આપણી થાયે જીત્ય;
આપણ કપટ કંઇ એક કીજે, જો પાપ થકી બીહીજે.
પાછી સેન્યા સૌએ વાળો, પાંડવ સૈન્યને આવતું ખાળો;
ભીમસેનને ન આવવા દઉં, સાતમે કોઠે તાણી લઉં.
વીંટી વળજો ખટ મહારથી, એને રાખનારો કો નથી;
સેન્યા મુજને સોંપો સઘળી, પાંડવ નહીં શકે એને મળી.
શુણી કૌરવનાં હરખ્યાં મન, કહેતાં જયદ્રથને ધન્ય ધન્ય;
હવે ખટરથી તે કોણ કોણ, શલ્ય કર્ણ અશ્વત્થામા દ્રોણ.
દુર્યોધન ને ભૂરિશ્રવા, ખટરથી એટલા રહ્યા.

વળણ.

ખટરથી એટલા મળ્યા, ને કૌરવે કીધું કપટ રે;
કહે સંજય રાજા સાંભળો, પછી કેમ વઢે સુભટ રે.

કડવું ૪૮ મું–રાગ પરજ.

વૈશંપાયન વદે વળતું, સુણ જન્મેજય ભૂપાળ રે;
કેમ ખટરથીએ કપટ કરીને, માર્યો અર્જુન કેરો બાળ રે.

ઢાળ.

બાળક જે સવ્યસાચી તણો, સુભદ્રાનો જાયો;
ખટમે કોઠે થાપ કરીને, કૌરવ ઉપર ધાયો.
ત્રિત્ય પ્રહરને સમે પાંડવે, જુદ્ધ માંડ્યું પુનરપે;
અભિમન્યુ શોભવા લાગ્યો, ચોદીશાએ વિંધ્યો નૃપે.
પાંડવ પાંચાળ ને સાત્યકી, વૈરાટ ને દ્રુપદ;
ગડગડી પેઠા છઠ્ઠે કોઠે, જેને બળનો મદ.
ત્રાહે ત્રાહે કહી દુર્યોધન બોલ્યો, હાથ એઉએ ધ્રશીયા;
પાંડવ ધાયા કૌરવ ઉપર, કહેતાં માંહે ધશીયા.
કૃપ દ્રોણ ને કર્ણ કૌરવ, શકુનિ અશ્વત્થામા;
દુઃશાસન દુર્મુખ ને જયદ્રથ, તે સર્વે ચાલ્યા સામા.
બાહ્‌લક શલ્ય ને દુર્યોધન, ભોજ ને ભૂરિશ્રવા;
છઠ્ઠે કોઠે સુભટ સર્વે, સેળભેળ ત્યાં હવા.

રથશું રથ ને અશ્વશું અશ્વ, વઢે હાથીએ હાથી;
રથશું ખપવાં તોમર ફરસી, ત્રિશુળ સબળ વાવરે સાથી.
ખેડાં ખપવાં તોમર ફરસી, પાખર તે કપાતી;
ટોપ કવચ ને સેન્યા બખતર, ખલકે વહેતી જાતી.
શ્યામ રૂધિરની નદી ભયાનક, મીન વીરનાં લોચન;
કુંજરનાં મસ્તક કાચબા સરખાં, મગર માથા વિનાના તન.
ભડના ભૂજ ભુજંગ સરખા, રૂધીરના છાંટા;
સેવાળવાળ વીટના, છોલ અંટવાયે આંતરડાના આંટા.
પડે પાળા પ્રાક્રમી, એવી ભયાનક નદી;
માંસ પાળ બાંધી બેઉ પાસે, મુખે વાણી નવ જાય વદી.
શું કહું જનમેજય રાજા, જાણે પ્રાલ્ગુન ફૂલ્યો પલાશ;
કુરૂક્ષેત્ર દીસે લોહીયાળ, કૌરવ નાશાનાશ.
સૌભદ્રેના યુદ્ધ [illegible] અશ્વરે પુષ્પકેરી ધાર;
અમર નર [illegible] મોહ પમાડયા પ્રાણ [illegible] તારેતાર.
પેઠો [illegible] કીધો દ્વાદશ વાટે. તમે [illegible]
નાઠા કૌરવ [illegible] માંહે લોહીઆળા;
ચાર પાંડવ [illegible] ત્યારે કોપ્યો.
સદાશિવની [illegible] કરમાં લીધી;
પછી અભિ[illegible] રે બૂમાડા.
સરિતાની પેઠે [illegible] તો પ્રાળ;
મનમાં એવા વિચા[illegible] ચાવી.
અભિમન્યુએ પુઠે ફરી [illegible] ચાર;
અરે કૌરવે કપટ કીધું [illegible]
દ્રોણ ને ભૂરિશ્રવા, [illegible]
અંતરમાંહે અભિમન્યે વિચા[illegible]
એવે પુઠેથી બહુ સેન્ય લઇને [illegible]
શત્રુ સાગર માંહે બુડયો રે, [illegible]
કહે દુર્યોધન ખટરથીને, ભાઇઓ [illegible]
આવો પાછો નહીં મળે એ, સર્વે મળ.
કહેતાં બાણ ધારા છૂટી, કુંવર લીધે
ભાઇઓ અભિમન્યુને કોણ ઉગારે, પડી વેળા

એકધા દસધા સહસ્ત્રધા, લક્ષ કોટિધા આયુધ.
અંધકાર હાહાકારમય, ત્યાં માર કપટે કીધ;
તેણી વેળા અભિમન્યુ, આપ રૂપે હોતો.
કૌરવ રૂપી સાવજને, અભિમન્યુ આવ્યો પોહતો;
સુભટ વિદ્યા પ્રકટ કરતો ને, રીશ અંતર વ્યાપી.
નિમિષ માંહે અનેકને, કૌરવ નાંખ્યા કાપી;
કાઢે ત્રાડે ચૂકવે, શર ફરીને મૂકે શરત.
રથ ઉપર કરવા લાગ્યો, જાણે માંડયું તાંડવ નૃત્ય;
પાવક જેમ તરૂવરને બાળે, સુકાં કાષ્ટ ને દર્ભ.
ઇંદુ જેમ અળગો નીસરે, ભેદી વાયુને અભ્ર;
તેમ છ સહસ્ત્ર છાયા છેદી, અભિમન્યુ નીસર્યો નીરાળો.
પછી સો સો બાણે પૃથ્વી પાડયા, દ્રોણ ને દ્રોણનો સાળો;
રથ ઉરાડયો અશ્વત્થામાનો, જેમ વાયુથી સૂકું પત્ર.
દુર્યોધન કીધો લૂંટયા સરખો, છેદી ધ્વજા ને છત્ર;
સારથી માર્યો શલ્યનો ને, કરણનું છેદ્યું કપાળ.
મૂર્છા ખાધી દુઃશાસને, કર્યા કૌરવ કાંગારોળ;
કૃતવર્મા યાદવ સોમદત્ત, તે સર્વ ગયા રણ છાંડી.
શું કહું જન્મેજય રાજા તે, જુદ્ધને હું માંડી;
પછી પ્રદ્યુમ્નને સંભારીને, મૂક્યું અગ્ન્યાસ્ત્ર બાણ.
રતિપતિની પાસે ભણ્યો તો, ધનુર્વિદ્યા સુજાણ;
તેણી વેળા પાવક પ્રગટયો, ઊઠી ભયંકર જ્વાલા.
અશ્વ ગજ રથ પાલખી બાળ્યાં, કૌરવ કીધા પાળા;
બળે અંબાડી ધ્વજા કોની, નાસતાં દેહ જળાઇ.
કોના મુગટ ને કેસ બળતા, કોની મૂંછ ને દાઢી;
બૂમ પાડે ને ફુંક મારે, શરીરે થાય ભંભોલા.
તરફડે સેંના રણ વિષે, જેમ દવે દાઝયાં હોલાં;
પછી ખટ રથીએ રણ રાખ્યું, બાણે આણ્યો પર્જન્ય.
અભિમન્યુનો રથ તાણ્યો ને, ઓલવ્યો હુતાશન;
પવન પ્રેર્યો પાર્થ પુત્રે, નાઠા ને ધૈધટ થયું ધુળ કાટ.
વેરી ઉરાડયા વાયુ વંટોળીએ, ઉરાડયો દોહોવાટ;

દ્રોણ કર્ણે સર્પ મૂક્યા, વાયુ ભક્ષ કરી વળગ્યા.
અભિમન્યે ગરૂડ મૂક્યા, સર્પ થયા સર્વ અળગા;
દ્રોણે પરવતાસ્ત્ર મુક્યું, પડે પહાણ પ્રચંડ.
અભિમન્યે વજ્ર વેગે મુક્યું, શલ્યા થઇ શતખંડ;

## વળણ.

વજ્ર વેગે મુક્યું, શલ્યા થઇ શતખંડ રે;
ત્યારે કૌરવ સર્વ કોપે ચડયા, કહે સંજય તું સુણ રાજન રે.

## કડવું ૪૯ મું.–રાગ ધન્યાશ્રી. (ચાલ શોકની.)

કષ્ટસેન કર્ણનો કુંવર તે, આવ્યો કરીને રીશ;
હલ્લાં માંહે અભિમન્યે, છેદ્યું તેનું શીશ.
છ સહસ્ર રથ ત્રણસેં હાથી, ચઊદસેં તોખાર;
એમ અભિમન્યે માર્યા વળી, સાત લાખ અસ્વાર.
પછવાડેથી કર્ણ આવ્યો, કપટ કરીને પાપી;
અભિમન્યુના સારથિનું, મસ્તક નાખ્યું કાપી.
દુષ્ટ કર્મ દ્રોણે કીધું, છેદી ધનુષની પ્રતિંચાય;
ભુરિશ્રવાએ ઘોડા માર્યા, શલ્યે ભેદી કાય.
કૃતવર્માએ કવચ કાપ્યું, અશ્વત્થામાએ મુગટ;
એમ વિરથ કીધો સર્વે મળીને, સુભટે સુભટ.
સો સો બાણ ખટ્ રથીએ માર્યાં, શરીર કીધું ચારણી;
કરમાં ગદા ને ધાય શૂરો, કૌરવ ઉપર કીધી વારૂણી.
જેવો ખાખર ફૂલ્યો ફાગણ માસે, એવી કીધી દેહી;
નાના પ્રકારનાં બાણ વાગ્યાં, પડયાં સોંસરાં વહી.
જેમ પારધીએ પોપટ વીંધ્યો, તરફડે વન માંય;
તેમ કુંવર ત્યાં કષ્ટ પામ્યો, ત્યાં કોણ આવે સહાય.
કૃષ્ણ અર્જુન ત્યાં સંભાર્યા ને, પિતા માતુલ કો ધાય;
વાઘે વિંટયો મૃગલો, શી જીવ્યાની આશાય.
કાકા કહીને સાદ કીધો, કો ન સાંભળે મારો બોલ;
ભીમને કર્ણે પડે નહીં, માટે કૌરવ વગાડે ઢોલ.

અભિમન્યુએ એમ વિચાર્યું જે, દોહલી વેળા ન હોય કોઇ સાથ;
આણી વેળા ઉગારે તો, મુજને મારા હાથ.
એવું વિચારી દોટ દીધી, કર્ણ ભણી કર્યું મુખ;
ગદા પ્રહારે રાધેને પાડીને, ઝુંટી લીધું ધનુષ.
કર્ણને ચાંપે ટંકાર કીધો, ધ્રુજ્યા ચૌદે લોક;
દ્રોણને કર્ણ કહે ભાઇ નાસો, એને જીતવો તે ફોક.
પડ્યો બાણ વિના મહા વીર તે, મુખે કીધો હુંકાર;
રખે ભાણેજ નવ મરે, કૃષ્ણે કીધો વિચાર.
કપટ કરીને કૃષ્ણ આવ્યા, રૂપ ઉંદરનું ધરી;
અભિમન્યુના ધનુષની, પ્રતિંચા કટકા કરી.
ત્રાહે ત્રાહે દેવતાએ કીધું, એમ નવ ઘટે ગોપાળ;
ભાંગ્યું ધનુષ તે કૌરવે જાણ્યું, વિંટી લીધો બાળ.
ઉપરા ઉપરી ઘા પડ્યા ને, છુંદો કીધી કાય;
તેવે દીસે ગદા હાથમાં લઇને, કૌરવ ઉપર ધાય.
પડ્યો પૃથ્વી થયો એઠો, મુખે પાડ્યો સાદ;
આવો કૌરવ છે કોઇ જોદ્ધો, કરે જુદ્ધનો વાદ.
છ રથીને એકેકી ગદા મારી, અભિમને મસ્તક માંય;
પાટુ પ્રહારે પૃથ્વી પાડ્યો, માની દુર્યોધન રાય.
નાસતા પુરૂષ ચર્ણે ઝાલી, ઝીંક્યા ધરણી સાથ;
બાવીશ સહસ્ર પ્રાક્રમી, માર્યા અભિમન્યે હાથ.
કોથી ઢુકડા જવાય નહીં, સેહવાય નહીં સંગ્રામ;
દુઃશાસનનો પુત્ર ચાલ્યો, કાલકેતુ એવું નામ.
તેના હાથમાં ગદા મોટી, અભિમન્યુના ઉપર નાંખી;
ત્યારે ત્યાંથી ઉડી પડીને, દેહ પોતાની રાખી.
એવે એક શલ્યરાયે, મૂકી મોટી સાંગ;
સર્પણિ સરખી આવી પેઠી, અભિમન્યુને અંગ.
ચૌદ બાણ ત્યાં કર્ણે માર્યાં, ભુરિશ્રવાએ બોગળ;
એવે ત્રણ ગદા કાલકેતુએ મારી, જાણે કુંવરનો આવ્યો કાળ.
દ્રોણ કૃપ ને કૃતવર્માએ, બાણ મૂક્યાં વળી;
મહા પ્રહારથી પારથ પુત્ર, પડ્યો ધરણે ઢળી.

રૂપવંત ગુણવંત કુલવંત, પાતળો કટિનો મોડ;
અકળાઇ પૃથ્વી પડયો, જાણે ભાંગ્યો ચંપાનો છોડ.
વસુધાએ અડક્યો નહીં, બાણે વિંધાઇ રહ્યો અંતરક્ષ;
શક્તિ ભાંગી શરીરની, ભાઇ જૂએ ટગટગ ચક્ષ.
નિશાન વાગ્યાં કૌરવનાં, બોલ્યા દુર્યોધન ધીશ;
જા કાલકેતુ તું પુરો કરની, પગ્યાનું છેદની શીશ.
ત્રાહે ત્રાહે દેવતાએ કીધું, દ્રોણ લાગ્યો કહેવા;
આફણીએ એ મરશે રાજા, તું એને દેની રહેવા.
ભૂપ કહે જો કદાપિ જીવે તો, આપણે નહીં જીવાય;
એવું કહી કાલકેતુ મોકલ્યો, ખડ્ગ ગ્રહી કરમાંય.
મસ્તક છેદવા આવતો દીઠો, આઘેથી પણ પીતરાઇ;
પડ્યાં પડ્યાં ત્યાં અભિમન્યુને, ક્રોધ આવ્યો ભરાઇ.
બકતો વાણી આવતો જાણી, સુતાં સુતાં ગદા નાખી નિરવાણ;
કાલકેતુનું મસ્તક છેદ્યું, ગયા નીસરી પ્રાણ.
અભિમન્યે મન જાણ્યું જે, પ્રાણ ગયા શત્રુ તણા;
પછી મામો કૃષ્ણ સંભાર્યા, જેના ગુણ છે અતિ ઘણા.
શાતા થઇ સુતની કાયાએ, જ્યારે સ્મર્યા શ્રીભગવાન;
એવે સ્વર્ગથી આવી અપ્સરા, લેઇને દિવ્ય વિમાન.
પ્રાણ નીસર્યા અભિમન્યુના, દેહ તે દેવની ધરી;
વેમાને બેસી સ્વરગે ગયો, શ્રોતા જન બોલો શ્રીહરી.

વળણ.

શ્રી હરી મુખ કહો રે શ્રોતા, એમ પડયો અભિમન્યુ રે;
પછી પાંડવે શું કીધું, કૃષ્ણ અરજુન આવે ભુવન રે.

કડવું ૫૦ મું.—રાગ મેવાડો.

અભિમન્યુ પડયો હો, પાંડવે સાંભળ્યું;
સૈન્ય સઘળું હો, શોક કરી ધરણે ઢળ્યું.
કાકા ચારે હો, આવ્યા ધાઇજી;
પડયો દીઠો હો, અભિમન્યુ ભાઇજી.
ચંદ્ર વદન હો, અંબુજ નયણજી;
પ્રાણ પોખી હો, કીધું શયનજી

આક્રંદ કરતા હો, કાકા ચારજી;
હાથે કરતા હો, હૃદયા પ્રહારજી.
એ બાળકડા હો, હો બાકુવા રૂડાજી
અમો ન જાણ્યું હો, કૌરવ કુડાજી.
રડે યુધિષ્ઠિર હો, ઉઠો બાપજી;
હું અર્જુનને હો, શો દઇશ જબાપજી.
સુભદ્રા કુંતા હો, અને પાંચાળીજી;
તેઓની દેહડી હો, દીકરા તેં બાળીજી.
કોમળ જેવી હો, કમલની પાંખડીજી;
તે કેમ જીવશે હો, ઉત્તરા રાંકડીજી.
રૂવે ભીમસેન હો, વેળા કોપીજી;
પાર્થ ગયા છે હો, મુજને સોંપીજી.
વળતી પાડી હો, ભીમે ચીશજી;
નાઠા કૌરવ હો, દીશો દીશજી.
પાંડવ પૂર્યા હો, સર્વ શિબીર ભણી;
વાટ જુએ છે હો, માતા કુંવરતણી.
સુભદ્રા ઉત્તરા હો, ને પાંચાળીજી;
અભિમન્યુ ન દીઠો હો, સેના ભાળીજી.
વાજીંત્ર વાજે હો, સૈન્યનાં શોક ભર્યાજી;
મૌને મૌને હો, સાથે પરવર્યાજી.
અભિમન્યુ કેરી હો, વાર્તા સાંભળીજી;
નારી સર્વે હો, શોકે મૂર્ચ્છા વળીજી.
જળ વિના મીનજ હો, એણીપેરે તલપતીજી;
વિરને સંભારી હો, વામા વિલપતીજી.
સુભદ્રાનો હો, શોક સમાવીયોજી;
એવે સમે હો, અર્જુન આવીયોજી;
થાયે વાટમાં હો, માન શુકનજી;
સુકે કંઠ હો, ફરકે લોચનજી.
પૂછ્યું શ્રીકૃષ્ણને હો, હો ત્રીભુવન ધણીજી;
શોક ભરી સેના હો, દીસે છે આપણીજી.

માણસ હીડે છે હો, હુંથી લાજતાંજી;
દયાળજી હો, દુંદુભિ કાં નથી વાજતાંજી.
મારા મનમાંહે હો, મેં કળ્યું સર્વથીજી;
ભાણેજ તમારો હો, તે જીવતો નથીજી.
હવે શું થશે હો, જો સાચું હશેજી;
દીકરો જાતાં હો, જે સર્વે જશ જશેજી.
કૃષ્ણજી બોલ્યા હો, એમ ન કીજીએજી;
રોતું વળતું હો, તપાસી લીજીએજી.
આવ્યા સભામાંહે હો, બેહુએ દડબડ્યાજી;
પાર્થને જોઇને હો, પાંડવ રોઇ પડયાજી.
યુધિષ્ઠિર બોલ્યા હો, શું આવ્યા તમોજી;
સૌભદ્રેરૂપી હો, સૂરજ આથમ્યોજી.

### વળણ.

આથમ્યો સુરજ સાંભળી, નર નારાયણ મૂર્ચ્છા પડયા રે;
અભિમન્યુના ગુણ સંભારીને, પિતા ને માતુલ રડયા રે.

### કડવું ૫૧ મું.—રાગ વેરાડી.

અર્જુન પુત્રને ઘણું ટળવળે, તેથી ત્રિકમ બમણું વળવળે;
દ્રુપદરાયે આસનાવાસના કરી, રોયે પુત્ર નવ આવે ફરી.

### ઢાળ.

ફરી ન આવે રૂદન કીધે, અર્જુન વિશ્વાધાર;
પછી સજ થઇને સવ્યસાચી પુછે, ભીમને સમાચાર.
કેમ પડયો એ પુત્ર મારો, કુળ બોળ્યું કે તારિયો;
નાસતાં મુઓ કે નીમક ખોયું, શકે કોણે મારિયો.
ભીમ કહે ભત્રીજો પડયો, વાણીએ આવે નહીં;
કૌરવ કુંજર મર્દીયા, એ સુભદ્રે મોટો સિંહી.
દશ સહસ્ર સુભટ સંહાર્યો, માર્યો અયોધ્યાનો રાજંન;
સોળ સહસ્ર સુભટ સંગાથે, માર્યો લક્ષ્મણ તંન.
શલ્ય સુત રૂક્મ્નરથ માર્યો, વળી કર્ણ સુત વૃક્ષસેન;
કૌરવ સેના નાસતી, જેમ વાઘ ભયથી ધેન.

સેવા ક્ષોહિણી સૈન્ય માર્યું, એણે રાડ કીધી એવી;
પછી કૌરવે કપટ કીધું, મોકલ્યો જયદ્રથ બનેવી.
તેણે અમો સો ખાળ્યા ભાઇ, ગયો એકલો સુભટ;
સાતમે કોઠે બાણ સાંધી, રહ્યા ત્યાં ખટ રથ.
સર્વે મળી અકળાવ્યો, જાણું કેમ કીધો નાશ;
અમો જોવા ગયા તો, કાળકેતુ પડયો દીઠો પાસ.
સાંભળી તે બોલ્યો અર્જુન, મુખે તે ખોંખારીઓ;
મસ્તક છેદ્યા વિના એને, વેગળેથી મારીઓ.
જયદ્રથે અનર્થ કીધો, ખાળ્યા ભાઇ તમો;
એ પાપીને વિદારવાની, પ્રતિજ્ઞા કરૂં છઉં અમો.
સ્નાન સંધ્યા ખટકર્મ, બ્રાહ્મણ થઇ મુકે જેહ;
કાલે જયદ્રથને ન મારૂં તો, પાપ મુજ શીર તેહ.
ક્ષત્રી જે કોઇ રણ તજે, ને ગૌ બ્રાહ્મણને ઉથાપે.
કાલે જયદ્રથને ન મારૂં તો, બેસે શીર મુજ પાપે.
પર નારીને ભોગવી, ગર્ભપાત કરાવે જેહ;
કાલે જયદ્રથને ન મારૂં તો, પાપ મુજને તેહ.
કાલે સાંઝે મસ્તક એનું, છેદું નહિ નિશ્ચે તાક;
એકોતર શત પૂર્વજ મારા, પડે કુંભીપાક.
સાંજ ઓરો નવ હણું, સૂર્ય અસ્તાંગત થાય;
તો કાષ્ટ સીંચી તેમાં, હું હોમું મારી કાય.
એમ જ્યારે પ્રતિજ્ઞા કીધી, ગાજ્યા ગાંજીવપાણ;
સુભટ સર્વે શંખનાદ કીધા, ઘા વજ્યા નીશાન.
દુર્યોધનને સેવકે જઇ, કહ્યો સમાચાર;
સ્વામિ પાર્થે પ્રતિજ્ઞા કીધી, જયદ્રથ મારવા વિચાર.
ચિન્તા થઇ કૌરવને પછે, રાતે શકટવ્યૂહ રાકીયો;
સેનાને અંતે ભોમમાં જીવતો, જયદ્રથને દાટીયો.
વહાણું વાતાં જુદ્ધમાંહે, દાઝ આણી અર્જુન;
જયદ્રથ તો જડયો નહીં, પછી કૃષ્ણે વિચાર્યું મન.
ચક્ર સુદર્શન મુકીયું, લોપીયું અજવાળ;
ઘટિકા ચાર તે દિવસ છે પણ, છબીલે કીધો સંધ્યાકાળ.

અર્જુને આયુધ છોડયાં, પડયો રથથી ઉતરી;
બાણ સાંધી અગ્ની મૂક્યો, ભાંગ્યા રથ એકઠા કરી.
નમસ્કાર કર્યો સર્વને, રૂવે પાંડવ ને મોરાર;
કૌરવે અનર્થ કીધો, જયદ્રથ કાઢયો બહાર.
એવે અંતરમાંહે વિચારી કૃષ્ણે, સુદર્શન અળગું કર્યું;
અર્જુનને ત્યાં સાન કીધી, પારથે ધનુષ કર ધર્યું.
કાલચન્દ્ર એક બાણ મૂકી, અંતર આણી રીશ;
કુંડળ મુકુટ સહિત છેદ્યું, જયદ્રથનું શીશ.
અર્જુન પ્રત્યે બોલીયા, સમર્થ અશરણશર્ણ;
એનું મસ્તક જો હેઠું પડશે તો, તારૂં પડશે ધર્ણ.
પારથે મસ્તક ઉરાડયું તે, ગયું ગંગામાંય;
શ્રાદ્ધ સારતો પિતા જયદ્રથનો, નામ વ્રેહદ્રથ રાય.
દીકરાનું મસ્તક દેખીને, બાણ હૃદયાસું વાગ્યું;
હાથે હેઠું મુકતાં, પોતાનું સાથે ભાંગ્યું.
રાય ધૃતરાષ્ટ્ર સાંભળી, સંજય પ્રત્યે પુછે;
એ મસ્તક પડયાં સાથે હેઠાં, કહોને કારણ શું છે.
વરદાન માંગ્યુંતું દેવ પાસે, તે પોતાને આવી નડયું;
સંજય કહે સાંભળ રાજા, પાંડવનો ઇન્દુ ચઢયું.
જીત્યા પાંડવ વળ્યા વેગે, અંતે માર્યો દુર્યોધન;
કુંતા કુંવર જીતીયા, સુણ ધૃતરાષ્ટ્ર રાજંન.
વૈશંપાયન બોલીયા, સુણ જનમેજય રાજન;
અહીં થકી પૂરૂં થયું, અભિમન્યુનું આખ્યાન.
યુગ્મ છંદ એકાવન કડવાં, એકપદ ત્રણ સવાય;
પંચ સાખી એક કડખો, એક પંચ દુહાય.
રાગ સત્તર બીજી ચાલ છે, ચોવિશે એ સંક્ષેપ સાર;
અગિયારસેં ચોપાઇ એની, જાણજો નિરધાર.
સંવત સત્તરસેં સતાવીશમાં, કર્યા છે પદબંધ;
શ્રાવણ સુદી પંચમીએ, પૂર્ણ કીધું પ્રેમાનંદ.
કરતાં કવિતા કૃષ્ણજીની, નિમિત્ત માત્ર તે હુંય;
આશરો અવિનાશનો, કવિ જન બોલે શુંય.

મહિમા મોટો કૃષ્ણજીનો, અભિમન્યુનું ચરિત્ર;
સાંભળતામાં પાપ જાયે, શ્રોતા થાય પવિત્ર.
જે કો ગાએ સાંભળે, તેના બળે તે કુડાં કર્મ;
મહાભારત દ્રોણ પર્વમાં, અભિમન્યું પ્રાક્રમ.

વળણ.

પ્રાકૃત કથા અભિમન્યુની, કવી છે પ્રેમે કરી રે;
ભટ પ્રેમાનંદ કહે કર જોડી, શ્રોતા જન બોલો શ્રીહરી રે.

---

# મદાલસા.

### કડવું ૧ લું.—રાગ કેદારો.

પ્રથમે પ્રણમૂં ગણપતી, જેથિ ટળે મહા દુરમતી;
સારં કરો મુને સરસ્વતી, હું મૂઢમતિ લહેતો નથી.

ઢાળ.

સેવક જાણી તમતણો, કલ્યાણ કરો કૃપાય;
કમળભૂકુંવરીને આરાધું, મનોરથ પૂરણ થાય.
દાસ જાણી દયા મન આણી, દેવી થજો તુષ્ટમાન;
ગત આપો પદબંધ કરવા, મદાલસા આખ્યાન.
વૈશંપાયન વાણિ વદે, સુંણ જનમેજય રાજન્ન;
એક વાર યુધિષ્ઠિર રાજા, હસ્તિનાપુરમાંય રતન્ન.
ભોવન સર્વે શૂન્ય ભાસે, કૌરવ ગયા સુર લોક;
તેથી યુધિષ્ટિર રાજ કરંતે, અંતર ઉપન્યો શોક.
અરર આ પાપી પેટ માટે, સર્વ જન પમાડયા મર્ણ;
સુખને માથે શિલા પડો, આ રાજ છે લોહિવર્ણ.
પોતે કરે છે કલ્પના, એવે આવ્યા નારદ મુન્ય;
પાંડવ અલ્પ જોયા વાળ. જોતે, સભા દિઠી છે શૂન્ય.

મહિપતી મળવા ધસ્યા, મળી દીધું મુનીને માન;
દિવ્યાસને બેસાડી ભૂપે, પૂજ્યા શ્રીભગવાન.
વિસ્મય થૈને દેવ ઋષિ એમ, પાંડવ પ્રત્યે પૂછે;
સુભટ કો ભાસતા નથી, કારણ કહોની શૂં છે.
શાખા શત્રૂ કેરિ ટાળી, રહ્યા ન કો ત્યાં રાય;
પહોંચે પાંડવ ક્ષેમ કુશળે, શ્રીહરી જેને સહાય.
નીશ કટક પૃથ્વિયે પડ્યું, દીઠું સ્વર્ગનું સુખ;
તે તમ મનસાથી જુવો એ, કોણ પ્રગટ્યું દુઃખ.
ધર્મ કહે રે શ્યામજી, મેં માર્યા સહૂ જન્ન;
ફરી મેં દીઠું નહીં એ, એકો વાર સ્વપન્ન.
પિત્રાઇ ભાઇ પિતામહ ગુરૂજી, તેહ પમાડ્યા મર્ણ;
અભિમન્યુ સરખો પુત્ર પડિયો, સગો બાન્ધવ કર્ણ.
ગહન ગતિ સંસારની એ છે, માયાનું આવર્ણ;
કહો નારદજી એ શું હશે, કોણ પામે છે મર્ણ.
મર્ણ પામ્યા ને દહન દિઠું, ફરી જીવે છે બીજીવાર;
યમ લોકથી પાછું ફર્યૂં હોય, તે કહો બ્રહ્મકુમાર.
દેવઋષિ એમ બોલિયા, સુણો યુધિષ્ઠિર રાજન્ન;
મદાલસા મરીને જિવી છે, તેનું કહું આખ્યાન.
કથા એહ ઇતિહાસની, મહા માર્કણ્ડેય પુરાણ;
ધર્મ કહે રે સ્વામિજી તે, કહોની યથાર્થ વાણ.

વળણ.

કહિયે વેણાપાણ મુજને, પ્રેમ ધરી ઇતિહાસ રે;
પુનરપિ જીવી પ્રેમદા, તે કવણ કારણ હાસ રે.

### કડવું ૨ જું.—રાગ આશાવરી.

નારદજી એમ ઓચરે રે, સાંભળ પાણ્ડુકુમાર;
ઋષિ માર્કણ્ડેય તપ કરતા કહું, જાહ્નવી તટ મોઝાર.
માધવને મન ચિંતા ઉપની, રખે લેતો ઈંદ્રાસન્ન;
મેનકા છળવા મોકલી, જેમ તપ થાયે નિર્ધન્ન.
સાંચરી સાંતરી થૈને, સજી શુભ શૃંગાર;
મુનિમુખ આગળ આવિને, કરતી હવી થૈકાર.

કોકિલા કટે કરીને, ગાતિ સંગિત ગીત;
પંચબાણ માર્યાં મકરધ્વજનાં, તેથિ જાગ્યો અતીત.
અનંગ થકો આકુળવ્યાકુળ, તવ થયો તપનો ભંગ;
ઉઠિ ચાલ્યા અબળા પુઠે, દેખી શરિર સુરંગ.
ઉડિ મેનકા અંતરિક્ષ માર્ગે, ઋષિનું હવું વિહ્વલ મન્ન;
કામપૂરણ કાંઇ ન સૂઝે, પછે દોડતા તે વન્ન.
વીર્ય પડિયું તટ ઉપર જ્યાં, ઋષિ ગયા ગંગાતીર;
એક ઘટિકાયે અશુદ્ધિ ટળિ, વળિ શુદ્ધ થયુંજ શરીર.
એવે એક ત્યાં બગલી આવી, મચ્છનૂં ધારિ ભોજન;
તર્તું વીર્ય અતિ ઉજ્જવલ દીઠૂં, કીધૂં તે પ્રાશન્ન
ગર્ભ રહ્યો તે પક્ષિણીને, પ્રસવ્યા સત્તકુમાર;
પાંખો પરમ મનોહર રતન, પણ પુરૂપતણો આકાર.
બગલી મન આનંદ પામી, પ્રેમ ધરીને પાળે;
ઉડીને જવ બેસવા લાગ્યા, તવ ભાર ન ઝીલ્યો માળે.
ભક્ષ કરે પોતાની મેળે, વહેંચી આપતિ માત;
એવે તપશ્ચર્યા કરતો જે કહું, આવ્યો તેહનો તાત.
તાપસને આવતો દેખી, ગયા તેહની પાસે;
પુજા કિધી પક્ષિયે મુનીની, તવ હરખ્યા અતિ ઉલ્હાસે.
માર્કંડેય મન્ન વિમાસતા, ભૂત ભવિષ્ય વર્તમાન;
પક્ષિણીથી પ્રસવ પામ્યા, પણ મ્હારા એ સંતાન.
સગાઇ જણાવી સૂતને, વળી ભેટિ મનવ્યો ઉજેશ;
આસને તેડયા પોતાને પછિ, આપિયો ઉપદેશ.
નિગમ શાસ્ત્ર ભણાવિયાં, અને આપ્યું આતમજ્ઞાન;
સંસારનૃં સૂખ તે દૂઃખ કરિને, ઓળખાવ્યા ભગવાન.

વળણ.

ઓળખાવ્યા શ્રી ભગવાનને, બ્રહ્મજ્ઞાની સત કર્યા રે;
પછિ પુત્રને નિજજ્ઞાન આપી, પિતા અદર્શ ત્યાંથી થયા રે.

## કડવું ૩ જું.—રાગ કેદારો.

નારદજી એમ ઓચરે રે, ધર્મસુત શ્રવણે ધરે;
શું કરે સહૂ ઋષિ વન વિખે, ખાઇ કંદ મૂળ વિદ્યા શિખે.

એક શુભજડ નામે મુનિ ભગવાન, તે ઇચ્છે આતમજ્ઞાન;
તે સ્થાનકે આવી કહે શુભ મુખે, કહો પક્ષી બેઠા તમો સુખે.

ઢાળ.

શુભજડ મુખ બોલિયો, પક્ષિને કરી પ્રણામ;
ગુરૂ થૈ મુને જ્ઞાન આપો, પહોંચાડો શ્રીધામ,
તવ પક્ષિએ શિષ્ય કરી રાખ્યો, આપ્યો બ્રહ્મ ઉપદેશ;
મોહ જાળથી મુને મુકાવ્યો, કહી ટાળ્યો કર્મ કલેશ.
સતગુરૂ કહે સાંભળ શુભજડ, હરિ ભક્તિથી મુક્તિ મળે;
એવું જાણી ભજો ભાવે, આવાગમન ફેરો ટળે.
શિષ્ય કહે સાંભળિયે સ્વામી, કોણ મૃત્યુ થઇ જીવિયું;
ભસ્મ થઇ યમ લોકેથી મુની, કહોની કોણ પાછું ફરિયું.
ગુરૂ કહે ઇતિહાસ છે એક, તેહ કહું વિસ્તારી;
પુર્વે મૃત્યુ થઇ જીવી છે, મદાલસા એક નારી.
ગાલ્લવ નામે ઋપીશ્વર મ્હોટો, તેણે આરંભ્યો છે યજ્ઞ;
ગંગાતટ તપ કીધો બહુ, પધરાવ્યા મુનિ સુજ્ઞ.
બ્રહ્મચારી, ગૃહસ્થ વાનપ્રસ્થ, શ્રીપાત સંન્યાસી;
સપ્ત ઋષી આદે સહુ આવ્યા, મુનિ સહસ્ત્ર અઠ્યાસી.
વેદિયાનિ વરૂણિ કીધી, કલશ કિધા સ્થાપન્ન;
હુતદ્રવ્ય હોમે નિવેદી માંહે, ધુમ્રે છાયો ગગંન.
ધ્વજકેતુ દાનવના કુંવર, માહા માયાવી પાપી;
પાતાલકેતુ ને તાલકેતુ, તેણે પ્રજા સર્વે સંતાપી.
તે પાંચમે પાતાળ વસિયા, નાદ સાદ ન જાણી;
તે ઘેર વેણાધીશ ગયા, મહા હર્ખ મનમાં આણી.
આરોપી પુષ્પની માળ કંઠે, પૂજ્યા પછે મુનિરાય;
દૈત કહે ભલે સ્વામી આવ્યા, પણ કોણે કિધી પૂજાય.
નારદ કહે તમો ટળ્યા આજે, છે ગાલ્લવને ઘેર જાગ;
દેવે માંહોમાંહ્ય વહિને, કહાડયો તમારો ભાગ.
શક્તિ હોય તો જઇ જૂવો, પડો જ્ઞાનમાં ત્રૂટી;
સામગ્રી અનંત જે છે ત્યાં, તે લઇ આવો લૂટી.

### વળણ.

લૂટી લોહો કહિ વળ્યા નારદ, અસુર સામગ્રી કરે રે;
ભટ પ્રેમાનંદ એમ કહે, પછે શું પુણ્ય પ્રતાપ રે.

### કડવું ૪ થું.—રાગ કહાલેરો.

દાનવ એહુવે માયા કીધી, યજ્ઞ કરવા ભંગ રે;
પૃથ્વી ભેદી બહાર નીસર્યા, પ્રગટયું, પ્રૌઢ મ્હોટું અંગ રે. દાન. ટેક.
નારદ નોંતરૂં ઋષી વિસરયા, તે થકિ રિસ અંતર આવી રે;
યજ્ઞ ભાગવા બ્રહ્મસુતે આ, દૈત મુકયા હુલકાવી રે. દાન.
કરતા ગરજના ગંગાતટ પર, મુખે પાડતા સ્હોર રે;
બંન્યો વેરી રહિત અંતરિક્ષે, કરે અંધારૂં ઘોર રે. દાન.
કરે કોરણ ને કડકડાટા, વરસે માંસ રૂધીર રે;
દશો દિશા આવરિને લીધી, પાપી પાડે ચીસ રે. દાન.
ગિરિ તરુવર વરસે પરજન્ય, ઉઠિ ન્હાઠા બ્રાહ્મણ માત્ર રે;
જે જેમ તે તેમ સરવ રહ્યું રે, વસ્ત્ર પુસ્તક પાણી પાત્ર રે. દાન.
ગૌતમજી ને ગર્ગાચાર્ય, વસિષ્ઠ ને વામદેવ રે;
અત્રિ અગસ્ત્ય ને દુર્વાસા, નાઠા સહુ તતક્ષેવ રે. દાન.
મિત્ર વરુણ વાયૂ ને વાલ્મિક, રાજઋષિ વિશ્વામિત્ર રે;
સરવ ગયા ન રહ્યા એકીમાં, પછે ગાલ્લવે મૂકી મિત્ત રે. દાન.
ઋષી દુખી થૈ ચોગમ નાઠા, પાપિષ્ટ પડિયા તુટી રે;
યજ્ઞ સામગ્રી નાનાવિધની, તે સહુ લીધું લુટી રે. દાન.
પાકશાકનાં પાત્રજ મ્હોટાં, માંહે ભર્યાં સહુ અન્ન રે;
તે સહુ પાતાળે જઇ નાખ્યું, લિધું દક્ષણાનું ધન્ન રે. દાન.
મણ્ડપ ઉરાડી નાખ્યો તે પછિ, ગયા ઠામ પાતાળ રે;
ગાલ્લવ મન અતિ શોક જ પામ્યો, ચાલ્યું નહીં તે કાળ રે. દાન.

### વળણ.

તે સમયે સમર્થ કો નહીં, જે, અસુર વર્ગને હણે રે;
પછે આંસુપાત ઋષિએ કર્યું, ભટ પ્રેમાનંદ એ ભણે રે.

### કડવું ૫ મું.—રાગ દેશાખ.

બ્રાહ્મણ સહુ ન્હાસી ગયા રે, જેમ તેમ બારેવાટ;
થઇ ગયા અતી ગળગળા રે, ગાલ્લવ મન માંહે ઉચ્ચાટ.

સામગ્રી જે માહરી રે, સઉ લઇ ગયા પાતાળ;
મ્હેણું એ મ્હોટૂં થયૂંરે, ઋષિ ન્હાઠા અંતરિયાળ.
પુસ્તક આ કરમે પડયાં રે, કૈં ફુટાં પાણી પાત્ર;
ભાઇયો મુજ ભુખ્યા ગયા રે, મમ કાર્યથી મુનિ માત્ર.
મેં જન્મ શાને ધર્યો રે, કહાં પ્રસવ કીધો માત;
ઉછરી હૂં ગુણથી મળ્યો રે, આ તે શો ઉતપાત.
જે જે અતઃપર નીપજે રે, તે તો મારાં કર્મનો વાંક;
યજ્ઞ તો આરંભિયો રે, કેમ કરી શકું હૂં રાંક.
જો તજૂં પ્રાણ આ માહરો રે, અવર નથી કો ઉપાય;
કાષ્ઠ તો ટોળે કર્યાં રે, ગાલ્લવ ગંગાતટ લઇ જાય.
પાવક પ્રકટિયો રે, ઉઠિ આકાશ પ્રમાણે ઝાળ;
ગાલ્લવે ત્યાં ઉભા રહી રે, ભજિયા શ્રીગોપાળ.
સાર કરોની શ્યામળા રે, તૂં વિણ નથિ બીજો કોય;
હૃદયા ફાટતે રે, ઋષિ નેત્ર ભરીને રોય.

દેહ પાડવા તે તત્પર થયો રે, કાષ્ઠ ઉપર ધરિયો હાથ;
એવે આવિયા રે, અંતરિક્ષથી વૈકુંઠનાથ.
કહો કાં મરો મહા મુનિ રે, એણીપેર બોલ્યા શ્રીભગવાન;
કૃપાળુ છો કહે મુનિ રે, હા માગી લ્યો વરદાન.
ગાલ્લવ બોલિયા રે, સ્વામી આપો અગણિત ધન્ન;
હું તેણે કરીને પ્રભૂ રે, આરંભૂ ફરિ યજ્ઞ.
જા ધન આપિયૂં રે, એણિપેર બોલ્યા શ્રી જુગદીશ;
રળિયાત ઋષિ તવ ત્યાં થયા રે, નામ્યું શ્રી હરીને શીશ.
પછે પૃથ્વી માંહ્યથી રે, ઋષિને જડયું અગણિત ધન્ન;
તેથી યજ્ઞ આરંભિયો રે, ફરિ તેડયા તે મુનિજન્ન.
દ્રવ્ય ઘણું ખરચ્યાથકી રે, ગાલ્લવ મન વાધ્યો ગર્વ;
વાડવ છે લ્હાં જેટલા રે, તે તો હૂં થકિ હેઠા સર્વ.

વળણ.

હૂં થકિ હેઠા સર્વથા, વિચાર કરે મન જેટલે રે;
એવે પાતાલકેતુ ને તાલકેતૂ, અંતરિક્ષથી આવ્યા તેટલે રે.

## કડવું ૬ ઠું.—રાગ ભીમપળાસી.

સતગુરૂ બોલ્યા હો, વાણિ સુખદાયજી;
સુણજો શુભજડ હો, કહું કથાયજી.
ફરી કરિ મંડપની હો, રૂડિ રચનાયજી;
ઋષિયજ્ઞનો હો, કહું મહિમાયજી.

### ઢાળ.

અંધકાર દીઠો અંતરિક્ષે, અસૂર બન્ને આવીયા;
ગીરી તરૂવર માંસ શોણિત, માયા કરીને લાવીયા.
કરી કોરણ કડકડાટા, રેણુ ઉડે ભયભીત ઘણી;
વાપિ લીધિ દસો દિશા, માયા કીધી પોતાતણી
જેમ તેમ ઉડી ગયા, ઋષિ સાથ સૌ ન્હાસી ગયો;
દીક્ષા મૂકી ગાલ્લવ, યજ્ઞ વળી અમથો રહ્યો.
માગિ ત્રાગી અન્ન લાવ્યા, બ્રાહ્મણ તેડયા ત્રિજિ વારે રે;
મુનિ માત્ર સહૂ મળી બેઠા, કીધો એક વિચાર રે.
દિક્ષિત કહે ભાઇ સાંભળો, કાંઇ ફરી તપાસો આપ;
આ વાર આવે અધર્મિ તો, સુખરૂપ દેજો શાપ.
વસિષ્ઠ વળતૂં બોલીયા, એણે ઇશ્વર આરાધ્યા સહી;
વરદાન માહાદેવનૂં, તેથિ શાપ તો લાગે નહીં.
પછે વિદ્યાયે ધન ગુપ્ત રાખ્યું, ચાલતો કીધો હોમ;
દેવતા અતિ હર્ષ પામ્યા, જવ ધુમ્ર આવ્યો વ્યોમ.
પાતાલકેતુ ને તાલકેતૂ, આવ્યા અંધારૂં કરી;
ભય પામ્યા બ્રાહ્મણ નાઠા, યજ્ઞભંગ હવો ફરી.
વળિ સર્વ લૂટી ગયા પાપી, ગાલ્લવ અતિશે કળકળ્યો;
એક વાર પાધરૂં નવ ફર્યૂં, ત્રણ વાર તો હૂં આફળ્યો.
દેવને અર્થે યજ્ઞ માંડયો, જ્યમ સુર સંતોષાય;
ત્રણ વાર તો રેવણિ થયો, અમરે ન કીધી સ્હાય.
પછે ઉદક અંજલિ કર લિધી, ચઢી ઋષિને રીસ;
ઓઘ ટાળૂં અમરગણની, શાપૂં કોટિ તેત્રીસ.

આકાશ ભણિ અવલોકિયૂં, ક્રોધ કરિ મુનિજન;
દેવતાઓને દુઃખ પમાડૂં, ને લઊં ઇંદ્રાસન.
અમરગણ અંતરિક્ષ આવ્યા, ઋષિ હમારો શો વાંક;
દૈત દમે તો તેહને શાપો, અમર શૂં કરે રાંક.
ગાલ્લવ કહે સૌ સાંભળો, કરો યજ્ઞની સ્હાય;
ભંગ થાશે તો હું શાપિશ, આવી કરો રક્ષાય.
સાંભળીને સુર રહ્યા, તે અંતરમાંહ્ય થયા દુખી;
એક અશ્વ આપી પોતાનો, કહ્યું નારદ થાઓ તમો સુખી.
કહેવું ઘટે તે કહાવીયૂં, નારદ સ્વર્ગથિ ઉતર્યા;
અરે દક્ષ દુઃખ મુકો મનનૂં, વેણાપાણી ઉચર્યા.
અશ્વ મોકલ્યો ઇંદ્રરાયે, લઇ જાઓ અયોધ્યામાંહ્ય:
શત્રૂજિત મહા પ્રબલ રાજા, રાજ કરે છે ત્યાંહ્ય.
તેહને ઋતુધ્વજકુંવર બળિયો, પરાક્રમી જોદ્ધો ઘણો;
તેહને તુરિ આ આપજો, તવ યજ્ઞ થાશે તમતણો.

### વળણ.

પછે અશ્વ આપી નારદ વળિયા, તમતણો યજ્ઞ રાખશે રે;
ગાલ્લવ અતિ આનંદ પામ્યા, હવે અયોધ્યા તે જશે રે.

### કડવું ૭ મું.—રાગ રામગ્રી.

ગાલ્લવ ચાલ્યા અયોધ્યા ગામજી, શીઘ્રે પહોંચ્યા રાયને ધામજી;
શત્રૂજિતે દિધું અતિ માનજી, આસન આપ્યૂં પરમ નિધાનજી.

### ઢાળ.

આસન આપીને પૂજન કીધૂં, પછે પુછ્યો સમાચાર;
કહો સ્વામીજી કેમ પધાર્યા, સાથે શો છે તોખાર.
મૂનિ કહે હો મહિપતિ, છે તૂજ સાથે કાજ;
અશ્વ લઇ હું આવીયો, દેવે મોકલ્યો છે મહારાજ.
મેં ભિક્ષા માગિને યજ્ઞ માંડયો, મુનિ તેડયા સૌ મંદીર;
પાતાળકેતુ ને તાળકેતુ, રાક્ષસ બન્ને વીર.
માયા કરિ તે આવિયા, યજ્ઞનો કીધો ભંગ;
પુછે મુને એવી ઇચ્છા થઇ કે, દેહ કરૂં આ ભંગ.

એવે અમરે નારદ મોકલ્યા, આપ્યો સાથે અશ્વ;
કહાવ્યું કે શત્રૂજીતને આપજો, તેથી થાશે સર્વ.
માટે કહું તમો મહીપતી, જે ઋતુધ્વજ આપ કુમાર;
આપો તેહને તેડી જાઉં, અશ્વે થશે અસ્વાર.
ક્ષેમકુશળ કરિ આણિ આપિશ, પાછો તારે ઘેર;
ના ન કહેશો મહિપતી, થાય ચાલતિ પુન્યની સેર.
વચન સુણી તવ વિપ્ર કેરાં, રાજાને લાગી ઝાળ;
અતિસે મનમાં ખેદ પામ્યો, ગાલ્લવ મળિયો કાળ.
પછે સૂત સામું નિહાળ્યૂં, બોલી ઉઠયા મહારાજ;
આ ઋષિજી શું કહે છે તે સુણ, કરિ શકશો કાંઇ કાજ.
ઋતુધ્વજ તવ બેઠો થયો, શું જાણે ક્ષત્રી નામ;
ભાગ્ય હોય તો આ અંગ મારૂં, ઋષિને આવે કામ.
ચિંતા ન કરશો તાતજી, મહા પૂર્ણ છે એ અધ્યયન;
અસૂરને ઉશડિ નાખૂં, કરાવૂં વળતો યજ્ઞ.
પાયે લાગ્યો તાતને, તવ મસ્તક મુકયો પાણ;
મહીપતી કહે છે મૂનિ, મારા લૈ જાઓ છો પ્રાણ.
રક્ષા કરજો એહની, છો તમો શ્રી ઋષિરાજ;
વિવાહ કર્મ કીધૂં નથી, એટલી છે મૂને દાઝ.
અનંત માગાં આવિયાં, પણ ન લીધું કન્યાદાન;
પુત્ર કહે પર્ણું પ્રેમદા, જો હોય મૂજ સમાન.
એવી તો કો નાં મળી, રૂપ કળા ગુણ સંપન્ન;
તમો શિખામણ એવી દેજો જે, વિવાહનૂં કરે મન્ન.
વળાવિને વળ્યો ભૂપતી, નીર તો નેણે ઢાળી;
ઉભા રહી સૌ કો જૂવે, રાજપુત્રને વાળી વાળી.
ગાલ્લવ પંથે પરવર્યા, આગળ રાજકુમાર;
આશ્રમે બન્યો આવિયા, અશ્વે થૈ અસ્વાર.
ફરી યજ્ઞ આરંભિયો, હરખ્યું અંતઃકરણ;
દશો દિશાએ મોકલ્યાં, ઋષિઓને નિમંત્રણ.
બ્રાહ્મણ સર્વે આવિયા, રાજપુત્રે કર્યો નમસ્કાર;
મુનિ મન બહુ આનંદિયા, ત્યાં વરત્યો જયજયકાર.

### વળણ.

વરત્યો જયજયકાર ને, ઋષિ સર્વ સાથે ભણે રે;
સાદ સાંભળિ આવિયા એ, ઋતુધ્વજ તેને ક્યમ હણે રે.

### કડવું ૮ મું.—રાગ રામગ્રીની દેશી.

વેદાધ્યયન ધ્વનિ મચી ઋષિથી, શબ્દ થાય અઘોર રે;
સ્વાહા શબ્દે આવિયા તે, કર્યું અંધારૂં ઘોર રે.
અંધકાર ઉપન્યો અંતરિક્ષે, તવ ખળભળ્યા ઋષિજન;
જેમ હતા તે તેમ નાઠા, રહ્યાં રાંધ્યાં અન્ન.
સાદ કરિ સૌ બોલાવ્યા ને, કહ્યું પછે ઋતુધ્વજ;
બીશોમાં આ ઋષિ ઉભો થયો, ધનુપ કર્યું મમ સજ્જ.
ગાલ્લવ કહે તમે પહોંચી શકશો, મુને થાય છે ઉચાટ;
મિથ્યા ઋષિયોને શિદ રાખો, સકાળા લાગે વાટ.
રાજપુત્ર કહે સ્વામિજી, જો રાક્ષસ આવે લક્ષ;
એકલો હું સૌને મારૂં, ન માગું કોઇનો પક્ષ.
તો એ એનો શો આશરો, જો આપૂં ગૂંદીપાક;
ઉરાડું અંતરિક્ષ માર્ગે, અવનિ ચઢાવૂં ચાક
એવું કહિ ગર્જના કીધી, અશ્વે થઇ અસ્વાર;
હાથ માંહે ચાપ લીધૂં, દિધૂં મંડલાકાર.
અમરે વાજી મોકલ્યો, અંગ અતિ ઉજ્જવલ;
તે ઉપર આરૂઢ થયો, તવ આવ્યું ઇંદ્રનૂં બળ.
ઋતૂધ્વજ થયો રક્તવર્ણો, ભ્રુગુટિ ચઢાવી ભાળ;
બાણનું કીધૂં છાપરૂં ને, બાંધી ફરતી પાળ.
ગિરિ તરૂવર માંસ શોણિત, વર્સાવે કરિ માયા;
જે જે નાંખે આદરી તે, હેઠાં ગડગડિ પાડયાં.
ચારે ગમ ચોકી ફરે, રાય પાડતો હાક;
વાજ આવ્યા પાષાણ નાખી, ચઢ્યો બેહુને થાક.
આદર આણી ભણે બ્રાહ્મણ, ભડકી રહ્યાં છે મન્ન;
શિલા પડે શર જાળ ઉપર, તેથિ ઉધરકે મુનિજન્ન.
સામગ્રી સહુ હાથ માંહે, મુનિ નહાસાનહાસ;
રોળે રોળાં રહ્યાં ઉભાં, મૂકતા નિઃશ્વાસ.

પાપાણ પેડે મણ્ડપ મધ્યે, જ્યાં હોય આછાં બાણ;
બરકાં પાડી ઉઠે બ્રાહ્મણ, થરથર ધ્રૂજે પ્રાણ.
પરવતનો વરસાદ વરસે, સર્પડાની ડોંટ;
થયું અંધારૂં અતિ ઘણું, જ્યાં ધુમ્ર ગોટાગોટ.
બ્રાહ્મણ સરવે પડયા ભૂલા, કરે માંહોમાંહી પુકાર;
હાક સાંભળી નવ શકે, કાને પડયા ધાકાર.
કો કહે શિક્ષા રાયને, વીર સાંભળ કહું ખરૂં;
કાંકરો વાગવે થશે કાણું, નીર નવ રહેશે ભર્યું.
એક કહે શું રાખશે, રાજા ઋતુધ્વજ;
છાપરામાંહી છિદ્ર દીસે, મારા આંખમાં પાડી રજ.
પાપાણને પ્રહારે બાણ ભાગે, નીસરે મોટા ગર્કાં;
જવ ઋષિના માથામાં વાગે, તંવ પંપાળિ પાડે બર્કાં.
રાખની ઋતુધ્વજ અમને, નહિ તો દેશું શાપ;
અધર્મિ સાથે ચાલે નહિ ને, રાંકને દાખવે તાપ.

### વળણ.

વચન સાંભળિ ઋષિકેરાં, ક્રોધે ચઢ્યો ભૂપાળ રે;
સદ્ગુરુ કહે શુભજડ સુણો, પછે શું વરત્યૂં તે કાળ રે.

## કડવું ૯ મું.—રાગ સામેરીની દેશી.

ઋતુધ્વજ રણમાં ગાજ્યો રે, વાસવની પેરે વિરાજ્યો રે,
આ ધનુપ લઇ આકર્ષ્યું રે, તે રૂપ અમરે નરખ્યું રે.

### ઢાળ.

દેખિ રૂપ તે શૂર કેરૂં, પાપિ મુખે ગડગડ્યા;
માયાવી મણ્ડપ ઉપર, આકાશથી આવી પડ્યા.
શરજાલ સર્વે શિથિલ કિધી, કડકડ્યા મણ્ડપસ્થંભ;
દશો દિશા પછે આવરી, સોહોરાસોહોર કરે બ્રહ્મ.
રાજકુંવરે ક્રોધ કીધો, લીધાં મોટાં બાણ;
નાનો રાક્ષસ તાલકેતૂ, તે ઉપર કિધું સંધાણ.
અસુર આવ્યો રાય સામો, ચઢાવીને ચક્ષ;
સ્થૂલ શરીર પોતાનું કીધૂં, હાથમાં લીધું વૃક્ષ.

અસુરે અટવાઇ ધ્રુમ્ર નાખ્યૂં, પછે પાડી ચીસ;
ઋતુધ્વજે તવ બાણ મારી, કિધા કટકા વીસ.
વળિ અધર્મિ ઉછળ્યો; લાવ્યો એક શિલાય;
તિલ પ્રમાણે કિધી કટકા, તવ ગાલ્લવ મલકાય.
અસુર જ્યારે ઓસરે, વીર બાણ વેધે ગાત્ર;
હોકાર કરિ હરખે ઋષિજી, વગાડી તુંબીપાત્ર.
શ્રી રામજીની કૃપાથકી, કકડાટ ગગનની માંયે;
તવ મુનિઓ મરડે ત્રાટી, નહાસાનહાસ કરે માંહોમાંયે.
યજ્ઞ રાખી શૂં ભણે, ગાલ્લવે આણ્યું નાનું છૈયું;
સામગ્રી લેવાંને આવ્યા, ઋષિ કુટે શીશ ને હૈયું.
રાખ રાજા રાખ રાજા, શું રહ્યો ચઢાવી ચાપ;
જો જાન થાશે એક કોડીનું, તો તુંને દેશું શાપ.
રીસે ઋતુધ્વજ રાતડો, ભ્રુગુટી ચઢાવી ભાળ;
શતસહસ્ત્ર બાણો મૂકિયાં, પૂર્ણ આણી કાળ.
અર્ધચંદ્ર સમ મૂકિયૂં, રાજ પ્રતાપી બાણ;
તે તાલકેતુને હૃદયે વાગ્યૂં, તત્ક્ષણ નિસર્યાં પ્રાણ.
પડ્યો પૃથ્વીએ પ્રાણ વહોણો, બાણે કરી વ્યાકુળ થયો;
તવ પાતાલકેતુ વ્યગ્ર થઇ, રણ તજી નહાસી ગયો.
રણ મૂકી અંતરિયાળ નાઠો, ઋષિ કરે જયજયકાર;
ઋતુધ્વજે તવ પુંઠ લીધી, પ્રેરિયો તોખાર.
આગળ જાતાં અસુરે થાક્યો, પામ્યો અંતર્ધ્યાન;
ઋતુધ્વજ તવ ફરી આવ્યો, મળ્યા મુનિ ભગવાન.
ઋષિ કહે બીજાને મારિને, શું ઋતૂધ્વજ આવ્યો અહીં;
કુંવર કહે હૂં ઘણું ધાયો, પણ જાતાં દીઠો મેં નહીં.
ગાલ્લવ વળતૂં બોલિયા, તારે દિઠાનૂં શૂં કામ;
આફણિયે એ અશ્વ તારો, ખોળિ કહાડશે ઠામ.
ચૌદ લોક વિષે એ જાવા, સમર્થ છે તોખાર;
કુંવર કહે હૂં પુઠળ ઉભો જોઉં, કેમ આવે બીજીવાર.
એવૂં કહિ ને જાગ માંડયો, એ કથા એટલેથી રહી;
પાતાલકેતૂ ગયો નહાસી, વળતી શું કરતો તે સહી.

ત્રાસ પામ્યો ને શ્વાસ ચઢિયો, નૈણે નીર નિરધાર;
વિલાપ કરતો વીર કહે, ક્યાં મળશું યુદ્ધ કરનાર.
હિમાચળે આવી ચઢ્યો, કરતો રુદનનો નાદ;
એવે અશોક વન ત્યાં દિઠું, સાંભળ્યો સ્ત્રીનો સાદ.

વળણ.

સાંભળ્યો સાદ સુંદરી કેરો, થાય સંગીત ગાન રે;
વિલાપ વિસરી વીરનો, વાડી ભણી દિધો કાન રે.

## કડવું ૧૦ મું.—છંદ હરિગિતની ચાલ.

વિશ્વસુધા ગાંધર્વ કુંવરી, મદાલસા શુભ નામ રે;
રૂપ લલિત વિલક્ષણી, માનુની તેજનું ધામ રે.
અલબેલી તે સાહેલી સાથે, ચાલતી ગ્રહી હાથ રે;
અશોક વાડી માંહી નિત્યે, ગાય સ્ત્રીનો સાથ રે.
શોભિત વન પવન શીતળ, વાયુ વાયે મંદનો;
ભ્રમ્રવેલુ નથી ખીલી, ઝુરિ ખુએ દિન દુઃખનો.
દ્રાક્ષના છે લક્ષ છોડો, છોડ નીચા ચંપાતણા;
મોગરા મલિયાગરા શુભ, ભાતિ ભાતિ વૃક્ષો ઘણા.
થાય અતિ આનંદ ત્યાં તો, સબળ સ્ત્રીનો સાદ રે;
કોયેલ મોર ને બુલબુલોથી, થતા મધુરા નાદ રે.
થૈકાર થનથન અપ્સરા, પગ ઉચલી ઘૂઘરા વજાડતી;
ગાય હરિગીત હરી લઇ ચિત્ત, અંગ અનંગ જગાવતી.
મધુરી વાણી સૂર તાણી, તાન માન જણાવતી;
કો એક રસના સ્વાદ લેતી, હાવભાવ વખાણતી.
મૃદંગ ચંગ ઉપંગ રંગો, નવિન નિત્ય જમાવતી;
રાણી રીઝે રસે ભીંજે, ગાન કરતી ભાવતી.
કો હાર ગૂંથી ઝિણે તારે, કંઠમાં આરોપતી;
કો બાળી વેશે છૂટે કેશે, કટિ મેખલે શોભાવતી.
અમૃતવેણી મૃગનેણી, અંજન આંજી કામિની;
નાચતાં આનંદ આણી, નિર્મળ ચિર નવ નિદ્દની.
સંધાણ બાણ કટાક્ષ કરતાં, અમર જોઇ મોહાય રે;
વદન ઈંદુ માંય બિંદુ, શૃંગાર શુભ રતિ સોહાય રે.

ચપળ ચર્ણ તે ધરણી ધરતાં, આવી લાવે ફ્લહારને;
હથિયાર બાંધિ ફરે હજારો, સબળ લાવી જોરને.
જસ બોલ બોલે ઢોલ વાગે, નિશાન આણુ રૂડી ફરે;
હાથમાં ખેડાં કરે તેડાં, વનમાંહ્ય ભય કો નવ ધરે.

### વળણ.

ફરતી એમ મદાલસા, સાથે વનમાં સુંદરી રે;
મદાલસાને નિરખતાં, ભાઇને ગયો વીસરી રે.

### કડવું ૧૧ મું.—રાગ મારૂની ચોપાઇ.

મોહ્યો મોહ્યો અદભૂત રંગે, જ્યારે અનંગ વ્યાપ્યો અંગે;
મોહ્યો મોહ્યો નૌતમ નાદે, દીઠી નાર તે કરતાં વાદે.
આગલ મરડે અંગ અલબેલી, રાણી એક છે સૌ સાહેલી;
ગયો દાનવ પ્રેમદા પાસે, જોવા લાગ્યો અતિ ઉલ્હાસે.
જ્યારે જુથ જુવંતીનું જોયું, ત્યારે મોહ બાણે મન પ્રોયું;
દ્રુમવેલીને ઓથે રહેતો, દેખી દેખી દાનવ મોહોતો.
મદાલસા ભરી મદની, અલૌકિક છે શશિવદની;
ઈંદ્રિ આદિત્ય એ રહ્યા ઝળકે, અળગી રહી છે ગોરે ધાટ લેહેકે.
જેમાં જડયાં માણેક ને મોતી, નાકે મોરથી શ્યામા સોહોતી;
છે અધરબિમ્બ પરવાળી, તે ઉપર વેસર વાળી.
દાંત કાળે રંગે રંગ્યા વળી, શોભા એવી નૌતમ મળી;
જેવો ચતુર્થિનો ચંદ્રમાય, તેવી કપાળની શોભાય.
હાર હઇડે હિંયે મોતીનો, ખળકાવ નવલ ત્રોટીનો;
સેંથે ગુંજારવ કરે ભ્રમર, સોવ્રણ કોરે નીલું અંબર.
કાળા કેશતણો અંબોડો, જોડી ઘુંઘટ તેજી ઘોડો;
આંખ ઉપર અલકાવલી, જુગ્મ સ્તન જાણે ફુલ કળી.
અતી અણિઆળી આંખડલી, પંકજની પાંખડલી;
શર શૂળી સમું અંજન, કોમળ ગાલે પડયાં ખંજન.
રાતી રેખ ને કીકી કાળી, જૂવે છે જેમ મૃગલી બાળી;
ભ્રકુટી બન્યો ભ્રમર ઉડ સરખી, રહી નેત્ર કમળને નરખી.
કંઠ કપોતને આકારે, શોભી રહ્યો શૃંગારે;
કટી પાતળી મેખલે શોભે, જોતાં મહા મુનિનાં મન લોભે.

કાંકણી કર માંહે પેહેરી, પોહોંચે મણી રહ્યો ઝળહળી;
હથેલી છે અંબુજ વરણી, ફેરવે તન ઊપર તરૂણી.
ચર્ણે ઝાંઝરકેરો ઝણકો, નેપૂર અણવટકેરો ઠણકો;
છે પંકજવરણી પાહાની, રાતી રેખા નહાની નહાની.
મોહોટા માજંમ મગની ફળી, તેવી બાળાની આંગળી;
કરે વાતો નવ નવી મીઠી, તેવી દૈત્યે નારી દીઠી.
પોતિકો કર અડકાવે ગાલે, હસ્તાં મોરનાં મોતી હાલે;
ઓઢણી ઓઢી અંબરપર આછી, તે તો પવને ઉડે છે પાછી.
એવી પૂર્ણ રૂપ જોબન, હરનીશ રહે છે વન;
તારા મોહે જેવો શશી, તેવું વદન રહ્યું છે વશી.
આસન પાથર્યાં રંગી, તકિયે બેઠી બાળા અઠંગી;
ચિત્રવત દૈત્ય ત્યાં તો અટકિયો, સામું ભાળી નવ તે શકિયો.
અસુર અંતર માંહી વિચારે, સુર વર્ગ કો એને સ્વીકારે;
જેણે પૂજ્યા સારંગપાણિ, તેની હોસે એ ધણિયાણી.
શેષ જિહ્વા ન જાય વરણી, પૂછું કુમારી કે પરણી;
એ તો અબલા હોયે માહરી, પરપંચથી લઈ જાઉં હરી.
પણિને ઝટ ગૃહસ્થ હું થાઊં, વેગે લઇ સ્થાનેક જાઉં;
એવી દુષ્ટની દુર્મતિ ધાઈ, વિસર્યો મર્ણ જે પામ્યો ભાઇ.
ધર્યો ભ્રમરકેરો વેશ, થયો નીપટ નહાનો નેશ;
અબળા કંઠે કુસુમનો હાર, તે પર માંડયો અતી ગુંજાર.
ઊર ઉપર આવીને બેસે, અને કંચુકિ માંહે પેસે;
ગણગણે ને મોઢું મલકાયે, મદાલસા બીહને ઊભી થાયે.
સખિને કહે કૌતુક જૂઓ, ભ્રમરો પ્યાલે પડયો છે મૂઓ;
મુખ ગંડસ્થલ ઊપર ભમે, દૈત રાજકુંવરીને દમે.
પંચ પંચ આયુધ ધારી, રક્ષા કરે પાંચસો નારી;
નહીં ઓછી રાજાની કુંવરી, નવ પામે જાવાને હરી.
ત્યારે આસન હેઠાં આવી રહ્યો, સ્થૂળ શરીરે ત્યાં તે થયો;
પછે સહસા કર્મ ત્યાં કીધું, પ્રૌઢ કાયા દૈત્પણું લીધું.
શરીર પોતિકું તે વધારી, આસન સહિત ઊંચલી નારી;
લઇ ઉડ્યો પછે આકાશ, ધાઇ પૂઠલ પાંચસો દાસ.

મારો મારો એમ કહેતી વળી, પણ પાપીને પહોંચી ન વળી;
કહાડી ઝળકતી તરવાર, નારી કરે છે મારામાર.
કો ધનૂષે કરે સંધાણ, મૂકે તીવ્ર તાણીને બાણ;
અરે રાજકુંવરીને કોણે લીધ, હરીવદનીનું હરણજ કીધ.
ચાલો ગાન્ધર્વ લોકમાં જઇએ, એનાં માતપીતાને કહીએ;
નહીં દીસે ગયાનૂં સ્થાન, દેખતાં પામ્યો અંતર્ધ્યાન.
ખોવાઈ કન્યા કાલી, ઘેર કહેવા સર્વે ચાલી;
અબળા થૈ ઓશિયાળી, આપણને સોંપી હતી સંભાળી.
હવે ઉત્તર શો દેવાશે, સમાચાર કેમ કહેવાશે;
ઉચાટે ભર્યાં આવ્યાં ઘેર, પણ કહેવાય નહીં તે પેર.
પછી માતાજી એમ પૂછે, તમો અણમાણ્યા એ શું છે;
ક્યાં ગઇ કુંવરી મારી, જે પર ચંદ્રમા નાખૂં ઓવારી.
દહાડી આગળથી તે આવે, મારૂં આંગણિયૂં તે સોહાવે;
મારા પ્રાણતણો આધાર, તેને તે શી લાગી વાર.
કે કો કુંવરી ગયૂં મુજ હરી, અથવા ગઇ તે સત મરી;
રોતો બોલ્યો સખીનો સાથ, ભોંય પડિયા અમારા હાથ.
અમોએ કાંઇ નવ લહ્યું, કો કન્યાને હરી ગયૂં;
વજ્ર વચન એવાં સાંભળી, માબાપને મૂર્છા વળી.
પછે રોતાં નર ને નારી, દીકરીના ગુણ સંભારી;
રોતાં માતપિતા જોઇ સાથ, સર્વ નૈણે કરે અશ્રુપાત.
વિશ્વસુધા શોધન કરતો, પિતા ઠામેઠામ સાંચરતો;

વળણ.

સાંચર્યો તે શોધ કરતો પણ, પુત્રી ખોળી નવ જડી રે;
એ કથા એટલેથી રહી, હવે કન્યા કષ્ટે કૈ પેરે પડી રે.

## કડવું ૧૨ મું.—રાગ સોરઠની દેશી.

આસન લીધું ઉચલી રે, દૈત છે મહા વિકાળ;
ચમકી તવ તે મદાલસા, પડી પેટડિયામાં ફાળ.
મૂક મુને તું રાક્ષસા, હૂં લાગું તારે પાય;
પિતાજી જોશે વાટડી રે, મરશે મારી માય.

આપ તમારી બાળકી રે, આજ લૂટાઇ અંતરિયાળ;
આ પાપી હાથ ચઢી ખરે રે, દઉં કરમડાંને ગાળ.
સખી માતાને જઇ કહો રે, મુજ દુઃખ ન ધરશો લેપ;
ભાવી પદારથ ટળે નહીં રે, મુજ કર્મતણી જે રેપ.
એમ ટળવળતી તારૂણી રે, ક્યાંથી દુષ્ટ હૃદેમાં હાય;
વિક્રાળ વદન કેશ મોકળા રે, કે નૈણે નીર પ્રવાહ.
મૃગલીને મુખમાં ધરી રે, જેમ વ્યાઘ્ર નહાસે વન્ન;
તેમ તે લીધી મદાલસા રે, આરત ભરી કરતી રૂદન્ન.
જેમ પ્રસવતાં પોપટી રે, ગ્રહી ચાલે માંજાર;
તેમ લીધી તે મદાલસા રે, નવ પહોંચી બુમ કે વહાર.
અંતરિક્ષ ચાલ્યો મન ધરી રે, અતિ ઘણો અહમેવ;
એવે વાટ મધ્યે મળ્યા રે, ઉમયા સહિત મહાદેવ.
પાર્વતીએ સાંભળ્યું રે, કો બાળકી પડી બંધન્ન;
મૂકાવો મહાદેવજી રે, જેથી બાળા થાય પ્રસન્ન.
વળતૂં વદ્યા મહાદેવજી રે, નારી નારીની કરે વહાર;
દયા આવે તો મારી દૈતને રે, આપો અબળાને આધાર.
તવ ઉમયાજી એમ ઓચર્યાં રે, એ કન્યાનો હરનાર;
રે એ પાપીને મારશે રે, તે હશે તુજ ભરથાર.
રોઇશ ના તું મદાલસા રે, એમ માતા બોલ્યાં વાણ;
અમર સૈન્ય સુત ખરે રે, ગ્રહેશે તારો પ્રાણ.
કામની તે પ્રીછી ગઇ રે, નવ પાપી પ્રીછ્યો પેર;
પાતાળ પાંચમે લઇ ગયો રે, જ્યાં હતું પોતાનું ઘેર.

વલણ.

આવ્યો ઘેર પોતાતણે, લાવ્યો નારી રતન્ન રે;
અન્ય કો ત્યાં નવ મળે, કેમ ઉગરે તે સ્ત્રી જન્ન રે.

### કડવું ૧૩ મું.—રાગ રામગ્રીની દેશી.

વૈશંપાયન બોલ્યા વાણીજી, અબળા હર્ણ કહી આણીજી;
મંદિરમાં છે શૂન્યકારજી, ન મળે ત્રીજું તેણે ઠારજી.

### ઢાળ.

તે ઠાર ત્રીજું નવ મળે, જે કરે આવી વાત;
મદાલસા એકલી ઘરમાં, કરે અશ્રુપાત.
અરે કરમડાં શું કરૂં, મેં કોણનાં કીધાં પાપ;
આ સ્થાનક આવી પડી, મુક્યાં મા ને બાપ.
તવ દૈત વળતું બોલિયો, કહો શિદ કરો રૂદન;
સુખ નાનાવિધ ભોગવો, ભાવતાં કરો ભોજન્ન.
પટકુળ પહેરો પદ્મની, વળી શોભિતા શૃંગાર;
પૂર્વ જન્મ પુણ્યે કરી, હું સાંપડયો ભરથાર.
શોક મૂકો સુંદરી, કરમાં ગ્રહી વરમાળ;
હાથ ઝાલી માહરા ને, કરો આકઝમાળ.
સ્વર્ગ સુખથી અધિક છે, જો જાણશો વિવેક;
ભોગ ભોગવશો ભામિની, મારી સંગ રંગ અનેક.
જરા ન આવે તૂજને, નાગરસ કરાવું પાન;
જોબન રહેશે સદા લગી, વાધશે અતિશે વાન.
આ ભુવન જુઓ ભામિની, ભાસ્કર કરતા ભાસ;
ધન્ય ભાગ્ય જે વસે, જેણે પૂજ્યા હોય અવિનાશ.
અણમાણ્યા શા કારણે છો, બોલો મુકીને લાજ;
પરણો મુજને પ્રેમદા, જે સરે સઘળાં કાજ.
મદાલસા એમ ઓચરે, મનમાં કરીને વિચાર;
પરણ્યાનો પરપંચ કરૂં, જેમ તેમ લગાડી વાર.
વચન પુળે પાર્વતી કેરૂં, તેણે આપ્યું છે વરદાન;
પાપીને મારનારો, કો આવે બળવાન.
એવી રીતે મન વિચારી, મુખ કર્યું આનંદ;
હસતી દીઠિ મદાલસા, તવ પડયો માયાફંદ.
વિનયયુકત તે ઓચરી, નહિ ઉતાવળનું કાજ;
ઠામી ઠેકિ વિવાહ કરો, કહું કર ઝાલીશ આજ.
કુટુમ્બ તેડો તમતણું, કોઇએ મુને નથી દીઠી;
ગીત ગાયે કામની, આપણે ચોળીએ પીઠી.

સજ્જનકેરૂં નામ લીધૂં, સાંભર્યો ત્યારે ભાઇ;
હિએ ચઢીને આવિયો, જલથકી આંખ ભરાઇ.
જ્ઞાન વિચારે તેહનું, દુઃખ લાગ્યૂં અતિ કેર;
ઋતુધ્વજ મારે મારવો, વાળવું ભાઇનું વેર.
ગાલ્લવનો જઇ યજ્ઞ ભાંગું, ઋતુધ્વજને નાખું મારી;
દહાજ ભાંગે મનતણી, પછે પરણું નૌતમ નારી.
એક કુણ્ડલાની દીકરી, વિકુણ્ડલા છે નામ;
ધ્યાન ધરિયૂં તેહનું, તવ આવી તેણે કામ.
કર જોડીને વીનવે, કન્યા કહે મહારાજ;
આ વેળા મુને કેમ સંભારી, શું છે સ્વામી કાજ;
અસુર કહે તું મદાલસાને, સાચવ રહીને પાસ;
એટલે હું ઋતુધ્વજનો, કરતો આવું નાશ.
ભાઇ પડયો ભોમી ઉપર, નથી દિધું તેને દેહેન;
કહો કેમ પરણું પ્રેમદા, તું સાંભળ મહારી બેહેન.
મદાલસા કહે સુખે જાઓ, વેગે પધારો સ્વામિન;
હું તમથી નથી વેગળી, હવે થઇ છું તમ આધિન.

## વળણ.

આધિન થઇ છું તમતણે, તવ પાપી ત્યાંથી પરવરે રે;
વિપ્ર પ્રેમાનંદ એમ ભણે, પછે યજ્ઞ ઋષી કઇ પેર કરે રે.

## કડવું ૧૪ મું.—રાગ ધવલધન્યાશ્રીની દેશી.

નારદજી મુખ એમ ઓચરે, સુણો યુધિષ્ઠિર રાયજી;
રાજા ઋતુધ્વજ ત્યાં ઉભો છે, યજ્ઞ કઇ પેર થાયજી.
ધનુષ ટંકારવ કુંવર કરે છે, નીગમના નીજ ધોપજી;
ભણે બ્રાહ્મણ ભાઇ પડયો જોઇ, પાપીને ચઢિયો કોપજી.
ભોજન કરવા વિપ્રો આવ્યા, ગંગાત્રટેથી અંઘોળીજી;
હતું તેમનું તેમ દેખીને, દૈતને લાગી હોળીજી.
ઋતુધ્વજે તાલકેતુને માર્યો, વિપ્ર કરતા વખાણજી;
કુંવર કહે બીજાને હણવા, મૂકયું ચઢાવી બાણજી.

વચન સુણીને દાનવ બોલ્યો, મુખે કરી હોકારજી;
યજ્ઞ વિષે આવીને પડિયો, આવરિયૂં અંધકારજી,
ઉઠ્યા બ્રાહ્મણ ભોજન કરતા, ભર્યાં મુકી ભોજનજી;
ઋતુધ્વજ વારીને રાખે, બેઠા રહો મુનિજનજી.
વિદ્યુતાસ્ત્ર જ બાણને મુકી, માયા સઘળી કાપીજી;
અંધારે અજવાળું કીધું, ને નિરાળો કીધો પાપીજી.
એક શાલ જાતનું વૃક્ષ જ મ્હોટું, તે દૈત લાવ્યો ઉપાડીજી;
ઋતુધ્વજ ઉપર તે નાખ્યું, માથા ઉપર ભમાડીજી.
રાજકુંવરે તવ બાણ જ મેલ્યૂં, વૃક્ષ કીધું તિલ માત્રજી;
પછે સત શર તાણીને મૂક્યાં, વિંધ્યૂં દૈતનું ગાત્રજી.
ટોપ પડ્યો ને બખ્તર ફાટ્યું, પડયાં સરવ આયુધજી;
નાઠો દાનવ રણ મૂકીને, ન સહેવાયૂં યુદ્ધજી.
શર ચઢાવ્યૂં ધનુપ ઉપર ને, મારવા એકી મૂકેજી;
પગલું તે પાપીનું દેખી, અશ્વ હાંક્યો પૂંઠેજી.
પાખરીયો જે પવન વેગી, દેવતણો આપેલોજી;
પાતાલકેતુનિ પૂંઠે ધાયો, જાણે પાણીનો રેલોજી.
માયાવૈ મરડાતો ચાલે, જ્યાં હોય અઘોર પંથજી;
જ્યાં અસૂર ત્યાં અશ્વ હિંડે છે, આથડે નહિ અંધજી.
થરથર ધ્રુજે કાંઇ નવ સૂઝે, મુખે સ્વાસ ન માયજી;
જુવે વળીને પડે ઢળીને, ઉઝરડઇ ઉભો થાયજી.
માર્યો હવે એમ વિમાસે, દેખી બાણ ને કાયા કાંપેજી;
થાકો શરીરે સ્થૂલ થયો રે, રખે ઘોડો હ્યાં આવેજી.
ઋતુધ્વજ હોકારા કરતો, થાય અસ્વ ઉપરથી બેઠોજી;
એવે પૃથવી ભેદી પાડુ પ્રહારે, પાપી પાતાળે પેઠોજી.
આગળ જળ અગાધ આવ્યું, માંહે દૈત્ય પરવરિયોજી;
તવ ઝંપાપાત કર્યું ઘોડાયે, રાયને લૈને તરિયોજી.
પ્હાણ પૂઠળ ગફા ગહેવર, અનંત નદીને નાળાંજી;
તેમાં ઋતુધ્વજ ધાતો હીંડે, જ્યાં મનુપ ન હીંડે પાળાજી.
અતલ વિતલ તલાતલ સુતલ, આવ્યો ચોથે પાતાળજી;
દૈતે જાણ્યું જે ઘેર જઇશ તો, કન્યા લેશે ભૂપાળજી.

વળણ.

ભૂપાળ લેશે ભામિનીને, તે ચિંતા ચિત્તમાં થઇ રે;
અંતર્ધ્યાન થયો તે ત્યાંથી, રસાતલ બેઠો જઇ રે.

### કડવું ૧૫ મું.–રાગ વેરાડીની દેશી.

અંતર્ધ્યાન થયો અસુર તે, જઇ બેઠો રસાતલ;
ઋતુધ્વજ મનમાં વિમાસે, ને અશ્વ ચાલ્યો સુતલ.
ભૂલ્યો વાટ ઉચ્ચાટ થયો, ભુલામણે પડયો ભ્રમ;
જળમાં વાટ નહીં વાજીને, જાવાનો નહીં અનુક્રમ.
દશો દિશા જુવે બેબાકળો, તવ ગભરાયો રાય;
એટલે અશ્વને જ્ઞાન થયું, તે મદાલસા ભણિ જાય.
રાય ઘોડાને ઘણુંએક ખાંચે, મંદિર ભણિ મરડાય;
રીસ કરીને ચાબક મારે, તવ લોચન રાતાં થાય.
અશ્વ કહ્યું તો કરે નહીં, મન જાવા દૈત્યને ઘેર;
રાયે જાણ્યું જે ક્યાં જાય જોઉં, શી થાય છે પેર.
મન પોતાનું દૃઢ કરીને, છુટી મુકી વાજિની વામ;
અશ્વ ચાલ્યો દાનવને મંદિર, ચપળ ચલાવી પાગ.
એવે જલ રહિત એક સ્થાન આવ્યું, દેખઇતૂં અતિ રમ્ય;
તે મધ્યે પાધરો જઇ પેઠો, ઘોડાને તે છે ગમ્ય.
કુસુમવેલીનું અશોક વન છે, તેની શોભા છે ઘણી;
ઠામ ઠામ અજવાળાં દેખે, મુક્યા છે નાગતણા મણી.
તે મધ્યે એક સરોવર સુંદર, નિર્મળ જળ ત્યાં લેહેકે;
પાળે પાળે તરૂવર રોપ્યાં, બાવનાં ચન્દન બેહેકે.
રાજકુંવર અતિ હર્ષ પામ્યો, પીધૂં શીતળ જળ;
તે મૂકીને આગળ ચાલ્યો, એક આવ્યું દારુણ સ્થળ.
તે દેખી ભૂપત ભય પામ્યો, પડયા દીઠા છે સહુ બંધ;
કીટ પતંગ ને માંસ શોણિત, ત્યાં વાયૂ આવે દુર્ગંધ.
ત્વચા ચર્મ ને પદ મસ્તક, અર્ધ કરડેલાં પડયાં;
ઋતુધ્વજ વિસ્મય થયો, શું પ્રલય કાળ થયો હવાં.

દારૂણ ઘાટ દિસે હશે કો, દૈત્ય કેરો વાસ;
અશ્વ બુદ્ધિએ હું અહીં આવ્યો, હવે જીવ્યાની શી આશ.
રે જીવ શિવ તુંજ રાખણહારો, આવ્યું અંતરજ્ઞાન;
એવું કરીને ઘોડો ખેડયો, સમર્યા શ્રીભગવાન.
આગળ જાતાં મંદિર આવ્યું, કનકતણો છે કોટ;
મહા મનોહર દેખીને, અશ્વને મરાવી ડોટ.
માળિયાં શુભ જાળિયાં, અટારી ત્યાં શોભે;
સુંદર ચોક પડશાળ પટ મહા, જોતામાં મનડું લોભે.
ઝાત્કાર ઝરૂખે જાળી, રાવટિ રમણિક દીસે;
હિરા ને માણેક મોતી, જોતાં મનડું હીસે.

વળણ.

હીસે મનડું અવિલોકતાં, ભુવનની શોભા ઘણી રે;
રાજકુંવર ત્યાં પરવર્યો, જ્યાં છે કન્યા ગાંધર્વતણી રે.

કડવું ૧૬ મું.—રાગ કેદારો.

જ્યારે આવ્યો રાજદ્વાર, બારણે મુકીને તોખાર;
રાજકુંવર હરે ફરે, મંદિરમાં કયમ પરવરે.
મનમાં તે કરે ડગમગ, ભયયુક્ત થૈ માંડે પગ;
ખડ્ગ એકું કરમાં ધરી, સમર્યા મનથી શ્રીનરહરી.

ઢાળ.

ધર્યૂં ખડ્ગ મન દ્રઢ કરીને, મનમાં જિવજ ખોવા;
થાનાર હોશે તે થશે, પણ જાવૂં અંતઃપુર જોવા.
માયાવીએ શું માયા કીધી, મુજને મોહોવા માટે;
એ પ્રપંચ હોય ન પાપીનો, શું મંદિરમાં મુને વાટે.
સુરપતિના ભુવન સરખૂં, શા માટે છે શૂન્ય;
કનક કોલથિ કામ કીધું, નાણાંની નથિ ન્યૂન.
નારી નપુંસક કે પુરૂષ, કો નથી પક્ષી ને પશુ.
કરનારે ઘણો ખરચ કીધો, તો શા માટે નથિ વસ્યૂં.
એમ કરતો આઘેરો આલ્યો, રાય શત્રુજિતનો તન;
વિદ્રુણડલા દાસી દીઠી ત્યાં, કરતી અંગ મડદન.

સુંદર રૂપ ને મદન પૂરણ, દિઠો આવતો રાય;
સાદ કરતી સૈરન્ધ્રી તે, અંતઃપુરમાં જાય.
મદાલસા પ્રત્યે દાસી બોલી, બેહુ કરી કર જોડ.
રાણિજી રાજ કો આવે તે પર, કામ ઓવારૂં ક્રોડ.
સાંભળી તે શ્યામા હરખી, પાર્વતિ વચન થયું સાચું;
પાપીને વધ કરિ મુને વરે, એવું જાઇને જાચું.
આગળ અંતરપટ કિધું, લજ્જા મનમાં આણી;
પછે સૈરન્ધ્રી સાંમી મોકલિ, પાત્ર ભરિને પાણી.
હાવભાવ કરિ મોકલી, બોલી વિકુણ્ડલા વાણી;
આધા પધારો શોક મૂકી, તમને તેડે મુજ રાણી.
વાયક સાંભળિ વામા કેરાં, વિસ્મય પામ્યો ભૂપ;
દાસિ જેની એહવી છે તો, રાણિનું કેવું રૂપ.

વળણ.

રૂપ જોવા ગયો ગુણવંત, આપ હૈડું દૃઢ કરી રે;
વિપ્ર પ્રેમાનંદ એમ ભણે, પછી કેમ મળી તે સુંદરી રે.

## કડવું ૧૭ મું.—રાગ બેહાગડાની ચોપાઈ.

રાજકુંવર ગયો ઉહ્‌લાસે, દાસિ આવી મદાલસા પાસે;
રાણિ કને આજ્ઞા લીધી, આપિ આસન પૂજા કીધી.
જોઇ પાતાલકેતુનું ઘર. જાણે વાસ વસે વિશ્વમ્ભર;
દ્વાર શાખા હારો હારે, લીપિ ભીત કનકની ગારે.
મધ્યે સ્ફાટિક મણિના સ્થંભ, સામસામી દિસે પ્રતિબિમ્બ;
ચિત્રામણ ચો પાસે ચળકે, મુક્તાફળનાં તોરણ લળકે.
એવું સદન મુક્યું છે સમારી, ઋતુધ્વજ રહ્યો છે વિચારી;
પછે બોલ્યો તે રાજકુમાર, દાસીને પૂછ્યો સમાચાર.
તમે જાતે દિસો છો એક, આ તો ઓરડી દીસે અનેક;
એ કોણે સમાર્યું ધામ, એના વરનારનું શું નામ.
ભુવન શા માટે છે શૂન્યકાર, કહો વાત માંડીને નાર;
ત્યારે કહે વિકુણ્ડલા નારી, સત્ય વાત કહું છું વિચારી.

ઘડિ વિશ્વકર્માયે અશ્વમેવ, અહીં પૂર્વે વસ્તા વિશ્વદેવ;
એક દૈત હતો કદ્દલધાર, ઇંદ્રે સોંપ્યું તેને ઘરબાર.
ત્યાંથી દેવ થયા વિદાય, કદ્દલધાર વહ્યો ત્યાં રાય;
તે રાજાની કુવરી, નહાનપણમાં હું અંગે સારી.
પિતા માર્યો મારો આ ઠામ, તાલ પાતાલ એવાં નામ;
એ છે વૃક્ષકેતુના બાળ, જેનાં રૂપ મહા વિકાળ.
તેણે ઘર ઋદ્ધિ લૂટિ લીધી, બંન્યોએ દાસી મુજને કીધી;
દુષ્ટ દમે છે ત્રણ ભોવન, સર્વે લૂટિ ભર્યું ત્યાં ધન.
મૂને રાખિ છે વળતી વારી, કોણ જાણે ત્યાં પીડા મારી;
એક ગાલ્લવ નામે ઋષિ જન, તેનો ત્રણ વાર ભાંગ્યો યજ્ઞ.
રાજા ઋતુધ્વજ છે બળવંત, તેણે આણ્યો એકનો અંત;
પાતાલકેતુ ગયો નહાસી, ઋતુધ્વજના યુદ્ધથી ત્રાસી.
એક મદાલસા નામે નારી, વિશ્વાવસુ ગાંધર્વકુમારી;
તેનું રૂપ મનોહર નરખી, હરી લાવ્યો પાપિ તે હરખી.
આવ્યો કન્યા હરીને કાલે, પાપિ લૈ આવ્યો પાતાળે;
પરણવાની કીધિ સજાઇ, તવ સાંભર્યો પોતાનો ભાઇ.
મૂને મુકી સાચવવા ઘેર, તે તો ગયો વાળવા વેર;
જાણીએ તે બિયા કોણે માર્યા, પણ ભાગ્યે તમો રે પધાર્યા.
એ કન્યા હવે તમને ફાવી, કો વાત દિસે છે ભાવી;
તમે પ્રેમે પ્રેમદાને પરણો, આ મોહોલ સબળ છે ઘણો.
એ ઇશ્વરે તમને આપી, વેહેલા થાઓ આવશે પાપી;
ત્યારે ઋતુધ્વજ બોલ્યો વાણી, દેખાડો મદાલસા રાણી.
હું છઉં અયોધ્યાનો રાજન, તાલકેતુ કિધો પતન;
પછે પાતાલકેતુ પૂંઠે ધાયો, ત્યાં આવ્યો ને ક્યાં સંતાયો.
ત્યારે જાણ્યું છે મહા સુભદ્ર, આકૃણિયે ફાટ્યું અંતરપટ;
પડે અભ્રથી ઈંદુ બહાર, એવી નયણે નિરખી નાર.
મીટ મીટ બંન્યોની મળી, દુઃખ વાત હૃદેથી ટળી;
હર્ષે નેણે નેણ રસ પીધો, પીતાં મૂર્છિત નરને કીધો.

### વળણ.

ચિત્રામણું બંન્યો થયાં, પછે મદાલસા શું વદે રે;
વિપ્ર પ્રેમાનંદ કહે, શ્રોતાજન્ન ધરો હૃદે રે.

### કડવું ૧૮ મું.—રાગ બિહાગડો.

બોલો બોલો લટકાળા રાય, મુખને મરકલડે;
હું તો લાગું તમારે પાય, મુખને મરકલડે.
તમે અનમાન્યા તે શું આ, મુખને મરકલડે;
કાંઇ મન્ન ન આવી હું આ, મુખને મરકલડે.
હવે જાગીને આપ સંભાળિયે, મુખને મરકલડે;
પેચ પાઘડિનો છૂટો વાળિયે, મુખને મરકલડે.
હેઠું ખડ્ગ પડે છે ગળી, મુખને મરકલડે;
વાગશે તો ખોશો સૌ રળી, મુખને મરકલડે.
આંખ શું કરો અડપડિયાળિ, મુખને મરકલડે;
પાઘડી દીસે છે રઢિયાળિ, મુખને મરકલડે.
દષ્ટ તો કાંઇ રાખીએ સાદિ, મુખને મરકલડે;
એમ ન કીજે છોકરવાદિ, મુખને મરકલડે.
પૂછાપૂછ કરશો માં મહારાજ, મુખને મરકલડે;
કરો વિવાહનો તમો સાજ, મુખને મરકલડે.
મૂને કહિ ગયાં ઉમીયા દેવી, મુખને મરકલડે;
લાજ ધરો નહીં દેવ, મુખને મરકલડે.
નથી બીજૂં ત્રીજૂં કોય, મુખને મરકલડે;
હવે વિકલ્પ મન શૂં હોય, મુખને મરકલડે.
હવે શું જણાવો છો પ્રીત, મુખને મરકલડે;
અમો ચીન્હૂં પુરુષની રીત, મુખને મરકલડે.
તમો મનમાં ધરો નવ કો ધીર, મુખને મરકલડે;
મારે તમો છો મનના હીર, મુખને મરકલડે.

### વળણ.

સુણ રિત જાણું પુરુષની, તવ રાજા બોલ્યો હે રતી રે;
ચાલ દેખી ચતુર નરની, પછે મદાલસા ઘેલી થતી રે.

### કડવું ૧૯ મું.–રાગ કેદારાની ચાલ ટુકડી.

દેખિ ચાલ તે ચતૂર નરની, માયા લાગી રાજકુમારની;
કાંઇ મોંઘેરી તે થાતી, મૂખ કલા કરે મદમાતી.
પછી મુન્ય થઇ રહિ મ્હોડે, પાછી ઓસરિ આઘું ઓટે;
તેમ તેમ રાય આઘો આવે, પ્રીતે પ્રેમ કરીને બોલાવે.
હવે લાજ કહોની ધરો છો, શા માટે લજ્જા કરો છો;
મુખવદન કળા દેખાડો, સુખ સ્વર્ગનું પામી પમાડો.
મોહ્યો મોહ્યો તમારે લટકે, તો શેં ન બોલો મુખમટકે;
કાં મુન્ય થયાં હો નારી, નવ બોલો પ્રથમ મુને મારી.
આ અંબર પહેર્યું છે આછું, મુખ ઉપરથી કરો તે પાછું;
હું મોહ્યો છું અદ્ભુત હેજે, હરીવદની તે તારે તેજે.
મૂખ દેખાય છે ઘુંઘટમાં; લાજ મૂકી વદો ઉલ્લટમાં;
ત્યારે ઘુંઘટને પરો લીધો, ઋતુધ્વજને ઘેલો કીધો.
શ્યામાનો ભાવ લહિ કહું બાળા, મુખ જાણે ચંદ્રની કળા;
રહ્યો રાજા પાસે આવી, બોલે નવ અબલા બોલાવી.
ભરાયો માયાને પાશે, જેમ ભ્રમર અંબૂજ નિવાસે;
તેને રૂપે તે મેરૂ ડોલે, તો મનુષ્ય તે કોણ તોલે.
પાસે આવી બેઠો તે રાય, પામરિયે ઢોળે છે વાય;
કચરો વળગ્યો તે દે છે નાખી, મદાલસાનિ ઉડાડે માંખી.
મૂખ જૂવે છે ફરી ફરી, મારા સમ બોલો સુંદરી;
મેં મુકયાં છે તમને વરી, તો શું લાજ ધરો ઓસરી.
ત્યાં તો છે એક કિંકરી, જૂવો પ્રેમે નૈણાં ભરી;
આવો સાથે કરુણા કરી, ઇશ્વર આપશે બાજરી.
તમો ગાંધર્વની કુંવરી, પાપી લાવ્યો તમને હરી;
હું તો તેને નાખિશ મારી, તું તો શેં નવ સમજે નારી.
અમો કહું છું પ્રણિપત કરી, નવ બોલો તો જાઇશ હું મરી;
ત્યારે પરો કર્યો ઘુંઘટ, બોલો પાય ધરૂં મુગટ.
પાથરૂં હું પામરીનો પટ, વદો વાણી આણી ઉલટ;
એ મિથ્યા શિ કરવી ચટ, સાંધું પ્રીછું નથી હું ઝટ.

પાપિ હરિ લાવ્યો છે તુજને, તે તો ઘણું દાઝે છે મુજને;
વહાલી તુજ કાજે ધરૂં વદ, વેરિનું શિર કાપીશ સદ.
ટાળો દેહતણી ખટપદ, ઉડી નારી આણી ઉલટ;
મન મેળવવાનો કોડ, વહાલી તું છે મારી જોડ.

### વળણ.

પછિ ઉલટ આણી બન્યો મળિયાં, કહે ભટ પ્રેમાનંદ રે;
પછે પાણિગ્રહણ કેયમ હતું, તેનું કહું પદબંધ રે.

### કડવું ૨૦ મું.—રાગ દેશાખની ચોપાઇ.

નારદ કહે સાંભળોને ધર્મ, પછિ કેમ થયું વિવાહનું કર્મ;
મદાલસા રાજાને મળી, આકાશે વિજળી સમ ભળી.
તવ રાજાએ વાણી ઓચરી, અશ્વ ઉપર બેસો સુંદરી;
દાસીને કહ્યું થૈયે વિદાય, એટલે આવ્યા નારદ ઋષિરાય.
ઋષિ તણું કીધું પુજન્ન, સમાચાર કહ્યો રાજન્ન;
ભલું થયું આવ્યા મહારાજ, મુજ સરખું કંઇ કહિયે કાજ.
નારદ કહે સારો શીઘ્ર કાર્ય, આવ્યો છું હું થવા આચાર્ય;
પરણી થાઓ અશ્વે અસ્વાર, ચોરિ રચિ તવ બ્રહ્મકુમાર.
વળતા બોલ્યા મુનિ ભગવાન, વિકુણ્ડલા દે તું કન્યાદાન;
આરોપી કંઠે વરમાળ, ગાંધર્વ વિવાહ કિધો તતકાળ.
નારદ અંતર્ધ્યાન તવ થયા, તત્પર થૈ નર નારી રીઝિયાં;
દાસી એમ બોલી મુખ વાણ, તમો બંન્યોને હજો કલ્યાણ.
રાય અશ્વે બેઠા નેહ ધરી, ઓછંગે બેઠી સુંદરી;
દેવતાએ આપેલો તુરી, જેમ આવ્યો તેમ ચાલ્યો ફરી.
ગાલવ આદે ઋષિ જુએ વાટ, ન આવ્યો કુંવર તેથી ઉચ્ચાટ;
ગયા ઘોડાને પગલે પળ્યા, કુંવર કન્યાને લઇ વાટે મળ્યા.
ઉતરી હેઠાં કર્યો નમસ્કાર, અથ ઇતિ કહ્યો સમાચાર;
ઋષિ ગાલવ તો હરખ્યા ઘણું, સાનજ વાધ્યું પોતાતણું.
એના પિતાને લગાડું પાય, રતન સરખી લૈ કન્યાય;
સેવક આવ્યા શત્રુજિત ભણી, સ્વામી સાંભળિયે વધામણી.
પછે અયોધ્યા આવ્યા ઋષિરાય, વધામણી પુર મધ્યે જાય;
પુત્ર લાવ્યો પરણી પ્રેમદા, ઉઠ્યો રાજા મનમાં અતિ મુદા.

ઋષિને પાયે શત્રુજિત પડ્યો, આજ પુત્ર મને પડ્યો જડ્યો
સાથે સ્યામાની કીધી જોડ, મુનિ તમે પહોંચાડ્યો કોડ.
નગ્ર જન મળવા આવિયાં, યોગ્ય રીતે ભેટ લાવિયાં;
પાંચ દિવસ મુનિ પરોણા રહ્યા, પછે પોતાને સ્થાનક ગયા.
રાજાએ ઉમંગજ ધરી, પુત્રનો વિવાહ માંડ્યો ફરી;
મદાલસાને પૂછી વાત, કોણ તમારાં મા ને તાત.
કુટુંબ સર્વનું લીધું નામ, સસરે ઓળખ્યો સારો કામ;
પછે લખ્યો પત્રે સમાચાર, ગાંધર્વ લોક ગયો સરદાર.
બોલ્યો સેવક આવ્યો કોડશું, આ કાગળ લ્યોની વિશ્વાવસુ;
સ્વસ્તિશ્રી ગાંધર્વનો દેશ, વિશ્વાવસુ નામે જે નરેશ.
લખિતંગ શત્રુજિત મહિપતી, અમો રહ્યા છઉં તમારી વતી;
બીજી એક જે છે વધામણી, ખોવાઇ દીકરિ જે તમતણી.
પાતાલકેતુ ગયો તો હરી, તે કન્યા મુજ પુત્રશું વરી;
નારદજીએ કરાવ્યો વિવાહ, મુને ફરી ઉપની છે ઇચ્છાય.
માટે મળવાને આવજો, રીત ઘટે જે તે લાવજો;
સેવકને શિવનું છે વચન્ન, અહીં લગિ આવ્યો રાજન્ન.
બાકિ અમો આવી પહોંચિયે તહીં, પણ શું કરીએ અમ ગતિ નહીં;
વાંચ્યું પત્ર તે વેગે કરી, બોલ્યો રાજા નયણે જલ ભરી.
એ શું સાચું કે છે સ્વપન્ન, જીવી દીકરી રૂપ રતન્ન;
ચાલો સર્વકો વેગે કરી, વિધિએ પરણાવું દીકરી.
ગાંધર્વ સર્વ થયા સાવધાન, લીધાં ધન ભરી વૈમાન;
ગામમાં વર્ત્યો જયજયકાર, અયોધ્યા આવ્યો પરિવાર.
ભેટ્યાં સર્વે વેગે કરી, માત તાતને મળિ દીકરી;
અથ ઇતિ પછે કહી જવ વાત, હર્ષ પામ્યાં તવ માત ને તાત.
આપી કન્યાદાન લાગો પાય, વિસ્વાવસુ આદે થૈ વિદાય;
પુત્રિ કહે પિતાજી પરવરો, છે ઇંદ્રપેં અધિકો સસરો.

વળણ.

સસરાનું સુખ છે ઘણું, તવ કુટુંબ સર્વ પાછું ફર્યું રે;
નારદ કહે સુણો ધર્મ રાજા, પછે મદાલસાએ શું કર્યું રે.

## કડવું ૨૧ મું.—રાગ ગોડીની દેશી.

સદ્ગુરૂ વાણી ઓચરે, સાંભળો શુભજન મન;
સુખ પામ્યાં ઘણું પ્રેમદા, સસરાતણે ભોવંન.
પ્રીત વાધે નવનવી, શ્યામાને સ્વામી સાથ;
મદાલસાના હાથનો મણિ, બાંધ્યો પતિને હાથ.
સતી એણીપેર ઓચરે, સાંભળો મારા શ્યામ;
મણિ દેખિશ તમથી વેગળો, હું મરીશ આણે ઠામ.
કોને ધિરશો ન નાથજી, આપણે છે દુશ્મન;
પાતાલકેતુ ફરે શોધતો, તજી ઉદક ને અન્ન.
જુઠી વાત ઉડાડશે તે, જ્યાં તમો જાશો ગામ;
મણી જોઇશ એકલો તો, મરીશ આણે ઠામ.
તે વેળાથી બાંધિયો, જે મણી ઝગમઘાટ;
મૃગયા રમવા નિસર્યો, તે રાય વનની વાટ.
એક સરોવર આવિયું, ત્યાં ઉતર્યો રાજકુમાર;
શીતલ જળ પીવા સાંચર્યો, વૃક્ષે બાંધિ તોખાર.
પોસ ભરી પાણીતણી, જલમાંહી ધરીને પાગ;
તેજ મણિનું માંહે પડિયું, દેખિ નિકળ્યા બે નાગ.
ઋતુધ્વજ પાછો ઓસરી, ને ધનુષ લીધું તાણી;
મારવા માંડે જેટલે, તવ સર્પ બોલ્યા વાણી.
અમો આવ્યા છઉં હર્ષમાં, તારો મણિ દિઠો ઝાત્કાર;
મનુષ્યમાં તું અધિક છે, માટે કિજે મિત્રાચાર.
અન્યોઅન્ય આવી મળ્યા, ને અધરા ખાધા સમ;
રૂપે ત્રણ જણ શોભતા, બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર જયમ.
ઋતુધ્વજે માંડી કહ્યો જે, અથ ઇતિ સમાચાર;
તમો કોના છો દીકરા, તવ બોલ્યા નાગકુમાર.
ન્યાત અમારી નાગની છે, પાતાળ અમારૂં ગામ;
અર્જક નાગના દીકરા અમો, ચંદ્ર ચૂડામણિ નામ.
અમો મોટા પુરૂષ રહિયે નમ્યા, થયો આપણે મિત્રાચાર;
ઋતુધ્વજ રાજા આવજો, તમો નિત્ય આણે દાર.

સુખ દેખાડીશ સ્વર્ગનું, તમે રાખ્યો ગાલવનો યાગ;
યાગ વિધેથી પામિયો, ભોવન વિષે તું ભાગ્ય.
તું વહાલો અતિ દેવને, માટે મિત્ર તું યોગ્ય;
હવે અમો નવ સહી શકૂં, ભાઇ તમારો વિયોગ.
જે દહાડે આવશો નહીં, તે દહાડે અપવાસ;
પછી તે પાછા ફર્યા, અંતરે અતિ ઉલ્લાસ.
ત્રણ જણ નિત્ય આવી મળે, મેવા લાવે અમુલ્ય;
ખાય પિયે આનંદમાં રહે, સુખ ભોગવે અતુલ્ય.
અયોધ્યાપતિ આવતો, જ્યાં વસે નાગકુમાર;
વળાવીને વળે નાગ તે, કરિને પરોણાચાર.
પિતા પૂછે પુત્રને, ક્યાં જાઓ છો નિત્ય તન્ન;
ઉત્તર પાછો વાળે નહિં તે, કેમ કહેવાય મનુષ્ય મલિન્ન.

વળણ.

કેમ કહે મળતું મનુષ્યનું, એ કથા એટલેથી રહી રે;
વિપ્ર પ્રેમાનંદ એમ કહે, તાલકેતૂ કરતો શું ત્યાં સહી રે.

## કડવું ૨૨ મું.—રાગ ધવલ ધન્યાશ્રીની દેશી.

શ્રીસદ્‌ગુરૂ એમ વાણિ બોલે, સાંભળો શુભજડ રાયજી;
પાતાલકેતૂએ શું કીધું, તેની કહું છઉં કથાયજી.
રસાતલથી પાછો આવ્યો, જ્યાં છે પોતાનું ધામજી;
દુષ્ટ આવતો જોઇ દાસી, રોઇ દઇ છોડી હામજી.
દાનવ તો વિસ્મય થયો રે, એ કેમ રૂવે છે દાસીજી;
ઉચ્ચાટ અતિ છે અનંગની અંગે, રખે સ્ત્રી પામી હોય નાશજી.
ધાઇને મંદિરમાં પેઠો, મદાલસાને જોવાજી;
આસન તેનું સૂનું જોતાં, પાપી લાગ્યો રોવાજી.
કહે રે દાસી ક્યાં ગઇ અબળા, મારા પ્રાણતણો આધારજી;
વિકૃષ્ડલા કહે કો આવ્યો, સુભટ રાજકુમારજી.
મદાલસાનો કર ગ્રહીને, વાત કંઇએક ભાખીજી;
મારૂં કાંઇ ત્યાં નહિ ચાલ્યું, ભડક ઢોળી નાંખીજી.

પવનવેગી કો દેવનો વાજી, તે ઉપર બેઠાં નર નારજી;
એવી વાત સુણી પાપીએ, ગ્રેહ બાણનો ખાઇ મારજી.
ઘણું ધ્રૂજે કાંઇ ન સૂજે, ખોળાખોળ અતિ માંડીજી;
વણ વાંકે મુને મદાલસા રે, ગઇ હ્યાંથકિ છાંડીજી.
અન્ન જલ હું ત્યારેજ લઉં જો, મદાલસા મળે રાણીજી;
લઇ જનારો જો નિરખાય તો, લાવું તેનો અંત આણીજી.
રખે ઋતુધ્વજ હાથ ચઢી હોય, તો તેને ન જિતાયજી;
એવું વિચારીને પૃથ્વીપર, ધરિ જોગીની કાયજી.
ગુફા ગહ્વર ને નદી નાળાં, જોઇ ઉત્તર ભણી પળિયોજી;
એવે સમાચાર કહેવા આવ્યા, વાટે નારદને મળિયોજી.
કર જોડીને દાનવ બોલ્યો, કહો ઋષિ કરૂણાળજી;
મારી મદાલસા ખોવાઇ, તેની કહો કાંઇ ભાળજી.
નારદ કહે તું છે મુને વહાલો, કહું તુંને એ પેરજી;
ગાંધર્વની કન્યા દેશ વર્જિત, તે શત્રુજિતને ઘેરજી.
એમ કહીને નારદ વળિયા, થયા અંતર્ધ્યાનજી:
દાનવ આવ્યો અયોધ્યામાંહે, જ્યાં ઋતુધ્વજનું નિધાનજી.
ભિક્ષુકરૂપે ભિક્ષા માગે, પૂછે સઘળી વાતજી;
મંદિર આવ્યો મદાલસાને, થઇ રંક વિપ્રની જાતજી.
છજે છબીલી બેઠી દીઠી, ખખરો મનમાં પેઠોજી;
અસૂર જઇ ઝરૂખાની સામો, ધુણી ઘાલી બેઠોજી.
ઉદક અન્ન લઉં હું ત્યારે, અબળા દે દરશન્નજી;
ભજન કરે તે ભામિનિ કેરૂં, હરણ કરવા નિજ મન્નજી.
પણ હરિવદની હાથ ન આવે, સત્ય પોતાનું પાળેજી;
અસુર વિચારે બળ કરૂં તો, સતી શા પદઇ બાળેજી.
હું ન ભોગવું રાજા ન ભોગવે, મદાલસા પામે મર્ણજી;
ત્યારે દાહજ હુલવાયે મનની, ઠરે મુજ અંતઃકર્ણજી.
એક દિવસ મળિયો ઋતુધ્વજને, પાપી બોલ્યો વાણીજી;
કહો કુંવર આ મણિ મોંઘો છે, કેમ બાંધ્યો હાથે તાણીજી.
એ બાંધવો તો ઘટે નહિ તમને, દિસે નારીનો શૃંગારજી;
એંધાણ બાંધ્યું મદાલસાએ, મહંત કરેની વિચારજી.

સુખ દેખાડીશ સ્વર્ગનૂં, તમે રાખ્યો ગાલવનો યાગ;
યાગ વિષેથી પામિયો, ભોવન વિષે તું ભાગ્ય.
તૂં વહાલો અતિ દેવને, માટે મિત્ર તું યોગ્ય;
હવે અમો નવ સહી શકૂં, ભાઇ તમારો વિયોગ.
જે દહાડે આવશો નહીં, તે દહાડે અપવાસ;
પછી તે પાછા ફર્યા, અંતરે અતિ ઉલ્લાસ.
ત્રણ જણ નિત્ય આવી મળે, મેવા લાવે અમુલ્ય;
ખાય પિયે આનંદમાં રહે, સુખ ભોગવે અતુલ્ય.
અયોધ્યાપતિ આવતો, જ્યાં વસે નાગકુમાર;
વળાવીને વળે નાગ તે, કરિને પરોણાચાર.
પિતા પૂછે પુત્રને, કયાં જાઓ છો નિત્ય તન્ન;
ઉત્તર પાછો વાળે નહિં તે, કેમ કહેવાય મનુષ્ય મલિન્ન.

વળણ.

કેમ કહે મળવું મનુષ્યનું, એ કથા એટલેથી રહી રે;
વિપ્ર પ્રેમાનંદ એમ કહે, તાલકેતૂ કરતો શું ત્યાં સહી રે.

## કડવું ૨૨ મું.—રાગ ધવલ ધન્યાશ્રીની દેશી.

શ્રીસદ્‌ગુરૂ એમ વાણિ બોલે, સાંભળો શુભજડ રાયજી;
પાત્તાલકેતૂએ શું કીધું, તેની કહું છઉં કથાયજી.
રસાતલથી પાછો આવ્યો, જ્યાં છે પોતાનૂં ધામજી;
દુષ્ટ આવતો જોઇ દાસી, રોઇ દઇ છોડી હામજી.
દાનવ તો વિસ્મય થયો રે, એ કેમ રૂવે છે દાસીજી;
ઉચ્ચાટ અતિ છે અનંગની અંગે, રખે સ્ત્રી પામી હોય નાશજી.
ધાઇને મંદિરમાં પેઠો, મદાલસાને જોવાજી;
આસન તેનું સૂનું જોતાં, પાપી લાગ્યો રોવાજી.
કહે રે દાસી કયાં ગઇ અબળા, મારા પ્રાણતણો આધારજી;
વિકુણ્ડલા કહે કો આવ્યો, સુભટ રાજકુમારજી.
મદાલસાનો કર ગ્રહીને, વાત કંઇએક ભાખીજી;
મારૂં કાંઇ ત્યાં નહિ ચાલ્યું, ભડાક દોળી નાંખીજી.

પવનવેગી કો દેવનો વાજી, તે ઉપર બેઠાં નર નારજી;
એવી વાત સુણી પાપીએ, ગ્રેહ બાણનો ખાઇ મારજી.
ધર્ણ ધ્રૂજે કાંઇ ન સૂજે, ખોળાખોળ અતિ માંડીજી;
વણ વાંકે મુને મદાલસા રે, ગઇ ત્યાંથકિ છાંડીજી.
અન્ન જલ હું ત્યારેજ લઉં જો, મદાલસા મળે રાણીજી;
લઇ જનારો જો નિરખાય તો, લાવું તેનો અંત આણીજી.
રખે ઋતુધ્વજ હાથ ચઢી હોય, તો તેને ન જિતાયજી;
એવું વિચારીને પૃથ્વીપર, ધરિ જોગીની કાયજી.
ગુફા ગહ્વર ને નદી નાળાં, જોઇ ઉત્તર ભણી પળિયોજી;
એવે સમાચાર કહેવા આવ્યા, વાટે નારદને મળિયોજી.
કર જોડીને દાનવ બોલ્યો, કહો ઋષિ કરૂણાળજી;
મારી મદાલસા ખોવાઇ, તેની કહો કાંઇ ભાળજી.
નારદ કહે તું છે મુને વહાલો, કહું તુંને એ પેરજી;
ગાંધર્વની કન્યા દેશ વર્જિત, તે શત્રુજિતને ઘેરજી.
એમ કહીને નારદ વળિયા, થયા અંતર્ધ્યાનજી;
દાનવ આવ્યો અયોધ્યામાંહે, જ્યાં ઋતુધ્વજનું નિધાનજી.
ભિક્ષુકરૂપે ભિક્ષા માગે, પૂછે સઘળી વાતજી;
મંદિર આવ્યો મદાલસાને, થઇ રંક વિપ્રની જાતજી.
છજે છબીલી બેઠી દીઠી, ખખરો મનમાં પેઠોજી;
અસૂર જઇ ઝરૂખાની સામો, ધુણી ઘાલી બેઠોજી.
ઉદક અન્ન લઉં હું ત્યારે, અબળા દે દરશનજી;
ભજન કરે તે ભામિનિ કેરૂં, હરણ કરવા નિજ મન્નજી.
પણ હરિવદની હાથ ન આવે, સત્ય પોતાનું પાળેજી;
અસુર વિચારે બળ કરૂં તો, સતી શા પદઇ બાળેજી.
હું ન ભોગવું રાજા ન ભોગવે, મદાલસા પામે મર્ણજી;
ત્યારે દાહજ હુલવાયે મનની, ઠરે મુજ અંતઃકર્ણજી.
એક દિવસ મળિયો ઋતુધ્વજને, પાપી બોલ્યો વાણીજી;
કહો કુંવર આ મણિ મોંઘો છે, કેમ બાંધ્યો હાથે તાણીજી.
એ બાંધવો તો ઘટે નહિ તમને, દિસે નારીનો શૃંગારજી;
એંધાણ બાંધ્યું મદાલસાએ, મહંત કરોની વિચારજી.

મારે માથે શત્રુ અનંત છે, મુને મુવો કહે તે ફોકજી;
આ મણિ વિના નારી નહિ માને, દેખીને જાય સુર લોકજી.

વળણ.

સુર લોક જાયે મણિ દેખે તો, પણ મુવે મૂકું એને નહીં રે;
જોગી કહે મહારાજ છો, તમો ચતુર મોટા છો સહી રે.

## કડવું ૨૩ મું.–રાગ મેવાડાની દેશી.

એવું કહીને કુંવર પળિયો, દૈત્યે વિચાર્યું અંતઃકર્ણ;
મણિ લઉં હું કપટ કરી તો, મદાલસા પામે મર્ણ.
મદાલસા મરે કે એ મરે, એમાંથી એક વાનું થાય;
પછી ઋતુધ્વજની પુંઠ લીધી, છાનોમાનો જાય.
પેલા સરોવરે આવ્યો કુંવર ને, મળ્યા પેલા બે નાગ;
પાતાલકેતૂએ જોયું આવી, છે હ્યાં મારો લાગ.
દિવસ કેટલા વચ્ચે જવા દઇ, ધર્યું વિપ્રનું રૂપ;
તે દિવસે થયું અસુર નાગને, સવારો આવ્યો ભૂપ.
ઋતુધ્વજ ત્યાં નહાવા બેઠો, એક બેઠો દીઠો ઋષિજી;
વૃદ્ધ રૂપ પોતાનું કીધું, ને તે કહે હું દુખીજી.
રાય પૂછે છે પ્રેમ ધરીને, કેમ બેઠા મુનિ જન્ન;
નિઃશ્વાસ મૂકો છો ઘડી ઘડી, જલપૂર્ણ ભર્યાં લોચન્ન.
કર કપાલે બે દઇને, બોલ્યો પાતાલકેતૂ;
ઘણું દુઃખ છે મારાં કર્મે, જો પૂછો ધારી હેતુ.
વરૂણ લોક મહી હું વસું છું, અતિ તેજી મારૂં નામ;
એક બ્રાહ્મણને ઘેર કન્યા, રૂપે જોબન ધામ.
તે સાથે વિવાહ મળ્યો પુત્રનો, તેના બાપને ઇચ્છા ઘણી;
કન્યા કહે મુજ પોણ છે, જોઉં મદાલસાનો મણી.
તે અયોધ્યામાં પરણી છે, ઋતુધ્વજ તેનો કંથ;
તે લેવા હું આવીઓ છું, દેખાડો ગામનો પંથ.
સત્યવાદી શત્રુજિત રાજા, સત્ય પાળે તેનો કુમાર;
હું રંક ઋષિનું કાર્ય કરતાં, મુખથી ન નિકળે નકાર.

કહો તમે કોણ દેશ વસો છો, કેમ આવ્યા આ સરોવર ઘાટ;
જો જાણતા હો તો દેખાડો, અયોધ્યા કેરી વાટ.
વાયક સુણિ તે વિપ્ર કેરાં, કુંવરે કીધો દંડપ્રણામ;
પ્રભુ જેને જોવા જાઓ છો, તે તો મારૂં નામ.
તે મણિ મારી પાસ છે, પણ કોને નવ અપાય;
મદાલસા એ જો જાણે તો, વાત વિપરીત થાય.
દૈત કહે સાંભળ રે રાજા, જો અર્થ સરસે મારો;
તો કાલે મણી આણી આપીશ, ભૂપતિ પાછો એ તારો.
સત્ય વચન આપ્યું પાપીએ, વળી એમ બોલ્યો વચન;
આવતાં મુને વાટે મળ્યા હતા, નાગતણા જે એ તન.
તેણે કહાવ્યું જઇને કહેજો, અમને થાશે સંધ્યાકાળ;
વસ્તુ અનોપમ લાવવી છે, પાછા ન જશો ભૂપાળ.
પછે રાજાએ મણી છોડી આપ્યો, પાપી પાછો વળ્યો;
પાતાળ માંહે પાછો આવી, નાગ કુંવરને મળ્યો.
આવું ઋતુધ્વજે કહાવ્યું છે, આજ છે મારે કામ;
મૃગયા રમવા નવ આવશો, રહેજો તમારે ધામ.
નાગપુત્ર પાછા વળ્યા, જાણ્યું મિત્રે આજ્ઞા આપી;
પછે અયોધ્યા નાગણ રૂપે, દોડતો આવ્યો પાપી.

## વળણ.

પાપી પ્રપંચ કરી રોતો આવ્યો, પાલવ દીધો મુખ રે;
રાજસભામાં આવી મળીયો, સાંભળ શુભજડ ઋખ રે.

## કડવું ૨૪ મું.—રાગ વેરાડીની ચોપાઈ.

દૈત્ય આવ્યો અયોધ્યા ગામ, રૂવે ઋતુધ્વજનું લઇ નામ;
પ્રજા સર્વે વિસ્મય હોય, બ્રાહ્મણ કોણ કારણ રોય.
રાજ સભામાં આવી પડ્યો, હાય હાય કુંવર કહી રડ્યો;
ચેષ્ટા દૈત્યે માંડી ફોક, હૈડે ઢીક મારી મૂકે પોક.
રાય શત્રુજિત વિસ્મય થયો, સમાચાર પૂછવા પાસે ગયો;
કહો ઋષિજી ક્યાંથી આવ્યા, એ વિપરીત વાત ક્યાંથી લાવ્યા.

બ્રાહ્મણ કહે સાંભળ રાજન્, નિશ્ચે નાશ પામ્યો તુજ તંન;
સરોવરમાંથી મગરે ગળ્યો, હું હતો પાસે ને તે ઢળ્યો.
એવું કહી બેઠો ઋષિરાય, રાજા પડયો પૃથિવી માંય;
પુત્રનું સંભારી હેત, અયોધ્યાપતિ થયો છે અચેત.
બેઠો થઇ માંડયો ટળવળાટ, હો કુંવર કાં જોવડાવો વાટ;
શત્રુજિતને વારે સૌ કોય, પૃથ્વી પછાડો ખાઇ તે રોય.
મારો કુંવર કયાં ગયો પરહરી, વિધવા વહુ શા માટે કરી;
આખું નગર કરે છે રૂદંન, ન રૂવે મદાલસા સ્ત્રીજંન.
એ ખોટું નથી મરણ વત્ત, સાચું હોય તો મને ચઢે સત્ત;
સજ્જન સર્વને વારે સુંદરી, નિશ્ચે વાત નથી એ ખરી.
જુઠા બોલો એ બ્રાહ્મણ હશે, એ કહે તેનાથી શું વધ થશે;
મદાલસાએ તેડયો ઋષિદેવ, પાતાલકેતુ આવ્યો તત્ક્ષેવ.
શું જુઠો મુને તું કહે પાપણી, સાધવિ હોય જવ પાસે ધણી;
મદાલસાએ તવ વાણી ભણી, શું દેખાડો મોટમ આપણી.
ન શકે કો સ્વામીને હણી, એક એંધાણી બધી મુજતણી;
ત્યારે ઋષિએ છોડી નાંખ્યો મણી, જાણ્યું તવ મર્ણ પામ્યો ધણી.
તુરત તાળવું ફાટયું આફણી, જીવ ચાલ્યો સુર લોકજ ભણી;
ત્યારે દૈત્ય રીપ પામ્યો અતિ ઘણી, મેં મારી નારી શત્રુતણી.
જો મને મૂકી આવી પાપણી, તો સુખે કેમ રહે ધણી;
મરશે ઋતુધ્વજ આવી ઘેર, મારા તાલકેતુનું વળ્યું વેર.
એવું કહી પામ્યો અંતર્ધ્યાન, પછે સસરાજી આવ્યા તે ઠામ;
મોઇ જે વારે દીઠી વધુ, તવ રોવા લાગ્યું નગર બધું.
ઉઠયો રોતો શત્રુજિત રાય, મદાલસાની લીધી કાય;
સર્વે મળીને દીધું દહેન, સ્નાન કર્યું તોય નહીં ચેહેન.
પુત્ર વધુ બંન્યો પરવર્યાં, અમો માતપિતાને દુખિયારાં કર્યાં;
એમ રૂદન કરતાં અશ્રુભેર, એવે રાજકુંવર આવે છે ઘેર.
થાય માન શુકન અતિ ચિત્ત, અયોધ્યામાં દીઠું વિપરીત;
ઘોર શબ્દો શ્રવણે પડે, ત્રાહે ત્રાહે કહી ભૂપ રડે.
શું નગર વિષે ઉપન્યો ઉત્પાત, કુંવરે મન વિચારી વાત;
ઉચ્ચાટે પેઠો પુરમાંય, પ્રજા જોઇને વિસ્મય થાય.

લોક દોડ્યા ભૂપતિ ભણી, મહારાજ આપોનિ વધામણી;
દુઃખ નવ મન ધરશો રજ, એ આવે છે અહીં ઋતુધ્વજ.
એવી સુણી પ્રજાની વિનતિ, ઉધડક્યો ત્યાં અયોધ્યાપતિ;
અરે એ તે શું સાચું હશે, મુવો પુત્ર કયમ જીવતો થશે.
હર્ષે અશ્રુ ભરી પંથે પળ્યો, એવે આવતો પુત્ર સામો મળ્યો;
ગળે લપટાયો જઇ તાત, કોણે જિવાડયો કહેની વાત.
આકાશ માર્ગે બ્રાહ્મણ આવિયો, સમાચાર અશુભ લાવિયો;
તેણે પુત્રને મૂવો કહ્યો, ફરી પુત્ર કેમ જિવતો થયો.
તાતજી મુને કાંઇ થયું નથી, જુઠો બ્રાહ્મણ છે સરવથી;
મદાલસાની પૂછી વાત, પછી કરતો ત્યાં આંસૂપાત.
મારી મરણ કેમ પામે પ્રેમદા, સાધ્વી સત્ય પાળે છે સદા;
ત્યારે પિતાએ વાણી ભણી, તે બ્રાહ્મણ લાવ્યો તો મણી.
તે મણિનું વધુને દરશન થયું, તત્કાળ તાળવું ફાટી ગયું;
દેહ પડી તે ઠેકાણે કરી, માયા તેની ધરજો પરી.

## વળણ.

તાળવું ફાટી પ્રાણ ગયો, એ વાત કુંવરે સાંભળી રે;
મદાલસાનાં મરણ થકી, પડયો ધર્ણે ને મૂર્છા વળી રે.

## કડવું ૨૫ મું.—રાગ પરજીયાની દેશી.

પિતાજીકેરાં વચન સુણીને, પુત્ર પડિયો ભોમ;
કુંવર પાસે અશ્વ હતો, તે ઉડી ચાલ્યો વ્યોમ.
અચેતન થયો ઋતુધ્વજ, શરીરે વાધ્યું શીત;
કાષ્ટવત્ કાયા થઇ રે, બ્રહ્માણ્ડ ચહડિયું ચિત્ત.
ચિત્તભ્રમ થયો કુંવર, ભીંતર જ્વાલા લાગી;
હા હા નારી કરતો ઉઠયો, મૂર્છા હતી તે ભાગી.
મુગટ વહોણાં મસ્તકે, રેણુથી ભરાતા કેશ;
કામની કામની કરતો ધાયે, ઘરમાં કરતો પ્રવેશ.
મેડી અટારી ને ગોખ જોયાં, સૂની દીઠી સેજ;
શું હાસ્ય કરી સંતાયાં નારી, બોલો મારું એજ.

એમ ન કીજે હો એમ ન કીજે, મદાલસા મુજ સમ;
જેમ ચલાવો તેમ ચાલું, જે પડે મુજને ગમ.
કંથને કાં કકળાવો કામની, તમો મુને ઘણું વહાલાં;
એમ કહીને રોવા લાગ્યો, વળી જુવે ખુણા ખંચાળા.
દાસી કહે સ્વામી શું ખોળો, એપર રૂઠ્યા શ્રીભગવાન;
આપણું ઘર ઉદ્દવસ્ત કરી, રાણીએ વસાવ્યું સ્મશાન.
તે તો હાથ કદિ ન આવે, જો ઉપાય કીજે લાખ;
કનકવરણી કાયા જેની, બાળીને કીધી રાખ.
એવો બોલ તે દાસી કેરો, સ્વામીથી કેમ સંખાય;
તેમનો તેમ ઉઘાડે મસ્તક, સ્મશાન ભણી તે જાય.
આવીને ઉભો રહ્યો જ્યાં, રામાની રાખોડી;
પ્રદક્ષિણા તે પૂઠે કરતો, પોતાના બેઉ કર જોડી.
શું ભામિનીજી ભસ્મ થયાં છો, સમ વિસરજો દંડ;
મારા સમ જો બોલો નહીં તો, દેહ કરીશ શત ખંડ.
દહાડી સાદ કરૂં હું તમને, તમો શેં મુને નથી કરતાં;
હો કોકીલાનાદી વિચારજો, હું મુવો છઉં તું મરતાં.
એમ શું કરો છો છોકરવાદી, પાણી પાઓ પ્રેમદા;
ઉઠો વહેલાં ઉઠો વહેલાં, પતિની જાણી આપદા.
મન વ્યાકુળ તે કાંઇ ન જાણે, બોલે ઘેલાં ઘેલાં;
તારૂં મૃત્યુ કેમ થયું રે, હું થયો ન તુંથી પહેલાં.
બંન્યો હાથથી ઉસરડીને, રાખોડીનો ઢગલો કીધો;
પામરીમાં ગાંસડો બાંધી, મસ્તક ઉપર લીધો.
પછે દેશમાં તે ફરવા લાગ્યો, અમથો બારે વાટ;
રખે વળી કો એને મારે, રાજા મન ઉચ્ચાટ.
માત પિતા એ પુઠે દોડયાં, કહે કુંવર પાછો આવ;
દારૂણ વનમાં પરવર્યો જોતાં, પર્વત ગુફા ને વાવ.
વિકટ વાટે ચાલતાં, પૂઠે ધાયાં રાજા રાણી;
ઋતુધ્વજ પાછો નવ દીઠો, જેનો પ્રેમદામાં છે પ્રાણી.
તટ આવ્યું ત્યાં ગંગા કેરૂં, બેઠો રાજકુમાર,
ભજન મુખે ભામિનીનું, નૈણે તે જલની ધાર.

### વળણ.

ઝરે નેણે અશ્રુ ઘણાં, ધ્યાન નારીનું તે ધરે રે;
પછે માત પિતા ત્યાં આવી મળ્યાં,ને કાલાવાલા કઇ પેર કરે રે.

### કડવું ૨૬ મું.–રાગ આંદોલ ગોડી.

માત પિતા એમ ઓચરે, હો વહાલા રે;
તમે મૂકો મનનો શોક, કુંવર કાલા રે.
પાછું કોઇ ફર્યું નથી, હો વહાલા રે;
જે ગયું હોય સૂર લોક, કુંવર કાલા રે.
કાલે કન્યાને આણશું, હો વહાલા રે;
એ થકી રૂપ રતન્ન, કુંવર કાલા રે.
તે માટે મંદિર આવિયે, હો વહાલા રે;
રખે લોપો અમારાં વચન્ન, કુંવર કાલા રે.
વન વસવું છે દોહલું, હો વહાલા રે;
ત્યાં તો વિઘ્નો મોટાં થાય, કુંવર કાલા રે.
આ ફજેતી લોકોમાં થશે, હો વહાલા રે;
સ્ત્રીને માટે વસવું વન્ન, કુંવર કાલા રે.
એવું આપણા કુળમાં થયું નથી, હો વહાલા રે;
તે માટે મુકો પરિતાપ, કુંવર કાલા રે.
માગાં પરણ્યાનાં આવશે, હો વહાલા રે;
કંઇ કરશું મોટા ખર્ચ, કુંવર કાલા રે.
ઘેર ઉષ્ણોદક ઉકાળતાં, હો વહાલા રે;
તેલ ચોળે નિત્ય શરીર, કુંવર કાલા રે.
ત્યાં પોતાની મેળે અંગ ધુઓ, હો વહાલા રે;
કે ટાઢું નહાવણ નીર, કુંવર કાલા રે.
ત્યાં ચુવા ચંદન ને અર્ગજા, હો વહાલા રે;
કસ્તુરી નિત્ય ચોળાય, કુંવર કાલા રે.
જેથિ અંગે અનુપમ વાસના, હો વહાલા રે;
ત્યાં ભસ્મ ચોળવી કાય, કુંવર કાલા રે.

ત્યાં મેડી અટારીએ બેસવું, હો વહાલા રે;
પોઢવા પલંગ તળાઇ, કુંવર કાલા રે.
ત્યાં સૂવું શિલાની ઉપરે, હો વહાલા રે;
કંઇ કાંકરા ખુંચે કાય, કુંવર કાલા રે.
ત્યાં કલ્લોલ કિર્તન થૈ રહે, હો વહાલા રે;
જાગવું પ્રાતઃકાળ, કુંવર કાલા રે.
ત્યાં વાઘ વરૂ બોલે ઘણાં, હો વહાલા રે;
ભય પમાડે ફાલુ શિયાળ, કુંવર કાલા રે.
ત્યાં ચાતુર માસ છે દોહ્યલા, હો વહાલા રે;
તેમ શીત કાળની ટાઢ, કુંવર કાલા રે.
તાપ ઘણો ઉષ્ણ કાળમાં, હો વહાલા રે;
નવ થોભે દેહમાં પ્રાણ, કુંવર કાલા રે.
આજ્ઞા માતપિતાની પાળિયે, હો વહાલા રે;
એમ વદે શાસ્ત્ર ને ન્યાય, કુંવર કાલા રે.
માત પિતાની આજ્ઞા વિના, હો વહાલા રે;
તપ આચરે ફળ નવ થાય, કુંવર કાલા રે;

વલણ.

તપ હોમ ખંડ ના પામતા, માત પિતાનિ આજ્ઞા વિન ગ્રહ્યો રે;
વિપ્ર પ્રેમાનંદ ભણે, હવે પુત્ર વચન શાં શાં કહે રે.

## કડવું ૨૭ મું.—રાગ મારૂ સોરઠીની ચોપાઇ.

ઋતુધ્વજ તે બોલ્યો વાણી, આંખડિયે ભરીને પાણી;
ઘેર આવું શું સુખ જાણી, હાય મોઇ મદાલસા રાણી.
કહેશો શી સગાઇ વખાણી, આવું અબળાને આપજો આણી;
જો દઢ હોય પુરૂપ પુરાણી, તોયે ન મળે મદાલસા રાણી.
તેનું મૂખ જુવે જે પ્રાણી, કેમ વિખાણું મમ ધણિયાણી;
માયા કેમ જાયે ભૂલાણી, પીલાય છે દુઃખની ઘાણી.
માટે આશા મેં લોહ મારી, મારી શિ સગાઇ સંભારી;
ત્યાંથી ઉદિશ વાત નિરધારી, જ્યારે બોલે મદાલસા નારી.

મ તો પૂજ્યા નથી મોરારી, તે વાત તો મન્ન વિચારી;
જો સેવ્યા હોય ઉમયાધારી, કેમ મરે ગાંધર્વકુમારી.
માત પિતા ન રાખો વારી, અમો જોગી તમો સંસારી;
જો આવે ઉઠાડવા ત્રિપુરારી, તોયે હૂં નવ જોશેં હારી.
તમો મન માને તે કરજો, મેં તો ગૃહસ્થાશ્રમને વરજ્યો;
અભાગિયો હું તમો પેટ સરજ્યો, એવું જાણીને પાછાં ફરજો.
નિશ્ચે હું થયો જોગટ, કાં ખપ કરો છો ફોકટ;
જે વાટે હું લુંટાયો, તે વાટનો શોધ કયમ પાયો.
સર્વે થયું મારે નિકંદન, હૂં તો છઉં ભાયેગ મંદ;
મેં તો સગાઇ તમારી તોડી, તે માટે ચોળી મેં રાખોડી.
ત્યારે બોલ્યાં છે માવડી, મૂને કયાં સેકે છે આવડી;
વહુઆરૂ સર્વેની મરે, પણ તારી પેઠે કોઇ ના કરે.
મારૂં કહ્યું કૂંવરજી કરો, મારા સમ તમે પાછા ફરો;
ભાવ સગાઇ તો કાંઇ રાખો, એમ તરછોડી શેં નાંખો.
કહ્યું નવ માન્યું લવલેશ, કુંવરને મન વાધ્યો કલેશ;
એવો વિચાર માત તાતે કહ્યો, તવ કુંવર ત્યાંથી નાસી ગયો.
વૃદ્ધ પડયાં પૃથવીએ ટળવળી, અયોધ્યા ચાલ્યાં કળકળી;
વહુ દિકરાનૂં દુઃખજ છાંડિયું, શત્રુજિતે રાજ્યાસન માંડિયું.
એ કથા તો એટલેથી રહી, ઋતુધ્વજની શી ગત થઇ;
મા બાપની માયા તે છાંડી, બેઠો ગંગાતટે તપ માંડી.
નારીની ભસ્મ હેઠે પાથરી, મુખે મદાલસા સુંદરી;
માથે જટા તડકે બળતો, નાથ નારી સારૂ ટળવળતો.
મુખ વિકાસી કરે બહુ નાદ, કરતો મદાલસાને સાદ;
રોઇ રોઇ કર્યાં રાતાં ચક્ષ, થયો દુર્બલ નવ પામે ભક્ષ.
મુખે મોટું ડાઢું વાધિયું, તરૂણિ કાજે તંન સંતાપીયું;
મનમાં મદાલસાતણો છે સાંસો, કાયા થઇ શ્યામ જપ તપ ત્યાં વાસો.

વળણ.

મદાલસાનૂં સ્મરણ હતું, એ કથા એટલેથી રહીરે;
વાર લાગી વીરને, પછે નાગને ચિંતા થઇ સહી રે.

## કડવું ૨૮ મું.—રાગ વેરાડીની દેશી.

ઋષિ નારદ વદે વળતું, સાંભળ યુધિષ્ઠિર રાય;
પ્રાતઃકાળે નાગ આવ્યા, તેને ઉલ્લટ અંગ ન માય.
મેવા સુંદર સાથે લાવ્યા, બંન્યો બાળક સ્હોતા;
સરોવર પાળે આવીને, ઋતુધ્વજની વાટડી જોતા.
વાર લાગી નવ આવિયો, ત્યારે ગયા અયોધ્યા માંય;
પૂછી વાત જે ભ્રાત અમારો, કહો ગયો તે કયાંય.
પ્રજા સર્વે રોતી કહે છે, રોતો શત્રુજિત રાજંન;
તે જે તમારો વહાલો હતો એ, જઇ વસ્યો છે વંન.
કો બ્રાહ્મણ મણિ લાવિયો, કહ્યું મર્ણ ઋતુધ્વજનું થયું;
તે મદાલસાએ સાંભળ્યું, તવ તાળવું ફાટી ગયું.
પછે ઋતુધ્વજ ઘેર આવ્યો, સુણ્યું મોઇ મદાલસા મારી;
તેમનો તેમ તે ગયો વનમાં, અમો થાકયાં વારી વારી.
બંન્યો પડયાં ભોમી પરે, વૃદ્ધનાં વાયક સાંભળી;
થરથર ધ્રુજે ને કાંઇ નવ સૂઝે, પડતાં તો મૂર્ચ્છા વળી.
બે ઘટિકાએ ઉઠયા બંન્યો, શરીરે આવી શાન;
રોતા રોતા જોતા જોતા, ચાલ્યા તેહ સ્મશાન.
જઇ જુએ તે ભસ્મને, વળી વનમાં આથડતા:
હો હો બાંધવ હો હો કરતા, આરતથી આરડતા.
પર્વત જોયા દિશા જોઇ, પછિ થાકયા બંન્યો જાય;
એવે અઘોર વનની માંહે, બેઠો દીઠો ઋતુધ્વજ રાય.
ધાઇ પાસે આવ્યા બંન્યો, નેણે ભરિયાં પાણી;
રાજકુંવરે ઉઠિ આલિંગન દિધું, ગદ્‌ગદ્ કંઠે વાણી.
અરે ભાઇ ભલે પધાર્યા, વનમાં પણ જોવા આવ્યા;
હેર્ષાશ્રુ ખરે મારે, શું મદાલસાને લાવ્યા.
નાગ કહે કયાં થકી આવે ભાઇ, જેણે સ્મશાન નિવાસ્યું;
માત પિતા તજિ રાજ મૂકયું, વિરા આ તેં આ શું.

### વલણ.

વિરા આ શી વિપત તુજને, ઉઠો: રાજકુમાર રે;
મદાલસા સરખી માનુની, લાવું સહસ્ર આ ઠાર રે.

## કડવું ૨૯ મું–રાગ મેવાડાની દેશી.

ઋષિ નારદ વદે વળતું, સુણો યુધિષ્ઠિર રાજન્નજી;
સ્નેહ વચન સુણી નાગ કેરાં, બોલ્યો ઋતુધ્વજ તન્નજી.
ખોટી વાત જાત તે ન મળે, મદાલસાની કાયજી;
હરિ હર બ્રહ્મા મળિને ઘડે તોયે, એવી ન નીપજ થાયજી.
તમો મંદિર પધારો તમારે, ભોગવો નાનાવિધ ભોગજી;
મદાલસા આવી કહે પધારો, મારો ત્યારે ઉતરશે જોગજી.
એવું કહીને આસન વાળ્યું, ભસ્મ ગાંસડી ખોલેજી;
ઉઠો મદાલસા ઘેર જઇએ, એવાં ઘેલાં ઘેલાં બોલેજી.
નાગપુત્રે ઉપાયો કીધા, પણ કહ્યું ન ધરે કાનજી;
પછે મદાલસાની શોધને અર્થે, ભમિ જોયાં ત્રણ ભોવન્નજી.
યમસભા ને બ્રહ્મસભા રે, વળિ જોયું વૈકુંઠજી;
શિવલોક ફરી ફરી જોયો, આણ્યો પૃથ્વીનો અંતજી.
ચપળ રૂપે જોઇને આવે, વળિ ઋતુધ્વજ પાસે રેયજી;
નિસાયે જાયે મંદિરે, પણ તાતને વાત ન કેયજી.
અન્ન ઉદક મિત્રોને ન રૂચે, આખો દિવસ ઉદાસજી;
શરીરે કષ્ટિત થઇ બંન્યોએ, ગાળ્યા એમ ખટમાસજી.
એક દિવસ પિતાએ પૂછ્યું, દુબળાં દિસે તમ તન્નજી;
શોક સાગરમાં બૂડયા છો, નથી સહેવાતું ભુવન્નજી.
વાયેક સાંભળી તાતતણાં, પછી બોલ્યા ભરિને ચક્ષજી;
મૈત્રી કરશે આજ પુંઠે, તેને માથે છે દુઃખનાં વૃક્ષજી.
પૂર્વકથા સાંભળીએ પિતાજી, અયોધ્યાનો ભૂપાળજી;
તેની સાથે મૈત્રિ અમારે, પ્રાણપેં અતિ વહાલજી.
તેની મદાલસા જે નારી, અમે ભાભી કહી બોલાવીજી;
પ્રેમદા તે મૃત્યુ પામી, વાત થઇ ગઇ ભાવીજી.
વિનતા વિયોગથી વૈરાગ્ય ઉપન્યો, ભેખ સંન્યસ્તનો લીધોજી;
ફરિ એ કન્યાને નવ પરણ્યો, ઉપાય એક ન સિધ્યોજી.
મદાલસા આવે તો ઉઠે, બીજો નહીં ઉપાયજી;
તે જોગી તો અમો પણ જોગી, દુબળી તે થકી કાયજી.

તાત કહે. તન આજે કહો છો, એટલું એકજ કામજી;
મદાલસા આણીને આપું, ખર્ચ પડે નવ દામજી.
ચાલો જઈએ ઈશ્વર પાસે, સેવિએ શ્રીત્રિપુરારજી;
ભક્તિ કીજે શંભૂ કેરી, તે આપશે એ નારજી.

વળણ.

નારને તે જીવાડશે, સુણી પુત્ર પ્રસંન થાય રે;
અપ્સરાઓ અનંત લઈને, ભોળાને ભોવન જાય રે.

## કડવું ૩૦ મું.–રાગ વસંતની દેશી સજની.

શિવને રિઝાવવા, નૃત્ય આદે સંગીત નાદ. શિવ. ટેક.
કૈલાસ શિખરે આવ્યા ત્રણ જણ, સાથે અપ્સરા અનંત;
ભોળાને ભુવને નૃત્ય માંડયું, ભૂલ્યો કામ વસંત. શિવ.
તાલ મૃદંગ ઉપંગ ને વેણા, બોલે ઝમઝમ પાગે ઘુઘર;
અરજ કરે ભોળાની આગળ, પૂંકે પૂરે પુત્ર સુસ્વર. શિવ.
તાલ શૂર ચુકે નહીં ને, નાચે કટિને મરડી;
ફેર ફુદડી ફરે પ્રેમદા, અન્યોઅન્યના ભૂજ મરડી. શિવ.
નૃત્ય સુંદર નાગે માંડયું, થૈ રહ્યો થૈ થૈકાર;
શૃંગાર સજ્યા સહુ કામિની, કંઠે કમળના હાર. શિવ.
હાવભાવ જોઈને શંકર, મંદિરમાંથી ડોલ્યા;
બહાર નીકળી નાચવા લાગ્યા, થૈ થૈ મુખે બોલ્યા.
શિવજી વિરાજે છે, નૃત્ય આદે સંગીત નાદ. શિવ. ટેક.
શિંગી તુરીના સ્વર અતિશે, વિખેરી ત્યાં જટાય;
નાગ અબીલ ગુલાલ ઉડાડે, શંકરને ભસ્મ સુહાય. શિવ.
કંઠે હાર સર્પના સળકે, વાગે ડમરૂ ને ડાક;
આવો રે ઉમયાવર કહે છે, પ્રેમે મારે હાક. શિવ.
નીલકંઠજી નાચે ઝમઝમ, સર્વે સાંખ્યું સંગીત;
નાગનું નૃત્ય સુંદર દેખી, હરખ્યું શંકરનું ચિત્ત. શિવ.
માગો નાગ જે જોઈએ તે, હું હવો તુષ્ટમાન;
અરે શિવ મદાલસા જીવે, એ માગું વરદાન. શિવ.

શત્રુજિતનો ઋતુધ્વજ કુંવર, તેની મોહી છે નાર;
મૃત્યુ સજીવન થાયે નારી, છે પ્રીતિવડે સંસાર. શિવ.
તમો પરને અર્થે આ યશ કીધો, હું હરખ્યો કહે હર હર;
એ મોહી મદાલસા જીવશે, એવો આપું એક વર. શિવ.
જમુના તીરે જાઓ તમો, કહું એક અનુપાન;
શ્રાદ્ધ કરજો પિતૃકેરૂં, કે આપજો ત્રિપિણ્ડ દાન. શિવ.
મધ્યેનો પિણ્ડ ભાંગી જોજો, ત્રણ ફેણનો તે ખગધારિ;
તેની મધ્યમાં ફેણ ફાટ્યેથી, જડશે મદાલસા જે નારિ. શિવ.

વળણ.

નિકળશે મદાલસા નારી, એવું કહિને હર વળ્યા રે;
વર જવ પામ્યા પન્નગ ત્રણ તે, જમુનાને મારગ પડયા રે.

## કડવું ૩૧ મું.—રાગ ગોડીની ચોપાઇ.

પન્નગ ત્રણ જણ હર્ષિત થયા. ગંગાને ઉપકંઠે ગયા;
પિતાએ તવ વળાવ્યા તન્ન, જાઓ જ્યાં ઋતુધ્વજ રાજન્ન.
કહેતા ન વર પામ્યાની પેર, પણ તેડી લાવજો તેને ઘેર;
હું આવું છું શ્રાદ્ધજ કરી, જોઉં જડે છે એ સુંદરી.
તમને લાગશે આવતાં વાર, તો તે ત્યાં મરશે નિરધાર;
એવું કહિ વોળાવ્યા બાળ, નાગ શ્રાદ્ધને બેઠા તત્કાળ.
દર્ભશાખા પૃથ્વી પ્રચણ્ડ, જવ તલ પિષ્ટના મૂક્યા પિણ્ડ;
મધ્યનો પિણ્ડ વિદારણ કર્યો, ત્રણ ફેણનો મણિધર નિસર્યો.
તેનિ મધ્ય ફેણ વિદારણ કરી, તેમાંથી નીકળી સુંદરી;
વિશ્વાવસુતણી તે દીકરી, ફરી ફેણથકી અવતરી.
મુખે જપતી પતિનૂં નામ, કહે કયાં આવી છઉં આ ઠામ;
અરજકે તે દીઠિ કુમાર, અથ ઇતિ કહ્યો સમાચાર.
ત્યારે પાયે પડી મદાલસા, તમો પિતા સત્ય દિસે મુજ વસ્યા;
મુને દાખવો વનનો પંથ, કયાં બેઠા છે જોગી થઇ કંથ.
નાગ કહે તું આવ પાતાળ, મળશે સ્વામી સંશય ટાળ;
પછે આણી લાવ્યો નાગ તે ઘેર, પરોણાચાર કર્યો બહુ પેર.

એકાન્તે હતી એક ઓરડી, ત્યાં રાખી મદાલસા ગોરડી;
સકળ વસ્તુ તે માંહે ભરી, દ્વાર ભીડી રાખી સુંદરી.
એ કથા એટલેથી રહી, પેલા કુંવર મિત્ર મળિયા સહી:
આવતા દીઠા બંન્યો વીર, ઋતુધ્વજે નેણે ભરીયાં નીર.
ભલે ભાઇઓ કીધો વેહેવાર, માણુ માણુ મૂક્યો મિત્રાચાર;
મદાલસાએ મુને પરહર્યો, તો તમો પ્રેમ શા માટે ધરો.
દૈવે કીધો મુને દૂબળો, મન મૂકી તમો શાને મળો;
આટલે દહાડે શાને આવિયા, શકે મદાલસાને લાવિયા.
સર્પ કહે રે મહિપતિ સુણો, અરજક પિતાજી છે અમ તણો;
તેને સમાચાર અમથી થયો, વૃદ્ધ નાગ ઘણો દુઃખી થયો.
તેના મોકલ્યા આવ્યા આમ, કહ્યું પરોણા તેડી લાવો ધામ;
તે આવે તો જમું હું અન્ન, માટે ચાલો બાન્ધવ જન્ન.
ઋતુધ્વજ કહે સાધ્યો જોગ, તો હવે શા પરોણાના ભોગ;
મદાલસા જો પીરસે અન્ન, ત્યારે આ મુખ કરે ભોજન્ન.
તે ભૂખી ને હું કેમ જમૂં, આમ ને આમ ક્ષુધા દુઃખ ખમૂં;
મિત્ર કહે રૂડું થાય દૈવ વાત, મદાલસા આપે અમ તાત.
એવો બોલ તે બાન્ધવે કહ્યો, ઋતુધ્વજ ઉઠિ બેઠો થયો;
નારીને નામે થયો વિહ્વલ, ચાલો જઇએ થઇ ઉતાવળ.
પાતાળ વિષે ત્રણુ જણુ પરવર્યા, અગાધ જળમાંહે ઉતર્યા:
નાગની વિદ્યા શીખવી, તેથી તે રાયને જલગતી હવી.
અરજકની પાસે આવ્યા આપ, શંભૂ તણો જેપર છે પ્રતાપ:
વિવિધ પેર કર્યો પરોણાચાર, પણ ન કહ્યો પેલો સમાચાર.
સ્વાગતા કીધી સર્પ સર્વે મળી, રાજકુંવરને જોયો નેણે ભળી:
પણ તે નહીં લેતો કો સ્વાદ, ન કો સાથે કરતો સંવાદ.

વળણ.

વાદ ન કરે અવરકો સાથે, મુખે મદાલસા નામ રે:
વિદાય થાયે ઋતુધ્વજ ત્યાંથી, કાકાને કરી પ્રણામ રે.

## કડવું ૩૨ મું.—રામગ્રી દેશી.

કર જોડી કુંવર વદે, મુને વિદાયજ કીજે;
અમો જોગિને ભોગ ઘટે નહીં, તે માટે આજ્ઞા દીજે.

અરજક વળતું બોલિયા, મનગમતી વસ્તુ માગો;
લજ્જા મનથી પરહરી, જ્ઞાન માંયથિ જાગો.
ऋतुध्वज वळतुं બોલિયો, તમો સાંભળોની રાય;
મારે જે કાંઇ માગવું, તે ઇંદ્રથી ન અપાય.
રાજસુખ સહુ પરહર્યું, ને થયો વિયોગે વેરાગી;
જોગીને શું માગવું રે, મેં લક્ષ્મી પરિત્યાગી.
નાગ કહે એમ ના કીજે, મુજ ઘેરથી પાછા જાઓ;
ઘટિત હોય તે માગિયે, રાય જેથકી સુખી થાઓ.
ત્યારે મન માન્યું ભૂપતિનું, માગું છું હવે પ્રાણી;
ખચીત વાત એ આપશે, મદાલસા મુજ રાણી.
બોલ બોલી ગળે પાછો, ખરે નેણે અશ્રુધાર;
સુવર્ણની સાંકળ જેવી, નાખવી પૂર વાર.
તે માગ કહેતાં રહે નહીં, બોલ્યો તે તો વળતો;
કોણે જોયું કોણે સાંભળ્યું, પછે બોલ્યો તે ગળગળતો.
અણઘટતું માગું છઉં, જો કહો છો સહુ કોઈ;
જીવતી કરી આપો મુને રે, મદાલસા જે મોઇ.
નાગ કહે શું માગિયું, એક મદાલસા નાર;
નવ નવી કન્યા કોમળી, આણી આપું હજાર.
ઓ પેલી ઓરડી વિષે, જઇ ભણો નૌત્તમ નેક;
પ્રેમ હશે તો બોલશે, મદાલસા વાયેક.
સુણિ રાય આવ્યો ડગમગતો, ઓરડા લગી ચાલી;
હાક મારી હો પ્રેમદા, બેહો કમાડ તે ઝાલી.
અન્યોઅન્ય નૌતમ વિલાસે, વાણી થકી અતિ લાડો;
અન્યોઅન્ય પ્રીત બહાર પડતાં, ફાટયાં બેહુ કમાડો.
ઓરડી ઉઘડી ગઇ ને, ભરાયાં લોચન્ન;
સામસામાં વધ્યાં બંન્યો, થયાં મન્ન પ્રસન્ન.
વળગ્યો તે વછૂટે નહીં, સ્નેહની અતિ કહાણી;
નાગ સર્વે હરખિયા, પ્રીતિ સ્નેહ પરસ્પર જાણી.

**વળણ.**

વાદે વધ્યા તે વાદ સહુ, ને મળ્યાં નર ને નાર રે;
સુખ પામ્યા સંસારનું, હવ જય અયોધ્યા કુમાર રે.

## કડવું ૩૩ મું.–રાગ શ્રીની દેશી લટકની.

મદાલસા ને મહિપતિ, મળે પ્રેમ નદીને પૂર રે;
નેત્ર તુરી અસ્વાર થઇને, મળ્યાં બંન્યો શૂર રે.
વ્યોમ મારગ વિજળિ ચમકે, ત્યમ કંથે લીધી કામની;
સંતોખ્યો સ્વામી પોતિકો, પછે બોલી ભામની.
મંદિર પધારો મહિપતી, સર્વને દેવા સુખ રે;
તાપ ટળે તેનાં તન્નનો, જોતાં તમારૂં મુખ રે.
વચન સુણિ સુંદરી કેરૂં, ગયો નાગ સભાની માંય રે;
મુખ કળા મન હર્ષ અધિકો, મન મોહથી મલકાય રે.
જેની કમળ સરખી હથેળી, નેત્ર બે અંબૂજ રે;
હીંડતો મદ માતંગ જેવો શૂંઢ સરખા ભૂજ રે.
સર્વ જનોએ માન દીધું, આપિયું દિવ્યાસન્ન રે;
પાંચ દિવસ પરોણા રાખિયા, સતિ સાથે રાજન્ન રે.
મુહૂર્ત જોયું જોશિયે, શુભ તિથિ શુભ વાર રે;
ગાંધર્વિ સાથે ચાલિયા, બંન્યો તે નર ને નાર રે.
સહસ્ર સર્પ સાથે થયા, સજી શુભ શૃંગાર રે;
વાજિત્ર નાનાવિધનાં, થૈ રહ્યો જયજયકાર રે.
વિદાય માગીને વળ્યા, આવ્યા અયોધ્યા ગામ રે;
નર નાર બંન્યો શોભતાં, રવિ તેજે રતિ ને કામ રે.
વસ્ત્ર વાહન નાગનાં, તેણે શોભિત કાંતિ રે;
શકે લક્ષ્મી સાથ આવ્યા, હરિહરની પડે ભ્રાંતિ રે.
રણતૂર નફેરી ઘેરી વાગે, શોભિત છત્ર નિસાન રે;
શત્રુજિતની સભામાં જઇ, સેવકે કીધું જાણ રે.
નગર સઘળું ઉલટયું રે, ઉલટ અંગ ન માય રે;
આ સ્વપન સરખું સાંભળીને, દોડયા શત્રુજિત રાય રે.
દડબડે હસ્તિ અલબેલડા, સાંબેલાં અસ્વાર રે;
છાંટણાં છાંટયાં ચોક ચઉટે, પટકુળ બાંધ્યાં દ્વાર રે.
માંત પિતા આવી મળ્યાં, કંઇ ટળ્યાં, તનનાં દુઃખ રે;
માતા મોતિએ વધાવી, મુખ જોઇ પામી સુખ રે.

નોહોતું સાંભળ્યું તે દિઠું, જે જીવ પામી મોઇ રે;
ગાજતે મંદિર આવિયાં, પ્રજા મોહી જોઇ રે.
નાગનંદન આવિ મળિયા, શત્રુજિતને લાગ્યા પાય રે;
એોસિંકળ તમને થયા તે, શિવતણી કૃપાય રે.
અથ ઇતિ માંડી કહ્યો, સર્વ તે સમાચાર રે;
વાત ચર્ચાઇ ચૌદ લોકે, મોઇ જિવી બીજીવાર રે.
માન વાધ્યું માનનીનૂં, સહુ પૂછે મૃત્યુનિ વાત રે;
સમાચાર સુણિ નારના, મળવા આવ્યાં માત ને તાત રે.

વળણ.

આવી મળી ગયાં માત તાત, તેને આનંદ અતિ હૃદે રે;
પછિ મદાલસા શું કરે, તે ભટ પ્રેમાનંદ વદે રે.

## કડવું ૩૪ મું.—રાગ ધવળ ધન્યાશ્રીની દેશી.

નારદજી વાણી વદે રે, સુણો યુધિષ્ટિર રાયજી;
નર નારી સંયોગે દિવસો, હાસ્ય વિનોદે જાયજી.
પાતાલકેતૂ ફરિને આવ્યો, અતિતનૂં ધરિ રૂપજી;
તેની માયા નાગે ઓળખિ, શિખ્યો ઋતુધ્વજ ભૂપજી.
મદાલસાનો મારનારો, આવ્યો છે બીજી વારજી;
રાજાએ ઓળખી શાખ લૈ મૂક્યો, નવ કીધો તેને પ્રહારજી.
એક દિવસ સૌ અતિતને તેડયા, ભોજન માટ ભોવનજી;
તે મળતો પેલો દૈત આવ્યો, સઘળું ખાધૂં અન્નજી.
દૈતે માયા પ્રગટ કરી તે, જુવે ઋતુધ્વજ ધીસજી;
ખડ્ગ ગ્રહિને કેશ ઝાલ્યા, દુષ્ટનું છેદ્યું શીશજી.
જયજયકાર થયો પુર મધ્યે, કહે ધન્ય ધન્ય ઋતુધ્વજ રાયજી;
સુખ વૃત્તિ સૌ પામવા લાગ્યા, કૃષ્ણ સમો મહિમાયજી.
પછિ શત્રૂજિત ગયો તપ કરવા, રાજ પુત્રને આપીજી;
સત્ય ધર્મ આણ ઋતુધ્વજની, રહી દિશોદિશ વ્યાપીજી.
કેટલે વરસે મદાલસાએ, પુત્ર પ્રસવ્યા ચારજી.
રૂપ કળા ગુણ સુંદર દેખી, પુત્રે શોભ્યૂં દ્વારજી.

સત્યજિત ને સત્યકર્મી, શત્રુદંત ને વક્ત્ર નામજી;
મહા જ્ઞાની પુત્ર થયા તે, કેવળ આત્મારામજી.
મદાલસાએ ભણાવ્યા બાળક, સૃષ્ટિકર્તા રસ ઉદ્ધારજી;
પારણામાંથી હાલરૂં ગાતાં, તજ્યો તેણે સંસારજી.
મોટા થઇ વન મધ્યે ચાલ્યા, માતનો લઇ ઉપદેશજી;
ચારે કુંવર ગંગા તીરે જઇ, તજ્યા કર્મના ક્લેશજી.
ઋતુધ્વજ દુ:ખી થયો અતીશે, કોણ ભોગવશે રાજ્યાસનજી;
અરે અબળા તેં ભોગ મૂકાવી, જોગી કીધા તનજી.
નારી કહે હો નાથજી રે, એ વાર્તા છે સત્યજી;
જો તમો ઘરસૂત્ર માંડયું, તો શાશી પડી વિપત્યજી.
એવું સાંભળ્યું જવ સ્વામીએ, તવ થયું બ્રહ્મજ્ઞાનજી;
ઉઠોની અબળા વન જઇએ, ભજિયે શ્રીભગવાનજી.
કામનિ કહે રે સ્વામી મારા, ઉદરમાં છે પુત્રજી;
તે પ્રસવે કે આપણુ જૈશૂં, સોંપી તેને ઘરસૂત્રજી.
પૂરે માસે પુત્ર પ્રસવિયો, અલર્ક નામ તો ધરિયુંજી;
મોટો થયો ને રાજ સોંપ્યું, માબાપનું કહ્યું ચિત્ત ધરિયૂંજી.
માત તાત કહે જઇએ તપ કરવા, તમો પ્રજાને પાળોજી;
માત તાતનાં વચન સુણીને, પુત્રે ઉત્તર પાછો વાળ્યોજી.
જોગી થૈને જટા વધારે, તો વડ દ્દઢ જ્ઞાની નાથજી.
ઘણા નીર વિષે શું નહાયે નિર્મળ, તો નાય છે મચ્છનો સાથજી.

### વળણ.

સાથ મીનનો રહે જળમાં, પણ પરમેશ્વરને નવ મળે રે;
ગૃહસ્થાશ્રમમાં પ્રભુ મળે, તે મૂકી વન કો ટળવળે રે.

### કડવું ૩૫ મું.—રાગ ધન્યાશ્રીની દેશી.

વાદે હાર્યાં માત પિતાયજી, ભાઇઓને તેડવા જાયજી;
તે જ્ઞાનથી છંડાવ્યાજી, પાછા ગૃહસ્થાશ્રમ મંડાવ્યાજી.

### ઢાળ.

ગૃહસ્થાશ્રમને વર્ણવ્યો, ખંડિયો સંન્યાસ;
મન સ્થિર છે પોતાતણું તો, સમીપ છે અવિનાશ.

હરિ વિના બીજું કો નથી, મન કલ્પિત આ સંસાર;
મન સમ્યૂં તવ જાણવૂં જે, જગતનો નિસ્તાર.
બ્રહ્મા ત્રિગુણી એક છે, આદ્ય અંત ને મધ્ય સાર;
બ્રહ્મભાવ ત્રિગુણે રાખ્યો, તો ઉતરશો ભવ પાર.
જ્ઞાન અલૌકિક એ કહ્યું, આનંદ સર્વે પામિયાં;
માત પિતા ને પુત્ર પાંચે, સંકટ સઘળાં વામિયાં.
કેટલેક વરસે મદાલસા, તે સ્વામીને તેડી કરી;
રાજ સોંપી પુત્રને, ગાંધર્વ લોક તે પરવરી.
સદ્‌ગુરૂ કહે શુભજડને, કહ્યો મેં ઇતિહાસ;
નારદે કહ્યું યુધિષ્ઠિરને, તવ ઉપન્યો ઉલ્લાસ.
પવિત્ર કથા માર્કણ્ડેય પુરાણે, તેનું વિસ્તાર્યું આખ્યાન;
સકલ પદારથ પામિયે, જો સાંભળીએ વ્યાખ્યાન.
એ કથા અદ્‌ભૂત રસની, જે મોહે જીવી પ્રેમદા;
એ કથા પ્રેમે સાંભળે, તે સુખી હોયે સર્વદા.
ગાંધર્વકન્યા ક્ષત્રિ સ્વામિ, ઋષિ ગાલવનું ચરિત્ર;
નારદ ધર્મ સંવાદ સાંભળિ, દેહ થાય પવિત્ર.

ગાય શિખે કે સાંભળે, ભાવ સુંદર મન ધરે;
મહિમા સુણે મદાલસાનો, ભવસાગર સહેજે તરે.
સંવત સત્તર અઠયાવિશ, ચૈત્ર વદિ પાંચમ રવી;
સુંદર પ્રતાપ હું નથી લેતો, કથા એ પૂરણ હવી.
સંવાદ ધર્મ નારદજીતણો, સાંભળે શ્રોતા સુખ લહે;
અભ્યાસ સર્વ જનોએ કરવો, વિપ્ર પ્રેમાનંદ કહે.

વળણ.

વિપ્ર પ્રેમાનંદ કહે, આ કવિતા છે વૈખરી રે;
આખ્યાન એ પૂરણ થયું, શ્રોતા જન બોલો શ્રીહરી રે.

---

મદાલસા સંપૂર્ણ.

---

# વામન ચરીત્ર.

### કડવું ૧ લું.–રાગ આશાવરી.

અપરિમિત કવિ હુતા આગે, તુજ શરણ આવ્યા જેહ રે;
કૃપા કીધી ને બુદ્ધિ દીધી, સિદ્ધ કીધા તેહ રે.
બ્રહ્મતનયા ભાવથી, રાવ સુણીએ માત રે;
દિન દુર્બળ દાસ તારો, તું મેલ મસ્તક હાથ રે,
હંસવાહિની હાસ્ય વદની, સ્વેત અંબર શોહે રે;
કમળભૂની, કમલનયની, તું કૃપા દૃષ્ટે જોય રે.
એક હસ્તે કનક કલશ, સુધા પૂર્ણ પ્રમાણ રે;
એક હસ્તે અક્ષય માલા, સ્ફટિક મણીની જાણ રે.
એક હસ્તે ધરે વિણા, એક પુસ્તક હાથ રે;
મુગટ માળા મનોહર, વરદાયીની વિખ્યાત રે.
વર્ણન માતા તુજ તણું, એક મુખે કેમ કહેવાય રે.
સહસ્ર જિહ્વા શેષને, મુખ કહેતાં પાર ન થાય રે;
મુર્ખ મન ઇચ્છા ધરે, ચતુરાનન ચારે વેદ રે;
તુજ કૃપા વિણ કોણ ગત, કોઇ પાર ન જાણે ભેદ રે.
જેમ મીન ઇચ્છે ચંદ્રમંડલ, જેમ પતિત વાંછે ગંગ રે;
નિર્ધન ચિંતામણી ઇચ્છે, તેમ મને હરિ જન સંગ રે.
શ્રી ગણપતિ સરસ્વતિ, નિશ્ચલ કરૂણા સર્વ રે;
દયા કરજો દાસને, જેમ ટળે મનનો ગર્વ રે.
હરીદાસ કેરો સંગ મુજને, સદા વલ્લભ જેહ રે;
જેહ તણે સંગે કરીને, થાયે નિર્મળ દેહ રે.
કથા એક કહું અતિ ઉત્તમ, વરાહ પુરાણે જેહ રે;
ભાગવત અષ્ટમસ્કંધ મધ્યે, કહું વિસ્તારી તેહ રે.

વળણ.

વિસ્તારપૂર્વક કહું કથા, શ્રીવામન ચરિત્ર રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, ભકિત ભાવે થાય પવિત્ર રે.

### કડવું ૨ જું.—રાગ રામગ્રી.

વરણવું કથા વામન તણી, અષ્ટમસ્કંધની માંય;
પરીક્ષિત કહે શુકદેવજી, તે છે ચૌદમે અધ્યાય.
વિનય કરી શુકદેવજીને, પૂછે પીરક્ષિત ભૂપ;
બલિરાય માટે કેમ ધર્યું, શ્રીનાથે વામન રૂપ.
ધર્મનો કેમ લોપ કીધો, અચરજ મોટું એહ;
ભકિતમાન પાતાળ ચાંપ્યો, એહ નિવારો સંદેહ.
શુકદેવજી કહે ધન્ય રાજા, સાધુની એ રીત;
ગુણ સાંભળવા સંતના, મન ઘણું ઇચ્છે છે પ્રીત.
વૈવસ્વત મન્વન્તરે, વામને ધર્યો અવતાર;
ઇંદ્ર બલિના યુદ્ધનો, પ્રથમ કહું વિસ્તાર.
સ્વર્ગમાંહી ઇંદ્રનો, મહા દીઠો અધિકાર;
ઇર્ષ્યા થઇ બલિ રાજાને, અમો કશ્યપનો પરિવાર.
જગત તો પૂજે ઇંદ્રને, અમોને ન પૂજે કોય;
હું પદવી લઉં ઇંદ્રની, એ કારણ યુદ્ધનું હોય.
બોંતેર કોટી યોદ્ધા સાથે, યુદ્ધે ચઢિયો બલિરાય;
તેંત્રીસ કોટી લઇ ઇંદ્ર આવ્યો, નર્મદા તટ જાય.
દેવ અસુરનો સંગ્રામ મોટો, થયો શત વરસ પર્યંત;
હાર પડી ને બલિ નાઠો, પડયા દૈત અનંત.
સહસ્રાક્ષનો ત્યાં જય થયો, અમરેશ અમરાપુરી ગયો;
બલિરાય અંતરે પરજળ્યો, મન ભંગ મનનો થયો.
બલિ કહે શુક્રાચાર્યને, અમો સબલ પામ્યા કષ્ટ;
તમો સરખા ગુરૂ અમો હાર્યા; એવાં અમારાં અદષ્ટ.
ઉપાય કાંઇએક કરો ગુરૂજી, હું જિતું સઘળા દેવ;
ઇંદ્ર નાસે રણ વિષે; હું ઉતારૂં અહમેવ.

# વામન ચરીત્ર.

## કડવું ૧ લું.–રાગ આશાવરી.

અપરિમિત કવિ હુતા આગે, તુજ શરણુ આવ્યા જેહ રે;
કૃપા કીધી ને બુદ્ધિ દીધી, સિદ્ધ કીધા તેહ રે.
બ્રહ્મતનયા ભાવથી, રાવ સુણીએ માત રે;
દિન દુર્બળ દાસ તારો, તું મેલ મસ્તક હાથ રે;
હંસવાહિની હાસ્ય વદની, શ્વેત અંબર શોહે રે;
કમળભૂની, કમલનયની, તું કૃપા દૃષ્ટે જોય રે.
એક હસ્તે કનક કલશ, સુધા પૂર્ણ પ્રમાણ રે;
એક હસ્તે અક્ષય માલા, સ્ફટિક મણીની જાણ રે.
એક હસ્તે ધરે વિણા, એક પુસ્તક હાથ રે;
મુગટ માળા મનોહર, વરદાયીની વિખ્યાત રે.
વર્ણન માતા તુજ તણું, એક મુખે કેમ કહેવાય રે.
સહસ્ર જિહ્‌વા શેષને, મુખ કહેતાં પાર ન થાય રે;
મુર્ખ મન ઇચ્છા ધરે, ચતુરાનન ચારે વેદ રે;
તુજ કૃપા વિણ કોણ ગત, કોઇ પાર ન જાણે ભેદ રે.
જેમ મીન ઇચ્છે ચંદ્રમંડલ, જેમ પતિત વાંછે ગંગ રે;
નિર્ધન ચિંતામણી ઇચ્છે, તેમ મને હરિ જન સંગ રે.
શ્રી ગણપતિ સરસ્વતિ, નિશ્ચલ કરૂણા સર્વે રે;
દયા કરજો દાસને, જેમ ટળે મનનો ગર્વ રે.
હરીદાસ કેરો સંગ મુજને, સદા વલ્લભ જેહ રે;
જેહ તણે સંગે કરીને, થાયે નિર્મળ દેહ રે.
કથા એક કહું અતિ ઉત્તમ, વરાહ પુરાણે જેહ રે;
ભાગવત અષ્ટમસ્કંધ મધ્યે, કહું વિસ્તારી તેહ રે.

## વળણ.

વિસ્તારપૂર્વક કહું કથા, શ્રીવામન ચરિત્ર રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, ભક્તિ ભાવે થાય પવિત્ર રે.

## કડવું ૨ જું.—રાગ રામગ્રી.

વરણવું કથા વામન તણી, અષ્ટમસ્કંધની માંય:
પરીક્ષિત કહે શુકદેવજી, તે છે ચૌદમે અધ્યાય.
વિનય કરી શુકદેવજીને, પૂછે પીરક્ષિત ભૂપ;
બલિરાય માટે કેમ ધર્યું, શ્રીનાથે વામન રૂપ.
ધર્મનો કેમ લોપ કીધો, અચરજ મોટું એહ;
ભક્તિમાન પાતાળ ચાંપ્યો, એહ નિવારો સંદેહ.
શુકદેવજી કહે ધન્ય રાજા, સાધુની એ રીત:
ગુણ સાંભળવા સંતના, મન ઘણું ઇચ્છે છે પ્રીત.
વૈવસ્વત મન્વન્તરે, વામને ધર્યો અવતાર;
ઇંદ્ર બલિના યુદ્ધનો, પ્રથમ કહું વિસ્તાર.
સ્વર્ગમાંહી ઇંદ્રનો, મહા દીઠો અધિકાર;
ઇર્ષ્યા થઇ બલિ રાજને, અમો કશ્યપનો પરિવાર.
જગત તો પૂજે ઇંદ્રને, અમોને ન પૂજે કોય;
હું પદવી લઉં ઇંદ્રની, એ કારણ યુદ્ધનું હોય.
બોંતેર કોટી યોદ્ધા સાથે, યુદ્ધે ચઢિયો બલિરાય;
તેંત્રીસ કોટી લઇ ઇંદ્ર આવ્યો, નર્મદા તટ જાય.
દેવ અસુરનો સંગ્રામ મોટો, થયો શત વરસ પર્યંત;
હાર પડી ને બલિ નાઠો, પડ્યા દૈત અનંત.
સહસ્રાક્ષનો ત્યાં જય થયો, અમરેશ અમરાપુરી ગયો;
બલિરાય અંતરે પરજળ્યો, મન ભંગ મનનો થયો.
બલિ કહે શુક્રાચાર્યને, અમો સબલ પામ્યા કષ્ટ;
તમો સરખા ગુરૂ અમો હાર્યા; એવાં અમારાં અદૃષ્ટ.
ઉપાય કાંઇએક કરો ગુરૂજી, હું જિતું સઘળા દેવ;
ઇંદ્ર નાસે રણ વિષે, હું ઉતારૂં અહમેવ.

એવાં વચન સુણી ગુરૂજીએ, મંડાવ્યો એક જાગ;
યજ્ઞ પુરૂષ સંતુષ્ટ કીધો, લોપ્યો ઇંદ્રનો ભાગ.
મૃત્યુંજયનો મંત્ર ભણાવી, યજ્ઞ પૂરણ ત્યાં કરીઓ;
સૂર્ય કાંતિ સરખો રથ એક, કુંડ માંહેથી નિસરીઓ.
ચપલ અશ્વ જોડ્યા તે રથે, મણિ માણેકે જડીઓ;
વહ્નિ જ્વાલા સરખી ધ્વજા ફરકે, મેઘનાદે ગડગડીઓ.
યુગ્મ ભાથા બાણ ભરીઆ, કવચ તોપ ને ચાપ;
તે દેખી શત્રુ દલ નાસે, એવો રથનો પ્રબલ પ્રતાપ.
આયુદ્ધ ધરી બલિ રથે બેઠો, ગુરૂને કરી પ્રણામ;
અસુરે જઇ સ્વર્ગ ઘેર્યું, માંડ્યો મહાસંગ્રામ.

### વળણ.

સંગ્રામ કારણ સ્વર્ગ ઘેર્યું, થયું ઇંદ્ર રાયને જાણ રે;
તેંત્રીસ કોટી તત્પર કીધા, પછે ગડગડીઆં નિશાન રે.

### કડવું ૩ જું.—રાગ સામેરી.

સમાચાર પહોંચ્યા શક્રને, જે આવ્યું દાનવ દળ;
વિચાર કીધો વાસવે, કાંઇ બલિને વાધ્યું બળ.
ઝુંબાણ વર્ત્યું સ્વર્ગમાં, અમર ભરે ઉચાળા;
પુત્ર પત્તિને કર ગ્રહી, દેવતા નાસે પાળા.
ત્યારે ઇંદ્રને કહે બૃહસ્પતિ, બલિએ કીધો છે જાગ;
આ વાર આપણ હારશું, નથી યુદ્ધ કર્યાનો લાગ.
ત્યારે ઇંદ્ર વળતું બોલીઓ, ગુરૂને કરી પ્રણામ;
હું કેમ નાસું મામ મૂકી, માંડું જઇ સંગ્રામ.
મહા યુદ્ધ અમરે આદર્યું, ગાજ્યો તે વાસવ વિક્રાળ;
ઐરાવત ચઢી શંખ પૂર્યો, ત્યાં આવ્યા દશે દિગ્પાળ.
અંતરીક્ષ માર્ગે યુદ્ધ કરતા, આવ્યા અવની માંય;
નર્મદાના તટ વિષે આવી, રણસ્થંભ રોપ્યો ત્યાંય.
વાજીત્ર વાજે ઘન ગાજે, વીર જે મહા વીર;
ભય દેખાડે આંખ ત્રાડે, પાડે જોદ્ધનાં શરીર.

મહા ભય દેખાડે ખડ્ગ કાઢે, મહા દિવ્ય ટોપ શિરે ધરે;
મહા ભમણી ફાળથી, ધમકારથી પૃથ્વી ચળે.
મુખ મરડે ને આંખ તરડે, ક્રોધે કરડે દંત;
વાહન ચઢી મુખે ગડગડે, આવી મળ્યા મહા બળવંત.
આપ વખાણે ને ધનુષ તાણે, મનમાં તે ન આણે મર્ણ;
કાળા તે ટોપ શિર ધરી, દીસે ભયાનક કર્મ.
ધ્વજ પતાકા શિર ફરે, ગડગડે રથનાં ચક્ર;
બલિ વિકારે અસુરને, સુરને વિકારે શક્ર.
જલ ભર્યાં જેવાં આભલાં, ચાલતા માતંગ;
શબ્દ કરતા પુંઠ ફરતા, શોભે પાખર તુરંગ.
દશે દિશા ડોલતી, ચઢ્યું મંડલ ચાક;
વીર યુદ્ધે પડયા ઘણા, માંહો માંહે મારે હાક.
શુક્રાચાર્ય સામા બૃહસ્પતિ, સામો સંગ્રામ થાય;
બલિ સામો આવિયો, સંગ્રામે સુર રાય.
બાણાસુરને જયંત વળગ્યા, અનેક બળ ભંડાર;
વીરૂપાક્ષ સામા આવિયા, આદ્ય અશ્વિનીકુમાર.
ભુપાક્ષય ને જમરાય વળગ્યા, કરી ક્રોધ અપાર;
કાળનેમીની સન્મુખ આવ્યા, ગડગડયા ઘનબાર.
બીડાલાક્ષ ને કુબેર વળગ્યા, રાહુ ને રવિ રાય;
ધૂમ્રમકેતુ ને જયંત વળગ્યા, અડતાળીશ અગ્નિ જાય.
જાનકોપ ને ચંદ્રમા, આવી જુદ્ધે બાઝ્યા બેહ;
ધર્મલોપ ને વાયુ વળગ્યા, ક્રોધે બોલે તેહ.
મયદાનવ ને વિશ્વકર્મા, બન્ને આવી અડીયા;
રથે રથ ને અશ્વે અશ્વ, એમ ગજે ગજ આથડીયા.
અતિરથી ને મહારથી, પાળા તણો નહીં પાર;
તેત્રીસ કોટી ને બોંતેર કોટી, થયો તે એકાકાર.
ભાલાં ચળકે ને ખડ્ગ ઝળકે, શોભે ભાથા ચર્મ;
શબ્દ ઉઠે ને બાણ છૂટે, સામા સામી પર્મ,
ભાથા ખુટે ને કવચ ત્રુટે, ઉઠે અગ્નિ જ્વાલ;
રથ ચૂર્ણ થાય વિમાન ભાંગે, વઢે વીર વિકાલ.

શુક્રાચાર્યની વિદ્યાથી, સઉ દાનવ બેઠા થાય;
બળ દેખી બલિ રાયનું, નાશી ગયો સુર રાય.

વળણ.

નાસી ગયો સુર રાય રે, પછે અસુર ગાજ્યો બળ ધરી રે;
જય કરી બળી આવ્યો, શોણિત પુર પાછો ફરી રે.

## કડવું ૪ થું.–રાગ સામગ્રી.

શુકજી કહે સાંભળ રાયજી, બળી ઘેર આવ્યો અતિ ઉત્સાયજી.

ઢાળ.

ઉત્સાહ અંતર અતિ ઘણો, ત્રૈલોક્ય વર્તી આણ;
શુક્રાચાર્યને પગે લાગીને, બોલ્યો જોડી પાણ.
ગુરૂ પ્રતાપે યજ્ઞ પુરૂષે, કીધી તેં મારી વાહાર;
હું પદવી લેઉં ઇંદ્રની, અશ્વમેધ કરૂં આ વાર.
ત્યારે ઋષિ કહે રાય સાંભળો, તમો આરંભો અશ્વમેધ;
અવિચળ પદવી પામશો, શક્રને પમાડશો ખેદ.
પછે નર્મદા તટને વિષે, મંડપ રચ્યો વિશાળ;
મુખ માગ્યું આપ્યું વિપ્રને, દિક્ષા લીધી ભૂપાળ.
નવ્વાણું અશ્વમેધ કીધા, રહ્યો છેલ્લો એક;
ઇંદ્રને ચિંતા હવી, વિચાર કરી રે વિશેક.
એ જુદ્ધે જિત્યો જાય નહીં, કરૂં બુદ્ધિ વિચાર;
સર્વે દેવ સાથે ઇંદ્ર આવ્યો, કસ્યપ ઋષિને દ્વાર.
સમસ્ત સુર એકાંત આવ્યા, જ્યાં અદિતિ માત;
પ્રસુતાને પગે લાગી, ઇંદ્રે કર્યો અશ્રુપાત.
પ્રબળ દુઃખ અમને પડયું મા, નથી તમને દાઝ;
બલિએ સામો અશ્વ મૂક્યો, લેવા મારૂં રાજ.
ઉત્સંગ લીધો ઇંદ્રને, આંસુડાં લૂતી માત;
હ્રદે ધર્યો બુચકાર કરીને, મસ્તકે ફેરવ્યો હાથ.
એ ચિંતા છે જગદીશને, કહું ઘેર જાઓ સૌ સુર;
સત્યના બાંધ્યા હરિ સદા, દુઃખ પામશે અસૂર.

એ ઇંદ્રાસનના શોધનો, અમો આરંભશું ઉપાય;
ગોવિંદજીને ધર્મ વહાલો, નહીં રાજ તમારૂં જાય.
આનંદ પામી અમર વળીયા, વન વિષે કરે વાસ;
અદિતિને દુઃખ વ્યાપ્યું, મૂકે મુખે નિઃશ્વાસ.
ચોધાર નેત્રે નીર ચાલે, દ્વાદશ મેઘ સમાન;
સતી ચિંતાતુર હવી, મન ધર્યા શ્રીભગવાન.
ગોવિન્દ સાથે ગોષ્ટિ કરતી, ધરે મન આનંદ;
પણ કળા પાડી દેહની, એકે ઇન્દ્રિયમાં નવ ફંદ.
નવધા ભક્તિએ ધ્યાન ધરતી, સતી જાય સ્વામી પાસ;
દંડવત્ કરીને પાયે લાગી, મુખ જપે શ્રીઅવિનાશ;
મુખ દામણું અરૂણ સમાણું, કળા તે અભ્ર સમાન.
કશ્યપની પાસે સતી આવી, કરી જીરણ પટ પરિધાન;

## વળણ.

પરિધાન પટ જીરણ કર્યાં, શોકે ભરી છે સુંદરી રે;
જોઇ કશ્યપજી વિસ્મય થયા, બોલાવ્યાં પ્રીતે કરી રે.

## કડવું ૫ મું.—રાગ વેરાડી.

કશ્યપં કહે શું છે સતી, આવડું દુઃખ પામી શા વતી;
વિપરીત થઇ કેઇ કર્મની રતિ, ભૂલી ભક્તિ દુભ્યા જદુપતિ.
કંઇએક દુઃખ પામી છે નેટ, શું રસોઇમાં થઈ આભડછેટ;
વિદિત અંન ગયું શું પેટ, કે થઇ નીચ સંગ કંઇ ભેટ.
કોણે કહ્યું છે કંઇ વજ્ર વચંન, કે ચોરી માર્ગે ખોયું ધન;
કે પુત્રે સેવ્યું દારૂણ વંન, સાચું કહેની મને સ્ત્રીજંન.
બોલી વિનયયુક્ત મસ્તક નામી, શું પૂછો સર્વે જાણો સ્વામી;
મારા પુત્રે પીડા બહુ પામી, એથી નાથ તમોને છે ખામી.
હું દિતિનું ભાગ્ય શું વખાણું, બલિનું બળ શું મુખે આણું;
એણે અશ્વમેધ કીધા નવ્વાણું, આગળ શું કરશે તે ન જાણું.
ઇંદ્રાદિ દેવ સહુ વન વસે, નાના ખેદ દાનવ બહુ કસે;
સ્વામી ઇંદ્રાસન જેવું રે જશે, તેત્રીસ કોટીની શી વલ્લે થશે.

છો કૃપાનાથ તમો ઋષિરાય, અમર દુઃખનો કરો ઉપાય;
જીતે દેવ પદવી નવ જાય, એવું કહીને લાગી પાય.
કશ્યપ કહે સાંભળ સુંદરી, નહિ જીતે બલિ બળ કરી;
ઈંદ્રાસન લેવા દિક્ષા ધરી, ધર્મની પાસે છે શ્રીહરી.
એક ઉપાય કહું તે હૃદે ધરો, વિષ્ણુવ્રત અબલા આચરો;
ખટ માસ આહાર પયનો કરો, તો કારણરૂપ પામશો દીકરો.
વિષ્ણુ મંત્ર આપ્યો હેત કરી, અદિતિ આશ્રમે આવી ફરી;
પ્રિયવ્રત અબલા આચરી, પ્રગટ હવા ચર્તુભુજ હરી.
પ્રગટ થઇ બોલ્યા ભગવાન, સતી માગ્ય આપું વરદાન;
એક અંજલી કીધું પયપાન, પલ માત્ર ન ચુકી ધ્યાન.
સતીએ દીઠા જગજીવન, હર્ષે આંસુ ચાલ્યાં લોચંન;
અર્ધ્ય પાદ્ય કીધું પૂજંન, કર જોડીને બોલી દીન વચંન.
અંતરજામી છો જી તાત, અમર ઉપર વર્ત્યો ઉત્પાત;
તમને શી છે અજાણી વાત, એવું કહીને રોયાં સુર માત.
કૃપા કરીને કહે જગદાધાર, ઈંદ્રાદિની કરવા સહાય;
ઉતારવા બલિ અહંકાર, તારે પેટ લઇશ અવતાર.
સતીપર કરૂણા કીધી ઘણી, અંતર્ધ્યાન થયા વિશ્વ ધણી;
પ્રભુને કહેવા વધામણી, અદિતિ આવ્યાં કશ્યપ ભણી.
પ્રફુલ્લ દીઠી મુખની કલા, આનંદ યુક્ત દીઠી અબલા;
ખંજન નેત્ર શોભે ચંચલા, છૂટી વેણુ કેશ મોકળા.
કહો કેમ આવ્યાં ઋષિ પૂછે, અમો વધામણી ખાવા આવ્યાં મુખે;
પ્રસન્ન થઇ કહ્યું વિષ્ણુએ મુખે, અમો અવતાર લઇશું તુજ કુખે.
કશ્યપજી કહે ધન્ય તું સતી, વ્રતે વશ કીધો ત્રિભુવન પતિ;
ઘેર જાઓ શ્યામા સર્વથી, વિઘ્ન વિશ્વને કંઇએ નથી.
અદિતિ નિજ આશ્રમ ગઇ, પ્રભુ કૃપાએ સગર્ભા થઇ;
દશ માસ ગયા જવ વહી, તે વાત તો બ્રહ્માએ લહી.
અદિતિના આશ્રમ ઊપરે, દેવતા આવી ગર્ભની સ્તુતિ કરે;
તમારે ગર્ભ શું એમ ઓચરે, તમારે નામે જન્મ મરણ નિસ્તરે.
દેવને દુઃખ જે વેળા થાય, પ્રજા પીડે આવી વિષ્ણુ ને ગાય;
સકલ ધર્મ લય પામી જાય, ત્યાં તમો અવતરો વૈકુંઠરાય.

### વળણ.

વૈકુંઠનાથની સ્તુતિ કરી, બ્રહ્મા સુર રાજંન રે;
દ્વાદશીએ પ્રગટ હુવા તે, વામન શ્રીભગવંન રે.

### કડવું ૬ ઠું.—રાગ આશાવરી.

શુકજી કહે સાંભળ રાય, દેવનું દુઃખ જાણી;
અદિતિના ઉદર થકી, પ્રગટ્યા સારંગપાણી.
દેવનાં દુંદુભી ગડગડયાં, વરસ્યા તે પરજન્ય;
ગીત નાદ મંગળ ઘણા, શેં ઉત્પન્ન થયા વામન્ન.
રૂપ ભૂપસું વર્ણવું, કહે ગજ સંન્યાસી;
વામન રૂપ કોડામણા, પ્રગટ્યા શ્રીઅવિનાશી.
શોભે કમંડલુ મેખલા, કર દંડ પુસ્તક પર્મ;
શિખા સૂત્ર શિશ જટા, પેરણે મૃગ ચર્મ.
કેશર તિલક કપાળે વિરાજે, શોભતું વિદ્યોત;
કોટી ચંદ્ર કલા ઉપમા છે, પરમ ધર્મ ઉદ્યોત.
કુસુમ પટકૂળ ઓઢિયું, શોભિતું ઉદ્યોત;
ચંદ્રબિંબ વદન કળા, ન મળે તુલ્ય જ્યોત.
પાદ પાની છે ટુકડાં, આંગળી નાની નાની;
તાળવે તેજ છે પદ્મનું, કુમકુમ વરણી પાની.
વેદ ધૂની મુખે કરે, સ્વર સુધાપેં મીઠા;
કોટિક કામ છબી રૂડી, અદિતિએ પુત્ર દીઠા.
અમર મુનિ સ્તુતિ કરે, પૂજ્યા તે પરિબ્રહ્મ;
કશ્યપજીએ પુત્રનું, કીધું તે જાતકર્મ.
આશીર્વાદ બ્રાહ્મણ ભણે, તે પામ્યા બહુ વિત્ત;
કશ્યપજીએ આપિયું, પુત્રને પછે ઉપવીત.
પ્રદક્ષિણા કીધી તાતની, કરી વિનય પ્રણામ;
વામનજી કહે તાતને, મુજ સરખું દ્યો કાંઈ કામ.
તમારે કુળ હું અવતર્યો, શુભ કારજ કરવા;
સફલ જન્મ થાય માહરો, કરૂં માત તાતની સેવા.

માત પિતાની આજ્ઞા, પુત્ર જે પ્રતિપાળે;
તેને અડસઠ તીર્થ ઘર વિષે, એમ કહ્યું દિનદયાળે.
માતા પિતા પછે બોલિયાં, જો આજ્ઞા પ્રતિપાળો;
તમો યજ્ઞ ભંગ બલિનો કરો, ગયું ઇંદ્રાસન વાળો.
નવ્વાણું યજ્ઞ પૂરા થયા, આવી રહ્યો એક જાગ;
ત્યાં પૂર્ણાહુતિ થાય છે, રેવાને ઉત્તર ભાગ.
વામનજી તવ બોલીઆ, રહેજો વિશ્વાસે;
અમો જાઉં છું શોણિત પુર વિષે, ધાર્યું હશે તે થાશે.
આજ્ઞા માગી તાતની, હવા હરિ અંતર્ધ્યાન;
જ્યાં બલિનો યજ્ઞ થાય છે, આવ્યા શ્રીભગવાન.
મંડપ જોજન ચારનો, બહુ રચના કીધી;
જાચક નિર્મુખ નવ વળે, એવી રાયે દીક્ષા લીધી.
વાજીત્ર નાનાવિધતણાં, શુભ શબ્દે વાગે;
વેદધ્વનિ બ્રાહ્મણ ભણે, યજ્ઞ ભાગ વિરાજે.
શુક્રાચાર્ય કહે ભૂપને, આજ યજ્ઞ છે છેલ્લો;
કો નવો વિપ્ર આવે નહિ, દ્વારે સેવક મેલો.

### વળણ.

મેલો સેવક મંડપ દ્વારે, કો સભા માંહી નવ સંચરે રે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, પછી વામનજી ત્યાં શું કરે રે.

### કડવું ૭ મું.—રાગ મારૂ.

ઇંદ્રતણા ભય કારણે રે, સજી સેવક મેલ્યા બારણે રે;
દ્વારપાલને દીધી શીક્ષા રે, કોઇ આવે તો ભાંગે દીક્ષા રે.
તમો આજ્ઞા બલિની લેજો રે, કોઇને આવવા નવ દેજો રે;
આજ્ઞા દીધી શુક્રાચાર્ય રે, કેવું કરો છો રાજનું કાર્ય રે.
કીધું વામને રેવા સ્નાન રે, ઘણું ફુટડું શોભે વાન રે;
બટુક રૂપે શોભે સારે વેષ રે, કીધો નગરી મધ્યે પ્રવેશ રે.
ઓળખાયા અશરણશર્ણ રે, મળી જોવા ચારે વર્ણ રે;
જોઇ વિસ્મય થઇ પુર નારી રે, એ ઉપર કંઇ નાંખીએ વારી રે.

એની કેવી દીસે છે માઠી રે, ભીક્ષા માગવા મૂક્યો કાઢી રે;
પગલાં ભરે છે હળવાં હળવાં રે, એનાં દાઝે છે કોમળ તળવાં રે.
છે દંડ કમલ ઝારી રે, નીચું જોઇ ચાલે બ્રહ્મચારી રે;
બાળક બહુ થયાં છે કેડે રે; વામનજીને રમવા તેડે રે.
જેને વેદ નિત્ય વખાણે રે, તેને લોક બાળક જાણે રે;
રૂપ વામનજીનું જોઇ રે, અસુર અંગના સર્વે મોહી રે.
ઋષિપત્નિ જોવાને આવે રે, પુષ્પ થાળીથી પ્રભુને વધાવે રે;
આવ્યા વામન બલિને દ્વારે રે, પેસવા ન દીધા પ્રતિહારે રે.
તિષ્ઠ તિષ્ઠ કહે દ્વારપાળ રે, હસી બોલ્યા દીનદયાલ રે;
હું પાંચ વર્ષનું બાળ રે, હુંથી શું બીહીશે ભૂપાલ રે.
બલિરાયે લીધી છે દીક્ષા રે, અમો માગવા આવ્યા છું ભીક્ષા રે;
પ્રતિહાર કહે શિર નામી રે, ક્ષણ એક બેસો અહીં સ્વામી રે.
વામનજી બેઠા દ્વારે રે, કહ્યું બલિને જઇ પ્રતિહારે રે;
સેવક બોલ્યા જઇ શિર નામી રે, એક દ્વીજ આવ્યો કોઇ સ્વામી રે.
છે પાંચ વર્ષનું બાળ રે, તેની વાણી પ્રેમ રસાળ રે;
તવ બોલ્યા શુક્રાચાર્ય રે, નથી બ્રાહ્મણનું અહીં કાર્ય રે.
પ્રતિહાર તે પાછો ફરીઓ રે, વામનજી પ્રત્યે ઓચરીઓ રે;
પૂર્ણાહુતિ પૂરણ થાયે રે, પછે જાજો મંડપ માંયે રે.
શુક્રે કીધો માર્ગનો રોધ રે; ચડ્યો વામનજીને ક્રોધ રે;
મૃગચર્મ ત્યાં પાથરિયું રે, તે ઉપર આસન દૃઢ કરિયું રે.
પ્રભુ બેઠા બલિની પોળે રે, મળ્યા લોક જોવાને ટોળે રે;
નાના પગની પલાંઠી વાળી રે; રક્ત લોચન કીકી કાળી રે.
મૂક્યું દંડ કમંડળ પાસે રે, માંડ્યું ધ્યાન શ્રીઅવિનાશે રે.
આવ્યા વેદ ને સરસ્વતી માત રે, પાસે ઉભાં જોડીને હાથ રે.
અમર અંત્રિક્ષ જોવાને આવે રે, દેવાંગના પુષ્પે વધાવે રે;
સ્વર ઘોષ વામનજીનો ચઢીઓ રે, જાણે પ્રલયનો ઘન ગડગડીઓ રે.
વેદ ધ્વનીએ ગગન ભરાયું રે, આચાર્યનું મન ચોરાયું રે;
નદી સાગર જળ ઉછળ્યાં રે, પાતાલ સાતે ખળભળ્યાં રે:
ભૂલી વિધાતા લખતાં લેખ રે, તે શબ્દે સળક્યો શેષ રે;
ડોલ્યા વરૂણ ગાંધર્વ કુબેર રે, ડોલ્યા પર્વત કેરા મેર રે.

ગળ્યું વામનજીનું ગાત્ર રે, જુવે પુરનાં માણસ માત્ર રે;
થયાં રક્ત લોચન સારે વેશ રે, થયા ઉભા મસ્તકના કેશ રે.
પ્રતિહાર ઉભા ભય પામી રે, ઉભા રહી ચિંતવે શિર નામી રે;
ડોલ્યું બલિનું સિંહાસન રે, રાંધ્યાં રહ્યાં બ્રાહ્મણનાં ધાન રે.
આ ચર્ચા ભયાનક જોતા રે, નાઠા બ્રાહ્મણો પાછળ જોતા રે;
યજ્ઞ પાવક જ્વાલા છાંડી રે, થઇ વ્રતની જ્વાલા ખાંડી રે.
મંડપના સ્થંભ ગડગડીઆ રે, કર સ્રુવા સરૂવા ગુરૂ પડીઆ રે;

### વળણ.

પડીઆ સરૂવા હાથથી, યજ્ઞનું કર્મ અમથું રહ્યું રે;
બળિ પૂછે ગુરૂ શુક્રને, આ વિઘ્ન યજ્ઞમાં શું થયું રે.

### કડવું ૮ મું.—રાગ રામગ્રી.

શુક્ર બોલ્યા સાંભળ રાયજી, વિઘ્ન યજ્ઞમાં નિશ્ચય થાયજી;
મંત્ર ન સૂઝે વપુ બળ ભાંગ્યુંજી, બહારને ભણવે જઇ મન લાગ્યુંજી.

### ઢાળ.

મન લાગ્યું જઇ મહા વિદ્યામાં, કો ભણે છે નિર્દોષ;
તો કારજ ચાલે યજ્ઞનું, જો શાંતિ પામે ઘોષ.
સહસ્ર અઠયાસી ઋષીશ્વર, તે બેઠા મંડપ માંય;
બ્રહ્માએ શું બીજા નિર્મ્યા, પૂછે છે બળિરાય.
ધૃત લક્ષ રહે નહીં, છે કોટીનો સમુદાય;
સાતે સ્વરે અધ્યયન કરે, એવો શબ્દ અપરિમિત થાય.
પ્રતિહાર કહે પ્રભુ સાંભળો, છે પાંચ વર્ષનું બાળ;
અધ્યયન કરે છે એકલો, વિસ્મય થયો ભૂપાળ.
જાઓ તેડી લાવો બટુકને, આજ્ઞા આપી રાય;
વામનજીને કહે સેવક, પધારો ઘર માંય.
સમસ્યા કરી તેણે કરતણી, થયો વિસ્મય સેવક જન;
જઇ કહ્યું બલિ રાયને, નથી આવતા વામન.
રાયે મન વિચારિયું, મોકલ્યો વૃદ્ધ પ્રધાન;
પાયે લાગી કહે મંત્રી, પધારો શ્રીભગવાન.
નેત્ર સમસ્યામાં ના કહી, મંત્રી ગયો જ્યાં રાય;
વામનજી આવે નહીં, જેનું મન અધ્યયનમાંય.

છે રૂપ તેનું અલૌકિક, આવી લોક તો આશ્ચર્ય થાય;
વાણીના કલ્લોલ ઉઠે, સામ ગાન કથાય.
એ સાંભળીને રાય રીઝ્યો, મોકલ્યો સુત બાણ;
અસુર જઇને પાય લાગ્યો, બોલ્યો જોડી પાણ.
હે વિપ્ર વામન વેદપાઠી, કૃપા કરો સ્વામીન;
દર્શન તમારૂં પામવા, ઘણું ઇચ્છે છે રાજંન.
વામન વળતું બોલીઆ, સાંભળો રાજકુમાર;
દીક્ષા લઇ પ્રતિહાર મૂક્યા, ધન્ય ધન્ય બલિ દાતાર.
આચારજને ભય ભણ્યાનો, રખે આવે પંડિત કોય;
તે તાત તારો નવ પ્રીછે, દાનવને બુદ્ધ શી હોય.
આ પારાયણ પૂરૂં કરી, ફરી અમો જાશું વનવાસ;
ભય પામી બાંણાસુર આવ્યો, પિતાજી કેરી પાસ.
મારી વતી આવે નહિ, બ્રાહ્મણ બ્રહ્મસ્વરૂપ;
પછે વામનજીને તેડવા, આસનથી ઉઠયો ભૂપ.
શુક્રાચાર્યે વારી રાખ્યો, યજ્ઞ ભાંગ્યો આજ;
કહ્યું કાન ધર્યું નહીં, વેહેલો ગયો મહારાજ.
રૂપ દેખી ભૂપ હરખ્યો, હું આજ થયો સનાથ;
પગે પડતાં વામનજીએ, મસ્તક મૂક્યો હાથ.

વળણ.

હાથ મૂક્યો શીર ઉપર, રાય આનંદ્યો ઘણું રે;
ઉભો રહીને બળિરાયે, સ્તવન કીધું વામનજીતણું રે.

કડવું ૯ મું.—રાગ ગોડી.

કર જોડી બળિ બોલીઓ, ઋષિ વામન રે;
આજ સફલ થયા શત યાગ, કીધો મુને પાવન રે.
હઠ મૂકી ભણતા રહો, ઋષિ વામન રે;
હું પૂજું તમારા પાગ, કીધો મુને પાવન રે.
મંડપ મારો શોભાવીઓ, ઋષિ વામન રે;
જો પધાર્યા સ્વામીન, કીધો મુને પાવન રે.
હું ખાંધે કરીને ઉચલું, ઋષિ વામન રે;
મંગાવું નરવાહન, કીધો મુને પાવન રે.

કૃપા કરી ઋષિ ઉઠિયા, ઋષિ વામન રે;
ભરે નાના નાના પાય, ચાલ્યા મુનિ પાવન રે.
પાછળથી બલિ સ્તવન કરે, ઋષિ વામન રે;
આગળ ચાલે શ્રીપરિબ્રહ્મ, ચાલ્યા મુનિ પાવન રે.
મંડપમાં આવીઆ હરિ, ઋષિ વામન રે;
ઉઠ્યા બ્રાહ્મણ ક્ષત્રી ભૂપ, થયા સૌ પાવન રે.
સભા સહુ વિસ્મે થઇ, નિરખી વામન રે;
દીઠું શોભા સાગર રૂપ, થયા સૌ પાવન રે.
કો કહે વિષ્ણુ પધારીઆ, નિરખી વામન રે;
કો કહે માનવ બાળ, થયા સૌ પાવન રે.
જોઇ વિપ્ર વાતો કરે, નિરખી વામન રે;
છે વામન ઘણા વાચાલ, કીધા સૌને પાવન રે.
રાજાએ આસન આપિયું, મુનિ વામન રે;
બેઠા વૈકુંઠ ભૂપ, કીધા સૌ પાવન રે.
ઇંદ્રાસન આવ્યું ગયું, જોઇ વામન રે;
શુક્રાચાર્યે ઘસીઆ હાથ, કીધા સૌ પાવન રે.
કર જોડી પૂછે બલિ, ઋષિ વામન રે;
હવે કહો જથારથ વાત, કીધો મુને પાવન રે.
કવણ દેશ ને ગામ તમોતણું, ઋષિ વામન રે;
શું છે તમારૂં નામ, કીધો મુને પાવન રે.
કવણ ઇચ્છાથી પધારીઆ, ઋષિ વામન રે;
કહો અમ સરખું કાંઇ કામ, કીધો મુને પાવન રે.
વામન વળતું બોલિયા, સુણ રાય રે;
અમોએ જાણ્યો તને ઉદાર, જાણ્યો મહિમાય રે.
તારી જોડ મળે બીજો નહીં, સુણ રાય રે;
જોતાં ત્રણ બ્રહ્માંડ, જાણ્યો મહિમાય રે.
મારો નિવાસ આખા જગતમાં, સુણ રાય રે;
બ્રહ્મચારીને શું ધામ, જાણ્યો મહિમાય રે.
બ્રહ્મકુલ છે માહેરૂં, સુણ રાય રે;
મારૂં વામનજી છે નામ, જાણ્યો મહિમાય રે.

માતા પિતા જાણતો નથી, સુણ રાય રે;
લઘુ વયે પામ્યાં નાશ, જાણ્યો મહિમાય રે.
વળતા શ્રીપ્રભુ બોલિયા, સુણ રાય રે;
મારે જોઇએ ભોમી ત્રણ ડગ, જાણ્યો મહિમાય રે.
દાતાર તું જાણીને આવિયો, સુણ રાય રે;
કાંઇ જાચવા તારી પાસ, જાણ્યો મહિમાય રે.

વળણ.

તારી પાસ આવ્યો જાચવા, જાણી મહા દાતા તુજ રે;
પ્રતાપ તારો શું વખાણું, અસુર કુલના સુરજ રે.

કડવું ૧૦ મું.—રાગ મારૂ.

ઋષિ વામન બોલ્યા વાણી, રાય બળીનો વંશ વખાણી;
કશ્યપ કુળ ઉજળું કીધું, આજ દીક્ષાપણું તેં લીધું.
હિરણ્યકશિપુથી તું વાધ્યો, વેદાંત મારગ તેં સાંધ્યો;
હવે આશા મુજ મન વારી, ધન્ય ધન્ય જનેતા તારી.
કલ્પ વૃક્ષ હોએ નવનિદ્ધ, ઉજ્જ્વલ ઉજ્જ્વલ તારી બુદ્ધ;
અગ્નિથી દીપકની જ્યોતિ, હોય સ્વાતી બુંદનાં મોતિ.
વાઘના વાઘ સિંહના સિંહ, પ્રહ્લાદ પુત્ર ભૂલે નહીં;
સંસારમાંહે લીહ વાળી, કોણ યજ્ઞ કરે તુજ ટાળી.
જાચક ના જાએ નિર્મુખ ફરી, હું આવ્યો એવું સાંભળી;
કર જોડી કહે બલિ રાય, સૌ બ્રાહ્મણનો ચરણ પસાય.
વામનજી તમે પધાર્યા, કોટી જજ્ઞ થયા આજ મારા;
ભરી શીતલ જળની ઝારી, સભામાં આવી બલિની નારી.
પૂજવા વામનજીના પાય, નર નારી તત્પર થાય;
વિચાર્યું શુક્રે મનમાંય, તેડ્યો સાન કરી બલિ રાય.
આચાર્ય કહે સુણ ભૂપ, છે વામન કપટ સ્વરૂપ;
નહિ બ્રાહ્મણ ભીખવાવાળો, એવું જાણીને પાગ પખાળો.
કરવા ઈંદ્ર રાયનું કાજ, ધર્યો વેશ તે શ્રીમહારાજ;
જુઓ જ્ઞાન દૃષ્ટે વિચારી, એ છે વામન દેવ મોરારી.
એ તો માગશે કંઇ તુજ પાસે, ભંગ યજ્ઞનો નિશ્ચય થાશે;
આપવાની વાત નવ કીજે, દેવ છલ થકી રાય રીઝે.

હિરણ્યાક્ષને હણવા કાજ, શૂકરૂપ ધર્યું મહારાજ;
ધરીને નરસિંહ રૂપ, માર્યો હિરણ્યકશિપુ ભૂપ.
દાનવ રૂપે સર્વને મૂક્યા વાહી, મોહિની રૂપે વારૂણી પાઇ;
સદા કરે દેવની સહાય, એ વામન વિષ્ણુ રાય.
રખે રાયજી પાય પખાળો, વામનજીને પાછા વાળો;
સાંભળી ગુરૂ ગર્વ વચંન, હસી બોલ્યા બલિ રાજંન.
તમો સાચા છો ગુરૂ સ્વામી, ઓળખાવ્યા અંતરજામી;
હવે વિશેષ પાય પખાળું, પરિબ્રહ્મ કેમ પાછા વાળું.
જેને નારદ શંકર ધાય, જેને નિગમ નેતિ કરી ગાય;
પ્રભુ ચૌદ લોકના નાથ, મુજ આગળ ઓડે છે હાથ.
મારૂં પૂર્વ ભાગ્ય જો જાગે, તો માધવ દક્ષિણા માગે;
પ્રભુ બેઠા આવીને પાટે, હરિ વામન થયા મુજ માટે.
ગુરૂ બુદ્ધિ તમારી નાઠી, મુને શીખ આપો છો માઠી;
જે નિર્મ્યું હશે તે થાશે, બલિ આવ્યા વામનજીની પાસે.
મંગાવી કંચનની થાળી, જળ લેવું છે પાગ પખાળી;
માનુભાવ મુનિ એમ બોલે, નહીં ભાગ્ય કો બલિને તોલે.
વૃદ્ધાવળી બલિની રાણી, હરિચરણ ઉપર રેડે પાણી;
શુક્રાચાર્યે વાત વિચારી, રાય ના માને શિક્ષા મારી.
વામનજી રીસાવી જાય, એવો કાંઇ કીજે ઉપાય;
થઇ ભ્રમર ઝારીમાં પેઠો, રૂંધી જલ ને નાળુએ બેઠો.
નવ પડે બિન્દુ ઝારી નામે, જોઇ સભા સહુ આશ્ચર્ય પામે;
બીજું પાત્ર લાવો કહે બલિ, કપટ વાત વામનજીએ કળિ.
દર્ભ શલાખા હાથમાં લીધી, વજ્રપેં કઠણ તે કીધી;
જલપાત્રને લઘુ દ્વારે, આરોપી દેવ મોરારે.
વામનજી કહે કાંઇ ભરાયું, તેણે આવતું જળ ઘેરાયું;
થયો શુક્રને નેત્રમાં પ્રહાર, તવ ચાલી શ્રોણિતની ધાર.
ગુરૂ નાઠા ને લોચન ફૂટયું, તવ ઝારીનું જલ વછૂટયું;
પ્રભુની માયા મહા ગંભીર, કોણે નવ દીઠું રૂધીર.

વળણ.

નવ દીઠું દાનવ માનવે, સાંભળ પરીક્ષિત રાય રે;
એ કથા વામન પુરાણમાં, નથી ભાગવત માંય રે.

કડવું ૧૧ મું.—રાગ મારૂ.

એકાક્ષ થયા આચાર્ય, કોપ અતિશે કીધો રે;
બલિ રાજાને શાપ, ઋષિએ તવ દીધો રે.
ગુરૂ લોપી તેં પાપી રાય, શીખ નવ માની રે;
તારો યજ્ઞ થાજો રે ભંગ, જાજો રાજધાની રે.
તું બંધાજો બહુ પાસ, બોલ ઉથાપ્યો રે;
ફોડી વામનજીએ આંખ, રાજાને શાપ્યો રે.
રંક ઉપર સહુ શૂર, બળિયાસું બીહે રે;
ફરી કેમ આવે લોચંન, લીધું નાથજીએ રે.
એ નેત્ર કથાનો પ્રસંગ, ભાગવતમાં નથી રે;
કહ્યું છે વામન પુરાણ, બોલ્યા શુકજી જતી રે.
બલિ રાય પખાળે પાય, નારી નીર નામે રે;
ભણે બ્રાહ્મણ આશીર્વાદ, સભા સુખ પામે રે.
જે પાદામ્બુજની રેણુ, જોગેશ્વરને નવ જડે રે;
તે ચરણ પખાળે રાય, પોતાના કર વડે રે.
પખાળીને લોહ્યા ચરણ, ચીરોદક છેડે રે;
હૈડામાં હર્ષ ન માય, નયણે જળ રેડે રે.
કીધું ચરણામૃતનું પાન, પીતાં નવ પહોંત્યું રે;
આવાગમનકેરૂં દુઃખ, દંપતિનું ગયું સહોતું રે.
કીધું અર્ઘ્ય પાદ પૂજંન, પ્રગટ્યો ધૂપ રે;
કાંઇ દક્ષિણા માગો દેવ, કહે બલિ ભૂપ રે.

વળણ.

ભૂપ કહે ભૂદેવને, શું માગો છો ઋષિ રાય રે;
અટુક મુનિ શું માગશે, સૌ સભા આશ્ચર્ય થાય રે.

કડવું ૧૨ મું.—રાગ રામગ્રી.

બલિ કહે ઋષિ રાયને, જે જોઇએ તે માગો;
એ બ્રાહ્મણ કુળનું કર્મ છે, તમે લજ્જા પરિત્યાગો. બલિ ક॰

વામન વળતું બોલિયા, આવી બેઠો હું પાટે;
લજ્જા શાની ભીક્ષાતણી, આવ્યો માગવા માટે. ઋષિ કહે રાયને રે.
હય હસ્તી નથી માગવા, નહીં રાજ નહીં ગામ;
લોભ નથી તિલ જેટલો, મુને આશ્રમનું છે કામ. ઋષિ૦
પર્ણકુટી રહેવા જેટલી, બીજી વસ્તે નહીં રાચું;
ત્રણ ડગલાં મારાં ધરૂં, એટલી મહી જાચું ઋષિ૦
વચન સુણીને સભા હસી, હશીઆ બલિરાય;
બાળકે માગી જાણ્યું નહીં, વય ઉપર જાય. બલિ૦
એ સ્વલ્પ દાન શું માગિયું, માગો કાંઇ મોટું;
રાજ ગજ રથ ધન વિના, જીવવું તે ખોટું. બલિ૦
વાંક નહીં ઋષિ તમતણો, લઘુ વય બ્રહ્મચારી;
રાજ્ય લ્યો એક દેશનું, પરણો સુંદર નારી. બલિ૦
વામન વળતું બોલિયા, અમારે શી માયા;
ધન સાંચીને શું કીજીએ, છે અસ્થિર કાયા. ઋષિ૦
તૃષ્ણા લોભ ને લલુતા, ઘણી માયા ને મમતા;
તે શ્વાનવત્ નર જાણવા, મોહે હીંડે ભમતા. ઋષિ૦
કો કોણ પૃથ્વીપર થઇ ગયા, ને વળી થઇ જાશે;
રાજા રંક ને છત્રપતિ, કાળને વશ થાશે. ઋષિ૦
ત્રણ કદમ અવની વિષે, બાંધું એક મઢી;
દિવસે ભણાવું વિદ્યાર્થી, ને રાતે રહું પડી. ઋષિ૦
બલિ કહે સંસારમાં, મોટું ધન વા મન;
જાત્રા જજ્ઞ થાય ધન વડે, ધને આપીએ દાન. બલિ૦
નિર્ધન સુકૃત્ય શું કરે, જુઓ આપ વિચારી;
વિશ્વ માને ધનવંતને, માને છત્રધારી. બલિ૦
વામન કહે સુણ ભૂપતિ, ધને થાય અહંકાર;
દરિદ્રનાં લીજે દુઃખડાં, સંભારે વિશ્વાધાર. ઋષિ૦
જો પાળે તું દીક્ષાપણું, રાય મૂક વિવાદ;
એ રાજ દાન આપવાપણું, કરે અતિ ઉન્માદ. ઋષિ૦
કો મંત્રી મંત્ર માળા જપે, તું શીક્ષા તેની માને;
જો મન ચળે માગ્યું આપતાં, તો મુને પૂજે શાને. ઋષિ૦

ક્રોધ જાણી વામનજી તણો, બલિ લાગ્યો પાય;
તુલસી લીધી દાન આપવા, શુક્રે કહ્યું કાનમાંય, શુક્ર કહે રાય ચેતજે.
આચાર્ય કહે રાય ચેતજો, વામન દુઃખ દેશે;
એ રાજ તારૂં ત્રિભુવનતણું, ત્રણ પદમાં લેશે. શુક્ર૦
ઠામ નહીં રહે રહેવાતણો, પછી ભટકશો ભૂપ;
તજશે વેષ વામનતણો, લેશે વિશ્વરૂપ. શુક્ર૦
ન હોય બ્રાહ્મણ જ એ જુગદીશ છે, બંધાજે એવું જાણી;
વેરી થાશે એ વામણો, જ્યારે મૂકશો પાંણી. શુક્ર૦
હું તારો શત્રુ નથી, દેઊં છું શીખ દાઝે;
એ પરમેશ્વર વામન થયા, તુંને છળવા કાજે. શુક્ર૦
હાસ્ય કરી બલિ બોલિયો, શું દેઊં મેલી દીક્ષા;
સફલ જન્મ થયો માહરો, હરિ માગે છે ભીક્ષા. બલિ૦
એ પરમેશ્વર પધારીઆ, કરવા મારી પરીક્ષા;
લાજે જનેતા માહરી, જો ભાંગે દીક્ષા. બલિ૦
એવું કહી અંજલી ભરી, દાન લ્યો વિશ્વનાથ;
સભા સર્વેકો દેખતાં, ધર્યો હરિએ હાથ. બળી૦

વળણ.

હસ્ત ધર્યો શ્રીવામને, રાયે આપ્યું દાન રે;
ત્રય પદ મહી લેવા પછી, વાધ્યા શ્રીભગવાન રે.

## કડવું ૧૩ મું.—રાગ કેદારો.

વાધ્યા વામન વિશ્વ રૂપે, દશે દીશા જગદીશ રે;
પાતાળે પગ જઇ પહોંચ્યા, બ્રહ્માંડે ગયું શીશ રે. વાધ્યા.
કોટી આદિત્યસું થયા ઉદય, સભામાં પ્રગટયો તાપ રે;
ભક્ત જનને તાપ લાગે, હરિભજન પુણ્ય પ્રતાપ રે. વાધ્યા.
ગાજ્યા ગોવિન્દ શબ્દ ગડગડયો, ખળભળ્યાં સાત પાતાળ રે;
ઉલટયો સાગર મેરૂ ચળીઓ, સળકયો વાસુકી ગરવાળ રે. વાધ્યા.
આદિત્ય ઉડગણ ઇંદુ ઢંકાયા, અજ ઇશને પડી ફાળ રે;
દેવ દાનવ ને માનવ કાંપ્યા, ડગ્યા દશ દિગ્પાળ રે. વાધ્યા.
સ્થંભ કડકડીઓ મંડપ પડીઓ, ગડગડયા ગોવિન્દરાય રે;
વિપરીત વહી સર્વે સરીતા, ગર્ભપાત અસુરીના થાય રે. વાધ્ય

પાતાળ પૃથ્વી લીધાં એક પદે, ક્રોધે લોચન રાતાં ચોળ રે;
ઉર્ધ્વ પદ ભરતાં નખ વાગ્યો, તેણે ફાડયું બ્રહ્માંડનું ગોળ રે. વાધ્યા.
શ્વેત ચંદન ચર્ચ્યું બલિરાયે, પૂજ્યા શ્યામ શરીર રે;
તે ચંદન ગંગાએ ધોવાયું, ઉજ્જ્વલ થયું ગંગા નીર રે. વાધ્યા.
વાળ્યો પદ ત્રીજું ક્રમ ભરવા, કરવા, સુરનું કામ રે;
વામન કહે છે બલિરાજાને, ત્રીજા પદનું આપો ઠામ રે. વાધ્યા.
અસુર બળીઆ બળી રાજાના, ઉઠયા કરી વદન હોંકાર રે;
કેટલાએક વામનને વળગ્યા, આયુધના કરતા પ્રહાર રે. વાધ્યા.
આયુધ ભાંગ્યાં કર રહ્યાં, શિથિલ થયા સઉ જોદ્ધ રે;
વિશ્વનાથના પ્રતાપથી, સર્વેએ મૂકયા ક્રોદ્ધ રે. વાધ્યા.
પરમેશ્વરની પક્ષે આવ્યા, નંદ સુનંદન બળવાન રે;
અસુરને મારી અળગા કીધા, તાંણી બાંધ્યા બલિ રાજંન રે. વાધ્યા.

### વળણ.

બલિને બાંધ્યો વરૂણ પાસે, આજ્ઞા ત્રિકમતણી રે;
ત્રિજા પદનું આપ સ્થાનક, એમ કહેતા હવા ત્રિભુવન ધણી રે.

### કડવું ૧૪ મું.—રાગ પરજ.

બલિ બાંધિઓ વરૂણ પાસે, પ્રજા જુએ સકલ રે;
બે પદ આપ્યાં દાનમાં, ત્રિજાનું નહીં સ્થલ રે; હરિ હર બંધાયો બલિ રે. ટેક
દાનવ સર્વે નાશી ગયા, વર્ત્યો છે હાહાકાર રે;
ધાઇ આવી રાણી વૃદ્ધાવળી, બાંધ્યો જાણી ભરથાર રે. હરિ.
જોઈ વિસ્મય પામી સુંદરી, વામન હવા વિરાટ રે;
પૂજા કરતાં મુજ નાથને, બંધન થયું શા માટ રે. હરિ.
બંધન છૂટે સંસારમાં, લીધે નારાયણનું નામ રે;
પ્રત્યક્ષ હરિને પૂજતાં, કેમ નાથ બંધાયા આમ રે. હરિ.
અશ્વમેધ આરંભીઓ, પૂજવા યજ્ઞ પુરૂપ રે;
તે યજ્ઞ દેવ શત્રૂ થયા, હવે યજ્ઞ કરે કો મૂરખ રે. હરિ.
નિષ્કપટી સ્વામી માહરો, વૈષ્ણવ ધરિયું નામ રે;
ભક્તિ ફળી પરિબ્રહ્મની, ગયું રાજ લૂંટાયું ગામ રે. હરિ.
શોમ દૃષ્ટે સામું જુઓ, કમલાવર કરૂણાનિધાન રે;
દયા કરો દીનાનાથજી, છોડો બલિનાં બંધન રે. હરિ.

બાંધ્યો ધેઠા બલિ બોલીઓ, કૃપા કરી સુંદર સ્યામ રે;
શ્રીદામોદર મુને છોડીએ, ત્રીજા પદનો આપું ઠામ રે. હરિ.
સ્વર્ગમાંથી બ્રહ્મા પધાર્યા, આવ્યા દશે દિગ્પાળ રે;
સ્તુતિ કરે બલિ છોડવા, પ્રાણનાથ કૃપાળ રે. હરિ.
દેવની સ્તુતિ માની નહીં, કીધો બલિએ આરત નાદ રે;
તે શબ્દ પુત્રનો સાંભળી, ધ્યાન મૂકી ધાયા પ્રહ્‌લાદ રે. હરિ.
પ્રહ્‌લાદ દીઠા આવતા, ત્યારે લાજ્યા શ્રીજગદીશ રે;
મેં બલિને દુઃખ દીધું ઘણું, રખે ચઢે વૈષ્ણવને રીશ રે. હરિ.
તુળસી માળા સમરણી હાથમાં, ચંદને ચર્ચ્યું શરીર રે;
પિતામહ દીઠા આવતા, ચાલ્યું બલિ નયને નીર રે. હરિ.
આસના વાસના પુત્રની કરી, બોલ્યા શ્રીપ્રહ્‌લાદ રે;
નથી આ સમો રોવાતણો, આણો અંતરમાં આહ્‌લાદ રે. હરિ.
સ્તુતિ કરી વામનતણી, વૈષ્ણવ લાગ્યા પાય રે;
સ્તુતિ કરે ઉભા રહી, જય જય વૈકુંઠ રાય રે. હરિ.

### વલણ.

જય જય શબ્દ વરતી રહ્યો, ઉભા જોડી હાથ રે;
પ્રહ્‌લાદ બલિ મન નીરખી, સ્તવન કરે શ્રીનાથ રે.

## કડવું ૧૫ મું.—રાગ કેદારો.

જય જય દેવ વિશ્વરૂપ વિશ્વાત્મા, વિશ્વંભર વિશ્વનાથ વિષ્ણુ;
કૃપાલ દયાળ કેશવ કમલાપતિ, કમલનેણ કલ્યાણ કૃષ્ણ. જય.
જય જય દેવ સર્વેશ તું કેશવ, વામન વેશ વૈરાટ સ્વામી;
પ્રાણપતિ જગપતિ શ્રીપતિ શ્રીહરિ, અવિગત નાથ અંતરજામી. જય.
તારું આદિ અંત મધ્ય કો નહીં જાણે, શેષ મહેશ ભૂલે રે બ્રહ્મા;
વાણી પાછી વળી નિગમ અગમ કહી, કાળનો કાળ તેં જગત નિર્મ્યાં. જય.
જય પરિબ્રહ્મની કર્મ શ્રીનાથજી, જોગેશ્વર તારી જુગત જાણે;
બલિવત્ જીવ ત્યાં કોટી અન્ય ભર્યા, એ ઉપર બાપ શું ક્રોધ આણે. જય.
કદલિ ઉપર કુંહાડો ધરે નહીં, કરવત ધાર તે કેમ સહેશે;
જળચર જીવ નહીં જળ વિના જીવશે, કૃષ્ણ ઉપાસીએ કૃષ્ણ લોભે. જય.

વિરાટ રૂપ નરસિંહ તું વામન, એમ માટે અવતાર લીધા;
ભક્તવત્સલ કેરૂં બીરદ તમે પાળિયું, અધર્મી તોયે તમે ઊંચ કીધા. જય.
કઠણ કર્મ પાસ છેદાય નહીં વજ્રથી, તે સદ્ય તૂટે તારૂં નામ લેતાં;
ભક્ત પ્રહ્‌લાદની ભક્તિ સુણી, પ્રેમનાં વાયક તે જુગતે કહેતાં. જય.
મોટું આશ્ચર્ય પ્રભૂને પ્રત્યક્ષ પૂજતાં, બાંધીઓ બલિને દાન દેતાં;
હરખ આંસુ ખરે સ્તવન હેતે કરે, પ્રેમે પ્રત્યક્ષ પ્રભુ ત્યાંય જોતા. જય.
પ્રેમ જાણી હરિ પ્રીત દૃષ્ટિ કરી, ઉતર્યો ક્રોધ વામન દોડયા;
કૃપા પ્રહ્‌લાદને વામને ઘણી કરી, બલિ રાય બંધન નાથે છોડયાં. જય.

### વળણ.

બંધન છોડયાં ભગતનાં, બલિરાયને કરૂણા કરી રે;
દયા કરી, કરી કૃપા દૃષ્ટિ, લીધા હૃદયા શ્રીહરી રે.

## કડવું ૧૬ મું.—રાગ ધન્યાશ્રી.

બલિરાય છુટયો તુટયા પાસજી, વામન રૂપે થયા અવિનાશજી;
પ્રહ્‌લાદને ભેટયા કરી મુખ હાસ્યજી, બલિને તેડયો શ્રીહરીએ પાસજી.

### ઢાળ.

પાસ તેડી હૃદે લીધો, મસ્તક મૂક્યો પાણ;
તળ ત્રિજાનું તુંને રાજ આપ્યું, બોલ્યા પુરૂષ પુરાણ.
બલિ કહે પ્રભૂ સાંભળો, આપ્યું તે કયમ લઊં ફરી;
મારા હૃદે ઉપર પાય મૂકો, ત્રિજું પદ લ્યો શ્રીહરી.
વામનજી કહે ધન્ય રાજા, તેં સત્ય રાખ્યું સર્વદા;
તેં મૂને આપ્યું મેં તુંને આપ્યું, બ્રહ્મસ્વ દોષ નહીં તદા.
જેમ દક્ષિણ હાથે બીજ પૃથ્વી, મૂકીએ પ્રેમે કરી;
ક્ષેત્રનો ગુણ જાણ એવો, લાવીએ દ્વીગુણ ભરી.
દેહથાંહી દાદમાં ત્યાં, આશ્ચર્ય શું હોય;
દાતા ભુક્તા શ્રીહરિ, ઊભય દષ્ટે તે જોય.
એક મન્વંતરનું રાજ કરજે, બહોંતેર ચોકડી પ્રમાણે;
પ્રતિહાર થઇ યષ્ટિકા ગ્રહી, હું રહિશ તારે આંગણે.
ત્યારપછી ઈંદ્ર પદવી પામીશ, રાખજે વિશ્વાસ;
નાના પ્રકારે સુખ ભોગવી, ભજજે તું અવિનાશ.

એમ કહી બલિરાયને, મોકલ્યો પાતાળ;
લોક કહે બળિ બંધાયો, પણ બંધાયા ગોપાળ.
ઇંદ્રાસન રાખ્યું ઇંદ્રનું, દેવ સર્વે સુખીઆ થયા;
બલિને દ્વાર ભક્તવત્સલ, પોળીઆ થઈને રહ્યા.
એવા ભક્તવત્સલ શ્રીહરિ, કરૂણાનિધિ કૃપાલ;
ગર્ભવેદના વામીએ, ટળે જગતની જંજાલ.
એ કથા શ્રીવામનતણી, જે ભણે પ્રીતે સાંભળે;
થાય ફળ સઉ તીર્થનું, કોટી પાતિક પરજળે.
પ્રહ્‌લાદ બલિને કૃપા કીધી, ભક્તની રક્ષા કરી;
જો ઇચ્છો હરિ પદ પામવા, તો મુખે જપો શ્રીહરિ.
સુતાં બેઠાં કાજ કરતાં, લીજે હરિનું નામ;
પ્રેમાનંદ પ્રભુ ભક્તિ આપે, પામે વૈકુંઠ ધામ.

---

વામન ચરિત્ર સંપૂર્ણ.

---

# વિવેક વણઝારો.

## રાગ પરજ.

સંત સાધૂને હું નમું, વણઝારા રે.
સંત ગુરૂને લાગું પાય, સમજ મન મારા રે.
સમરણ કરિયે શ્રીરામનું, વણ; પદબંધ મનોહર થાય, સમજ.
કાયા નગર સોહામણું, વણ; ત્યાં વસવા કીધું ગામ, સમજ.
આણ ફરે ત્યાં તાહરી, વણ; પુર નાયક એવું નામ, સમજ.
નવ દશ બે ત્રણ સુંદરી, વણ; વણઝારી મળી ચોવીશ, સમજ.
તે સાથે તું ક્રીડા કરે, વણ; તેં વિસાર્યા શ્રીજગદીશ, સમજ.
પટરાણી બે પ્રેમદા, વણ; તેનાં પ્રવૃત્તિ નિવૃત્તિ નામ, સમજ.
પ્રવૃત્તિ વખાણે ભોગને, વણ; નિવૃત્તિ વખાણે રામ, સમજ.
સંતાન થયાં બેઉ નારને, વણ; માંડયાં જુજવાં બે ઘરસૂત્ર, સમજ.
પ્રવૃત્તિને પાંચ પુત્રી થઇ, વણ; વળી સાત થયા છે પુત્ર, સમજ.
આશા, તૃષ્ણા, હિંસા, દીકરી, વણ; વળી ભ્રાંતિ, ઇર્ષ્યા નામ, સમજ.
લોભ, ક્રોધ, મદ, દીકરા, વણ; ગર્વ, મત્સર, મોહ ને કામ, સમજ.
પરિવાર પ્રવૃત્તિનો વધ્યો, વણ; હવે કહું નિવૃત્તિનાં સંતાન, સમજ.
પુત્રી ચાર ચતુર ઘણી, વણ; થયા પુત્ર પાંચ ગુણવાન, સમજ.
શાંતિ, ભક્તિ, દયા, દીકરી, વણ; વળી મૈત્રિ, મળી થઇ ચાર, સમજ.
સંતોષ ને ધર્મ દીકરા, વણ; વૈરાગ્ય, વિવેક, વિચાર, સમજ.
નવ સંતાન નિવૃત્તિનાં, વણ; હવે પ્રવૃત્તિનો વિસ્તાર, સમજ.
સંતાન જોઇને શાતા થઇ, વણ; પતિ રીઝયો જોઇ પરિવાર, સમજ.
બાવીશ નાર દાસી થઇ, વણ; કરે પ્રવૃત્તિ રાણીની સેવ, સમજ.
નાયક અભિમાને ભર્યો, વણ; એના મનમાં ઘણો અહમેવ, સમજ.
નિવૃત્તિ કહે મારા નાથજી, વણ; તમે મૂકો ભોગ વિલાસ, સમજ.
કાયા નગર છે કારમું, વણ; તે જૂઠાની શી આશ, સમજ.

બંધ બાંધ્યા છે જનતણા, વણ; માંહે હાડ ને માંસ રૂધીર, સમજ.
શરીર એવું જાણવું, વણ; માટે સ્મરિયે શ્રીરઘુવીર, સમજ.
માત પિતા સુત સુંદરી, વણ; વળિ મિત્ર સહોદર બંધ, સમજ.
એ અંતે કો તારૂં નથી, વણ; છે જીવતાનો સંબંધ, સમજ.
ગોખ જરૂખા માળિયાં. વણ; સાત ભૂમિના સરસ નિવાસ, સમજ.
એક દિવસ મેલી ચાલવું, વણ; સમશાને કરવો વાસ, સમજ.
માલ મતા વાસણ ઘણાં, વણ; મણી માણક મોતી અનેક, સમજ.
જમ કિંકર ગ્રહી ચાલશે, વણ; સાથે કોડી ન આવે એક, સમજ.
કર્મ કમાય જે આપણું, વણ; તે જાય છે જીવને સાથ, સમજ.
વૈતરણીમાં બૂડતાં, વણ; નહી મૂકાવે શ્રીરઘુનાથ, સમજ.
એવું જાણીને જાળવો, વણ; તમે પ્રવૃત્તિ રાણિના ભોગ, સમજ.
નહિ તો પસ્તાશો નાથજી, વણ; તે તો જાણવો કેવળ રોગ, સમજ.
એવું જાણીને મારા નાથજી, વણ; રખે શોકયનો કરતા સંગ, સમજ.
શીખ મારી શ્રવણે ધરો, વણ; તમે સમરોને શ્રીરંગ, સમજ.
પ્રવૃત્તિ રહેશે વેગળી, વણ; જ્યારે આવશે જમના દૂત, સમજ.
પંડ મૂકી પ્રાણી ચાલશે, વણ; ભૂતમાં મળશે પંચભૂત, સમજ.
જમ રાય લેખું પૂછશે, વણ; તેં તો શો કીધો વેપાર, સમજ.
તે વેળા છે ઘણી દોહેલી, વણ; તમે ચેતજો કુલ ભરથાર, સમજ.
હીણું કોઇનું નવ કીજિયે, વણ; પછી કોણે દીઠી છે કાલ, સમજ.
નિવૃત્તિનાં વાયક સાંભળી, વણ; કંઇક આવ્યો ઉર વૈરાગ, સમજ.
પ્રવૃત્તિ રાણિયે જાણિયું, વણ; એણે ભોગ કીધો છે ત્યાગ, સમજ.
શણગાર સોળે અંગે ધર્યા, વણ; તેડવા મોકલ્યા પંચ દાસ, સમજ.
કંઇ લટપટ કરી લાવિયા, વણ; પિયુ આણ્યો રાણીની પાસ, સમજ.
પહેરી પટોળી પ્રેમદા, વણ; છે ચોળીમાં ચૌદ રંગ, સમજ.
શણગાર શુભ સુંદરી તણા, વણ; જોઇ વૈરાગ્ય પામ્યો ભંગ, સમજ.
પ્રવૃત્તિ રાણી બોલિયાં, વણ; હેતે નાખી ગળામાં હાથ, સમજ.
ત્યાગી વેરાગી કયમ થયા, વણ; કંઇક ઉદ્યમ કીજે નાથ, સમજ.
બાળક સૌ પરણાવવાં, વણ; જેમ લોકમાં વાધે લાજ, સમજ.
ઘર ઉંચાં કરાવિયે, વણ; પૂર નાયકમાં કિજે રાજ, સમજ.
હસ્તિ ઘોડા સાંપડાવિયે, વણ; ત્યારે જીવ્યું તે સફલજ થાય, સમ

દધિ દૂધનાં સુખ લીજિયે, વણ; ત્યારે જીવ્યું તે સફલજ થાય, સમજ.
શય્યા સિંહાસન પાલખી, વણ; આગળ બહુ દાસી દાસ, સમજ.
બે બે દીપક પ્રગટાવિયે, વણ; ભલા કીજે ભોગ વિલાસ, સમજ.
ધન્ધો કરી ધન લાવિયે, વણ; તો અંતે આવે કામ, સમજ.
ઠગ બ્રાહ્મણ વસે ઘણા, વણ; નવ ખરચિયે કોડી દામ, સમજ.
બેન બનેવી ભાણજાં, વણ; દીકરી દોહિત્ર જમાઇ, સમજ.
દ્વાર કેને ન દેખાડિયે, વણ; એ તો વસ્તુ સારી જાયે ખાઇ, સમજ.
સંવત્સરી શ્રાદ્ધ ન સારિયે, વણ; એ તો સર્વ છે આળપંપાળ, સમજ.
દીકરાને જુજવા કરો, વણ; મને ગમતી નથી જંજાળ, સમજ.
આપણે સુખે ખાઇએ પીએ, વણ; રમતાં રૂડા દહાડા જાય, સમજ.
વેપાર કરી ધન લાવિયે, વણ; તો લખેશરીના તન કહેવાય, સમજ.
પીતાંબર શુભ પહેરિયે, વણ; ખાઇએ નાનાવિધ પકવાન્ન, સમજ.
ખાધું પીધું તે આપણું, વણ; નવ કીજીએ કોડીનું દાન, સમજ.
લાણાં લાહીએ નાતમાં, વણ; થાય દેશ વિદેશે નામ, સમજ.
દહાડા ભોગ કમાઇના, વણ; પછી અંતે જપશું રામ, સમજ.
પ્રવૃત્તિ શીખામણ સુણી, વણ; પછે રીઝ્યો મૂઢ અજાણ, સમજ.
નિવૃત્તિ થઇ અળખામણી, વણ; પ્રવૃત્તિ વહાલી પ્રાણ, સમજ.
એકાંત બેસી નર નારીએ, વણ; ભલી માંડી કીધી ગોઠ, સમજ.
સંકલ્પ વિકલ્પ બે પોઠિયા, વણ; પછી ચલાવે કર્મની પોઠ, સમજ.
લોભ પુત્ર સાથે ગયો, વણ; ગર્વ, મત્સર, કામ ને ક્રોધ, સમજ.
દાસી દશ સાથે થઇ, વણ; કરી ધર્મતણો વિરોધ, સમજ.
મન ઘોડે નાયક ચઢ્યો, વણ; ગ્રહી આશા હાથ લગામ, સમજ.
મમતા ચાલ્યો વહોરવા, વણ; અહંકાર નગારૂં નામ, સમજ.
છળ ભેદનાં બે ત્રાજવાં, વણ; તોળે પ્રપંચ વાણોતર, સમજ.
કૂડ કપટનાં બે કાટલાં, વણ; મોટી માયા દાંડી બરાબર, સમજ.
દામ દામ દુંદુભી ગડગડે, વણ; પુર નાયક મોટું નામ, સમજ.
લાભ લેવાને દોડિયો, વણ; જોયાં લક્ષ ચોર્યાશી ગામ, સમજ.
સંસાર દેશ સોહામણો, વણ; તેનો જોતાં ન આવે પાર, સમજ.
શ્રીફલ સોપારી એલચી, વણ; તેમાં નવ દીઠું કાંઇ સાર, સમજ.
ગોળ ખાંડ સાકર નહિ, વણ; નવ લીધાં ઘૃત ને ઘઉં, સમજ

શાક દાળ વહોર્યાં નહિ, વણ; એની અવગણના કરી બહુ, સમજ.
માણક મોતી સોનું નહિ, વણ; નવ વહોર્યાં પટોળાં ચીર, સમજ.
લાલચ લોઢું વહોરીયું, વણ; કોડે લીધું કપટ કથીર, સમજ.
હિંસા હિંગ વહોરી ઘણી, વણ; સંગ સીસું લીધું અપાર, સમજ.
પ્રપંચ પીતળ વહોરિયું, વણ; સંસારમાં દીઠું સાર, સમજ.
મમતા મીઠું વહોરિયું, વણ; અને વહોરિયું માયા મીણ, સમજ.
કુરૂપ સોમલ વહોરિયો, વણ; અતિ વહોર્યું વિષય અફીણ, સમજ.
અનાચાર વહોર્યો એળીયો, વણ; વહોર્યો આળસ ટંકણખાર, સમજ.
વછનાગ વહોર્યો વ્યભિચાર, સમજ.
ભ્રાંતિ ભાંગ લીધી ઘણી, વણ; કુલક્ષણી વહોરી લાખ, સમજ.
વહોરી ઇર્ષ્યા જે આંબલી, વણ; જેનો રંગ ઘણો અભિલાખ, સમજ.
કપટ કાપડ તે વહોરિયું, વણ; વહોરી કાંબળી કાળે રંગ, સમજ.
લઘુતા વહોરી લીંબડી, વણ; લોભ પુત્રને રાખી સંગ, સમજ.
છળ છાયલ વહોર્યાં ઘણાં, વણ; અતિ વહોર્યું મદ્ય અજ્ઞાન, સમજ.
નિંદા ગળી વહોરી ઘણી, વણ; ભર્યું પાત્ર તે કંઠ સમાન, સમજ.
ચાડી તાડી વહોરી ઘણી, વણ; વળી વહોર્યાં અવગુણ ટાટ, સમજ.
ખુનસ ખાદી વહોરી ઘણી, વણ; હાંકી પોઠ તે વસમી વાટ, સમજ.
શાવી ગુણ અવગુણે ભરી, વણ; સંકલ્પ વિકલ્પ વેપાર, સમજ.
મન ચિંતવન એ વેહિયા, વણ; તેને દેખે સૌ સંસાર, સમજ.
અભિમાન ઊંટે નાયક ચઢયો, વણ; પ્યારી તું મારા પ્રાણ સમાન, સમજ.
પ્રવૃત્તિને માન દીધું ઘણું, વણ; એને કીધું ઘણું અપમાન, સમજ.
નિવૃત્તિ આવી પુંકે પડી, વણ; ખોઇ નાયકે શુદ્ધ બુદ્ધ સાન, સમજ.
પ્રવૃત્તિ આભૂષણે ભરી, વણ; વળી વસ્ત્ર બીરાજે જ્ઞાન, સમજ.
જશ શણગાર નિવૃત્તિનો, વણ; ચાલે પ્રવૃત્તિ પિયુની સાથ, સમજ.
સાથે લઇ બાળક બાળકી, વણ; પિયુ પોઢે પ્રવૃત્તિની પાસ, સમજ.
નવ સંતાન નિવૃત્તિનાં, વણ; દ્વારે ઊભા છે પંચ દાસ, સમજ.
નિવૃત્તિ આવી ના શકે, વણ; રખે શોકયનો કરતા સંગ, સમજ.
પ્રવૃત્તિ કહે પિયુ સાંભળો, વણ; કરશે ઘર વેપારનો ભંગ, સમજ.
પળ એક પાસે જો બેસશો, વણ; જોગી કીધાનો અભિલાખ, સમજ.
ભેખ એના ભાખારી તણા, વણ; તો તે તમને ચોળાવશે રાખ, સમજ.
એની શીખામણ માનશો, વણ;

દેખીતી મંદ ભાગિણી, વણ: જ્ઞાન વૈરાગ્ય જેના તંન, સમજ.
વેષ સર્વ વિધવાતણા, વણ; કરે તમને માન શુકંન, સમજ.
નાયક કહે સુણ સુંદરી, વણઝારી રે;
તારાં વચન તે સુધા સમાન, સતી સુખકારી રે.
તારી શીખામણ શુભ ગણું, વણ; મેં તો તને કીધી ભગવાન. સતી.
નિવૃત્તિ દીઠી નવ ગમે, વણ; તુજ સાથે બાંધ્યો પ્રેમ. સતી.
નિવૃત્તિ સાથે બોલું નહિ, વણ; મેં આજથી લીધો નેમ. સતી.
કોલબંધ એવો કર્યો, વણઝારા રે;
પ્રવૃત્તિનો વાધ્યો ગર્વ, સમજ મન મારા રે.
નિવૃત્તિ દાસી થઇ રહી, વણ; એની શોકયે કીધું વશ સર્વ, સમજ.
ટાંડુ ચાલવા ચોદિશે, વણ; જોયો દેશ સર્વ સંસાર, સમજ.
આગળ લાભ દીઠો ઘણો, વણ; આવી અંતે ખોટ અપાર, સમજ.
કાળ ધણી આવી લાગિયો, વણ; એણે રોકી છે સઘળી પોઠ, સમજ.
વસ્તુનું મૂલ આવ્યું નહિ, વણ; થઇ લાખ કરોડની ખોટ, સમજ.
જમ કિંકરે આવી બાંધિયો, વણ; ત્યારે નાસી ગયો પરિવાર, સમજ.
પ્રવૃત્તિ પણ વેગળી રહી, વણ; નહિ કોઇ પાણી પાનાર, સમજ.
જમ રાય કને બાંધી આણિયો, વણ; વેપારીએ કીધી રાવ, સમજ.
કૈક ખાતાં ખોટાં નિકળ્યાં, વણ; જ્યારે જોયા મેળ હિસાબ, સમજ.
બાંધ્યો માર્યો બહુ ભાતથી, વણ; વળી નાંખ્યો નરક કુંડમાંય, સમજ.
ઘણીવાર દીવાળું કાઢિયું, વણ, નહિ લાજ્યો કરતાં અન્યાય, સમજ.
કારાગ્રહનું દુ:ખ ઘણું, વણ; કોણ કાઢે ત્યાંથી બહાર, સમજ.
પહેરી સાડી શુધ બુધની, વણ; પાસે આવી નિવૃત્તિ નાર, સમજ.
નાયક જોઇને રોયો ઘણો, વણ; દેખી સતીનું તે સમે મુખ, સમજ.
નીચું જોઇને કહે સાધવી, વણ; તેં પાપે ભોગવ્યું દુ:ખ, સમજ.
આંસુ લોહ્યાં નાથનાં, વણ; પછી બોલી નિવૃતિ નાર, સમજ.
પ્રવૃતિ તમારી કયાં ગઇ, વણ; સાત પુત્રી કયાં પંચ કુમાર, સમજ.
નાયક કહે સુણ સુંદરી, વણઝારી રે;
મેં નહિ માની તારી શીખ, સતી સુખકારી રે.
વહાલી થઇ પ્રવૃત્તિ પાપણી, વણ; ભુંડી રાંડે મગાવી ભીખ, સતી સુખ.
દુ:ખ વેળા નાશી ગઇ, વણ; મને પાણી કોઇ નવ પાય, સતી સુખ.

મૂકાવ મુજને સુંદરી, વણ; હું રહીશ તારી આજ્ઞાય, સતી સુખ.
નિવૃત્તિ કહે પિયુ સાંભળો, વણઝારા રે.
ઘણા ડાહ્યા છો ભરથાર, સ્વામીજી મારા રે.
ઘણે ઠામથી મૂકાવિયા, વણ; લેખે લાખ ચોર્યાશી વાર, સ્વામીજી.
ધર્મ કને તેડી ગઇ, વણ; ત્યાં કીધો કોલ કરાર, સમજ.
ધર્મ લેણું કરી લાવજો, વણ; જઇ રૂડો કરજો વેપાર, સમજ.
ફરી સંસારમાં અવતર્યો, વણ; મળ્યા સદ્ગુરૂ એક દલાલ, સમજ.
રામ નામ વસાણું વોહોરિયું, વણ; લાભ આવ્યો વસ્તુ રસાળ, સમજ.
વિવેક વાણોતર થયા, વણ; તત્વ વિચાર ત્રાજવાં સાથ, સમજ.
ધર્મ કર્મ બેઉ કાટલાં, વણ; ક્ષમા દાંડી ઝાલી હાથ, સમજ.
નાયક વહોરે વસ્તુને, વણ; જે જે નિવૃત્તિ કહેતી જાય, સમજ.
નિર્ગુણ ગોળ લીધો ઘણો, વણ; ગુણ સત્ય મર્મ કહેવાય, સમજ.
સદ્વિદ્યા સાકર વહોરે ઘણી, વણ; વહોર્યાં જાયફળ જોગાભ્યાસ, સમજ.
શ્રીફળ નામ શ્રીરામનું, વણ; મળ્યા ગાંધી હરિના દાસ, સમજ.
બ્રહ્મવિદ્યા ખાંડ વહોરી, વણ; શુભ લક્ષણ વહોર્યાં લવિંગ, સમજ.
ચતુરાઇએ ચંદન વહોરિયું, વણ; વહોર્યો કરૂણાએ કેસર રંગ, સમજ.
જ્ઞાન ધૃત કૂપે ભર્યું, વણ; સિદ્ધતા તે દધિ નિર્દોષ, સમજ.
પ્રીત પટોળી વહોરી ઘણી, વણ; લીધા સાળુ શીલ સંતોષ, સમજ.
વિશ્રામ પીતાંબર વહોરિયાં, વણ; વહોરી દયા દધિ દરિયાઇ, સમજ.
લખતો જાય ચિત્ત ચોપડે, વણ; લેખણ શુદ્ધિ બુદ્ધિ રૂશનાઇ, સમજ.
નવધા ભક્તિ મણી વહોરિયાં, વણ; વળિ મુક્તિ મુક્તા માળ, સમજ.
શ્રીહરિ હીરો હાથે ચઢયો, વણ; થયું ઘરમાં ઝાકઝમાળ, સમજ.
સદ્ગુણે ગુણ શીવી ભરી, વણ; કરે વસ્તુનું દેવ વખાણ, સમજ.
મોહ મેહેવાસી મારીઓ, વણ; હવે કોય ન માગે દાણ, સમજ.
નાદ બિંદુ બેઉ બળધિયા, વણ; વાજે નગારૂં ૐકાર, સમજ.
જ્ઞાન ઘોડે નાયક ચઢયો, વણ; જીતી ચાલ્યા સર્વ સંસાર, સમજ.
જમ રાયને લેખું આપિયું, વણ; ચિત્ર વિચિત્રે જોડયા હાથ, સમજ.
સન્માન આસન આપિયું, વણ; જમ રાય થયા રળિયાત, સમજ.
ન્યાલ થયો શુભ માલમાં, વણ; ગયો મૂળ પોતાને ગામ, સમજ.
ફરિ ભવમાં ભટક્યો નહિ, વણ; થયો શુદ્ધ તે આત્મારામ, સમજ.

પ્રવૃત્તિ જે કોઇ પરહરે, વણ; કરે નિવૃત્તિ અંગીકાર, સમજ.
એ મુક્તિ ફળ પામે સહી, વણ; નવ દેખે દુઃખ લગાર, સમજ.
ગુજરાત દેશ સોહામણો, વણ; વીર ક્ષેત્ર વડોદરૂં ગામ, સમજ.
વિપ્ર ચતુર્વેશી નાતમાં, વણ; કૃષ્ણ પુત્ર પ્રેમાનંદ નામ, સમજ.
વિવેક વણઝારો તે છે આત્મા, વણ; આ છે અધ્યાત્મનો ઉપદેશ, સમજ.
વણઝારો ગાય ને સાંભળે, વણ; ટળે જન્મ મરણનો ક્લેશ, સમજ.
જે કોઇ પ્રભુને અનુભવે, વણ; થાય મનવાંચ્છિત ફલ કામ, સમજ.
શ્રોતા સજ્જન સાંભળી, વણ; તમે સમરો સર્વે શ્રીરામ, સમજ.

---

વિવેક વણઝારો સંપૂર્ણ.

---

## નરસિંહ મેહેતાની

# હુંડી

### કડવું ૧ લું.—રાગ રામગ્રી.

શ્રીગુરૂ ગોવિન્દને ચરણે લાગુંજી, સુધબુધ શારદા વાણી માગુંજી;
અંતર્ગતમાં ઇચ્છા છે ઘણીજી, ભાવે ભાંખું હુંડી શ્રીમેહેતાતણીજી.

#### ઢાળ.

હુંડી શ્રીમેહેતાજી તણી, અને વર્ણવું બુદ્ધિમાન;
ધન ધન નાગર નરસૈંયો, જેનું જુનાગઢ સ્વસ્થાન.
કૃપા તે શિવશંકરતણી, ઉપન્યો તે ભક્તિ ભાવ;
ભવસાગર નરસૈંયો તર્યો, તે નાથ નામ નાવ.
શ્રીકૃષ્ણ ધાયા ગુણ ગાયા, તજી માયા મમતા;
રાસ મંડળ નિરખિયું, તે પામીઓ છે વસ્તા.
વિશ્વાસ તે વિશ્વંભરતણો, એ દાસનું લક્ષણ;
સંસારમાં સરસો રહે, કરે હરિકથા કીરતંન.
લોકાચારી નવ ગણે, નવ ગણે નાગરી નાત;
જેણે પ્રભુ સાથે પ્રીત બાંધી, જેમ પટોળે ભાત.
મંડલીક વેલા નામ રાખ્યું, શ્રીહરિએ આપ્યો હાર;
ઉષ્ણ જલમાં મેઘ વરસ્યા, જ્યારે ગાયો રાગ મલાર.
મનગમતું કીધું કુંવર બાઇનું, મોસાળું લાવ્યા મોરારી;
સેવક જાણી સ્યામળાએ, હુંડી તે શાદ્રે શીકારી.
વરણવું વિસ્તાર તેનો, બુદ્ધીને અનુસાર;
હરખે જે હુંડી સાંભળે, તે તરે નર ને નાર.
ચરિત્ર જે નરસૈંયા તણાં, તેથી પવિત્ર થાયે પિંડ;
જે સુણે ભણે ને અનુભવે, અવતાર તેનો ધન્ય.

તીરથવાસી કોઈ વટેમાર્ગુ, આવીઆ પુર માંય;
દુવારકાની હુંડી લખે, એવો સરાફ છે નાણાવટ કોય.
ત્યાં બેઠા હતા નાગર બ્રાહ્મણ, જેને જૂઠું બોલ્યાનું પોણ;
તેને તીરથવાસીએ પૂછ્યું, અહીં હુંડી લખે છે કોણ.
વિપ્ર વીચારીને બોલીઆ, મહા ઠગના તે ઠગ;
હુંડી તે લખે નરસૈંયો, જેને રૂપૈઆના ઢગ.
વૈષ્ણવ જન વહેવારીઓ, સર્વે શિરોમણ સ્વામ;
આડત ચાલે તેહની, કરે તે તો મોટાં કામ.
હરિભગતને હુંડી કશી, નાગરે કીધી હાંસી;
નરસૈંયાનું ઘર દેખાડયું, પ્રીછ્યા નહીં તે તીરથવાસી.
નીચાં મંદિર નીપટ જુનાં ને, માંહે ચરકલાંના માળા;
વૈષ્ણવ આવી ઉતર્યા, મેહેતાતણી ધર્મશાળા.
ત્યાં તિલક તુલસી ને ચંગ બોલે, શબ્દ ધૂન રહી મૃદંગ;
પામે પ્રસાદ મેહેતાને મંદિર, સાધુ ગયે બહુ રંગ.
લુલા ભુલા અટુલા, અપંગ અંધ ને બધીર;
પડયા તે ખાયે રામદાસિયા, મેહેતાતણે મંદીર.
ગોપીચંદન તિલક તુલસી, શ્રીરામકૃષ્ણને ગાયે;
શબ્દ ઉઠે સોહામણા, શ્રીરામ લીલા ભણાયે.
એ ચરિત્ર દશ અવતારનાં, ચોકમાં તે તુલસીનાં વંન;
એક દેહેરૂં દીસે દામોદરતણું, ત્યાં નરસૈંયો કરે કીર્તન.
ત્યાં તીરથવાસીએ વિચાર્યું, નહીં હોય એ કોઠીવાલ;
નામું લેખું હરિ નામનું, લેખણ શાટે તાલ.
કોથળી દીસે તે વાજીંત્ર કેરી, તેમાં તે નવ મળે દામ;
દીસે ચોપડા કીર્તન કેરા, વ્યાપાર તો હરિનું નામ.
ત્યારે મેહેતાજી બેઠા થયા, આવો તમારૂં ધામ;
પરદેશી અમને પવિત્ર કીધા, અમ સરખું શું છે કામ.
ત્યારે તીરથ વાસી બોલીઆ, અમારે જાવું છે દ્વારકા ગામ;
ત્યાંની હુંડી કરાવવાને આવીઆ, મેહેતા જાણી તમારૂં નામ.
અમને ભલે નાગરે ભાળ દીધી, તે મેતાજી સારશે અર્થ;
એટલું તે સ્વામી કામ કીજે, ગણી લીજે ગર્થ.

રૂપૈઆ તે સાતસેં છે, તે ચારેં જણાનું ધન્ય;
અમારે ખરચવું છે દ્વારિકામાં, તે મેહેતા તમારૂં પુણ્ય.

### વલણ.

પુણ્ય તમારૂં કામ થાયે, બોલ્યા તે તીરથવાસી રે;
હાંસી જાણી ન્યાતની, મેહેતે તે સ્મર્યા શ્રીઅવિનાશી રે.

## કડવું ૨ જું.—રાગ માલવી ગોડી.

આજ કૃતારથ અમને કીધા, તીરથવાસી મળ્યા રે;
તે બ્રાહ્મણને હું ચરણે લાગું, જેણે તે અહીં મોકલ્યા રે. આજ.
આપી આસન ને મેહેતે પૂજા કીધી, મૂક્યો તે હરિપરસાદ રે;
એકેકી માળા મેહેતે કંઠ આરોપી, મેહેતે કીધો શંખનાદ રે. આજ.
સમરણ કીધું મેહેતે શ્યામળીઆનું, શું થાશે પ્રભુ મારા રે;
હૃદે ઉભરાણું મેહેતાજીનું, નયણે વેહે જલધારા રે. આજ.
તીરથવાસીએ કૌતક દીઠું, શંખ તાલ ને માલા રે;
વૈષ્ણવના ચાલા ને દીસે કંગાળા, બેઠા ગાયે ટોપીવાળા રે. આજ.
હરિશું રંગ ને વાગે ચંગ, ઢંગ રૂડી વખાર રે;
બેઠા થાએ ને ચૌટે જાએ, તીરથવાસી કરે વિચાર રે. આજ.
જોઇ રહ્યા નીચું ન થવાય ઉંચું, પ્રીછ્યું પારેખપણું રે;
આપવા લેવા હરિની સેવા, દેવા દર્શન ઘણું રે. આજ.
પ્રેમાનંદ પ્રભુ કૃષ્ણ કૃપાનિધિ, મેહેતે વારતા જાણી રે;
શું કરવાને ગાભરા થાઓ, સમરોને શાર્ઙ્ગપાણી રે. આજ.

## કડવું ૩ જું.—રાગ ગોડી.

તીરથવાસીને દુઃખીઆ રે જાણી, મેહેતો બોલ્યા વળતી તે વાણી;
કાંઇ મન ચિંતા ન રાખશો તમો, હુંડી લખી આપીશું અમો.
તમારે અમારૂં કામ જ પડ્યું, પરમેશ્વર નહીં રાખે અડ્યું;
શીઘ્ર કામ થાશે તમતણું, મોકલનારા ડાહ્યા છે ઘણું.
સેવક તમારો હુંડી કરે, જ્યાં લખે ત્યાં પાછી નવ ફરે;
જઇ જોજો ચઉટામાં હેઠ, જઇ પૂછજો સ્યામલશાહ શેઠ.
તીરથવાસી બોલ્યા તેહ, રૂપૈઆ રે લ્યો સાતસેંહ;
લખી પત્ર ઉતારીને દીઓ, હુંડીયામણ ઘટે તે લીઓ.

મેહેતાજી કહે કરવું કામ, હુંડીઆમણ હરિનું નામ;
શત શતના ગણી લીધા ચોક, સાતસેં રૂપૈયા લીધા રોક.
મેહેતે મૂક્યા ઘરમાં ધર્યા, વૈષ્ણવ તેડી કૃષ્ણાર્પણ કર્યા.
નાણાવટી તે કોઇ નવ ઓળખે, હઇયા ખરો તે હુંડી લખે.
કહે નરસૈંયો કર જોડ, લજ્જા રાખજો શ્રીરણછોડ;
જણાશે હરિ અદવારકું, સેવક સ્વામીનું પારખું.
નષ્ટ નાગરે કીધી ઠગ, પ્રભુ મારે છે તમારી વગ;
રૂપીઆ સાતસેં મેં ગણીને લીધા, મ તો કૃષ્ણાર્પણ તમને કીધા.
વેહેવાર મારો રે વધારજો, શ્યામળીઆજી હુંડી શીકારજો;
ભીડભંજન શ્રીપરબ્રહ્મ, આડતની છે તમને શર્મ.
મેહેતે કરમાં તે લીધી તાલ, સ્તુતિ કરે ને સમરે ગોપાલ;
ખરેખરાં નૈણે આંસુ ઝરે, નરસૈંયો હરિની વિનતિ કરે.
રખે તીરથવાસી પાછા ફરે, તે દુઃખે જીવડો નીસરે;
તાલ વાગે ને હરિગુણ ગાય, શ્યામળિયાજી કરજો સહાય.
પ્રભુ પ્રહ્‌લાદની વારે ધસ્યા, લક્ષ્મીવર તમો લોહમાં વસ્યા;
અપર માનો ઉતાર્યો મદ, ધ્રુવને આપ્યું તે અવિચલ પદ.
ચંદ્રહાસને રાખ્યો તેં હરી, વિખ ટાળીને વિખયા તેં કરી;
અંબરીષનો ઉતાર્યો ભાર, પ્રભુ લીધા તેં દશ અવતાર.
અજામીલ નામે પાપી ઓધાર્યો, તેલ કઢામાંથી સુધન્વા તાર્યો;
ગજેંદ્ર રાખ્યો ઝૂડે ગ્રહ્યો, મેં મહિમા તમારો લહ્યો.
ગુણકા તારી કર્મે અઘોર, પ્રભુ ભીલડીનાં ચાખ્યાં બોર;
બળતા રાખ્યા તેં પાંડવ વીર, પાંચાલીનાં પૂર્યાં ચીર.
રુક્માંગદને કરૂણા કરી, પ્રભુ ચંદ્રહાસને આપી વૈકુંઠ પુરી;
ગોપીનું પાલન તેં કર્યું, સુદામાનું દારિદ્રય તેં હર્યું.
કુબ્જા સાથે રંગે રમ્યા, વિદુરને ઘેર ભાજી જમ્યા;
કબીરને તમે કીધી સહાય, નામદેવની જીવાડી ગાય.
જલ વહ્યું ત્રિલોચનને ઘેર, મીરાં બાઇનાં પ્રભુ પીધાં ઝેર;
જેદેવને આપી પદ્મમાવતિ, શા શા ગુણ ગાણિ ગોવિંદપતિ.
ત્રીકમ તાત ને માધવ માત, કુટુંબ કેશવ ને ભૂધર ભ્રાત;
શેષ નાગના છો તમે સખા, પ્રભુ તમો કરોની રક્ષા.

તમો ભક્ત વત્સલ કહાવો, માટે દાસ કરે છે દાવો;
મારે પાસું છે તમતણું, પ્રભુ પાળજો પોતાપણું.
આ સમો આવીને અડયો, શોક સાગરમાં નરસૈંયો પડયો;
પોણ જાશે જો મુજ તણો, વેવાર છે કાચો તાંતણો.
જો રાખશો નહીં વિશ્વાધાર, વળતી મારી કુણ કરે વહાર;
મનસા વાચા કહે નરસહી, તુજ વિના કોઇને જાચું નહીં.
જો હુંડી શિકારશો નહીં શ્યામ, ફરીને હું સાથે છે કામ;
વહાલા વધારજો મહારો કાર, હું નહીં રાખું તમારો ભાર.
જો પાછી ફરશે આ ચિઠ્ઠી, તો આપણી વાર્તા પડશે દિઠી;
એવી સ્તુતિ કરીને મુખે, પછે મેહેતાજી હુંડી લખે.
દ્વારકાં સાગર પૂરણ બેટ, સર્વ ઉપમા જોગ શ્યામળશાહ શેઠ;
તીરથવાસી છે ધનના ધણી, સાતસેં રૂપૈઆ આપજો ગણી.
કાંટે ચઢાવીને દેજો ખરા, આપજો કોરા ને કરકરા;
ઉજળા તાતા ને તાપે ચઢયા, આપજો ખરા બપોરના પડયા.
આપજો ચઉટાની છાપના, ઓળંગી ને નવી સાલના;
બજાર મધ્યે દેજો રે ગણી, જેમ ચાલે આડત આપણી.
એંધાણી હુંડીમાં લખી, ચતુર છો તમો લેજો ઓળખી;
લખી પાછી ફરે રે હુંડી, પ્રભુ મારી ટેવ છે ભુંડી.
લોકમાં તમને લાગશે લાજ, જણાશો નરસૈંના સ્વામી આજ;
દુકાને દેવાશે તાળું, તેમાં નહિ કંઇ હોય અજવાળું.
લાજશો પ્રભુ થાશો વાજ, મુજ વાણોતરને શાની લાજ;
બીડી હુંડી ને સમર્યા શ્યામ, શિરનામે શ્યામળશાહ નામ.

### વળણ.

નામ શ્યામળશાહતણું, મેહેતે કરમાં લીધી તાળ રે;
હુંડી મૂકી મૂર્તિ આગળે, મેહેતે સમર્યા શ્રીગોપાળ રે.

### કડવું ૨૧ મું.—રાગ કાલેરો.

શિકારજો શ્યામળા સેવકની હુંડી, શ્યામળશાહ સુજાણ રે;
જો રખે કાર જાયે નરસૈંનો, તેપેં જાજો પ્રાણ રે. શિકારજો

લખજે કાગળ કામ થયાનો, પ્રભુ રાખજે ઉચ્ચાર રે;
છે તાલ ચંગની કોથળી, હરિ મંદિર મારૂં હાટ રે; શિકારજો.
ખરૂં ખોટા ને કરકશ, ગણી આપજે રૂપૈઆ રોક રે;
જો નકાર કરશો શામળજી, તો હસશે દુરીજન લોક રે; શિકારજો.
છે વણજ મારો નકાળજો, જેમ ચાંદની ફાળ રે;
વખાન મારે એટલી, છે માળા તિલક ને તાલ રે; શિકારજો.
નરસૈંયો નાણાવટી, લોક જાણે ઠોકીવાળા રે;
જો હુંડી પાછી ફરશે તો, સેવક ઓઢશે સાલ રે; શિકારજો.
માત પિતા તું માવજી, લજ્જા રાખજે આણી ચોટ રે;
આપતાં રૂપૈઆ સાતસેં, નહીં આવે ખજાને ખોટ રે; શિકારજો.
નકાર કરશો કૃષ્ણજી, તો છે નાગર સાથે કામ રે;
પ્રેમાનંદ પ્રભુ પ્રીછજો, મહિમા રાખજે શ્યામ રે; શિકારજો.

દુઃખીઆ તીરથવાસી થયા રે, હવે દૈવ રૂપીઆ ગયા રે;
એક વણિકને પૂછી વાત રે, વૈષ્ણવ દીસે છે વિખ્યાત રે.
સાચું કહે ભાઇ દીસે દયાળ રે, કહો શ્યામળશાહની ભાળ રે;
નાણાવટી નરસૈંયો સુખી રે, તેણે હુંડી અમારી લખી રે.
ત્યારે વણિક બોલ્યો વિનતિ રે, શ્યામળશાહ નગરમાં નથી રે;
ક્ષત્રી વૈશ્ય વિપ્ર ને વાણીઓ રે, તે શ્યામળશાહ નથી જાણીએ રે.
પનોતીએ રખડાવ્યા પગ રે, લખનારો દીસે કાઇ ઠગ રે;
ખળની હુંડી ન હોય ખરી રે, જુનાગઢમાં જાઓ પાછા ફરી રે.
જ્યારે વણિકની સાંભળી વાણી રે, નીસાસા મેલ્યા ત્યાં તાણી રે;
ઢીલાં મુખ ને ધૂણે શીશ રે, હવે શું થાશે જુગદીશ રે.
નરસૈંને મળતાં ન મળ્યો સાપ રે, લાગ્યાં પૂર્વ જન્મનાં પાપ રે;
દેખિતો દિસે દકાળીઓ રે, જાતે વેવલો ને નહીં વાણીઓ રે.
માળા ઘાલે કોટે ગુંછળે રે, વળી નાચે ને ઘણું ઊછળે રે;
છાપ ભરી ભરી સહુને છાપે રે, વળી લીએ તેને પાછું ન આપે રે.
હાથમાં સમરણી ફેરવે રે, તીરથવાસીનાં મનને ફેરવે રે;
રાંક લોક ગળે મૂકે પાળી રે, નઠ નાગર તે ન હોય દયાળી રે.
આપણા મૂળગા રૂપૈઆ ગયા રે, નાગરને ન હોયે દયા રે;
પછે તીરથવાસી બોલે એક રે, ભાઇ મનમાં આણો વિવેક રે.
ગાળ માં દ્યો ને નવ થાઓ નિરાશ રે, નરસૈંયો દીસે છે સાધ રે;
એને નારાયણસું પૂરણ નેહ રે, વિરલો વૈષ્ણવ દીસે છે એહ રે.
એણે રાખ્યો પોતાનો ધર્મ રે, ભાઇઓ આપણાં તે ઉંધાં કર્મ રે;
આપણને ઠાકોરનું થયું દર્શન રે, એ મોટું નરસૈંયાનું પુણ્ય રે.
હવે લીઓ જુનાગઢની વાટ રે, આપણે નિર્મી હશે રડવડાટ રે;
ચાલ્યા તીરથવાસી થઇ નિરાશ રે, પ્રભુ જાણે લાજ્યો મારો દાસ રે.
વ્હારે ચઢ્યા તે જાદવ ભૂપ રે, લીધું શ્યામળશાહનું રૂપ રે.

**વલણ.**

રૂપ શ્યામળશાહતણું, લીધું દીનદયાલ રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, કેમ વરણવું રૂપ શ્રીગોપાલ રે.

લખજો કાગળ કામ થયાંનો, પ્રભુ ટાળજો ઉચ્ચાટ રે;
છે તાલ ચંગની કોથળી, હરિ મંદિર મારૂં હાટ રે; શિકારજો.
ખરા ખોટા ને કરકરા, ગણી આપજો રૂપૈઆ રોક રે;
જો નકાર કરશો કાનજી, તો હસશે દુરીજન લોક રે; શિકારજો.
છે વણજ મારો નકાળજો, જેમ વાંદરની ફાળ રે;
વસાત મારે એટલી, છે માળા તિલક ને તાલ રે; શિકારજો.
નરસૈંયો નાણાવટી, લોક જાણે કોઠીવાળા રે;
જો હુંડી પાછી ફરશે તો, સેવક ઓઢશે સાલ રે; શિકારજો.
માત પિતા તું માવજી, લજ્જા રાખજો આણી ચોટ રે;
આપતાં રૂપૈઆ સાતસેં, નહીં આવે ખજાને ખોટ રે; શિકારજો.
નકાર કરશો કૃષ્ણજી, તો છે નાગર સાથે કામ રે;
પ્રેમાનંદ પ્રભુ પ્રીછજો, મહિમા રાખજો શ્યામ રે; શિકારજો.

## કડવું ૫ મું–રાગ મેવાડો.

હુંડી આપીને લાગ્યાં પાય રે, તીરથવાસીને કીધા વિદાય રે;
રૂપૈઆ મળશે તે ઘડી રે, ન જડે તો આવજો પાછા ફરી રે.
વ્યાજ સુધાં આપશું ગણી રે, તમો રૂપીઆના છો ધણી રે;
શેઠને ઓળખે આખું ગામ રે, નીકર લેજો અમારૂં નામ રે.
તીરથવાસી ચાલતા થયા રે, થોડે દહાડે દ્વારકાં ગયા રે;
જાતરાળુના પૂર્યા કોડ રે, જઇ નિરખ્યા તે શ્રીરણછોડ રે.
મોટાં ભાગ્ય જે નાહાયા ગોમતી રે, પ્રેમે પૂજ્યા તે જાદવપતી રે;
સુંદર દર્શન શ્રીભગવાન રે, શ્યામળીઆજી ભીને વાન રે.
ભૃગુ લાંછન શોભે ડાબ રે, પાંપણ ઉપર દીઠી પાબ રે;
મુક્તા માલા તે નાભિ લગી રે, હૃદે ઉપર ઝલકે દુગદુગી રે.
પ્રભુનો ભીનો વાઘો કેશરી રે, સુંદર રૂપ તે શ્રીપરમેશ્વરી રે;
તીરથવાસી પામ્યા ઉલ્લાસ રે, ગુગળીએ આપ્યો હરિપ્રસાદ રે.
પછે પૂછે ચૌટામાં વાત રે, ક્યાં છે શ્યામળશાહનું હાટ રે;
નાણાવટીમાં પૂછ્યું જઇ રે, હુંડી કોઇ શિકારે નહીં રે.
ફરી ફરીને જોયું તે આખું ગામ રે,ન મળે શ્યામળશાહ શેઠનું નામ રે;
ખોટા કાગળ પુરમાં પડયો રે, શ્યામળશાહ પુરમાં ન જડયો રે.

દુઃખીઆ તીરથવાસી થયા રે, હવે દૈવ રૂપીઆ ગયા રે;
એક વણિકને પૂછી વાત રે, વૈષ્ણવ દીસે છે વિખ્યાત રે.
સાચું કહે ભાઇ દીસે દયાળ રે, કહો શ્યામળશાહની ભાળ રે;
નાણાવટી નરસૈંયો સુખી રે, તેણે હુંડી અમારી લખી રે.
ત્યારે વણિક બોલ્યો વિનતિ રે, શ્યામળશાહ નગરમાં નથી રે;
ક્ષત્રી વૈશ્ય વિપ્ર ને વાણીઓ રે, તે શ્યામળશાહ નથી જાણીઓ રે.
પનોતીએ રખડાવ્યા પગ રે, લખનારો દીસે કોઇ ઠગ રે;
ખળની હુંડી ન હોય ખરી રે, જુનાગઢમાં જાઓ પાછા ફરી રે.
જ્યારે વણિકની સાંભળી વાણી રે, નીસાસા મેલ્યા ત્યાં તાણી રે;
દીસાં મુખ ને ધૂણે શીશ રે, હવે શું થાશે જુગદીશ રે.
નરસૈંને મળતાં ન મળ્યો સાપ રે, લાગ્યાં પૂર્વ જન્મનાં પાપ રે;
દેખિતો દિસે દકાળીઓ રે, જાતે વેવલો ને નહીં વાણીઓ રે.
માળા ઘાલે કોટે ગુંછળે રે, વળી નાચે ને ઘણું ઊછળે રે;
છાપ ભરી ભરી સહુને છાપે રે, વળી લીએ તેને પાછું ન આપે રે.
હાથમાં સમરણી ફેરવે રે, તીરથવાસીનાં મનને ફેરવે રે;
રાંક લોક ગળે મૂકે પાળી રે, નઠ નાગર તે ન હોય દયાળી રે.
આપણા મૂળગા રૂપૈઆ ગયા રે, નાગરને ન હોયે દયા રે;
પછે તીરથવાસી બોલે એક રે, ભાઇ મનમાં આણો વિવેક રે.
ગાળ માં દ્યો ને નવ થાઓ નિરાશ રે, નરસૈંયો દીસે છે સાધ રે;
એને નારાયણસું પૂરણ નેહ રે, વિરલો વૈષ્ણવ દીસે છે એહ રે.
એણે રાખ્યો પોતાનો ધર્મ રે, ભાઇઓ આપણાં તે ઉંધાં કર્મ રે;
આપણને ઠાકોરનું થયું દર્શન રે, એ મોટું નરસૈંયાનું પુણ્ય રે.
હવે લીઓ જુનાગઢની વાટ રે, આપણે નિર્મી હશે રડવડાટ રે;
ચાલ્યા તીરથવાસી થઇ નિરાશ રે, પ્રભુ જાણે લાજ્યો મારો દાસ રે.
વહારે ચઢયા તે જાદવ ભૂપ રે, લીધું શ્યામળશાહનું રૂપ રે.

વળણ.

રૂપ શ્યામળશાહતણું, લીધું દીનદયાલ રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, કેમ વરણવું રૂપ શ્રીગોપાલ રે.

## કડવું ૬ ઠ્ઠું.—રાગ મારૂ.

જેને વેદ પુરાણે વખાણીઓ રે, મારો વહાલોજી થયો છે વાણીઓ રે;
એના આગમની ગત છે ઉલટી રે, મારો નાથ થયો નાણાવટી રે.
વહાલો ગોમતીજીના ઘાટમાં રે, મળ્યો તીરથવાસીને વાટમાં રે;
વેશ પૂરો આણ્યો મારે વહાલે રે, નાથ ચઉટાની ચાલે ચાલે રે.
છે અવળા આંટાની પાઘડી રે, વાલાજીને કેમ બાંધતાં આવડી રે;
દીસે વાણીઓ ભીને વાન રે, એક લેખણ ખોસી છે કાન રે.
હસતાં ખાડા પડે બહુ ગાલ રે, મોટું કપાલ જાણીએ વેતાલ રે;
અધર બેઉ જાણો પરવાળી રે, મોટી આંખ દીસે અણીઆળી રે.
બે કાને કુંડળ ઝળકે રે, નાસિકા દીવાની શળકે રે;
દીસે દાંત રૂડા હસતા રે, હીરા તેજ કરે છે કશતા રે.
ત્રિકમજી વણિકની તોલે રે, નાથ ઉતાવળું ને બોબડું બોલે રે;
સોનાની સાંકળી ને કેડે દોરો રે, કેડે પાટીઆનો કંદોરો રે.
ઝળકે ધનરેખ હથેલીમાં રે, આંગળીએ વીંટી ને વેઢીઆં રે;
સાદી એક તાઇ પેહેરી છે હરજી રે, એનો શિવનારો કોણ દરજી રે.
છે ટુંકડા બંધન બેવડા રે, ગુણ ક્યાંથી શીખ્યા પ્રભુ એવડા રે;
કરે આડે હાથે લટકો રે, સાદી દોરીનો કેડે પટકો રે.
પટકે લટકે ફુમતડાં જ્યોત રે, કેડે ખોસી પીતળની દોત રે;
કીઆં કીઆં તે કૌતક ભાળીએ રે, કાલી ગાંઠ વાળી બે ચાર ફાળીએ રે.
એક ઓઢી પછેડી ખાંધ રે, નાથ દુંદાલો ને મોટી ફાંદ રે;
વસ્ત્ર પેહેર્યાં તે પાંચે સાજાં રે, પાએ પેહેર્યા તે સાદા મોજા રે;
કાંઇ વાગો બીરાજે કેશર રે, બન્યા મોટો પારેખ પરમેશ્વર રે.
મારો નાથજી નીચે ખાંમણે રે, ભટ પ્રેમાનંદ જાએ તેને ભામણે રે;
સાથે વાણોતર છે સાત રે, ઓદ્ધવ ને અક્રૂર ભ્રાત રે.
હનુમાન કપિલ અર્જુન રે, ભક્ત સુદામો દીસે દીન રે;
પારથ થઇ ઉપમાન રે, આગળ જ્યેષ્ઠિકાદાર હનુમાન રે.
છે લાકડી સુદામાએ ગ્રહી રે, છે વિદુરના હાથમાં વહી રે;
ઓદ્ધવને ખાંધે કોથળી રે, તે તો પારસી બોલે ટોટડી રે.

એમ આવ્યા શ્યામળા અવિનાશી રે, તે જોઇ રહ્યા તીરથવાસી રે;
એ તો કોઇ પારખ દીસે નવો રે, આપણો અર્થ સરસે હવો રે.
કાંઇક ભારે માણસ ભાસે રે, ભલા વાણોતર છે પાસે રે:
હીંડે સહુને શીશ નમાવતા રે, દીસ પૈસાદાર કોઇ પામતા રે.
એ તો કારણરૂપ કંઇ મળિયું રે, એને દર્શને દુઃખડું ટળિયું રે:
હુંડીવાળા એમ વદે વાણીઓ રે, મળ્યું શ્યામળે અંગે એંધાણીઓ રે.
આઘા આવીને પાછા શાણી રે, તેનાં મનની વારતા જાણી રે:
બોલ્યા પોતે તે શાર્ઙ્ગપાણી રે, કાંઇક ઓછી લજ્જા આણી રે.
તીરથવાસી બોલ્યા શિર નામી રે, જુનેગઢથી આવ્યા છીએ સ્વામી રે:
અમે જુનેગઢથી આવ્યા રે, નરસૈંયાની હુંડી લાવ્યા રે.
જ્યારે સાંભળ્યું નરસૈંનું નામ રે, ત્યારે ધાયા શ્રીભગવાન રે:
નેત્રે ભર્યાં આંસુ અંબુજ રે, હુંડી લીધી તે ચતુરભુજ રે.
જ્યારે અક્ષર ઓળખ્યા નાથે રે, હુંડી ચાંપી તે હૈડાં સાથે રે:
હુંડી વાંચી તે વહેલી વહેલી રે, શ્રીહરીએ તે હુંડી ઉકેલી રે.
શુભ નગર દુવારામતી રે, જ્યાં વસે છે જાદવપતી રે;
પેર કરજો દીન દયાળ રે, છો ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ રે.
સર્વે ઉપમા જોગ શ્યામ રે, નાથ નાણાવટીમાં નામ રે:
પરમારથ કરો તતખેવ રે, શેઠ શ્યામળશાહ વાસુદેવ રે.
છે જુનાગઢમાં વાસ રે, તે તો પ્રભુજી તમારો દાસ રે:
લખી હુંડી નરસૈંયો સેવક નામ રે, હુંડી શીકારજો તમે શ્યામ રે.
એક ઘડીનો કરશો ઉધારો રે, તો જશે કાર અમારો રે;
છે મોટા શેઠનું ધામ રે, રાખો વાણોતરનો વિશ્રામ રે.
લખી હુંડીમાં એંધાણી રે, નાથ આપીને પીજો પાણી રે;
ધનના તીરથવાસી ધણી રે, વિનતિ થોડામાં છે ઘણી રે.

એવડું લખવું પડતું શ્યાને રે, મસ્તક ધુણાવ્યું શ્રીભગવાને રે:
અમે નરસૈંયાના કહેવાએ રે, જ્યાં નરસૈંયો વેચે ત્યાં વેચાએ રે.

આવું લખવું નહોતું લેશે રે, રૂપૈઆ આપત હું સંદેશે રે:
કહે જાતરાળુને અવિનાશ રે, રૂપૈઆ આવ્યા મુજ પાસ રે.

તમે શોધતા ફરો તે શુંય રે, ભાઇ શ્યામળદાસ તે હુંય રે:
નરસૈંયો વાણોતર મુજ જાણો રે, આ નગરમાં રહું છું હું છાનો રે

# અખો.

અમદાવાદનો વેદાંતી--જ્ઞાની સોની--સંવત ૧૭૦૫-
ઈ. સ. ૧૬૪૯માં તે હૈયાત હતો.

## અખેગીતા.

### કડવું ૧ લું.-રાગ ધન્યાશ્રી.

નમો ત્રિગુણપતિ રાયજી, સર્વે પહેલો જે પૂજાયજી;
અગમ અગોચર જેને શ્રુતિ ગાયજી, ચરણ ચિન્તવી હું લાગું પાયજી.

#### પૂર્વછાયા.

ચરણ ચિન્તવીને સ્તુતિ કરૂં, ચિદ્‌શક્તિ બ્રહ્માનંદની;
અણછતો અખો અધ્યારોપ કરે, તે કથા નિજ આનંદની.
ગુરૂ ગોવિંદ ગોવિંદ ગુરૂ, નામ યુગલ રૂપ એક;
તેને સ્તવું નીચો નમીને, કરૂં બુદ્ધિમાન વિવેક.
પરાત્પર પરબ્રહ્મ જે, તે મન વાણીને અગમ્ય;
તેનો લક્ષ આપી શકે, તે માટે ગુરૂ તે બ્રહ્મ.
શ્વાન શૂકર બીડાલ ખર, તેનાં ટોળાંનો જે જંત;
તેને મૂકે હરિ કરી, જેને મળે સદ્‌ગુરૂ સંત
ગુરૂ મહિમા છે અતિ ઘણો, કો સમજે સંત સુજાણ;
તે ગુરૂ ગોવિંદ એકતા ભજે, જેને લાગું સદ્‌ગુરૂ બાણ.
જેમ રવિ દેખાડે રવિ ધામને, તેમ ગુરૂ દેખાડે રામ;
તે માટે હરિ તે ગુરૂ, ગુરૂ ગોવિંદ એવું નામ.

ચિહ્ન સમ્યું તે સંતનું, જે ગુરૂ ગોવિંદ એકતા ભજે;
જેમ બીબામાંહે રસ ભર્યો, તે વણ ઘડયે રૂપ નીપજે.
જેમ સુવર્ણ કેરી મોહોરમાંહે, અન્ય મુદ્રા છે અતિ ઘણી;
તેમ ગુરૂ ભજનમાં સર્વ આવે, જો મન વળે ગુરૂ ચરણ ભણી.
જેમ બધિર ન જાણે નાદ સુખને, સ્વાદ નોહે રસના વિના;
તેમ ગુરૂ વિના હરિ નવ મળે, જેમ ભોગ ન પામે નિર્ધના.
કહે અખો સહુ કોએ સુણો, જો ટાળવા હીડો જંતને;
એ આરતસું ઉરમાં ધરો, તો સેવો હરિ ગુરૂ સંતને.

## કડવું ૨ જું.

કવિ જને આગે ગ્રંથ બહુ કર્યાજી, વિધવિધ કેરા જુગતે વિસ્તર્યાજી;
ષટ્ દર્શનના મત બહુ ઓચર્યાજી, પૂર્વના કવિયો નામે ઉદ્ધર્યાજી.

## પૂર્વછાયા.

ઉદ્ધર્યા બહુ સ્તુતિ કરીને, એવી ગ્રંથકારની રીત છે;
સૂર્ય આગળ ખદ્યોત કશો, મુજ એવી બોલ્યાની નીત છે.
જાહ્નવી આગળ જેમ વોકળો, સુર તરૂ બદરી યથા;
પારિજાતક પાસે અરણી, મહા કવિ આગળ હૂં તથા.
ગરૂડ આગળ યથા કુરરી, સાગર આગળ કૂપ;
મેઘ આગળ યથા ઝાકળ, કયાં તેલ ને કયાં તૂપ.
બાવનાંચંદન બેહેંકે આગળ, કશો શોભે કરીર;
કશું નીર નવાણનું, કિહાં રસકૂપિકાનું નીર,
પારસના પરતાપ આગળ, અન્ય વિદ્યા કેઇ માત્ર;
કિહાં ક્ષુદ્ર દેવ ઉપાસના, જેને કરે અક્ષય પાત્ર.
એવા કવિજન ગ્રંથ આદે, ગલિત વચન બોલતા હવા;
કહું કોપ ક્રોધ કરો રખે, હીંડીશ બાળક બુદ્ધિ બોલવા.
તેણે ગ્રંથ પહેલું એમ જાણવું,અમો મગણ જગણ નથી જાણતા;
તુક ચોક ચાતુરી ઝડઝમકો, અમો લક્ષ્ણ વિના નથી આણતા.
એમ ગલિતપણે ગરૂઆ થયા, કરૂણા ઉપજાવી કવિ જને;
હું એટલુંજ કહી તો સ્તવું, જો કવિ જાણું મુજને

હું તો જેમ દારૂ કેરી પૂતળી, ચાળા કરે અપાર;
પણ કાષ્ઠમાંહે કાંઇ નથી, એ તો કલ ચાંપે સૂત્રધાર.
કહે અખો સહુકો સુણો, એ સમઝો નિજ જંતને;
ઇચ્છો પરમ પદને પામવા, તમો સેવો હરિ ગુરૂ સંતને.

## કડવું ૩ જું.

અણછતો આત્મા તે શું ઓચરેજી, આપનું વર્ણન આપે કરેજી;
જીવતણું પદ તે જોતાં નહીં સરેજી, સાંખ્યયોગ જોતાં જે હરિ ઉગરેજી.

## પૂર્વછાયા.

ઉગરે જે વિચાર કરતાં, બ્રહ્માદિ જે ગૃહી રહ્યા;
તે હરિને તમો ઓળખો, જે આદ્ય પુરૂષે અજને કહ્યા;
જે પદ શિવના તન પ્રત્યે, દત્તેં કહ્યું વિશાદ કરી;
આકાશવત્ કેરી કથા, કહી ષડાનનને ઉરમાં ધરી.
વિધિ વસિષ્ઠે કહી કથા, રઘુનંદન આગળ જેહ;
અર્ણવ બ્રહ્મ વિદ્યાતણો, ભાઇ દેખાડયો છે તેહ.
અનંત પ્રકારે અચ્યુતે, કહ્યું ભારતને જ્ઞાન;
ગીતા ગાઇ ગોવિંદે, કર્મ યોગ નિદાન.
સમજાવ્યા શાને કરી, જનકેં જે શુકદેવને;
મહા મુક્ત થઇને પરવર્યા, જ્યારે પ્રીછ્યા અંતર ભેવને.
ભીષ્મે ભગવાન સાન્નિધ્ય, પાંડવ પ્રત્યે જે કહ્યું;
શાંતિ પર્વે શાતા કીધી, હત્યાનું હારદ ગયું.
વેદવ્યાસે વેદ વહેંચ્યા, કર્મ ધર્મ પોષ્યા જીવને;
તેની દાઝે લાગ્યો દાઝવા, જો જાણ્યો નહિ નિજ શિવને.
પછી નારદે નારાયણ કેરૂં, નિજ જ્ઞાન કહ્યું મહા દ્વિજને;
ત્યારે દ્વૈપાયનની દાઝ ભાંગી, જ્યારે કૃપા કીધી સંત જને.
શિવે કહ્યું શિવા પ્રત્યે, નિરાલંબ નિજ ધામ;
અમર કીધો આત્મા, અદ્યાપિ સહસ્ર નામ.
કહે અખો વસ્તુ જ્ઞાન વિના, કુશલ ન હોય જંતને;
નિજ ધામ હીંડો જાણવા, તો સેવો હરિ ગુરૂ સંતને.

## કડવું ૪ થુ.

જંતે ન જાણ્યો જેણે નિજ આતમાજી, તે ભટક્યો ભમ્યો માયાના સાથમાંજી;
રયણીનો ભૂલો ઘર પામે પ્રાતમાંજી, પણ દિવસે દિવસ મોડ્યો ઘણું ભમે રાતમાંજી.

## પૂર્વછાયા.

રાતમાંહે રડવડે, અજ્ઞાને આવર્યો હતો;
તે નિજ આતમ થયો ટળીને, વિચરતો માયાવતો.
જેમ સુતો નર નિદ્રા વિષે, માયા બહુ બીજી રચે;
કારજ કારણ પોતે થઇને, નિદ્રાવશ માંહે પચે.
આપથી ઓસરેથકે, અસંભાવના ઉપજે;
પછે તે વિપરીત ભાવના આચરે, ને દુઃખ પામે થોડે ગજે.
પંચ પર્વા માયા અવિદ્યા, હું મારૂં આદે સહી;
તે ફરે ફેરા ભવ વિષે, જ્યમ મણિ નિર્ગમે આંધળો અહી.
તે ભોગ દેખી ભૂર થાએ, લડાવા ઇંદ્રિય વિષે;
સંસારનાં સુખ સત્ય જાણી, કર્મ મોદક નિત્ય ભખે.
કર્મ જડને કર્મ વહાલાં, મર્મ ન સમજે બ્રહ્મનો;
ફરી ફરી તે આચરે, પણ ટળે નહીં દેહ ચર્મનો.
પરમાત્માને પુંઠ દઇ, આત્મા ઇંદ્રિય જુવે;
ઇંદ્રિયની દૃષ્ટિ વિષે સાહામી, એમ આપોપું નર ખુવે;
વિષય વ્યક્ત કરે હરિથી, નીચપણું દે જીવને;
અજ્ઞાને અવળો ફરે, તે સન્મુખ ના હોય શિવને.
સંસારનાં સુખ અધિક દેખી, કૃપા માને ઇશ્વરી;
અંતરમાંહેતું જ્ઞાન ન જાણે, જે પ્રાણપતિ ગયો વિસરી.
કહે અખો સહુકો સુણો, જો આણો જીવના અંતને;
હીંડો પરમ પદને પામવા, તમો સેવો હરિ ગુરૂ સંતને.

## પદ ૧ લું–રાગ સામેરી.

જીવની આદ્ય વિચારો રે પંડિતો, આદ્ય જોતાં તે અનાદ્ય દિશે;
દેહતણી છાયા સમાયે દેહ વિષે, જ્યારે મધ્ય આવે સૂર શીશે. જી.
તન મનને ઓળખ્યા વિના આફળે, જેમ સૂત્રધાર નિજ નાવ નિર્મે;
તેજ સૂત્રધાર તે નાવે બેઠો થકો, પછે પરવશ પડ્યો પંથ ક્રમે.

તન મન નૌકા જીવ ગણે મારૂં, પણ ભવસાગર મધ્ય કાળ ખેડે:
કર્મના વાયુને વશ પડયો લાગો ડોલવા, જ્યારે હાથથી વાત વટકીજ નેડે. જી.
ભ્રમણાએ ભટકે ઘણા ભવ વિષે, ગુરૂ ગોવિંદને શરણ પાખે:
માયા રૂપિણી માજ વહાલી અખા, તે જાણીને જનની ભેદ રાખે. જી.

## કડવું ૫ મું.–રાગ ધન્યાશ્રી.

મર્મ ન સમજે જે માયાતણો જી, તે નર જાણે હૂં ઘણું બોલણો જી;
તેને જાણે જનની આપણો જી, તે ભવ ભટકે સહુથી અતિ ઘણો જી.

### પૂર્વછાયા.

ભવમાંહે ઘણું, પોતાનો કરીને ઠગે;
જ્યમ વિશ્વાસીને વધે વેરી, દીન થઇ મારે દગે.
જેમ પાળે પતીરીને ખાટકી, તેને ભક્ષ્ય ભોજ્ય આપે ઘણું;
પછી વધ કરે વારૂ કરીને, એ લક્ષણ અજાતણું.
તે મેંઢો જાણે માહરો, પાલક પોષક છે ધણી;
તેને આપ જાય અર્પવા, મોટમ મનમાં અતિ ઘણી.
વાત્સલ્ય જાણી વામ દક્ષિણ, વણ દોર્યો કેડે ફરે;
તેને મહાજન મૂકાવા કરે, તોય તે જવન કેડે સંચરે.
હાથ ફેરવે તે થકે મનમાંહી, હેતુ જાણે તેહને;
પણ સુનાને મન વાત અળગી, તે ભારે ભાલે દેહને.
અળગા આશય બેઉતણા, લોભે લાગો અજ હળે;
તે યવન જાણે ભક્ષ કરૂં, જો ઘણેરૂં વપુએ વળે.
પછે ચરણ ઉંચે અધો મુખે, ને નેટ તે રાખે શિરે;
માયા કેરી રીત એવી, અંતે જીવને એમ કરે.
વિષય દેખાડે વિશ્વના, ચિત્ર વિચિત્ર તે ચિત્ત ધરે;
પછે પંડિતને પૂછે પ્રભુ, મહા ભોગ કેમ પામીશ શિરે.
ત્યારે પંડિત રૂપે બોલે માયા, કર્મની કીરત ઘણી;
વિત્ત હરિને વાટ દેખાડે, નાનાવિધ કહે ભણી ભણી.
કહે અખો રૂચિ ઉપજે, જો એવું પોષે જંતને;
કર્મ ગહન હીંડા વામવા તો, સેવો હરિ ગુરૂ સંતને.

## કડવું ૬ ઠું.

એમ માયા વેષ નાના ધરેજી, કર્મ ધર્મના શબ્દ નાના ઓચરેજી;
જીવ કેરાં મનને અતિ ઘણું આવરેજી, તેણે પુરંજન ભવ ફેરા ફરેજી.

### પૂર્વછાયા.

ફરે ફેરા બહુ ભવવિષે, વિષયનો તાણ્યો વહે;
પ્રત્યક્ષ ભોગ દેખે ભલા, વળી પંડિતને પોષતો રહે.
કર્મનાં ફલ લખે માયા, વળી માયા બેઠી તે રચે;
શબ્દ કેરે બાંધણે ભાઇ, બાંધી જીવ રાખે યથે.
અંતર્માંહેથી મન રૂપે, સંકલ્પ વિકલ્પ સુત જણે;
નિમેષ માંહે નવા નવા, જયમ ઈંદ્રજાલ ગુટિકા ગણે.
કર્મ ફલ ને જીવ કેરો, જોગ માયા મેળવે;
વિષય તૃષ્ણામાંહે મૂકી, એમ જગતને ભેડવે.
માયા સ્વર્ગના ભોગ વખાણે, બીક દેખાડે નર્કની;
તે કામનાયે લાગો ફરે, ભાઇ ગતિ જેવી કૂપ ચક્રની.
કામ ધામ ને ધન દારા, માત પિતા સુત બાંધવા;
વર્ણ વેષ ને રૂપ મુદ્રા, નમણ ઠમણ દેવ વંદવા.
ચાલ ચાતુરી ચૌદ વિદ્યા, અવિદ્યા સર્વ સાધના;
પંડિત કવિ ને ગુણી જાણ દાતા, સર્વ માયા કેરી આરાધના.
રમે રમાડે આપ માયા, નીચો ઊંચો લઇ ચડે;
જેમ મર્કટ હીંડે માગતો, પેલા ભિક્ષુક કેડે રડવડે.
એમ ભમે બહુ ભવ વિષે, પણ ભેદ કોયે લહે નહીં;
દોરી સંચારો માંહિ માયાતણો, ભૂલવણ મોટી એ સહી.
કહે અખો સહુકો સુણો, તમે જુઓ અંતરના તંતને;
એ જાળમાંહેથી તો નિસરો, જો સેવો હરિગુરૂ સંતને.

## કડવું ૭ મું.

માયા મોટી જગમાંહે નટીજી, તે આગળ કોઇ ન શકે ખટીજી;
હરિ હર અજથી આગળ વટીજી, સમજી ન જાય એવી માયા અટપટીજી.

## પૂર્વછાયા.

સમજી ન જાય એવી માયા, દીસે નહીં ને બલવતી;
ચૌદ લોકોની આદિ માતા, ૐકારથી પહેલી હતી.
ત્રિગુણ પહેલી શૂન્યા સ્વામિની, તેણે ગુણ જન્મી ઉભા કર્યા;
પછે જનની થૈ યોષિતા, બલ પોષિ પોતે વર્યા.
ચિદશક્તિ ચતુરા ચરાચર, ગુણ સાથે ભજે વળી;
દેવ દાનવ નાગ માનવ, રમે રમાડે એકલી.
ઉર્ણ નાભ જેમ ઉર્ણા મૂકી, તે મૂકીને પાછી ભખ;
તેમ માયા ચિદ્દશક્તિ માટે, મોહોટું સામર્થ્ય એ વિષે.
ત્રિગુણ થઇ ચોવીસ રૂપે, તેહનો ભેદ કહું કથી;
જયમ જલ જમાયે શીત યોગે, તેને જડતા પ્રગટે માંયથી.
સત્વ રજ તમ રૂપે થઇ માયા, પછે એક એકના બહુ થયા;
પંચ ભૂત ને પંચ માત્રા, તામસના નિપજી રહ્યા.
રાજસના ઇંદ્રિય દશે, અને દશે તેના દેવતા;
ઇંદ્રિયે ઇંદ્રિયે તે વસ્યા, આપ આપણું સ્થલ સેવતા.
મન બુદ્ધિ ચિત્ત અહંકાર જે, તે સત્વગુણથી ઉપના;
એ સૃષ્ટિનાં ચોવીશ કારણ, માયા સમલિત રૂપના.
પ્રકૃતિ તે પંચવીશમી, પરિવાર સર્વ તેનો કહ્યો;
પણ છવ્વીશમો પરમાતમા, તે યથારથ જયમ ત્યમ રહ્યો.
કહે અખો સહુ કો સુણો, એ કહ્યું છે ધીમંતને;
એ સમજે તો કામ સરે નરનું, જો સેવો હરિ ગુરૂ સંતને.

## કડવું ૮ મું.

એણે અનુક્રમે જગતને જાણીએજી, ત્રણ ભુવનમાંહે માયા પ્રમાણીએજી;
સ્થૂલ સૂક્ષ્મ જે કહ્યું જાય વાણીએજી, તેટલું સર્વે માયા વખાણીએજી.

## પૂર્વછાયા.

માયા વખાણીએ માટ એણે, દૃષ્ટ્ય પદારથ જેટલો;
દૃષ્ટ્ય પદારથ જે જે કહાવે, પાછો વણસશે તેટલો.
ઉપન્યું તે અલ્પાયુ નિશ્ચે, બ્રહ્મા આદે કીટ જે;
જે જાયો તે જાય જાણો, અમર સંશય મેટજે.

અમર દાનવ ધ્રૂવ તારા, ચંદ્ર સૂરજ જાએ વળે;
જાગ જોગ અષ્ટાંગ સિદ્ધ સાધક, તો પ્રાકૃત જીવ કેટલે ભળે.
લીલા વપુ જો ધરે નિર્ગુણ, તોય નેઠ પાછો વળે;
કાલ માયાનું નાટક એવું, જે ઉપજાવી અહોનિશ ગળે.
જેમ કરસણી ઉછેરે કરસણ, તે કાચું પાકું સર્વ ભખે;
તેમ જગત્ કરસણ કાલ માયાનું, તે ન મૂકે ખાધા પખે.
જેમ મેઘનાં બિંદુ નાનાં મોટાં, રેળાઇ પૃથ્વીએ પડયાં;
તેમ માયાને મન સહુજ સરખૂં, જો પ્રાયઃ પોતાનાં ઘડયાં.
જેમ અર્ણવ ન જાયે ઉછળી, નવશેં નવાણું નદી ભળે;
સિંધુ થયો સરિતા સ્વરૂપે, તે માટે બાંધી ગળે.
તેમ માયાનું આ જગત્ નિર્મ્યું, કાલ યોગે સર્વથા;
પરમાત્માને વતરેક કારણ, તેની કલ્પામાં નાવે કથા.
માહાલે માયા અનન્ત રૂપે, પણ અપત્યને ભાસે ભલી;
જેમ બાળકી નાનાં ઢોલીયાં, રમે રમાડે એકલી.
કહે અખો સઉકો સુણો, જો આણો માયાના અંતને;
તો આપોપું ઓળખો, જો સેવો હરિ ગુરૂ સંતને.

## પદ ૨ જું.—રાગ આશાવરી.

માયા પીડતી જાણી પરબ્રહ્મને આરાધીએ, સાધીએ સ્વામીને ચિત્ત પૂરે;
સદ્‌ગુરૂ કેરડાં ચરણ આદર કરી, માર્ગ ઝાલીએ મનસૂં રે. મા૦
મન ક્રમ વચને ગુરૂ તે ગોવિંદ ખરા, ભિન્ન ન જાણીએ ભાવ બીજે;
જાતને અધ્યયન આશ્રમતણું, માન મૂકી બ્રહ્મદ્રવ્ય પીજે. મા૦
જેમ અગ્નિ સંગે શીત વ્યાપે નહીં, જ્યોતિ દેખાડે ને તિમિર ત્રાસે;
તેમ ગુરૂ પ્રતાપે પરબ્રહ્મ ભેટીએ, માયારૂપિયું થેન નાશે. મા૦
જયમ કાષ્ઠ આવી પડે વહ્નિ જ્વાલા વિષે, તે દારૂ ફીટીને અનલ થાયે;
તેમ અનન્ય આરાધના જેહ કરશે અખા, તેમની માયા ફરી ચરણ સહાયે. મા૦

## કડવું ૯ મું.—રાગ ધન્યાશ્રી.

નરને ઉપજે દૃઢ વૈરાગજી, તેના ટળે દ્વેષ ને રાગજી;
આરત કેરી મન વિષે આગજી, નહીં આતુરતા કહેવા લાગજી.

## પૂર્વછાયા.

આતુરતા મન અતિ ઘણી, જેમ મીન વિછર્યું નીરથી;
એ જ્ઞાન સિંચાણો લેઈ ચઢ્યો, તેણે દૂર નાખ્યું તીરથી.
તડપ્‌ડે તલપે અતિ ઘણું, વિરહ સૂરજ શિર તપે;
સંસાર રૂપી ભૂમિ તાતી, નીર નીર અહર્નિશિ જપે.
કાલ સિંચાણો શિરે ભમે, તે તેની દષ્ટે પડે;
નીર વોહોણું વપુ દાઝે, ઝાળ લાગે ને તડફડે.
નયણે તે નીર દેખે નહીં, કળકળે કાળ જ બળે;
પેટ પૂંઠે પાસું વાળે, જેમ પડે તેમ દાઝે જળે.
કામધેનુના પય વિષે, જો કોઈ મૂકે તેહને;
તોયે આપદા ન ટળે મકરને, વારી વહાલું જેહને.
વૈરાગ ઘણો ઉપન્યો શરીરે, તેણે કાળજ કોર્યું માંહેથી;
વ્રેહતણો તાપ તપે તનમાં, તે નર જીવે કયાંહેથી.
નાનાવિધનાં ભક્ષ ભોજન, તેને દીઠાં નવ ગમે;
સંસારરૂપી ભૂખ લાગી, ઉભા થાતાં તન ભમે.
નિર્વેદ ઉપન્યો નર વિષે, તે જીવપણે જીવે નહીં;
તે મરી જીવે મનવડે, જેમ કીટ ભમરી હોયે સહી.
જેમ ઉધઈ ખાયે કાષ્ટને, તેનું કૃષ્ણાગર થૈ પરવરે;
તેમ વિરહ વૈરાગ્ય જેને ભખે, તે નર હરિ થાએ શિરે.
કહે અખો સહુકો સુણો, નિર્વેદ ટાળે જંતને;
જે નરને ઉપજે ચેતના, તે સેવે હરિ ગુરૂ સંતને.

## કડવું ૧૦ મું.

વિરહ વૈરાગ્યે જેનું મન તપેજી, ને રૂંરૂંમાંહે હરિ હરિ જપેજી;
સદ્‌ગુરૂ ચરણે આપોપું અર્પેજી, પરબ્રહ્મ રહે ને પોતે ખપેજી.

## પૂર્વછાયા.

પરબ્રહ્મ રહે ને પોતે ખપે, તેનો ભેદ કહું તે સુણો;
તે વચન માને ગુરૂતણું, ને ભાવ ભરોંસો અતિ ઘણો.
ગુરૂ કહે રામ રમે સકલમાં, સર્વાવાસ સ્વામી ભર્યો;
એવું સાંભળતાં મહા વચન માન્યું, ભક્તિ ઉપર આદર કર્યો.

તે હરિ હરિ દેખે સકલમાં, જેને જીવ જીવ કરી દેખતો;
હરિ જાણી હેત કરે સકલમાં, પહેલાં જે ઉવેખતો.
હરિ જાણ્યથકે ભક્તિ થાએ, તેજ ભક્તિ જાણો ખરી;
અજાણે જે આચરે, તેને દ્રોહ થાએ પાછો ફરી.
સદ્‌ગુરૂનાં વચન સુણીને, ભક્તિ જેને ઉપજે;
અચિર કાલ તે પામે આત્મા, સદ્‌ગુરૂ વચને જો ભજે.
ભાઇ ભક્તિ જેવી પંખણી, જેને જ્ઞાન વૈરાગ્ય બેઉ પાંખ છે;
ચિદાકાશમાંહે તેજ ઉડે, જેને સદ્‌ગુરૂ રૂપી આંખ છે.
દેખે નેત્ર પરબ્રહ્મનાં, પરબ્રહ્મનો કર્ણ માત્ર;
પાદ પાણી પરબ્રહ્મનાં, પરબ્રહ્મ દાતા ને પાત્ર.
જલે પરબ્રહ્મ સ્થલે પરબ્રહ્મ, સ્વર્ગ મૃત્યુ પાતાળે;
ગિરિ ગહ્વર વનવાટિકા, પરબ્રહ્મ જાળે ને માળે.
પરબ્રહ્મ વિના નહિ ઠામ ઠાલું, એમ દેખે ભરપૂર;
જિહાં તિહાં દેખે હરિ ભાઇ, જેનાં પડળ થયાં છે દૂર.
કહે અખો સહુકો સુણો, ભક્તિ આવી તે જંતને;
એવાં શુદ્ધ ભજનને પામવા, તમે સેવો હરિ ગુરૂ સંતને.

## કડવું ૧૧ મું.

વળિ વળિ કહું છું ભક્તિ વિશેષજી, જેહ ન દેખે હરિ વિના શેષજી;
પેખે સઘળા હરિના વેષજી, તે જન ન કરે કહેનો ઉવેખજી.

## પૂર્વછાયા.

ઉવેખ ન કરે કાયનો, આત્મા વિલાસી રહ્યો;
જેને શ્રીભાગવત ગાયે, ગીતા ઉપનિષદે જેને કહ્યો.
ભાઇ ભક્તિ તે જે એમ જાણે, જાણીને હૃદયે ધરે;
સ્વામી મારો રહ્યો સઘળે, અહર્નિશ ચિંતન એમ કરે.
ભૂવન ત્રણમાં રહ્યો પૂરી, પૂર્ણ સ્વયં પરમાતમા;
પોતે તો પિયુજી નિરંતર, પણ ભેદ દેખે ભાતમાં.
મારો રામ રમે છે સર્વ વિષે, એમ હેતે હીસે મન;
હરિ કહે એ સાંભળે હરિ, હરિને સોંપે તન.
નિત્ય રાસ નારાયણ કેરો, દેખે તે અનંત અપાર;
જિહાં જેવો, તિહાં તેવો, નારાયણ નર નાર.

ગદ્ગદ્ કંઠે ગાતે થકે, રોમાંચિત હોયે ગાત્ર;
હર્ષ આંસુ બહુ હેત હૃદય, પ્રેમ કેરૂં તે પાત્ર.
ખાતો પીતો બોલતો, દેખતો તે સઘળે રામ;
વેંધ્યું મન રહે તેનું, શિથિલ સંસારી કામ.
નવનીત સરખું હૃદે કોમલ, કહ્યું ન જાયે હેત;
આંખમાંહે અમૃત ભરિયું, હરિભક્તિ કેરૂં ક્ષેત્ર.
જેમ જારે લુબ્ધી યુવતી, તેનું મન રહે પ્રીતમ પાસ;
અહર્નિશ રહે અલોચતી, ભાઇ એવું મન હરિદાસ.
કહે અખો સહુકો સુણો, હરિ લક્ષ લાગ્યો ચિંતને;
મનન તેને માવનું, તે સેવે હરિ ગુરૂ સંતને.

## કડવું ૧૨ મું.—રાગ ધન્યાશ્રી.

ઉદય ઉજાળું દે જેમ ચંદ્રમાજી, કિરણ તેનાં પસરે વન વિથિ મંદ્રમાંજી;
તેમ સરખો આત્મા ભાસે કીટ ઇંદ્રમાંજી, એવો પ્રકટ્યો હૃદયા કંદ્રમાંજી.

### પૂર્વછાયા.

હૃદે ગુહામાં રામ પ્રગટ્યો, તેણે પાલટો મનનો થયો;
માયાને ઠામે બ્રહ્મ ભાસે, સંસારનો સંભવ ગયો.
જેમ રવિને તેજે ઓગળે, પાલો તે પાણી થૈ વહે;
તેમ જેને પ્રગટે આતમા, તે માયા દોપ સેહેજે દહે.
ભાઇ માયાનું બલ તિહાં લગે, જિહાં આત્મા જાણ્યો નહીં;
જેમ ગત યૌવન થઇ યુવતી, તે પ્રસવ લગી વાધી રહી.
જેમ ગોરસમાંથી આજ્ય કાઢે, તે જેમ તક્ર થયું દહી;
આત્મા જાણે એમ મારા, વિચારે દીસે નહીં.
ભાઇ કર્મ ગહન તે તિહાં લગી, જિહાં સદ્વિચાર નથી ઉપન્યો;
નવનીત ત્યાં લગી વણસતું, જિહાં ભેદ ન જાણ્યો તૂપનો.
તાવ્યું માંખણ ઘૃત થયું, પછી તે વણસે નહિ કયમે;
તેમ આતમા જાણે નોહે પરાભવ, અણજાણે માયા દમે.
અંધારૂં દુઃખ દે ઘણું, અર્ક વિહોણું જેમ ચક્ષુને;
તેમ આત્મા ઉદયે ગહન પલાયે, માયા દમે નહીં પુરૂપને.
નિદ્રાવાનને સ્વપ્ન હોયે, ભોગ નાના ભોગવે;
અણછતાં આરત કરે ઉભા, ગહન માયા જોગવે.

જાગ્યો ત્યાં થઇ ચેતના, નિદ્રા સાથે સર્વ પળ્યું;
ત્યમ તુરિયાવડે તિમિર ત્રાસે, ચિત્ત ચમક્યું હું તું ટળ્યું.
કહે અખો સહુકો સુણો, જેમ દારિદ્ર્ય નથી શ્રીમંતને;
જો મહા ધન હીંડો પામવા, તો સેવો હરિ ગુરૂ સંતને.

### પદ ૩ જું.–રાગ રામગ્રી.

ગુરૂ ભેવ પામ્યો ગુરૂ ભેવ પામ્યો, તે નર માયાનું જાલ વામ્યો. (ટેક).
જેમ પારસ પરસે જઇ ધાતુને, આપ ટળીને થાય સોનું;
તેમ ગુરૂ પારસવડે નર નીપન્યા, કારણ પ્રીછ્યું જેણે ગુરૂતણું. ગુરૂ.
શબ્દરૂપી વંટોલ છે વાયુના, તેમાં પડયાથકા જીવ ભર્મે;
રાજસ તામસતણી રજ પડે નેત્રમાં, સદ્‌ગુરૂ બાલ તે દુર વિર્મે. ગુરૂ.
આપ વિના ઉદ્દેશ કોનો કરે, જો ઇશ અજાતણો માંહે દીઠો;
સદ્‌ગુરૂ કલા તે નાવે કહ્યા વિષે, મુખ વિના સ્વાદ કહે ખાટો મીઠો. ગુરૂ;
જાણે કોઇ જન જે આપ ટાળી રમે, પ્રેમે પ્રીછે જે વાત ગુરૂની;
જે જેમ તે તેમ લહેજ અખા, જો પરનાલિકા પ્રીછે ઘરની. ગુરૂ.

### કડવું ૧૩ મું.–રાગ ધન્યાશ્રી.

જે નર સમજ્યા તેણે ત્યાં એમ લહ્યુંજી, આપ વિષેથી આપોપું ગયુંજી.
બ્રહ્મ અગ્નિમાંહે તે દ્વૈત સર્વે દહ્યુંજી, મર્મ સમજ્યાથી હું તું તેમ થયુંજી.

### પૂર્વછાયા.

થયું તેમ જેમ હું તું આગે, જાણનહારો જાણિયો;
જે ૐકારની આદ્ય હતો, વળી વેદ પુરાણે વખાણિયો.
ક્યારે દેખે ધ્યેય ને ધ્યાતા, ક્યારે ધ્યેય રહે ને ધ્યાતા ટળે;
તટસ્થ ઉપન્યું જ્ઞાન જેહને, એમ સુરત ચળે વળે.
ક્યારે ઇન્દ્રિય આરામ વર્તે, ક્યારે વર્ત વોણી સૂર્ય છે;
તટસ્થકેરૂં એજ લક્ષણ, જ્ઞાનકેરી તે મૂર્ય છે.
જીવન્મુક્ત તેહજ કહાવે, જેહને એહ વૃત્તિ ઉપની;
આકાશવત્ તે રહે સદા, ક્યારેક સ્થિતિ તે રૂપની.
જેમ મહાજલમાંહિલો મકર મોટો, અંબુ મધ્યે આથો વહે;
ઉંચો આવી અલ્પ વર્તે, વળી મહાનિધિમાં જાતો રહે.
જીવન્મુક્ત તે યોગીશ્વર, જે એમ વર્ત્તે દેહ વિષે;
જેમ નાગને અંગે જરા પાકી, અળગી થઇ રહી નખ શિખે.

તે ચલણ હલણ કરે ખરી, પણ અંગથી એકતા ટળી;
તેમ જીવન્મુક્તને દેહ જાણો, જેમ ભુજંગને કાંચળી.
ઉપની તે સહજ માંહે, અનાયાસે અંગથી;
જ્યારે વિરમીને થયો વેગળો, ત્યારે ભિન્ન દીઠી ભુજંગથી.
એમ જીવન્મુક્તને જાણજો, ભાઇ દેહનો જે સંગ;
છેને છેને નથી સરખી, જેમ દૃષ્ટાંત ફણુંગ.
કહે અખો સહુકો સુણો, એમ જાણો જીવન્મુક્તને;
એ દશાને હીંડો પામવા, તો સેવો હરિ ગુરુ સંતને.

## કડવું ૧૪ મું.

વળી કહું સાચા સંત સુજાણજી, જેને ઉદયો અંતર ભાણજી;
હરિને બોલ્યે જેહની વાણજી, જે ઘટ ઉઘડી વસ્તુની ખાણજી.

### પૂર્વછાયા.

ખાણ ઉઘડી વસ્તુકેરી, તેણે ન્યૂનતા સઘળી ટળી;
અંતર માંહેલો આશય મોટો, તેણે વસ્તુમાંહે જઇ રહે મળી.
જેમ અગ્નિમાંહે લોહ પેઠું, તે લોહમાં અગ્નિ આવિયો;
ત્યારે શિવ શિવ થયું સર્વે, જ્યારે શિવમાં જીવ સમાવિયો.
ભાઇ છતે અણછતો થઇ રહે, કોઇક જાણે વિરલા સંત;
આપાપર વિના પ્રીછ અળગી, તે મહાનુભાવ મહંત.
ભૌતિક ભાવના ટળી તેને, ભાસ્યું ચિદ્ આકાશ;
શોધ ન પામે મીન જેમ, તેને નીર મધ્ય આકાશ.
નેત્ર ઉઘાડે ને ગતિ કરે, ભરે તે શ્વાસોચ્છ્વાસ;
તેણે નીર ફીટીને નભ થયું, જે આપ રહે અવકાશ.
જેમ હીમના પર્વત વિષે, મૂષક ચાલે મધ્ય;
તેને ખણ્યા વહોણી ખાણ થાય, એવી ઉષ્ણતાની સિદ્ધ.
અદ્રિમાં આકાશ તેને, મહા કલા મૂષક વિષે;
તેમ ભૌતિક ભાવના તિહાં નહીં, જે અણલિંગી આતમ લખે.
ભાઇ લિંગ તિહાં લેખાં ઘણાં, અણલિંગે લેખું કશું;
એ સહજ કેરી સાધના, સમજે તે દેખે અશું.
ભાઇ તત્વદર્શી તત્વમાંહે, દેખે સર્વ સમાસ;
જેમ અરૂપમાંથી રૂપ બંધાએ, પાછું અરૂપ થાય બરાસ.

કહે અખો સહુકો સુણો, એવી અકળા કળા મહંતને;
એ પદને ઇચ્છો પામવા, તો સેવો હરિ ગુરૂ સંતને.

## કડવું ૧૫ મું.

વળિ કહું જીવન્મુક્ત દશાયજી, નિશ્ચે જેનો પ્રત્યક્ષ પ્રાયજી;
જેણે પ્રિછયો વસ્તુ મહિમાયજી, તે અનુભવતાં પાછો ન થાયજી.

### પૂર્વછાયા.

અનુભવ જે મોટાતણો, આપાપર નહીં જે વિષે;
આપ ગળિયું આપ માંહે, દ્વંદ્વાતીત રહ્યાં સુખે.
તેની કલા પ્રીછી નવ પડે, મતો તે અગમ અગાધ;
વારિધિ કેરાં વારિ જાતે, ભાઇ નહિ તરવા સાધ્ય.
જેમ સૂર્ય તપે નિદાઘનો, તોએ તે ઉષ્મ ન થાય;
તેમ તત્વદર્શી પુરૂષને તે, દોષ ન લાગે કાંય.
જેમ વાયુ વહે બહુ ગંધને, ઉત્તમ અધમ અપાર;
પણ રહે અસંગી તે થકો, સ્પર્શે નહિ લગાર.
તત્વદર્શી પુરૂષને, એમ જાણો દેહ ભાવ;
વહે પણ વળગે નહીં, જે જાણે સહજ સ્વભાવ.
જેમ વિચિત્ર ભાંતિના રંગ મૂકિયે, સ્ફટિક મણિની પાસ;
તે ભળ્યા સરખા ભાવ દેખાડે, પણ આપે રહે ઉદાસ.
જેમ ચશ્માનાં પડ વિષે, શોધ ન પામે દ્રષ્ટ;
તેજ અધિક પોષે આંખને, તેમ અણુલિંગી ઉત્કૃષ્ટ.
તેમ અનુભવી પુરૂષને, આપોપું અંતર નથી;
અમલ આશય તેહનો, ભાઇ ભાંગી ઉર્મિ ઉરથી.
સંગીને સિદ્ધાંત પોખે, પ્રેમેસું પાવન કરે;
ઉપદેશ આપે આત્મવિદ્યા, સહજ શબ્દ તે ઉચ્ચરે.
કહે અખો સહુને વિષે, જરી માન ન હોય મહંતને;
એ ઉત્કૃષ્ટ દશાને તેજ પામે, જે સેવે હરિ ગુરૂ સંતને.

## કડવું ૧૬ મું.

વળી કહું તત્વદર્શી પુરૂષજી, સેહેજ સ્વભાવે જેવાં કલ્પવૃક્ષજી;
જેને અહંતા ગયો અમર્ષજી, કલ્પાંત કાળે સદા સન્મુખજી.

## પૂર્વછાયા.

સન્મુખ રહે કલ્પાંત કાળે, મહા પુરૂપ મોટી દશા;
તે અન્ય દેહની પરે જાણે, જે માંહે પોતે વશ્યા.
પોતાનો દેહ આદ્ય દેઇને, મિથ્યા દેખે સર્વને;
ચૈતન્ય તો સઘળે જ સરખું, તો કોણ ધરે દેહ ગર્વને.
કીટ પતંગ બ્રહ્મા લગે, પૂરણ દેખે આત્મા;
દૃષ્ટિ તત્વ ઉપન્યું જ્ઞાન જેહને, તે ભૂલા ન પડે ભ્રાંતમાં.
જન્મ અંધ જેમ રૂપને, દેખે નહિ નિર્ધાર;
અધ્યાસ નહિ તેને દેહ સાથે, સુણે શબ્દના ભણકાર.
તેમ જ્ઞાતાને પિંડ જ નહિ, નહિ ત્યાં પર ને આપ;
દેહદર્શી જે હોય ભાઇ, તેહ ત્યાં પુણ્ય ને પાપ.
જેમ અંજન વિદ્યા હોય જે કને, તે જ્યાં ત્યાં દેખે ધંન;
વિદ્યા વિના ઘર મધ્ય દાટયું, ન જાણે કો જંન.
ધનદર્શી જેમ ધન દેખે, પણ મધ્ય ન દેખ ભોમ્ય;
આવર્ણ છે પણ આડય ન કરે, તેને સાવ નિરંતર વ્યોમ.
તેમ મહા કળા છે મહા પુરૂપને, અણલિગી અભ્યાસ;
સ્થૂલતા દર્શન શરીરે, સેહેજે થયોજ સમાસ,
દેહ અધ્યાસે દોપ સઘળા, દેખે તેજ સંસાર;
દેહ તેને સર્વ સાચું, પાપ પુણ્ય અવતાર.
કહે અખો સહુકો સુણો, કળા મોહોટી મહંતને;
જેણે મનસા વાચા કર્મણાએ, સેવ્યા હરિ ગુરૂ સંતને.

## પદ ૪ થું.—રાગ કાનડો.

અકલ કલા ખેલે નર જ્ઞાની, જેસંહિ નાવ હિરે ફિરે દશ દિશ;
ધ્રુવ તારેપર રહત નિશાનિ, અકલ કલા ખેલત નર જ્ઞાની. અ૰ ટેક.
ચલન હલન અવનીપર વાકો, મનકી સૂરત અકાશ ખેલાની;
તત્વ સમાસ ભયો હે સ્વતંતર, જેસેં હીમ હોત હે પાની. અકલ૰
છૂટી આદ્ય અંત નહિ પાયો, જઇ ન શકત જહાં મન બાની;
તા ઘર સ્થિતિ ભઇ હે જિનકી, કહી ન જાત યહ અકથ કહાની. અ૰
અજબ ખેલ અદ્‌ભુત અનુપમ, જાકું હે પિહિચાન પુરાની;
ગગનહીં ગેબ ભયા નર બોલે, એહી અખા કોઇ જાણે જ્ઞાની. અ૰

## કડવું ૧૭ મું.–રાગ ધન્યાશ્રી.

વસ્તુ ને વાણી બોલી નવ શકેજી, મનકેરી સુરત જિહાં જાતાં થકેજી;
સદ્દગુરૂ કેરો જો લક્ષ આવે તકેજી, તે નર સર્વે હરિ થાય તેણે પલકેજી.

### પૂર્વછાયા.

હરિ થાય તે હેત સમજે, દેહાતીત તે આતમા;
પરાત્પર પરબ્રહ્મ કેવળ, તે ન આવે વાતમાં.
અચલ આતમા એક પૂરણ, અખંડિત અવિનાશ;
અજર અમર અનામ અવ્યય, પૂરણ જ્યોતિપ્રકાશ.
તેને આદ્ય અંત્ય ને મધ્ય નહિ, નહિ જેને દેશ કાળ;
છાયા માયા વપુ વર્જિત, માપ રહિત વિશાળ.
અધો ઉર્ધ્વ મધ્ય નહિ, નહિ દિવસ ને રાત;
બાલ યૌવન વૃદ્ધ નહિ, ભાઇ તેવડે સર્વે ભાત્ય.
ત્યાં વારિ વાયુ વસુધા નહિ, નહિ અનલ ને આકાશ;
સર્વમાંહી ને સર્વ વર્જિત, નહિ ઉત્પત્તિ નહિ નાશ.
માનવ દાનવ દેવ પન્નગ, નાગ નહિ નર નાર;
સર્વ કેરૂં જીવન સદા, પણ સ્પર્શે નહીં લગાર.
તપ્ત શીતલ સુભગ સુંદર, કહ્યો ન જાયે તેહ;
મૂલ માપ થાપ ન થાયે, નહીં સ્પૃહ નિસ્પૃહ
ક્ષાર ખટ રસ મધુર મોળું, તીક્ષ્ણ મિષ્ટ ન કહેવાય;
દીર્ઘ લઘુ કે વામ દક્ષિણ, સર્વ વર્જિતને માંય.
નીલ પિત્ત કે શ્યામ ઉજ્જ્વલ, રહિત અવસ્થા ચાર;
દૂર નિકટ કે મધ્ય છેડે, થાય નહિ નિર્ધાર.
કહે અખો સહુકો સુણો, તેનો લક્ષ મોટા મહંતને;
એ અવાચ્ય વસ્તુને તેજ પામે, જે સેવે હરિ ગુરૂ સંતને.

## કડવું ૧૮ મું.

જે પ્રભુ વાણીએ ન કહ્યો ન જાયજી, પામણહારો સેહેજે પલાયજી;
અગમ અગોચર જેને વેદ ગાયજી, અટપટો આશય સેહેજ સમજાયજી.

## પૂર્વછાયા.

સેહેજમાં સાધન લાગે, અણલિંગી અનુભવ એવો;
વંધ્યા સુત જેમ સુખ સરાહે, અચવ્યો રસ પીવો નવો.
મુખ વિના રસપાન કરવું, એવું તે બ્રહ્મજ્ઞાન;
શ્રવણ વિના તે શબ્દ સુણવો, નેત્ર વોણું જેમ ધ્યાન.
વસ્તુ ગતે સેવક નહિ, અને સ્વામીને નહીં રૂપ;
ગ્રાહ્ય ગ્રાહક ભાવ નહિ, એવું તે ધામ અનૂપ.
જેને વર્ણ વેષ ન રૂપ મુદ્રા, તેતણા સર્વ રંગ;
છાયા માયા નહિ જેને, તેના જાણો સર્વ ઢંગ.
સ્થાન માન જેને નહીં, અકલ રૂપ અપાર;
તેવડે એ સર્વ શોભે, આપે જાણણહાર.
વાણી માંહે જેહ ન આવે, તેતણી સર્વ વાણ;
નેતિ નેતિ કરતા રહે જેહ, તેની જાણે સર્વ જાણ.
કૂટસ્થ આત્મા બ્રહ્મ કૈવલ્ય, તેનો સર્વ પસાર;
જેને વિશેષણ એક ન લાગે, તે વિલસી રહ્યો સંસાર.
જે કહેવો એ કહેવાય નહિ, અને શબ્દાતીત સદાય;
અનિર્વચનીય વચન બોલે, તે નાવે વાણીમાંય.
એ તો પ્રીછણહાર વિના પ્રીછવું, પદાર્થ વોહોણી જે પ્રીછ;
આપે આપનું જે નિરીક્ષણ, ઇચ્છા વોણી જે ઇચ્છ.
કહે અખો એ વાણ વર્જિત, નિજ સ્ફૂર્ણ મહંતને;
એ સમસ્યા તેણે લહી, જેણે સેવ્યા હરિ ગુરૂ સંતને.

## કડવું ૧૯ મું.

વસ્તુ કેરૂં હારદ વસ્તુ જ જાણેજી, શુંએ જાણીને દ્વૈત ઉર આણેજી;
અદ્વૈતનો દ્વૈત કરે કોઇ સજાણેજી, આપકેરૂં રૂપ તે આપ વખાણેજી.

## પૂર્વછાયા.

વખાણે તે વ્યક્ત કરીને, આપે કહે આપે સુણે;
જેમ ગારૂડી મૌવર વિષે, સ્વર દીએ ને ભાષા ભણે.

સ્વામી પિંડમાંહે તે જીવ ક્યાંથી, અને જીવને ક્યાંથી પિંડ;
એ ચલણ હલણ ચિદ્રૂપતા હરિ, આપ માંહેથી મંડ.
તું તે હું ને હું તે તું, ધ્યેય ધ્યાતા તું રામ;
ઊંડું વિચારી આપ નિર્ખે, આપે આપનાં કામ.
છો કૈવલ્ય સ્વામી તમો, દિશો ઇશ્વર માયા જીવ;
એ ત્રણે પ્રકારે થયું તદ્રૂત, પણ સ્વભાવે તમે શિવ.
અણછતી અજા તમારી, અંગીકૃત સરખી અશી;
તે મધ્ય પડિયું ધાય તમારૂં, ત્યારે ઇશ્વર થઇને વિલસી.
તે ઇશ્વરના ઐશ્વર્ય વિષે, અનંત જીવ ઉપજે સમે;
ચૈતન્ય ચાલ્યું આવે તમારૂં, તેમ તેમ માયા પરવરે.
જેમ કાચનું મંદિર રચ્યું, નીલ પીત શુભ્ર શ્યામનું;
તે ઉપર તપ્યો સૂર જ્યારે, ત્યારે વિચિત્ર રૂપ થયું ધામનું.
કૈવલ્ય સૂરજ તપે સદા, માયા તે મંદિર કાચ;
ઇશ્વિર નામ તે તેહનું, જીવ થઇ માન્યું સાચ.
અધિષ્ઠાન તે તમે સ્વામી, તેણે એ ચાલ્યું જાય;
અણછતો જીવ હું હું કરે, પણ ભેદ ન પ્રીછે પ્રાય.
કહે અખો તમે નાથ નિર્ગુણ, થયા સગુણ વેષ જંતને;
એ કલા તમારી પ્રીછવા, જન સેવે હરિ ગુરૂ સંતને.

## કડવું ૨૦ મું.

એમ એ નાટક ચાલ્યું જાયજી, જેના સ્વામી તમો પ્રભુ રાયજી;
કૈવલ્ય ઇશ્વર ભૌતિક કાયજી, અછતો જીવ મધ્યે ઉભો થાયજી.

## પૂર્વછાયા.

અણછતો જીવ થાય ઉભો, તે જાય હરિને જાણવા;
નરને ઓછાયો કેમ કળે, તે હીંડે બુદ્ધિમાં આણવા,
જેમ છો તેમ તમે પ્રભુજી, કાયા માયા સ્વે આપ;
બિંબ પ્રતિબિંબ થાયે દર્પણે, તેમ તમારો તે વ્યાપ.
કૈવલ્ય પદ તમે નિજ સ્વરૂપે, ઇશ્વર પદ છે અનંત;
મોટું સામર્થ્ય માયા કેરૂં, જ્યાં ઉપજે મિથ્યા જંત.

તે જંતને બહુ કામના, રસના માટે તે જીવ;
દેહ આસક્તિ તેને અતિ ઘણી, જાણે આયુઃ વધે થઇએ શિવ.
તે પિંડને બહુ પરભવે, અને કરે તે કર્મ કલેશ;
ચિરંજીવી થવા હીંડે, મોટો મન ઉદ્દેશ.
ભૂત ભવિષ્યની વાત લેવા, ઘણા માન્ય કે કોડ;
ઇશ થાવાને આશ મોટી, સાધે પિંડ મન મોડ.
સિદ્ધિ કાજે તે કરે, અતિ ઘણા ઉપાય;
તેણે અહંતા વાધે અતિ ઘણી, જીવ જાડેરો થાય.
માયા સાધે મન વડે, જાણે એજ પરમાત્મ પદ;
મમતાતણાં તેણે પડલ ચડે, ત્યમ ત્યમ વાધે મદ.
એવા પ્રકાર અજાતણા, સાધે છે જીવ અપાર;
નાટકમાં નર નાચ નાચે, એમ સરાહે સંસાર.
કરે અખો પદ મૂલગે, પહોંચ નહિ એ જંતને;
મર્મ મૂલગો તેજ પામે, જે સેવે હરિ ગુરૂ સંતને,

## પદ ૫ મું.—રાગ ભૈરવ.

મર્મ સમઝ રે મનુવા મેરા, તામેં સમાસ જબ હોવે તેરા:
મન જગતકા ધારણહારા, મન મુવે મેટિયા સંસારા. મર્મ.
લોક ચૌદ સ્ફુર્યાં હે મનકું, તાતે મન પાવે બંધનકું:
મન મુવા તબ હે સબ રામા, એહ લોક પરલોકકી મેટી કામા. મર્મ.
મન મુવે તે રહે જે મનવા, સો હરિરૂપ જાણી જે જનવા;
કહે અખો રહ્યા નહિ બાકી, જબ હિકમત ખુઆી ઘરવાકી. મર્મ.

## કડવું ૨૧ મું.—રાગ ધન્યાશ્રી.

વળી કહું પૂરણ પદ મહિમાયજી, કોટી બ્રહ્માંડ જે નવાં રચાયજી;
પણ અધિક ઓછું કાંઇ નવ થાયજી, જોતાં જોતાં તે વિલે જાયજી.

## પૂર્વછાયા.

વિલે જાતાં વણસે નહીં અને નવાં થાતાં નવ વધે;
પ્રાયઃ વસ્તુ અરૂપ અણલિંગી, હેતુ વિના કારણ નિષે.

## કડવું ૬૩ મું.

રૂડા દ્વિજને દઈ બહુ દાનજી, મગન કરે છે કૃપાનિધાનજી;
હરે મુરારે શ્રીભગવાનજી, નારદાદિ મુનિ કરે ગુણ ગાનજી.

### ઉથલો.

શ્રીનારદ આદે મુનિ, જેના તે ગુણ નિત્ય ગાય;
શ્રીરુક્મિણી વર અમારી, કરજો નાથ સહાય.
કરૂણાના સાગર સદા, વળી કરતલ ભવ જલ પાર;
પતિત પાવન નામ જેનું, મુક્તિના દાતાર.
છો નર દેવ શિખામણી, વળી ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ;
શ્રીરુક્મિણી રમણ અમને, પાળો દીન દયાળ.
સંસાર દુઃખથી ખેદ પામી, શરણ આવે જંત;
તેની રક્ષાને વિષે તમે, ઉદ્યમ યુક્ત અનંત.
ઉદ્ધવને વિષે અર્પિયું, તમે નિર્મળ જે નિજ જ્ઞાન;
અનંત જન ઉદ્ધારવા, કર્યા પરમારથ ભગવાન.
નાનાવિધ અવતાર ધારી, પાળ્યા સાધુ લોક;
શ્રીરુક્મિણી રમણ અમને, કરજો સદા અશોક.
મન ક્રમ વચને માહરૂં, હવે માન્યું તમસું મન;
મુક્તાનંદના નાથ મારૂં, તમ અર્થે આ તન.

## કડવું ૬૪ મું.

મુજને ભય આ લોક પરલોકજી, તમે સમર્થ નિવારણ ભય શોકજી;
તે માટે પતિ શબ્દ છે જેહજી, તમમાં સાચો છે પ્રભુ તેહજી.

### ઉથલો.

સત્ય છે પતિ શબ્દ તમમાં, એમ જાણીને શ્યામ;
મેં તમને નિજપતિ કર્યા, સમજી સદા સુખ ધામ.
તપ અર્ચન સાધન વડે, આરાધી તમને કોય;
તમ વિના અન્ય પતિ વરે, અતિ ભૂલી વનિતા સોય.

તમારી માયા વિષે, અતિ મોહ પામી નાર;
ડર આલોક પરલોકમાં, ન ટળે તેણે એક લગાર.
તે માટે મેં તપ વ્રતાદિક, ધર્મ પાળ્યા જેહ;
તે તમને રીઝાડવા, તેમાં તે નહીં સંદેહ.
તે માટે તમે રાજી થઈને, મારો મનોરથ નાથ;
સંપૂરણ કરો શ્રીહરી, રાખો સદા નિજ સાથ.
એમ પ્રાર્થના કરી નમે, પછી ઉર ધારે હરીરૂપ;
કરંડીયામાં મૂર્ત્તિ સુવાડે, નિત્ય નિત્ય પરમ અનૂપ.
હરી પૂજા વિધિ મેં કહ્યો, સદ્ગ્રંથ કેરો સાર;
મુક્તાનંદ ત્રિય માત્રને, જેથી વધે પ્રભુ સંગ પ્યાર.

## પદ ૧૬ મું.—રાગ ધોળ.

સતિ નાર અચળ ધર્મ પાળે રે, હરી વરવા;
બીજી ઉર થકી આશા ટાળે રે, હરી વરવા.
સતિ ચાત્રક સરખી થાય રે, હરી વરવા;
તન જાતે ટેક ન જાય રે, હરી વરવા.
મતી સુર સરખી સાચી રે, હરી વરવા;
કદી પાની તે ન ધરે પાછી રે, હરી વરવા.
સતિ મતવાલી થઈ ડોલે રે, હરી વરવા;
મોળું વેણ મુખથી ન બોલે રે, હરી વરવા.
સતિ લોક લજ્જા સર્વે ત્યાગે રે, હરી વરવા;
પ્રેમે પ્રભુ ચરણ અનુરાગે રે, હરી વરવા.
મુક્તાનંદ કહે પતિવ્રતા નારી રે, હરી વરવા;
રાખે ઉરમાં અખંડ મોરારી રે, હરી વરવા.

## કડવું ૬૫ મું.

હવે કહું દોષ નિવારણ રીતજી, જે સુણી પાપી થાય પુનીતજી;
કહીંએ અજાણ્યે એકજ વારજી, ધર્મથી વનિતા ચૂકે લગારજી.

## ઊથલો.

ધર્મ ચૂકલ માનની તે, જેણે કરી શુદ્ધ થાય;
પામે ફળ નિજ ધર્મનું તે, સુગમ કહું ઉપાય.

વિધવા ગુંથે ચોટલો, વળી પલંગે સુવે કોય;
અર્ધી ત્રિય સંગથી, કરે એક ઉપોપણ સોય.
તેમ બે ટાણાં એક દિનમાં, જમે વિધવા જેહ;
નગ્ન નહાય અતિશે જમે, કરે એક ઉપોપણ તેહ.
રોગ વિના તન તેલ ચોળે, જે દિન થાયે ક્રોધ;
એક કરી ઉપવાસ વિધવા, કરે તે પાતક શોધ.
અતિ મીઠાં અન્ન મોદિક આદિ, જે વિધવા બહુ ખાય;
એક દિવસ ઉપવાસ કીધે, દોષ તેહનો જાય.
તેજાનો તંબોલ માદક, ખાય વિધવા નાર;
એક દિવસ ઉપવાસ કીધે, ન રહે પાપ લગાર.
કસુંબલ કે અતિ ઝીણાં, વસ્ત્ર અધિક પ્રકાશ;
મુક્તાનંદ કહે માનનીને, પહેરે એક ઉપવાસ.

## કડવું ૬૬ મું.

ડગલી પેહેરે વિધવા જેહજી, એક દિવસ અન્ન ત્યાગે તેહજી;
નાતથી ન્યારાં વસ્ત્ર જે હોયજી, તે પેહેરે એક વ્રત કરે સોયજી.

## ઉથલો.

વ્રત કરે તે વસ્ત્ર પહેરી, જે હોય વિધવા નાર;
જે પેહેરે ન જણાય તેહનો, દેશાચાર લગાર.
દાંતને કે પગને રંગે, સેંથે ભરે સિંદૂર;
કુંકુમનો કરે ચાંદલો, તેને એક ઉપવાસ જરૂર.
ચંદન અંજન પુષ્પમાળા, પેહેરે વિધવા જેહ;
ચૂડો પહેરે હાથમાં, કરે એક ઉપોપણ તેહ
કુંકુમ કેરી પીળ ભાલે, કરે જે વિધવા કોય;
એક દિવસ ઉપવાસ કીધે, છૂટે પાતક સોય;
હરિપ્રસાદિ ચંદન લઇને, સતિ કરે નિજ ભાલ;
તોપણ એક ઉપવાસ કીધે, વાધે હરી સંગ વહાલ.
તેમ પ્રસાદી હાર હરીના, ઉર ધારે કરી પ્યાર;
તે વિધવા એક વ્રત કરે તો, રીઝે હરી ભરથાર.

ધાતુ સોતું વસ્ત્ર પેહેરે, કીધે તન શણગાર;
મુક્તાનંદ કહે તે સતિ શીર, એક ઉપવાસ પ્રહાર.

### કડવું ૬૭ મું.

ધાતુતણાં આભૂષણ જેહજી, વિધવા નારી પેહેરે તેહજી;
જે વિધવા કરે સુવાસણ વેસજી, લાજ મર્યાદ ન રાખે લેશજી.

### ઉથલો.

લાજ મર્યાદા જે તજે, વળી કરાવે ઉપહાસ;
તે સૌ વિધવા માત્રને, શિર એક એક ઉપવાસ.
સંન્યાસણનો વેશ ધારે, નાચણનો કરે વેશ;
તે વિધવા એક દિવસ ત્યાગે, અન્નતણો લવલેશ.
પુરૂપ કેરો વેશ ધારે, જે વિધવા તજી લાજ;
એક દિવસ તે અન્ન તજે, મહા દોપ મળવા કાજ.
કેશ ઉખાડે ભાલના, વળી ભમે ઘર ઘર જેહ;
પર ઘેર જઇ બેસી રહે, કરે એક ઉપોપણ તેહ.
સાસરિયાં સમ પિયરીયાંસું, સતિ કરે ઉપહાસ;
તે વિધવા શુદ્ધ થાય ત્યારે, કે કરે એક ઉપવાસ.
બાપને ખોળે ચઢી, જે બેસે વિધવા નાર;
એક દિવસ ઉપવાસ કીધે, ન રહે દોપ લગાર.
નર નારી સંજોગની કરે, માતા આગળ વાત;
મુક્તાનંદ કહે એક ઉપોષણ, કીધે શુદ્ધ સાક્ષાત.

### કડવું ૬૮ મું.

નર નારી સંજોગની વાતજી, વિધવા સુણે કહે સાક્ષાતજી;
એક દિવસ જો કરે ઉપવાસજી, તો એ પાતકનો થાય નાશજી.

### ઉથલો.

તો એ પાતક નાશ થાયે, અન્ન ત્યાગે દિન એક;
વિધવા થઇ ગાળો દીયે, તેનો પણ એજ વિવેક.
જે વિધવા હોળી રમે, વળી જૂઠું બોલે કોય;
એક દિવસ ઉપવાસ કીધે. પાતક છૂટે સોય.

જે વિધવા થઇ કલંક કૂડું, ધરે કોઇને શીશ;
એક દિવસ ઉપવાસ કીધે, રીઝે શ્રીજગદીશ.
સાસરિયાં સંગ લાજ ત્યાગી, બોલે વિધવા જેહ;
એક દિવસ ઉપવાસ કીધે, છુટે પાતક તેહ.
મહા પાપી કોય કામની સંગ, વિધવા રાખે પ્યાર;
એક દિવસ ઉપવાસ કીધે, છૂટે પાપ અપાર.
પાખંડી કે યવન નારી, તે સંગ બાંધે હેત;
તે વિધવા એક દિવસ અન્નને, ત્યાગે સંગ સમેત.
જંત્ર મંત્રની જાણનારી, તે સંગ પ્રીતી થાય;
મુક્તાનંદ કહે તે સતિ પણ, એક દિન અન્ન ન ખાય.

## પદ ૧૭ મું.–રાગ ધોળ.

સ્યામળીયાને ગમવા ઇચ્છે સુંદરી, તે ત્યાગે સૌ પાપીણીનો સંગ જો;
નિયમ ધર્મનો નાશ કરાવે પાપીયાં, પાપી સંગે થાય ભજનમાં ભંગ જો. સ્યા૦
નહીં પ્રતીતી જેને હરી અવતારમાં, લાજ રહિત વળી ઓસડની કરનાર જો;
એવા સંગથી એક દીન અન્ન ત્યાગવું, એ વિધવાનો ધર્મ સનાતન સાર જો. સ્યા૦
ગર્ભતણી ઘાતક કે ધૂતી નારની, એક દિવસ સંગત ભૂલે થાય જો;
તો એ મહા પાતક ટળવાને કારણે, વિધવા નારી એક દિન અન્ન ન ખાય જો. સ્યા૦
પાપી નરના ઘરમાં નારી પતિવ્રતા, વિધવા તેને જોવા જાય લગાર જો;
મુક્તાનંદ તે એક દિવસ અન્નને તજે, એ વિધવા સતિયોનો શુભ આચાર જો. સ્યા૦

## કડવું ૬૯ મું.

નીચા કુળની નારી હોયજી, તેને ઘેર સતી જાય જો કોયજી;
તે વિધવા કરે એક ઉપવાસજી, ત્યારે એ પાતક પામે નાશજી.

### ઉથલો.

પાતક તેનાં નાશ પામે, જો નૃત્ય ગીત જોવાય;
તો વિધવા હરી ધ્યાન ધારી, એક દિન અન્ન ન ખાય.
ઉત્સવ કે વિવાહમાં જઇ, જુવે નર શુભ વેશ;
તે વિધવા એક દિવસ રજની, ન જમે અન્ન લવલેશ.

પુરૂષ બહુ પોતાની મેળે, જે સ્થલ રમતા હોય;
તે વિધવા જુએ એકલી, કરે એક ઉપોષણ સોય.
સથવારો જોવા સતિ, ક્યાંય એકલી જો જાય;
તે વિધવાને દોષ ટળવા, એક ઉપોષણ થાય.
પુરૂષના ગુણ રૂપને, કહેવાય કે સંભળાય;
તે વિધવા એક વ્રત કરે તો, પાપથકી મૂકાય.
અજાણે કોઇ પુરૂષને જો, અડે વિધવા નાર;
એક દિવસ ઉપવાસ કીધે, ન રહે દોષ લગાર.
નર સંબંધી ઘાટ ભૂંડો, જો મનમાંહી જણાય;
મુક્તાનંદ અન્ન તજી એક દિન, ગોવિંદના ગુણ ગાય.

## કડવું ૭૦ મું.

પુરૂષનું વસ્ત્ર ધોયા વિણ હોયજી, તેને વિધવા પરસે કોયજી;
જો નર સંગ ભાષણ થઇ જાયજી, વિધવા એક દીન અન્ન ન ખાયજી.

### ઉથલો.

વિધવા એક દિન અન્ન તજે, જો નરનું ચિત્ર લખાય;
તેમ નર નારી વિહાર સોતું, ચિત્રામણ પરસાય.
નર સાથે વાહલપ કરે, કોઇ કારજ અર્થે જેહ;
એક દિવસ ઉપવાસ કીધે, પાપ છૂટે તેહ.
પશુ પંખીનિ આદ્ય જે કોઇ, મૈથુન કરતાં હોય;
મન વશ થઇ જોવાય તો તજે, એક દિન અન્ન સોય.
ગુહ્ય અંગ જે નરતણું, તે વિધવાને દેખાય;
એક દિવસ તે અન્ન ત્યાગે, ત્યારે સતિ શુદ્ધ થાય.
કર નયન ચાળા કરી, જે કરે નરને બોધ;
એક દિવસ ઉપવાસ કીધે, થાય મનનો શોધ.
પુરૂષની દૃષ્ટિ સંગાથે, દૃગ જોડે કરી નેહ;
એક દિવસ ઉપવાસ કીધે, દોષ નિવારણ એહ.
પાંચ હાથથી ઢુકડું જો, નરની પાસ ચલાય;
મુક્તાનંદ કહે અન્ન એક દહાડો, ત્યાગી હરી ગુણ ગાય.

## કડવું ૭૧ મું.

પુરૂષ મળ મૂત્ર કરે જે ઠારજી, તે સ્થળે તેજ ક્રિયા કરે નારજી;
તે વિધવા કરે એક ઉપવાસજી, ત્યારે એ પાતક પામે નાશજી.

### ઉથલો.

પાતક સર્વે નાશ પામે, પાળે નિજ ધર્મ સાર;
ઇચ્છે હરી પદ પામવા, સતિ રાખે એજ વિચાર.
ઉપર ભોંય કે હેઠ ભોંયમાં, જ્યાં નર સૂતો હોય;
તે ઘરમાં સતિ એકલી, રજનીમાં સૂતી કોય.
પ્રભાતે ઉઠી નાહીને, જે કરે એક ઉપવાસ;
તે વિધવાનું પાતક હોય તે, પામે સર્વે નાશ.
નર સભાને દેખતાં, ઉર ઉદર સાથળ જેહ;
દેખાડે વિધવા થઇ, કરે એક ઉપોપણ તેહ.
નર સભાને દેખતાં ઘસે, અંગ વારમવાર;
તે વિધવા અન્ન તજે એક દિન, સેવે હરી ભરથાર.
સાસરિયાં ને પિયરીયાંથી, ગુપ્ત કરે વ્યવહાર;
નારી દ્વારે પુરૂષ સાથે, રાખે મિત્રાચાર.
તે સતિ એક દિન અન્ન તજીને, રહે નિરંતર નામ;
મુક્તાનંદ તે માનનીનું, મન થાયે નિષ્કામ.

## કડવું ૭૨ મું.

દર્પણમાં મુખ નીરખે જેહજી, એક ઉપવાસ કરે સતિ તેહજી;
નિજ બંધુ ભર યૌવન થાયજી, તે સંગ વિધવા મારગ જાયજી.

### ઉથલો.

તે સંગે જાય મારગે, કાં બેસે જઇ એકાંત;
એક કરે ઉપવાસ ત્યારે, પાતક પામે શાંત.
માનસી કે બહારની, પૂજા જ્યારે ન થાય;
કાં નિત્યનો જપ ન થાય ત્યારે, એક દિન અન્ન ન ખાય.
અવશ્ય ઘરનાં કામ વોણો, હરી ભક્તિ વિણ કોય;
વૃથા કાળ જો જાય તો, કરે એક ઉપોપણ સોય.

પુરૂષ પેસે બારણામાં, તુરત વળે ધરી ત્રાસ;
ત્યાં હોય વિધવા એકલી, તો કરે એક ઉપવાસ.
જ્યાં હોય વિધવા એકલી, ત્યાં નર કોઇ આવી જાય;
કાઢે અતિ અપમાન કરી, નહિ તો એક દિન અન્ન ન ખાય.
તે નરને જો ન કાઢે ને, વિધવા રહે તે ઠામ;
ચાર દિવસ ઉપવાસ કીધે, તે સતી થાય અકામ.
સ્વપ્નામાં નર સંગ કીધે, અન્ન ત્યાગે દિન એક;
મુક્તાનંદ કહે તે માનનિને, ઉપજે પરમ વિવેક.

## પદ ૧૮ મું.–રાગ ધોળ.

વિધવા સતિ અખંડ ધર્મ પાળે; તે તો તન સુખ લાલચ ટાળે;
ધારે ઉરમાં અખંડ હરીરૂપ, સતિ જાણે શ્રીહરીને અનૂપ.
સતિ સમજી થઇ તેની દાસી; ધાર્યા શીર ધણી અવિનાશી;
નિયમ દાન ને વ્રત કરે જેહ, પ્રેમે હરીને સમર્પે છે તેહ.
કર્યું તન મન ધન હરી કાજ, પ્રભુ કાજ તજી કુળ લાજ;
કરે સાધન સમજી વિચારી, મુકતાનંદ જેમ રીઝે મોરારી.

## કડવું ૭૩ મું.

સ્વપ્ને સમ્બન્ધિનો સંગ થાયજી. પાદકૃચ્છ્ર વ્રત કરે અઘ જાયજી;
નિજ ધન ખરચી વિધવા જેહજી, જીવ્યા કાજ ઉદ્યમ કરે તેહજી.

## ઉથલો.

જીવ્યા સારૂ જે સતિ, પર સેવા કરવા જાય;
કામિક્ષાવ્રત આચરે, કરી ચાંદ્રાયણે શુદ્ધ થાય.
ખેડ કે વેપારને, ઉદ્યમે જીવે કોય;
પુરૂષનો સ્પર્શ થાય તોપણ, સ્નાન કરે શુદ્ધ સોય.
વેપારણ કે ખેતી કરતલ, બોલે પર નર સંગ;
પાંચસેં જપી નામ પ્રભુનાં, થાય નિર્મળ અંગ.
કાષ્ટ તૃણ કે મૃત્તિકા, વળી છાણ ઉપાડે જેહ;
અવશ્ય કામે અડે નરને, સ્નાન થકી શુદ્ધ તેહ.

પોતાના સંબંધી નરને, કામ થકી જોવાય;
કામથકી બોલાય તોપણ, બમણું પાપ ગણાય.
બમણા કરી ઉપવાસ વિધવા, ટાળે અતિશે પાપ;
તે વિનતાનાં મન વિષે, નવ રહે કોય સંતાપ.
અધર્મમાં મન જાય ત્યારે, ન ગણે દોષ લગાર;
મુક્તાનંદ કહે મન જીતે તે, સતિ સાધવી નાર.

## કડવું ૭૪ મું.

એક પતિવ્રત રાખે જેહજી, નારી સુવલ કે ત્યાગી તેહજી;
પર ત્રિય સંગ ન ઇચ્છે કોયજી, વિશ્વાસી શરણાગત હોયજી.

### ઉથલો.

શરણાગત પર્યંત નર જે, છ પ્રકારના જોય;
જે નારી તે સંગ ચૂકે, મહા પાપી સમ સોય.
તેમાં એક એક પુરૂષનો સંગ, કીધો હોય એક વાર;
તેને પાપ ટળ્યાતણો હવે, કરી આપું નિરધાર.
એક વર્ષ એકાંતરે દિન, મોળો સાથુ જેહ;
પ્રેમ સહિત પીતી રહે, મહા પાતક છૂટે તેહ.
ધારણાં પારણાં નામે, વ્રતોની કરનાર;
અસમર્થ જો હોય નારી, તેનો કહું વિચાર.
પારણાંને દિવસ રાંધેલ, મીઠાળું જે અન્ન;
એક વખત ભોજન કરીને, કરવું હરી ભજન.
તેથી કાયર અધિક હોય તો, બે અન્ન લવણ સમેત;
એક વખત રાંધી જમે, રાખે તે હરી સંગ હેત.
ધારણાને દિવસ નારી, ત્યાગે અન્નની આશ;
મુક્તાનંદ હરી ભજન કરતાં, જળ પીએ કાં છાશ.

## કડવું ૭૫ મું.

વર્ષ દિવસનું વ્રત કરનારજી, જો અંગ રોગી થાય અપારજી;
તોએ રોગ ટળ્યા પછી નારજી, વ્રત કરે પૂરૂં ન તજે લગારજી.

## ઉથલો.

વ્રત લગારે નવ તજે, કરે વરસ દિન લગી જેહ;
તે વીનતા સર્વ પાપ છૂટે, તેમાં નહીં સંદેહ.
એક વર્ષનું વ્રત કરતાં, કાયર વિનતા કોય;
પોણા વર્ષનું વ્રત કરે, પણ પ્રભુ પદ પામે સોય.
અતિ અસમર્થ હોય નારી, વ્રત કરે ખટ માસ;
તે પણ પામે પરમ પદને, પાતક થાયે નાશ.
તે થકી પણ અધિક કાયર, જો કોય વિનતા થાય;
ત્રણ મહિના એ વ્રત કરે તો, પાપ થકી મૂકાય.
તે સાધન વર્ણવી કહ્યાં, જે સૌને પાપ જણાય;
ગોપ્ય રહે તે પાપ ટળવા, ભાખ્યું સુગમ ઉપાય.
શ્રીહરીની મૂર્ત્તિ આગળ, મટકું છતી નાર;
દૃઢ આસન બેસી રહે, નવ હાલે દેહ લગાર.
મુનિવ્રત લઇ મંત્ર જપવા, દિન દિન પાંચ હજાર;
મુક્તાનંદ કહે મંત્ર કેરા, અક્ષર પૂરા ચાર.

## કડવું ૭૬ મું.

જયારે એ મંત્ર જપી રહે સારજી, ત્યારે જમે ભોજન એક વારજી;
છ મહિના એમ જપ કરે સોયજી, તેને પાતક ન રહે કોયજી.

## ઉથલો.

પાતક ન રહે કોય તેને, સાધન કરી શુદ્ધ થાય;
ગોપ્ય પ્રગટ સૌ પાપ નાશે, પ્રેમે હરી ગુણ ગાય.
પ્રથમ કહ્યા છ ભાતના નર, તે સંગ ભ્રષ્ટ થવાય;
તે પાતક છૂટયા તણા, મેં વર્ણવ્યા સર્વ ઉપાય.
તે વિના અન્ય પુરૂષ સાથ, ભૂલ પડે એક વાર;
કહ્યાં તેથી અર્દ્ધવ્રત કરી, ભવ જલથી ઉતરે પાર.
અજાણે મદ્ય પાન થાયે, તેમ જ માંસ ખવાય;
એક ચાંદ્રાયણ વ્રત કરે, ત્યારે પાપ થકી મૂકાય.

પોતાના સંબંધી નરને, કામ થકી જોવાય;
કામથકી બોલાય તોપણ, બમણું પાપ ગણાય.
બમણા કરી ઉપવાસ વિધવા, ટાળે અતિશે પાપ;
તે વિનતાનાં મન વિષે, નવ રહે કોય સંતાપ.
અધર્મમાં મન જાય ત્યારે, ન ગણે દોષ લગાર;
મુક્તાનંદ કહે મન જીતે તે, સતિ સાધવી નાર.

## કડવું ૭૪ મું.

એક પતિવ્રત રાખે જેહજી, નારી મુવલ કે ત્યાગી તેહજી;
પર ત્રિય સંગ ન ઇચ્છે કોયજી, વિશ્વાસી શરણાગત હોયજી.

### ઉથલો.

શરણાગત પર્યંત નર જે, છ પ્રકારના જોય;
જે નારી તે સંગ ચૂકે, મહા પાપી સમ સોય.
તેમાં એક એક પુરૂષનો સંગ, કીધો હોય એક વાર;
તેને પાપ ટળ્યાતણો હવે, કરી આપું નિરધાર.
એક વર્ષ એકાંતરે દિન, મોળો સાથુ જેહ;
પ્રેમ સહિત પીતી રહે, મહા પાતક છૂટે તેહ.
ધારણાં પારણાં નામે, વ્રતોની કરનાર;
અસમર્થ જો હોય નારી, તેનો કહું વિચાર.
પારણાંને દિવસ રાંધેલ, મીઠાળું જે અન્ન;
એક વખત ભોજન કરીને, કરવું હરી ભજન.
તેથી કાયર અધિક હોય તો, બે અન્ન લવણ સમેત;
એક વખત રાંધી જમે, રાખે તે હરી સંગ હેત.
ધારણાને દિવસ નારી, ત્યાગે અન્નની આશ;
મુક્તાનંદ હરી ભજન કરતાં, જળ પીએ કાં છાશ.

## કડવું ૭૫ મું.

વર્ષ દિવસનું વ્રત કરનારજી, જો અંગ રોગી થાય અપારજી;
તોએ રોગ ટળ્યા પછી નારજી, વ્રત કરે પૂરૂં ન તજે લગારજી.

## ઉથલો.

વ્રત લગારે નવ તજે, કરે વરસ દિન લગી જેહ;
તે વીનતા સર્વ પાપ છૂટે, તેમાં નહીં સંદેહ.
એક વર્ષનું વ્રત કરતાં, કાયર વિનતા કોય;
પોણા વર્ષનું વ્રત કરે, પણ પ્રભુ પદ પામે સોય.
અતિ અસમર્થ હોય નારી, વ્રત કરે ખટ માસ;
તે પણ પામે પરમ પદને, પાતક થાયે નાશ.
તે થકી પણ અધિક કાયર, જો કોય વિનતા થાય;
ત્રણ મહિના એ વ્રત કરે તો, પાપ થકી મૂકાય.
તે સાધન વર્ણવી કહ્યાં, જે સૌને પાપ જણાય;
ગોપ્ય રહે તે પાપ ટળવા, ભાખું સુગમ ઉપાય.
શ્રીહરીની મૂર્ત્તિ આગળ, મટકું છતી નાર;
દ્રઢ આસન બેસી રહે, નવ હાલે દેહ લગાર.
મુનિવ્રત લઇ મંત્ર જપવા, દિન દિન પાંચ હજાર;
મુક્તાનંદ કહે મંત્ર કેરા, અક્ષર પૂરા ચાર.

## કડવું ૭૬ મું.

જ્યારે એ મંત્ર જપી રહે સારજી, ત્યારે જમે ભોજન એક વારજી;
છ મહિના એમ જપ કરે સોયજી, તેને પાતક ન રહે કોયજી.

## ઉથલો.

પાતક ન રહે કોય તેને, સાધન કરી શુદ્ધ થાય;
ગોપ્ય પ્રગટ સૌ પાપ નાશે, પ્રેમે હરી ગુણ ગાય.
પ્રથમ કહ્યા છ ભાતના નર, તે સંગ ભ્રષ્ટ થવાય;
તે પાતક છૂટયા તણા, મેં વર્ણવ્યા સર્વ ઉપાય.
તે વિના અન્ય પુરૂપ સાથ, ભૂલ પડે એક વાર;
કહ્યાં તેથી અર્દ્ધવ્રત કરી, ભવ જલથી ઉતરે પાર.
અજાણે મદ્ય પાન થાયે, તેમ જ માંસ ખવાય;
એક ચાંદ્રાયણ વ્રત કરે, ત્યારે પાપ થકી મૂકાય.

સુવર્ણની ચોરી કરે, સોળ માસા સમ કોય;
એક ચાંદ્રાયણ વ્રત કીધે, પાતક છૂટે સોય.
સાધન પાપ ટળ્યા તણાં, આ ગ્રંથમાં કીધાં તેહ;
ધર્મ શાસ્ત્ર મુનિવરે, અતિશે કહ્યાં છે જેહ.
કળિ વિષે એ મોટાં સાધન, કરતાં પામે ત્રાસ;
મુક્તાનંદ કહે સુગમ રીતે, વર્ણવ્યા જપ ઉપવાસ.

## પદ ૧૯ મું.–રાગ સિંધુ.

સાચી સતિયો તણી રીત મહા અટપટી, તન ધન જાતે ન ધર્મ ત્યાગે;
પોતાનો પુરૂપ શ્રીકૃષ્ણ કરૂણા નિધિ, તે સંગ પ્રીત અતિશે જ લાગે. સા૦
જલ વિના મીન જીવે નહીં બારણે, દૂધ ઘૃતમાંહી જો ધરે તેહને;
તેમ સતિયોતણું મન નવ ગમે, પ્રાણજીવન પિયુ કૃષ્ણ જેને. સા૦
ડગમગ મન કરી ધર્મમાંથી પડે, સાધન કરી ફરી શુદ્ધ થાય;
પતિત પાવન પ્રભુ જાણી વળગી રહે, તે પણ ભવ જલ પાર જાય. સા૦
ઉત્તમ પતિવ્રતા એને ગણવી નહીં, અતિશે કનિષ્ઠ તુચ્છ નારી;
આઠ પ્રકારે કરી અન્ય નરને તજે, પતિવ્રતા તે જ પ્રભુને મહા પ્યારી. સા૦
સુરજ તુલ્ય નિષ્કલંક સાચી સતિ, પોતાને તેજે ત્રિલોક પાળે;
મુક્તાનંદ તે સતિતણી ચરણ રજ, શીપ ધારે તેનાં કર્મ બાળે. સા૦

## કડવું ૭૭ મું.

શાક મૂળ ફળ દળ કહેવાયજી, રાંધેલ અન્ન એક દિન લગી થાયજી;
તેમ દહિં દૂધ જો ચોરી ખવાયજી, તે સતિ એક દિન અન્ન ન ખાયજી.

## ઉથલો.

એક દિવસ તે અન્ન તજે, જેને ચોર્યાનો અભ્યાસ;
ગળ્યું અન્ન કેદી ચોરે તો, બે દહાડા ઉપવાસ.
એવી રીતે અન્ય ઠેકાણે, જાણી લેવી રીત;
ઘટતું હોય તેમ દોપ નિવારણ, કીધે થાય પુનીત.
ચાંચડ માંકડ લીંખ જૂ, એવા જંતુ મારે જેહ;
અજ્ઞાની એ વિનતા; કરે એક ઉપોપણ તેહ.

મૂષકાદિ મારે વિનતા, અજ્ઞાને કરી કોય;
બે દિન સૂધી અન્ન તજે, હરિ ભજન કરતી સોય.
અધિક મોટા જીવનું, જાણવું મોટું પાપ;
દેશ કાળ જોઇ સાધન કીધે, નાસે સર્વ સંતાપ.
આત્મ હત્યાની કરનારી, જમના ધોકા ખાય;
સાપણ કે ચૂડેલ જેવી, ચોરાશીમાં થાય.
તામસ યોની વિષે તે, તન ધરે બહુ વાર;
મુક્તાનંદ કહે આત્મઘાતી, પામે કષ્ટ અપાર.

## કડવું ૭૮ મું.

એકાદશી ચોવિશે જેહજી, હરીના જન્મ દિવસ સર્વ તેહજી;
આપત્કાલ ન આવ્યો હોયજી, વિધવા હરી વ્રત ત્યાગે કોયજી.

### ઉથલો.

વિધવા નારી વ્રતને દિન, તૃષ્ણા કરી અન્ન ખાય;
ચાંદ્રાયણ એક વરત કરે તો, પાપ થકી મૂકાય.
જતિ કાં બ્રહ્મચારીનું, જો અન્ન જમે એક વાર;
તે વિધવા એક ચાંદ્રાયણ કરી, ટાળે પાતક ભાર.
તેમ જ આશ્રમ રહિત નરનું, ભૂલે અન્ન ખવાય;
એક ચાંદ્રાયણ વ્રત કરે તો, વિધવા અતિ શુદ્ધ થાય.
જાત થકી કરે ભ્રષ્ટ એવું, કર્મ કરે સતિ જેહ;
એક ચાંદ્રાયણ વ્રત કરે, હરી ભજન કરતી તેહ.
અજ્ઞાને એક વાર જે જે, વ્રતનો ભંગ થઈ જાય;
આ ગ્રંથે જે જે કહ્યા છે, કરવા તેજ ઉપાય.
દોષ ટળ્યાના વ્રતને દિન, અહર્નિષ લે હરી નામ;
તો સંપૂરણ ફળ મળે, સતિ થાય અતિ નિષ્કામ.
શ્રીહરીના નામકેરૂં, માહાત્મ્ય અનંત અપાર;
મુક્તાનંદ હરી ભજન કરતાં, પતિત પામે પાર.

## કડવું ૭૯ મું.

પ્રાયશ્ચિત્તનું વ્રત કરતી હોયજી, ચાર દિવસનું વ્રત હોય સોયજી;
એકાદશી આદિ વ્રત જેહજી ચાર દિન મધ્ય આવે તેહજી

### ઉથલો.

ચાર દિવસ મધ્યવ્રત આવે, તે ન ગણે સતિ નાર;
પાંચ કરે ઉપવાસ પૂરા, ન તજે એક લગાર.
એવી રીતે જે જે વ્રતમાં, આવે મધ્ય ઉપવાસ;
તે વ્રત ભેળો નવ ગણે, તો અતિ રીઝે અવિનાશ.
પ્રાયશ્ચિત્તના ઉપવાસ કરતાં, નિરીછા સેવી ન જેહ;
ફળ ફૂલાદિક સતિ વિધવા, કાંઇ ન ખાયે તેહ.
જે વ્રત ભંગે પ્રાયશ્ચિત્ત કરશે, તે પણ સતિ કહેવાય;
શ્રીસરખી વૈકુંઠમાં જઇ, અતિશે સુખણી થાય.
પોતે પ્રાયશ્ચિત્ત નવ કરે, વળી અન્ય કોય કરતી હોય;
તેને પણ વારૂ કહે, મહા કષ્ટ પામે સોય.
ઇશ્વરની આજ્ઞા પ્રમાણે, તે એને ધર્મ રાય;
નાખે અતિશે નર્કમાં, જેમ પાપ છૂટી જાય.
જમ કરમાં મુદ્દગર લઇને, મારે કરી બહુ રીશ;
મુક્તાનંદ તે નારીઓ ત્યાં, પાડે અતિશે ચીશ.

### કડવું ૮૦ મું.

જમ પુરનાં દુઃખ અતિશે જેહજી, ત્રાહિ ત્રાહિ કરી ભુકતે તેહજી;
જમ પુર કષ્ટ સહી અઘ જાયજી, તે સુંદરીઓ અતિ શુદ્ધ થાયજી.

### ઉથલો.

શુદ્ધ થયા પછી સુંદરી, લઇ અર્ક સમ વૈમાન;
આવે પ્રભુના પાર્ષદ તે, કરશે બહુ સન્માન.
વૈમાને બેસાડી બેઉને, વૈકુંઠ પુર લઇ જાય;
શ્રીહરીના ધામમાં તે, અતિશે સુખણી થાય.
પ્રથમ કીધી ભક્તિ તેણે, પ્રભુ સંગ રાખી પ્રીત;
તે ભક્તના ફળ વડે, થાશે અંતે પરમ પુનીત.
કમળાનું દાસીપણું તે, પામશે બેઉ નાર;
સુરવાંચ્છિત હરી ધામમાં રહે, જ્યાં નહીં કષ્ટ લગાર.
વિષ્ણુ ભક્તિ રહિત વનિતા, દઢ પાળે નિજ ધર્મ;
વ્રત ભંગે પ્રાયશ્ચિત્ત કરે, તેહનો બતાવું મર્મ.

## કડવું ૮૨ મું.

દેવ પિત્રીના કર્મમાં એહજી, જોગ થાય દિન પાંચમે એહજી;
કરે ઉપવાસ જો આપત હોયજી, ત્રીજે દિન શુદ્ધ થાય છે સોયજી.

### ઉથલો.

ત્રીજે દિન શુદ્ધ થાય નારી, એક ઉપવાસે જેહ;
દેવ પિત્રિનું કર્મ કરવા, જોગ કહાવે તેહ.
તે માટે એ મહાપાતક, નવ સંતાડે નાર;
સંતાડે તે નિત્ય હત્યારી, ન ટળે દોષ લગાર.
રજસ્વલાને જે અડે તે, મેલી કે શુદ્ધ હોય;
તોપણ લાગે પાપ એઉને, અડવા જોગ ન સોય.
રજસોતીને અન્ય નારી, અડે કરી બહુ હેત;
તોપણ તેને પાપ લાગે, બ્રહ્મહત્યાએ સમેત.
સ્મૃતિમાં તે તે પાતકનો કૃચ્છ્રવ્રત નિરધાર;
કળિમાં તે સૌ સુંદરીને, કરતાં ત્રાસ અપાર.
તે માટે સૌ સુંદરીને, નાંખું સુગમ ઉપાય;
જે સાંભળતાં સૌ નારીને, કરવા હિંમત થાય.
પોતે હોય રજસ્વલા તે, જઇ બેસે અન્ય પાસ:
મુક્તાનંદ કહે અડે જાણી, તે શીર એક ઉપવાસ.

## કડવું ૮૩ મું.

નારી ધર્મમાં જે હોય નારજી, તેને અજાણે અડાય લગારજી;
વસ્ત્ર સહિત જઇ જલમાં નહાયજી, ત્યારે એ પાપથી મૂકાયજી.

### ઉથલો.

પાપ થકી મૂકાય ત્યારે, કરે મૂશલ સ્નાન;
એમ એ વિના શુદ્ધ થઇને, ભજે શ્રીભગવાન.
આપત્કાલે નર નારીનો, જાણીને સ્પર્શ થાય;
તો પણ રજવાળી વિનતાને, સ્નાન કરે અઘ જાય.
રજ સંતાડવા જોગ નહીં, એમ કહી છે મુનિવર વાત;
એ રીતે સર્વે સતીની, પરંપરા વિખ્યાત.

રજ તનમાં પ્રગટ થયું તે, ન સંતાડે જેહ;
બ્રહ્મહત્યાનાં દોષથી, વિનતાઓ છૂટે તેહ.
પર પુરૂષથી ગર્ભશંકા, સગાંનો થાય નાશ;
તે માટે સૌ યોષિતાને, કરવું રજ પ્રકાશ.
એ રીતિ સર્વ સુંદરીને, અતિશે પાળ્યા જોગ;
પુરાતન આ રીત છે, આપે સુખ આરોગ્ય.
ચારે વર્ણની નારીઓ, ઇચ્છે ધર્મ ફલ જોય;
મુક્તાનંદ કહે એ મર્જાદા, પાળે અતિશે સોય.

## કડવું ૮૪ મું.

વ્રત નિષ્કામ સર્વ શ્રુતિ સારજી, નર નારી પાળે કરી પ્યારજી;
છળ વચને કરી શુભ વ્રત સોયજી, ભંગ કરાવે વિનતા કોયજી.

### ઉથલો.

ભંગ કરાવે વીર વ્રતને, પાપણ નારી જેહ;
નરકમાં જઇ પાપણી, મહા કષ્ટ પામે તેહ.
ક્રોધે જેનાં નેણ રાતાં, જમના દૂત કઠોર;
અગ્ની વર્ણી લોહ મૂર્ત્તિ, ભેટાડે કરી જોર.
લોહાના થંભ અનંત રાતા, બળતાં દાઝે દેહ;
ઉંચે સ્વરે જમ હાક મારી, ફરી ભેટાડે એહ.
નર નારીનું વ્રત જેણે, છલ કરી કીધું ભંગ;
કુંભીપાકના તેલમાંહી, રાંધે તેનું અંગ.
રક્ત પરૂ વિષ્ટાતણા, કુંડમાં નિશ દિન નહાય;
ભુકતે અતિ જમ જાતના, નહીં શાંતિ એક લગાર.
પોતાના તન રોમની, સંખ્યા તે જેટલી થાય;
તેટલાં વર્ષ પર્યંત પાપણ, માર જમનો ખાય.
પછી નિર્લજ વન વિષે તે, પિશાચી થાય ખ્વાર;
મુકતાનંદ કહે પાપણી, દુઃખનો ન પામે પાર.

## પદ ૨૧ મું.—રાગ ગરબી.

દૂતીને જમપુર મારે ધણી, તેનો મિત્ર ભુવનમાં નહિ કોય. ધણી. દૂતી૦

ભરજોબન નારીને પ્યાર કરે, તે તો નવ છોડે પોતાની જણી. દૂતી૦
નર નારીનાં વ્રત જે ભંગ કરે, તેને જ પીડે સર્વ પાપ ગણી. દૂતી૦
લોહાના અંકુશ લઇ કરમાં, ખોસે રોમ રોમમાં તીખી અણી. દૂતી૦
કહે મુક્તાનંદ દુઃખ સહી જમનું, પછી થાય વૈતરી અરણ્યતણી. દૂતી૦

## કડવું ૮૫ મું.

સાત જનમ કુતરડી થાયજી, દૂતીનું દુઃખ નવ વર્ણવાયજી:
સાત જનમ વડવાગોળી હોયજી, ઉંધે શિર લટકે નિત સોયજી.

### ઉથલો.

ઉંધે શીર લટકી રહે, મહા કષ્ટ પામે તેહ;
નરની વિષ્ટામાંહે કીડાના, ધરે હજારો દેહ.
તે કેડે એ પાપણી વળી, ગ્રામ શૂકરી થાય;
તે કેડે અતિ કામી જે તન, તે તે દેહ પમાય.
નર નારીનું નિષ્કામી વ્રત, ભંગનો કરનાર;
તે પુરૂષ પણ પ્રથમ કહીને, વનિતા સરખો પ્યાર.
તે પુરૂષ પણ દેહ ત્યાગી, નર્કે કુંડમાં જાય;
પોતાને પાપે કરીને, જમના ધોકા ખાય.
કુંભિપાક મહા નર્કમાંહે, પડે તે વારંવાર;
ક્રોધ કરી બહુ સર્પ કરડે, કષ્ટનો નહીં પાર.
જમ ફરશી લઇ અંગ ચીરે, અતિશે કરે પોકાર;
પાપી નર જેમ ચીસ પાડે, તેમ તેમ આપે માર.
તે કેડે ચંડાલ તનમાં, ધરે સાત અવતાર;
મુક્તાનંદ કહે અધર્મીને, દિન દિન કષ્ટ અપાર.

## કડવું ૮૬ મું.

સાત જન્મ તે સર્પ થાયજી, અનંત જીવ મારી ખાયજી;
ધરે જળોનાં તન સાતજી, જળમાં રહી કરે બહુ ઉત્પાતજી.

### ઉથલો.

ઉત્પાતી એ જીવ ધારે, જન્મ કોટિ હજાર;
વિષ્ટામાં કીડાતણાં, પામે તે કષ્ટ અપાર.

પુંશ્ચલિયુની યોનિમાં, સાત જન્મ કૃમી થાય;
પાપી નર તેમ પાપમાં, અધકો જડાતો જાય.
ગાયના આળા વિષે, એ કીડો થાય સો વાર;
એમ બહુ યોનીમાં ફરે, ફરી નાવે નર અવતાર.
નિષ્કામી નર નારનું વ્રત, રક્ષણ કરશે જેહ;
નિષ્કામિની જે ગતિ, પામશે નિશ્ચે તેહ.
સતીગીતા શુભ ગ્રંથને, જે ભણે સાંભળે નાર;
અર્થ ધારે ઉર વિષે તે, પહોંચે ભવજલ પાર.
આ ગીતાને પ્રેમસું જે, ભણે ભણાવે ગાય;
મનવાંચ્છિત ફળ પામશે, વળી પાપ થકી મૂકાય.
નિત્ય નિયમે આ ગ્રંથ કેરો, પાઠ કરશે જે કોય;
મુક્તાનંદ ભૂમધ્ય કીર્ત્તિ, પામે હરી પદ સોય.

## કડવું ૮૭ મું.

સતીગીતા જે વિનતા ગાયજી, તે ફરી શુભ કુળ ઉત્પન્ન થાયજી;
પુરૂષોત્તમ પતિ પામે સોયજી, બીજો પતિ નવ થાયે કોયજી.

## ઉથલો.

બીજો પતિ નવ થાય તેને, ભક્તિ થકી જે નાર;
આ ગીતાને સાંભળે, નવં મેલે એક લગાર.
ગાનારીની જે ગતી, વળી સાંભળ તલની તેહ;
હરીનું સુખ પરલોકમાં, તેમાં નહીં સંદેહ.
ધર્મવાળી નારને, નિત્ય પાઠ કરવા જોગ;
નિત્ય આ ગીતા પઠન કરતાં, પામે સુખ આરોગ્ય.
ગ્રંથ સઘળો પાઠ કર્યાની, જેને શક્તિ ન હોય;
પાંચ દશ કે પંદર કડવાં, પાઠ કરે નિત્ય સોય.
સોવાસણ હોય તે પોતાના, ધર્મ ગોતીને કરે ગાન;
વિધવા હોય તે આ ગીતાને, રાખે પ્રાણ સમાન.
જે સ્થલ જેના ધર્મ હોય તે, ગોતીને ગ્રહે સાર;
સોવાસણ ને વિધવાતણો, આ ગ્રંથ અતિ શણગાર.

પ્રેમે કરી જે પ્રેમદા, આ ગ્રંથ ગ્રહેશે સાર;
મુક્તાનંદ તે માનનીને, મળશે હરી ભરથાર.

## કડવું ૮૮ મું.

સતીગીતાને નાર જે ગાયજી, શ્રવણ કરે તે પણ શુદ્ધ થાયજી;
મનવાંચ્છિત ફળ પામે એહજી, અતિ જશવંત કહાવે તેહજી.

## ઉથલો.

જશ વાધે અતિ તેહનો, જે ધર્મમાં રહી ધીર;
આ ગીતા સંભળાવે સૌને, તે નર ગુણ ગંભીર.
પોતાના ધર્મ જાણવા, જે ઇચ્છે સતીઓ કોય;
આ ગીતા તેને કહે, લહે મનવાંચ્છિત ફળ સોય.
આ ગીતા શુદ્ધે ધર્મમાં રહી, સંભળાવે નર જેહ;
ધર્મ ભક્તિ વસે ઉરમાં, પામે સદ્ગતિ તેહ.
જે વિનતા વિનતાઓને, આ ગ્રંથ કહે કરી પ્યાર;
તેને હરી રીઝાવવાનું, એ સાધન અતિ સાર.
સતીગીતા સર્વ સુંદરીનું, હીત કરવાને કાજ;
સદ્ ગ્રંથનો સાર લઇ, કરી નીલકંઠ મહારાજ.
આ ગીતા કરવે કરીને, માતા પરમ ઉદાર;
મુજ પર ભક્તિ રીઝજો, એ માગું વારંવાર.
સુર મુનિ સેવે ચર્ણ એવા, ધર્મ મારા તાત;
મુક્તાનંદ કહે રીઝજો, એ માગું મુનિ સાક્ષાત.

## પદ ૨૨ મું.–રાગ ધોળ.

ધન તે નારી, શ્રીહરીને વરવા મનમાં શૂરી થઈ;
વરી ગિરધારી, ભક્તિ સહિત નિજ ધર્મ અચળ ઉરમાં લઈ. ટેક૦
સતી ભક્તિ સહિત નિજ ધર્મ પાળે, બીજી આશા ઉરમાંથી બાળે;
સતી તિવ્ર વૈરાગે મન ગાળે, ધન૦
સતી રાત દિવસ હરી સેવ કરે, તે તો લોકલજ્જાથી ન લેશ ડરે;
સતી હરી વિના બીજું સૌ પરહરે, ધન૦

સતી શ્યામળીયાને રંગ રાચી, વરી શ્યામાસુંદર વર થઇ સાચી;
બીજી વાત જણાવી અતિ કાચી, ધન૦
સતી તન મન ધન હરી કાજ કર્યું, બીજાું પાપ રૂપ સર્વે પરહર્યું;
કહે મુક્તાનંદ અતિ કાજ સર્યું, ધન૦

દુહો.

સંવત અઢાર એંશીયો, જેઠ માસ ગુરૂવાર;
શુક્લ પક્ષ તૃતિયા તિથી, ગ્રંથ સંપુરણ સાર.

---

સતીગીતા સંપૂર્ણ.

---



बृहत्

# કાવ્યદોહન.

ગ્રંથ બીજો.

(વિભાગ બીજો.)

## ભાલણ.

પાટણ નગરનો રહીશ, સંવત ૧૫૪૦ થી ૧૬૮૦-ઈસ. ૧૫૮૪ થી
તે ૧૬૨૪ લગણમાં હૈયાત હતો. સત્તરમાં શૈકાના પહેલા
કાળમાં જે કવિઓ થયા તેમાં એ કવિ પહેલા વર્ગમાં
શોભે તેવો છે.

## કૃષ્ણલીલા.

### પૂતના વધ.

પદ ૧ લું.–રાગ ગોડી.

કપટે આવી કામિની, સજી સર્વ શૃંગારજી;
બાળકને ભોળાવવા ઇચ્છે, ધર્યું રૂપ અપાર. હરિને નવ જાણે.

આવી તે પ્રેરેલી કંસે, કાળ તણો જે કાળજી;
હણતી હીંડે જ્યાં ત્યાં સઘળે, ઘર ઘર નાનાં બાળ. હરિને.
છૂટી લટ કુચ પર સોહંતી, ચાલંતી અતિ લટકેજી;
વ્રજ જન કેરાં ચિત્ત ચોરંતી, અંગ મરોડે મટકે. હરિને.
વેણી માંહે માલતી ઘાલી, ગજેન્દ્ર ગતિની ચાલજી;
કર કંકર સોહે મુદ્રિકા, નથની ઝાક ઝમાળ. હરિને.
પ્રૌઢે અંગે સાડી પહેરી, કટી કિંકણી ઝણકારજી;
સુંદરી મલપતી ચાલે ચાલે, ડગમગ ભૂપર ભાર. હરિને.
મંદ હાસ્ય ને મુખ મરકલડે, ચંચળ નયન નિહાળેજી;
પાગે વીંછીયાં રણઝણે, ચહો દીશ મીટડી ઘાલે. હરિને.
ઉર સ્તન તે વિષે ભર્યાં, મલપંતી તે આવીજી;
વિસ્મે પામી ગોપિકા, કોણે નવ બોલાવી. હરિને.
વ્રજ વિનતાએ ચિંતવ્યું, નારાયણને જોવાજી;
લક્ષ્મી ચાલી આવે છે, વિરહ વેદના ખોવા. હરિને.
સુંદરી સહુ સામું જુએ, તે આવી નંદને વેરજી;
યશોદાજી વિસ્મે થયાં, ન લહી એહની પેર. હરિને.
પારણા માંહે પોઢીઆ, સ્વામી જુગ જીવનજી;
મળવાને આવી જાણી, મીચ્યાં ત્યાં લોચન. હરિને.
પાવક ભસ્મે ઢાંકિયો, ત્યમ ગોપવ્યું તેજજી;
શ્યામાએ શ્યામજી તેડયા, અંતર અવળું મુખ હેજ. હરિને.
પડીઆરે જેમ ખડ્ગ ઢાંક્યું, ત્યમ બોલે મધુરી વાણીજી;
માતા તેને વારે નહિ, ઉત્તમ સ્ત્રી કો જાણી. હરિને.
જ્યમ જાણી દોરડી, સુતો લે ભૂજંગજી;
તેમ તેણીએ કાળ આપણો, લીધો ત્યાં ઉચ્છંગ. હરિને.
કહે એ નાનડીઓ નિરખતાં, અતિશે લાગે મીઠોજી;
મેં તો કોટિક બાલક નિરખ્યાં, પણ એવો નથી દીઠો. હરિને.
દુર્મતિ સ્તન વિષથી ભરિયાં, મુખમાં મેલે નારજી;
બેઉ કર ભીડીને ધાવે, પીએ પ્રાણ મુરાર. હરિને.

મૂકા મૂકા મહાવજી, કરતી અતિ આક્રંદજી;
ચરણ પાણ ચહોદીશ નાખે, શબ્દ ગાત્ર મતિ મંદ. હરિને.
આંખ ફાટી રહી કેશ મોકળા, વિકલ થયાં સહુ ગાત્રજી;
જીવ ગયો પડી તે પૃથ્વી, મોટી પર્વત માત્ર. હરિને.
ગાય વાછરૂ ચૂરણ કીધાં, પડતાં તેનો દેહજી;
શબ્દ દેશ સઘળી વળી, ગ્રહ તારા ગણ જેહ. હરિને.
શબ્દ સાંભળી તેહનો, આવ્યો સઘળો સાથજી;
ઉર ઉપર રમતા દીઠા, ભાલણ પ્રભુ રઘુનાથ. હરિને.

## જનુનીલીલા.

### પદ ૨ જું.—રાગ ધન્યાશ્રી.

મહાવજી પૂછે વાત માતને, મુખ શ્યામ શરીર રે;
રોમાંચિત તમો શું થયાં, નયણે પ્રગટ્યું નીર રે. મહાવજી.
યસોદા એણી પેરે ઉચ્ચરે, મુખડું જોતાં તારૂં રે;
અતિ આનંદે કરી થયું છે, પુલકિત તન ત્યાં મહારૂં રે. મહાવજી.
વચન મનોહર સાંભળી, હરજીએ લીધો આડો રે;
એવું સુંદીર જે કહો છો, આજ મુજને દેખાડો રે. મહાવજી.
જે કહ્યો તે તણી કાંતિ તણું, કહ્યું ન જાયે લેખું રે;
હું એમ મનમાં જાણું છું, એકવાર હું દેખું રે. મહાવજી.
વળતી માતા એમ વદે છે, તે તું કયમ દેખે તંન રે;
મેં તો એવું કીધું છે તેનું, તારે નથી તેવું પુણ્ય રે. મહાવજી.
બોલ સાંભળી જનુનીના, હદેડા માંહે હસિયા રે;
ભાલણ પ્રભુ રઘુનંદન ત્યારે, સામું જોઇ મન વસિયા રે. મહાવજી.

## ઉખળબંધનલીલા.

### પદ ૩ જું.—રાગ કેદારો.

માતાને મોહન ધાવે, અતીશે લાગે મીઠું રે;
ચુલે પય ઉભરાવા લાગ્યું, યશોદાએ તે દીઠું રે.

અધ ધાવતો મૂક્યો અવની, જનની વેગે ચાલી રે;
આંખે અતિ ખરતાં આંસુ, હરજીએ છેડલે ઝાલી રે. માતાને.
અતિ આકળી થઇ નીસરી, બળ કરી વછોડી રે;
ટંસ લેઇ ગોવિંદે તે વારે, મહીની ગોળી ફોડી રે. માતાને.
પૂર નદીની પેરે ચાલે, હરજી સુખે માખણ ખાય રે;
ઊતારીને આવે જેટલે, તેટલે કૌતુક દીઠું માય રે. માતાને.
બાલક માંકલડાંને ખવરાવે, નાચે પ્રેમે મુદિત થાય રે;
જનનીને આવતી જાણી, ભયભીત થઇ નાસી જાય રે. માતાને.
કામિની કરમાંહે લઇ, ચીમટા પુંઠે થાય રે;
સાસ ભરાયે ભાલણ પ્રભુ, લીલા બ્રહ્માદિક ગાય રે. માતાને.

## પદ ૪ થું.—રાગ ગોડી.

નાશીને જાશો કેટલે રે, હવડાં સહાશું કહાન;
હૈડું દાઝે છે મારૂં રે, ઘણું કર્યું છે જાન. નાશીને૦
કરમાં લઇ કામડી રે, કુંવર પૂંઠે ધાય;
રીસે લોચન રાતડાં રે, યશોદાને સાસ ભરાય. નાશીને૦
મુખડું માખણ ખરડયું રે, ખરડયા છે બે હાથ;
નારીને નયણે નીર ઝરે રે, ચૌદ ભુવનનો નાથ. નાશીને૦
જોવા આવી ગોવાલણી રે, ઘર ઘરની બહુ નાર;
ગોળી ફોડી ગોવિંદજી રે, મહીડું વહે છે અપાર. નાશીને૦
અંતરીક્ષ અમર તે આવિયા રે, ચઢી દેવ વિમાન;
કૌતક જોવા કૃષ્ણજીનું રે, લક્ષ્મીપતિ ભગવાન. નાશીને૦
આંગણે ફેરવે માતને રે, સુત તે કહે વચંન;
મને સાહી શકે નહીં રે, જો શ્રમ કરે મહા મુન્ય. નાશીને૦
સ્વાસ ભરાઇ યશોમતી રે, હાથ ન આવે તંન;
હાસ્ય કરે સર્વ ગોવાલણી રે, દુઃખે દાઝી મન. નાશીને૦
માખણ મારૂં લુંટીયું રે, પોતાને નવ ભાવ્યું;
વહેંચી આપ્યું આપને રે, માંકડલાંને ખવરાવ્યું. નાશીને૦

દહાડી કહેતી ગોવાલણી રે, માનતી નહિ હું તેહ;
આજ પ્રત્યક્ષ દેખિયું રે, ભાંગ્યો મનનો સંદેહ. નાશીને૦
નાનડીયું એક મહારે રે, સહુનું મારે કાજ;
શિખામણ દઉં અતિ ઘણી રે, જો કર આવે આજ. નાશીને૦
થાકી જાણી માતને રે, બેઠા સુંદર શ્યામ;
જશોદાએ આવી બાંધિયા રે, ભાલણ પ્રભુજી રામ. નાશીને૦

### પદ ૫ મું.—રાગ દેશાખ.

જશોદા છોડો કહાનને, ઢોળ્યું ગોરસ ગોળી રે;
એવડી રીશ ઘટે નહીં, તમો જાણો છો ભોળી રે. જશોદા૦
અળગાં ઉભાં દુઃખ ધરે છે,બાળક સઘળાં ટોળી રે;
આંખડી જુઓ થઇ છે રાતી, રોતાં અતિ ચોળી રે. જશોદા૦
હઠ કીધે કંઇ નહીં આવે, જે મહી નાખ્યું ઢોળી રે;
તમને તો દુઃખ નથી લાગતું, ભાલણ જન મન હોળી રે. જશોદા૦

### પદ ૬ ઠું.—રાગ ગરબી.

નંદજીને ઘેર ખાવા ટળ્યું રે, પેલા નંદજીને૦ ટેક.
માખણ માટે બાળક બાંધ્યો, એનું અન્ન સઘળું બળ્યું રે. પેલા૦
નંદજીને ઘેર એવો કુંવર કયાંથી, પૂરણ પુણ્ય ફળ્યું રે. પેલા૦
ભાલણ પ્રભુ શ્રીરામ ન જાણ્યો, તેનું જીવિતવ્ય બળ્યું રે. પેલા૦

### પદ ૭ મું.—રાગ દેશાખ.

જશોદાજી છોડો સુંદર શ્યામને હો, કઠણ દામણું ખુંચે કોમળ અંગ હો;
નયણે હો આંસુ બહુ ઝરે હો, દેખી અતિ દાઝે મારૂં મન હો. જશોદા.
દોહિલે કુંવર આવ્યો લાડિકો હો, તે ઉપર એવડી ન કીજે રીશ હો;
સુંદીર છે બાલિક અતિ ઘણું હો, એવા બીજા નથી દશ વીશ હો. જશોદા.
વહાલો છે એ આખા ગામને હો, કહો કેટલું કીધું છે એણે જાન હો;
અમો સર્વ મળીને આપીએ હો, જે વણસાડયું હોય શ્યામ હો. જશોદા.
એના પગ પુંઠે તમો પામિયાં હો, કયાં તમારે એવડી હુતી આથ્ય હો;
નવનિધ આવી છે એણે કરી હો, પૂજો શેં નહિ એના પાય હો. જશોદા.

એવડી રીશ કરીએ નહિ હો, દયા ન આવે દેખી સુંદીર બાળ હો;
અમને દુઃખ લાગે છે ઘણું હો, રોતો દેખી મહાવજી શ્રીગોપાળ હો. જશોદા.
એને નામે બંધન છુટીએ ભવતણાં હો, તે લઇ બાંધ્યો ઉખળ સાથ હો;
આંખડી ચોળે છે આપણા કરે હરી હો, ભાલણ પ્રભુ રઘુનાથ હો. જશોદા.

## પદ ૮ મું.

બાઇ જાઓને ઘેર આપણે હો, સોડ ભલાઈ ફોકટ લેતી આજ હો;
ઓળંભા એના દાડી લાવતાં હો, સાંભળીને મુજને થાતી લાજ હો બાઈ.
કુંવર વણસ્યો તો અમારો હો, તમારૂં કાંઇ આવે ને જાય હો;
માખણનો ચોર સહુ એને કહે હો, અમારો તો મહિમા ઓછો થાય હો. બાઈ.
નવ લખ ધેન દુઝે માહરે હો, આલીગાળો કરતો હીંડે આળ હો;
ખાવું ને પીવું મંદીર છે ઘણું હો, ફોકટ માટે પર ઘર જઈ ખાય ગાળ હો. બાઈ.
શિખામણ તે મહારી માને નહિ હો, નહિ તો કંઇ એ શાને જાય હો;
દુધ દહી માખણ છે ઘણું હો, જાણે તો નાનુંસું રાજ થાય હો. બાઈ.
મોહનનાં મીઠડાં મનનાં મેલ્યાં હો, જાણું છું પ્રેમ છે અપાર હો;
સ્વારથ સહુને વહાલો આપણો હો, પરને દુઃખ લાગે નહિ લગાર હો. બાઇ.
સાચા સમ ખાશે તો છોડશું હો, શિખામણ લાવે એક વાર હો;
ભાલણ પ્રભુની લીલા કો જાણે નહીં હો, જો આવે બ્રહ્મા ત્રિપુરાર હો. બાઈ.

## પદ ૯ મું.—રાગ ધોળ.

આવો રે બાઇ કૌતક જોવા, જન્મ કોટીનાં પાતિક ખોવા. આવો રે૦
નંદજીનો કુંવર નાનડિયો, ઉખલ બાંધી ઉર પર ચડિયો. આવો રે૦
ચોરપણું એનું લેખાણું, દોહોણીએ કીધું કાણું. આવો રે૦
શીકું હાલે તેમ મુખ ડોલે, ઉપમા શી ત્રિભુવન તોલે. આવો રે૦
જેને ઘેર નવ લખ દૂઝે, તેને એવી મતિ સૂઝે. આવો રે૦
મુખડાં ઉપર છાંટા દીસે, નીરખતાં મારૂં મનડું હીસે. આવો રે૦
આવ્યા જાણશે તો પીતો રહેશે, તો ત્યાં મારૂં હૈડું હીસે. આવો રે૦
માતા કને તો કાંઇ ન માગે, આપણા જનનું મીઠું લાગે. આવો રે૦
જેનો મહિમા વેદ ગાયે, ભાલણ જન પીતો ન ધરાયે. આવો રે૦

# ગોપી સ્નેહલીલા.

## પદ ૧૦ મું.—રાગ ગોડી.

બાલમુકુંદને નીરખીએજી, આનંદ અંગ ન માયજી;
આવ રે આવ ઉતાવળી, કોણે પીલ્યો તારો પાય. લીલા નૌતમ છે.
રંગે રીખે આંગણે રે, કરમાંહે નવનીતજી;
પ્રાગવટને પાંદડે પોઢે, દીસે તેણી રીત્ય. લીલા.
મુસ્તક મુગટ મણી જ્યોત રે, જાણીએ ઉગ્યો ભાણજી;
પાછળ કચ લટકંતો રે, કૌસ્તુભને છે વાન. લીલા.
સુંદર વદન સોહામણું રે, નાનડીઆશા દંતજી;
જાણે કમલમાંહે પ્રગટે રે, ફુલકલા વિકસંત. લીલા.
કટી કહર તે લટકંતો રે, કૌસ્તુભને આકારજી;
મુખમુદ્રા સોહામણી રે, જાણીએ ગંગા વાર. લીલા.
હાથે સાંકળાં હીરે જડ્યાં રે, પહોંચી સોહે પાણ્યજી;
કાંઇ કાલુંસું બોલતો રે, અમૃત મુખપે જાણ્ય. લીલા.
કટી કંકણ મેખલા રે, ચરણે ઘુઘરી નાદજી;
શ્યામલડાના શબ્દ સાંભળી રે, ઉપજે અતી આહ્લાદ. લીલા.
ચાલ દેખી આપણી રે, ચાળા કરે અનેકજી;
રીઝે રમતો મનસું રે, સામો જોઇ વિવેક. લીલા.
પુંછડું સાહી વચ્છનું રે, ઉભો થાયે બાળજી;
જાણે ત્યારે ધ્રુજતો રે, મૂકી બેસે તત્કાલ. લીલા.
જેની માયાએ મોહ્યા રે, બ્રહ્મા હરી મોરારજી;
ખેલે નંદને આંગણે રે, પુણ્યતણો નહીં પાર. લીલા.
ધન તે માતા જસોમતી રે, બેસે હરિ ઉચ્છંગજી;
ચુંબન કરે મોહન મુખનું રે, રોમાંચિત થઇ અંગ. લીલા.
દે આલિંગન પ્રેમસું રે, હૈડું ટાઢું થાયજી;
શાં તપ કીધાં કામિની રે, થઇ સુંદરશ્યામની માય ! લીલા.
ઘરનાં કારજ વીસર્યાં રે, જોતાં એનું રૂપજી;
એવો કો દીઠો નહિ રે, જાણે ચૌદ ભૂવનનો ભૂપ. લીલા.

ક્ષણ અળગાં થઇએ નહિ રે, જોતાં દિન ને રાતજી;
ક્ષુધા તૃષા લાગે નહિ રે, કરતાં એની વાત. લીલા.
જાણું લઇએ ભામણાં રે, ઉપર ઉતારૂં દેહજી;
ભવ ભવ વાંચ્છું એહવું રે, ચઢતો વાધે નેહ. લીલા.
સુર નર મુનિ જુઓ આકાશથી રે,લીલા કળી ન જાયજી;
મનમાં જાણી રામને ભાલણ, જન ગુણ પ્રભુના ગાય. લીલા.

## પદ ૧૧ મું.

બાઇ એ કાનુડો, અમૃતપેં અતિ મીઠો રે. ટેક.
સુતાં ઉઠીને કામ ન કીજે, લીજે ભવનો લ્હાવો;
નંદ કુંવરનું વદન નિહાળું, રવી સુત ન હોય હાવો. બાઇ.
ખાવું પીવું એને નવ જોઇએ, રમવાની છે આલી;
તે ગોવીંદજીને ભોગ ન આવે, તે વારૂ વસ્ત પરી ખાલી. બાઇ.
ગોળી ફોડી ને ગોરસ ઢોળી, રોળ્યું ઘર નવનીત;
અમને પ્રેમ સાગરમાં બોળ્યાં, એટલું ધરજો ચિત્ત. બાઇ.
સીતાપતી ગોકુલ અવતરિયા, સીધ્યાં સઘળાં કાજ;
ભાલણ પ્રભુ રઘુનાથ લીધું, રમવાને આ રાજ. બાઇ.

## પદ ૧૨ મું.–રાગ દેશાખ.

આવ આતા હું દુધ પાઉં, પારણે પોઢો નંદનંદન હરખે હાલરૂં ગાઉં. ટેક.
માખણ ચોર કહે આવી, શ્યામ સુંદીર હું ઝાંખી થાઉં. આવ.
નવ લખ ધેનુ દુઝે મ્હારે, લોકમાંહી કહો કેમ સમાઉં. આવ.
ઓળંબે આવે સર્વ આહીર, તે આગળ શ્યામ સમ ખાઉં. આવ.
ભાલણ પ્રભુ રઘુનાથ રમાધર, પ્રાણજીવનને હું વારણે જાઉં. આવ.

## પદ ૧૩ મું.–રાગ પરજીઓ.

સખી હું શું કરૂં રે, ધડીએ ન રહે ઘેર રે;
બ્રહ્માદિક જાણે નહિ રે; મારા પુત્રતણી તો પેર રે. સખી.
કહાન કહાન કરતી હીંડું રે, ઘેર ઘેર હીંડું જોતી રે;
કહાં ગયો મારો નાનડીઓ રે, જેને નાકે નિર્મળ મોતી રે. સખી.

જાણું કોની દૃષ્ટી લાગશે રે, રૂપ જોઇને રુડું રે;
ગાલે કરું કાજળનું ટબકું રે, મનમાં આવે કુડું રે. સખી૦
ભુખ્યો છે નથી શીરાવ્યો રે, માખણ ભક્ષ નથી કીધું રે;
ઘણું હું તો ટળવળી રે, પણ એક ટાંક ન પીધું રે. સખી૦
રખે ગયો હોય એકલો રે, જમુનાની તીરે સ્યામળીઓ રે;
કહે સખી તું ક્યાંથી આવી રે, મારો પ્રાણજીવણ મળીઓ રે. સખી૦
જાણું કો ઉપાડી જાશે રે, જેમ પૂતના આવી આગે રે;
દેખાડે તેને હું આપું રે, જે કાંઇ મારી પાસે માગે રે. સખી૦
ઘેર ઘેર બાલક છે ઘણાં રે, બીજો કો નહિ એવો રે;
આલીગાળો દેખાડો રે, મારા સ્યામસુંદીર વર જેવો રે. સખી૦
જળ વિના જેમ માછલી રે, તેમ હું ટળવળતી રે;
સામું જુએ સુંદરી રે, ઉત્તર નાપે વળતી રે. સખી૦
ઓળંએ ભાગી થઇ રે, વશ નાવે વનમાળી રે;
કો કહે મારું ચોરી ખાધું રે, હું થઇ રહું ઓશીઆળી રે. સખી૦
ખીજવવાને કોણે રાખ્યો રે, એને લઇને છાનો રે;
હૈડું મારું દાઝે છે રે, બાઇ તે તો મોઢે માનો રે. સખી૦
માંકડાં વહાલાં છે એને રે, હીંડે છે પરવરીઓ રે;
શું દશરથ નંદન જાણીએ રે, ભાલણ પ્રભુ અવતરીઓ રે. સખી૦

## પદ ૧૪ મું.—રાગ ધનાશ્રી.

આવ સખી ઉતાવળી, મંદિરમાં શું બેઠી રે;
નયણે નંદકુંવરને નીરખો, માયા માંહે શું પેઠી રે. આવ૦
એ અણીઆળાં રાતાં કાળાં, લોચન કહી ન દીઠી રે;
મારાં મનની વાત કહું આલી, અમૃતપેં અતિ મીઠી રે. આવ૦
સામું જો રે સજની મારી, પાંપણનો ચાળો રે;
ગોરા કોડિયું પાડી નાંખ્યું, રૂપે રુડો કાળો રે. આવ૦
એ અણીઆળી અતિશે રાતી, નાક તણી તો ડાંડી રે;
ઉપમા શૂક ચાંચની કહીએ, જુઓ મીટડી માંડી રે. આવ૦
વાંસલડી વજાડતાં દીઠો, કટીતણો એહ લટકો રે;
મારે હૈડે રંગ બેઠો, ચોળ તણો જ્યમ ચટકો રે. આવ૦

લાજ લોપી લોકતણી હું, જાણું જાઉં પાસ રે;
ભાલણ પ્રભુ રઘુનાથની, ભવ ભવ હું દાસ રે. આવ૦

## પદ ૧૫ મું.–રાગ રામગ્રી.

જુઓ રે જશોદા પુત્ર તમારો, કૌતક કીધું રે;
દાણ મિષે કરી વનમાં રાખી, મહીડું મારું પીધું રે. જુઓ૦
કહો રે બાઇ શું કીજે, વારે નહિ ત્યાં કોએ રે;
ઘર માંહી લઇ જાઉં વનમાળી, દીસે સચરાચર એ રે. જુઓ૦
ક્ષણું એક માંહી બાળક થઇ ઘૂટે, ક્ષણું એકમાં અધિકારી રે;
જે દહાડાનો નયણે નીરખ્યો, ગૃહ કારજથી વારી રે. જુઓ૦
ક્યારે જાણું કર ગૃહી બાંધું, મુખ દીઠે મોહ લાગે રે;
ત્યારે જાણું જે ભાગ્ય મહારું, જે નંદકુંવર મહી માગે રે. જુઓ૦
નાઠા પુંઠે કોને નવ લાભે, દેવ મળી જો પેખે રે;
ભાલણ પ્રભુની અદ્ભુત લીલા, કો પાસે નવ દેખે રે. જુઓ૦

## પદ ૧૬ મું.–રાગ રામગ્રી.

સજની મુને વહાલી લાગે, નંદ કુંવરની ચાલ રે;
જે સુંદીર વરને અર્થ ન આવે, તે વારુ વસ્તુ પરી બાલ રે. સજની૦
નયનમાં છે કાંઇ એક કામણ, સામું રહીને ન્યાળે રે;
પીતામ્બર જે પહેરે અંગે, મને તે સૈયર સાલે રે. સજની૦
જે જે મેં તો પ્રેમે પ્રાશું, કુર સુગંધી સાળ રે;
ઘી તો મેં હવડાં તાવ્યું છે, ઉની ઉત્તમ દાળ રે. સજની૦
રીસાવી જાય છે વહાલો, તું ત્યાં જઇ વાળ રે;
પોઢે તો ચરણ ચાંપું, ઢોલિયો લઇને ઢાળ રે. સજની૦
વેરીડા શું કરશે મુંને, દેશે અદકી ગાળી રે;
ઘરનો તો જે ભય હુતો, તે શંકા સર્વે ટાળી રે. સજની૦
મેં તો નિશ્ચે કરીને લોપી, લોક દેવની પાલ રે;
ભાલણ પ્રભુ રઘુનાથસું રમીએ, તે લીલા સંભાળ રે. સજની૦

## પદ ૧૭ મું.—રાગ ધનાશ્રી.

આવો સજની નજરે નીરખો, મોહન કેરી આંખનો મચકો. ટેક.
મધુરે સ્વરે વેણુ વજાડે, સહુને માયા મોહ પમાડે. આવો૦
માણસને કયમ મોહ ન થાએ, વનચર મૃગ તૃણ તજી નવ જાએ. આવો૦
રાગ રાગણીનાં બહુ તાન, ગાયો રહી છે માંડી કાન. આવો૦
દેવ લોકથી અધિકું તાન, નથી હાલતાં તરુવરનાં પાન. આવો૦
રૂપ ભલું કે નાદ વખાણું, દેહમાં મનને કીધું કાણું. આવો૦
મનુષ્ય દેહ છે સર્વથી છેલી, ઘેર કયમ જઇએ એ રસ મેલી. આવો૦
ઘર વ્યાપાર તમે સર્વ છાંડી, મેં તો એસું પ્રીતડી માંડી. આવો૦
સજની બીજી માયા ટાળો, ઘર ધંધાથી મનડું વાળો. આવો૦
બીજી માયા સર્વે કુડી, નંદકુંવરસું કરવી રુડી. આવો૦
ચતુર સંગે જો ઘડી રહીએ, તેહ સમો તો સફલ જ કહીએ. આવો૦
મૂરખ સંગે ક્ષણું રદ હેવું, બહુ લોકનાં સુખથી રહેવું. આવો૦
મારું મન ત્યાં એસું વળગ્યું, ક્રોડ ઉપાયે ન થાયે અળગું. આવો૦
દૂધ દહીં જાણું એને પાઉં, અંતે અધિકા એહ ઉપાઉં. આવો૦
સજની કહોની બીક ન કીજે, ભાલણ પ્રભુ રઘુનંદન કીજે. આવો૦

## પદ ૧૮ મું.—રાગ ગોડી.

આવ રે આવ ઉતાવળી, હરિ જોવાને જઇએ રે;
મન ત્યાં પ્રેમે ભેળીને પછે, નિર્લજ્જ થઇએ રે.
નંદતણો જે નાનડીઓ, મારે હૈયે વસીઓ રે;
તે કોની નિન્દા નહિ કરે, જોયાનો છે રસીઓ રે.
અમીએ ભરી એની આંખડી, અતિ છે અણીઆળી રે;
અધર જોઇએ એના રાતડા, જાણીએ પરવાળી રે.
સામું તે જુઓ સુંદરી, વહાલે તે મીટડી માંડી રે;
ચાંચ જાણે પોપટતણી, એની નાકની દાંડી રે.
એને મસ્તક મોળિયું રે, તે છે કમળને વાન રે;
પહેરી છે તે ઝુલડી, મોતી ઝળકે કાન રે.
મન તે મહારું મોહ્યું, મોરલીને નાદે રે;
કાળી ધોળી બોલાવતા, હરિ શરુએ સાદે રે.

એને આંકી લોંબડી રે, કોટે મોતી માલ રે;
એકે જિહ્વા શું કહું, એના અંગની ચાલ રે.
એવો તે નર નવ સાંભળ્યો, નથી નયણે દીઠો રે;
સનકાદિક સેવા કરે, એહનો રસ મીઠો રે.
સામું જોઇ નીરખતાં, લાગે અતિ મીઠો રે;
ઘર કાજને શું કરું, એ સંસાર જુઠો રે.
લોક ભયે હું બીહું નહિ, મારું ચિત્ત તે બાંધ્યું રે;
માણસ જન્મ પામી ભલે એવું, રત્ન અમુલિક લાધ્યું રે.
કૃષ્ણજીની સંગત કરતાં, ગર્ભવાસથી ટળીએ રે;
ભાલણ પ્રભુ રઘુનાથસું, અંતર્ગત મળીએ રે.

## પદ ૧૯ મું.–રાગ ધોળ.

નંદકુંવરનું મુખડું જોતાં, કિમે નિંદ્રાઉં;
નયન કમળનું અમૃત પીતાં, પૂરણ કેમ થાઉં. નંદ૦
વૃન્દાવનથી આવતાં, જાણું હું સાથે જાઉં;
પ્રેમે કરી વહાલો પીએ તો, દૂધ દહીં પાઉં. નંદ૦
ક્યારે વાંસળી પ્રેમે વાસે, ઘેર બેઠી ધાઉં;
શ્રવણે શબ્દ સાંભળું, જ્યારે ઉઠી જાઉં. નંદ૦
સાસુ નણદી દીઅર પૂછે, તો ઉત્તર પાઉં;
કહ્યું ન માને જો તે મારું તો, જૂઠા સમ ખાઉં. નંદ૦
એનો હસવાનો મરકડલો, સંભારી ધાઉં;
દુરીજન આડે દેખી ન શકે તો, અતિ અવરાઉં. નંદ૦
એની હું થઇ દાસ, વિણ મૂલે વેંચાઉં;
ભાલણ પ્રભુ રઘુનાથ તણા હું, શા શા ગુણ ગાઉં. નંદ૦

# વચ્છહરણલીલા.

## પદ ૨૦ મું.–રાગ ગોડી.

નાનાં મોટાં વાછરુ રે, ચારવાને હરિ જાય;
લુણ ઉતારે યશોમતિ રે, ભાંમણાં લે છે માય. નાનાં૦

મસ્તક નવરંગ મોળીયું રે, કેડ પર પીળું પટફૂલ;
ઉડણ આદર લોંબડી રે, વેદ વૃક્ષનું મૂલ. નાનાં૦

પાગે વાગે ઘુઘરી રે, જાણે હસ્તીનો નાદ;
પનહીક થાક્યા નીચે હેરણ, મંદ ગતિ આહ્લાદ. નાનાં૦

પહોંચી પટરંગ પાટણી રે, રંગીત પટકા હાથ;
કેડે ખોશી છે વાંસળી રે, ચૌદ લોકનો નાથ. નાનાં૦

એવે ને આવી ગોવાલણી રે, ઘર ઘરથી બહુ નાર;
આવો નયને નીરખીએ રે, જન્મ સફ્લ અવતાર. નાનાં૦

કો એક કુસુમે વધાવતી રે, કો એક વધાવે લાજ;
કો એક મોતીડે માનુની રે, વધાવે મહારાજ. નાનાં૦

મળિયાં તેવડ તેવડે રે, રંગે રમતાં રીત;
ઘરથી ભ્રાતથી જે ગ્રહ્યા રે, વાત કરતાં અતિ પ્રીત. નાનાં૦

આગે અગાસુર આવીઓ રે, તેનો કીધો નાશ;
બાલક વચ્છ ઉગારિયાં રે, તેજ કીધું પ્રકાશ. નાનાં૦

કાલંદીએ આવીઆં રે, નીર પાયું વચ્છ;
બેઠાં ફુદડી ફરતાં બાલ રે, ચરતાં મૂક્યાં વચ્છ. નાનાં૦

અન્યો અન્યે આણિયાં રે, અન્નતણાં ત્યાં પાત્ર;
મધ્યે માધવ બેઠડા રે, સુંદીર શ્યામળ ગાત્ર. નાનાં૦

હરજી દેખાડે ડોળીઆ રે, આ મીઠું દાધ ભાત;
ચાખી ચખાવી મિત્રને રે, મોહન પ્રેમે આપે પાત્ર. નાનાં૦

એક કહે હરજી ચાખો મારું રે, આ કેવું છે કહાન;
બોટયું પ્રાશે આહિરનું રે, જે પુરુષોત્તમ ભગવાન. નાનાં૦

બ્રહ્માજી જોવા આવીઆ રે, વિસ્મે પામ્યા મંન;
પારખું જોવાને કારણે રે, હર્યાં વાછરૂં વંન. નાનાં૦

બહાર શોધવાને નીસર્યા રે, પોતે દીન દયાલ;
કરમાં લીધી કામલી રે, બેઠાં મૂક્યાં બાલ. નાનાં૦

વિધિએ સાથી સર્વે હર્યાં રે, રાખીઆ માયા માંહે;
હરજીએ આવી નીરખિયું રે, મિત્ર ન દીઠા ત્યાંહે. નાનાં૦

મોહને મન વિમાસિયું રે, જાણી આજની પેર;
સાથી સર્વ હરાવિયા રે, કયમ જાઉં એકલો ઘેર. નાનાં૦
બાલક વચ્છ રૂપે થયા રે, પોતે શ્રીગોવિન્દ;
ઘેર ઘેર પ્રીત અતિ ઘણી રે, ગૌ ગોપ આનંદ. નાનાં૦
ચતુરાનન ચાલી આવીઓ રે, વર્ષ થયું જ્યાં એક;
રંગે રંગ ત્યાં નીરખીઆં રે, આવે નહિ વિવેક. નાનાં૦
જાણે તે શું આવિયાં રે, પુનરપિ જોવા જાય;
હરિની માયાએ મોહીઆ રે, લીલા જોઇને વિસ્મે થાય. નાનાં૦
બ્રહ્માજીને દેખાડિયું રે, શ્વેત ચતુર્ભુજ રૂપ;
ભાંગ્યો ભર્મ તે મનતણો રે, અંતર જાણ્યું ભૂપ. નાનાં૦
પગે લાગીને સ્તુતિ કરે રે, ઓળખ્યા નહિ મેં સ્વામ;
એ અપરાધ ક્ષમા કરો રે, ભાલણ પ્રભુ શ્રીરામ. નાનાં૦

# બંસી મોહિનીલીલા.

## પદ ૨૧ મું.—રાગ રામગ્રી.

વૃન્દાવન માંહે રે વિઠ્ઠલો, ચત્રભુજ ચારે ગાય;
ચાલો જોવાને ત્યાં જઇએ, દુષ્કિત દૂર પલાય. વૃન્દાવન૦
મળીઆ તેવડે તેવડા, સઘળા સરખો વેષ;
વાદે વાય છે વાંસળી, નાદે મોહ્યા દેવેશ. વૃન્દાવન૦
લોચન તેનાં મંગોરીઆં, જોતાં હરખ ન માય;
વાટે દેવ પળે નહિ, ઢોરા સ્તંભ ત્યાં થાય. વૃન્દાવન૦
લાંબી વેણે વંકીલો, લીલાએ મોરડું અંગ;
નારી દેહડી કાં ન સરજ્યાં, નહિતર રહેતાંજી સંગ. વૃન્દાવન૦
ધન તે નંદ જશોમતી, જેને એહવો છે તંન;
બ્રહ્મા રુદ્ર જાણે નહિ, એવડું એનું પુણ્ય. વૃન્દાવન૦
આપણ સરજ્યાં અભાગીઆં, પૂરી પ્રીત ન થાય;
સ્વેદ મળે છે શ્યામ મને, જઇને કીજે રે વાય. વૃન્દાવન૦
નવ સરજ્યાં વાંસળી રે, અટકત પ્રભુજીના પાણ્ય;
અધર અમૃત રસ ચાખતાં, એ રસ વેદ પુરાણ. વૃન્દાવન૦

લજ્જા લોપી લોકથી, જઇએ જીવન પાસ;
મહીડું માખણ સોંપી, પહોંચે મનની આશ. વૃન્દાવન૦
વેરી વિધાતા વિરાંશીઓ, નયણે નિમિષ્યની ખોડ;
જોતાં જોખમ ઉપજે, એલડી રાઘવ જોડ. વૃન્દાવન૦

વારુ વન માંહે મૃગલાં, આપણા પીયુ સમેત;
નયણે નીરખે નાથને, મુરલીનો રસ લેત. વૃન્દાવન૦

ધન તે ઋષિની કામિની, કોડીલા કૃષ્ણ હાથ;
એ દિન કૃષ્ણ જમાડીઆ, ભાલણ પ્રભુ રઘુનાથ. વૃન્દાવન૦

## પદ ૨૨ મું.—રાગ સામેરી.

મોરલી વાય છે વૃન્દાવનમાં શ્રીગોપાળ, મોરલી સાંભળવા જઇએ.

ગૌ તૃણ ચરતી રહી, સાંભળે માંડી કાન;
આકાશે ચાલે નહિ, થંભી રહ્યાં વૈમાન. મોરલી૦

મૃગલાં મીટ માંડી રહ્યાં, વૃક્ષ તણાં ન હાલે પાન;
મોરલી રાગ રંગે સાંભળીને, યોગેશ્વર મૂક્યાં ધ્યાન. મોરલી૦

ગુણી જન લઈ શકે નહિ, અનેક રાગ રંગ તાન;
મોરલી રંભા મેનકા ઉર્વશી, વિધાતાએ મૂક્યાં માન. મોરલી૦

યમુના જળ હાલે નહિ, સૂર્ય રહ્યો સ્થિર સ્થાન;
મોરલી સુણતાં મોહી રહ્યાં, સાંભળી સુંદીર ગાન. મોરલી૦

અંબર તે સુર નારીનાં છૂટે, અતિ વિકલ દેહ;
મોરલીએ મણિધર ફેણા માંડી, ન હાલે ચાલે જેહ. મોરલી૦
મેં તો રહ્યું જાય નહિ, કામ બાણના વાગ્યા પ્રહાર;
મન તો ચોર્યું મહાવજીએ, વિસરિયાં ધન વ્યાપાર. મોરલી૦

નયણે જઇને નિરખીઓ, સાંભળીઓ સુંદીર સાદ;
નટવરજીનું લટકું દેખી, મૂકી કુલ મરજાદ. મોરલી૦
લોક લાજ મેં પરહરી, સોંપ્યુ રે એને શરીર;
મોરલી પરવશ થયો આત્મા, રાખ્યો તે ન રહે ધીર. મોરલી૦

એ મારે હૈડે વસ્યો, રહ્યો દિન ને રાત;
ભાલણ પ્રભુ રઘુનાથજી, અંતર્ગત મળીઓ સાથ. મોરલી૦

# દાણલીલા.

## પદ ૨૩ મું.

એની વાટે નહિ જઇએ, નંદકુંવર કરે આળ ઘણી;
એને કો વારી ન શકે, શું કીજે મથુરાંનો ધણી.
બાળકથી બળવંત થયો છે, ધેનુક બળ હણી;
એ કેનું કહ્યું ન માને, ઇચ્છાએ ચાલે આપણી.
કાલિન્દ્રી દોહીને વશ કીધો, એણે ઉચાળ્યો ફણી;
ગોવર્ધનગિરિ તોળી રાખ્યો, કર ઉપર આળ કરી.
જે દેખે તે મોહ પામે, એનું રુડું રૂપ ભણી;
લીલા ગતિ કોઇએ નવ જાણે, ભાલણ પ્રભુ રઘુનાથતણી.

## પદ ૨૪ મું.

કાંબલી મે'લો કાનજી રે, શું માગો છો નાથ;
મહીંડું મથુરાં માંહે વેંચવું રે, જાય છે સહીઅર સાથ. કાંબ૰
આણી વાટે કોઇ એક આવશે રે, ટોકટ દેશે આળ;
કરશે નામ તે નંદનું રે, સાંભળશે ભૂપાળ. કાંબ૰
જન્મ તમારાથી અતિ ઘણી રે, મોટમ વાધી જેહ;
થોડે કાજે સાંભળણી રે, નિર્ગમશો શું તેહ. કાંબ૰
એવડી આળ ન કીજીએ રે, સુનું નથી આ વંન;
લોક વહેવાર તે રાખવો રે, દોહિલું છે રે દુર્જન. કાંબ૰
કહો તો મેલું માટલી રે, ઠાલી જાઉં ઘેર;
યશોદાજી આગળ કહું રે, જુઓ પુત્રની પેર. કાંબ૰
મોટો મહિમા છે નંદનો રે, તેની રાખું લાજ;
કોડી એક આપું નહિ રે, તે નિશ્ચે જાણજો આજ. કાંબ૰
રાખો સઘળી ગોવાલણી રે, સહુ કને લ્યો દાણ;
અથવા જાવા દ્યો મુને રે, કંસરાયની આણ. કાંબ૰
સાંભળશે તો અહીં આવશે રે, તાત મારો વૃખભાન;
નંદજીની જોડનો જેહ છે રે, વારુ દેશે માન. કાંબ૰

લક્ષણ ચતુરાનાં એ નહિ રે, જે માર્ગ કરતી આળ;
વ્રજપતિ તાત તમારડો રે, તેને લાગશે ગાળ. કાંઅ૦
શાને રાખો છો એકલી રે, હું તે વાલી નહિ નાર;
પરાણે પ્રીત ન ઉપજે રે, મારે માથે છે ભરથાર. કાંઅ૦
મન તો પોતાનું રાખીએ રે, નાલ કરે જમ નીર;
એને નિર્લજ ન કીજીએ રે, સુંદર શ્યામ શરીર. કાંઅ૦
ધણીઆતાંને નવ બોલાવીએ રે, ઠગતો જોઇએ ઠાર;
કુલ મરજાદા તે રાખીએ રે, ભેદ તણો વહેવાર. કાંઅ૦
શીખો સુંદર શ્યામજી રે, ચતુરાઇની રીત;
કામી કો કરે નહિ રે, પંચ દેખતાં પ્રીત. કાંઅ૦
મોહન મળવું તે ભલું રે, જે બેઉનું માને મંન;
કેમ ન માને તે માનું રે, જેનું ચિત્ત ન હોએ ભિન્ન. કાંઅ૦
પ્રેમ તે ઝાલ્યો રહે નહિ રે, નદીતણું જેમ પૂર;
હવાં જાવા દ્યો મુને રે, થાય છે મુને અસૂર. કાંઅ૦
મન તમારું જો હશે રે, તો મહા રાસે ન હોય;
અંતર્જામી એક છે રે, હૈયે વિમાસી જોય. કાંઅ૦
જ્યારે વાશો વાંસળી રે, અતિ અનોપમ નાદ;
સાંભળવાને અમો આવિશું રે, આણી મંન આહ્લાદ. કાંઅ૦
આ ઠેકાણે રહેજો એકલા રે, વૃન્દાવનને કામ;
મને પોતાની કરી જાણજો રે, ભાલણ-પ્રભુ શ્રીરામ. કાંઅ૦

## પદ ૨૫ મું.

રાધા કહે સુણો સુંદર વર, તમને કહું હું વાત રે;
આવા રૂડા ચતુર શિરોમણિ, નંદ તમારો તાત રે. રાધા૦
તમો આળ કરો તે દેખે, જાતાં વળતાં લોક રે;
આપણા મનમાં નહિ કાંઇ, આળ ચઢાવે ફોક રે. રાધા૦
મારગમાં ન બોલાવીએ, જો ઘણી હોય પ્રીત રે;
નયનતણા ચાળા જે કરવા, ચતુરતણી નહિ રીત રે. રાધા૦

એક વૃન્દાવન દાણી થયા, બીજું સહુને કરો આળ રે;
એ તો લક્ષણ નહિ કાંઇ રુડાં, સાંભળશે ભૂપાળ રે. રાધા૦
હું તો વહાલા માટે કહું છું, દાઝે મારું મંન રે;
જાણું રખે ભુંડા કહે તમને, સુંદર સાંભળ તંન રે. રાધા૦
આજ જાવા દ્યો મુને, વળી મળીશું એક વાર રે;
હું દાસી છું તમારી, ભાલણ પ્રભુ મુરાર રે. રાધા૦

## પદ ૨૬ મું.–રાગ કલ્યાણ.

રાધા કહે હું આગળ થાઉં, તમો સહુ પાછળ આવો; બંસીબટ વાટે પળાણીં૦
શું કરશે કહાનજી મુને, હું વૃખભાન સુતા કહેવાઉં;
દાણ માગવા જો આવે તો, કોટી એક ઉત્તર પાણીં. બંસી૦
ઓશિયાળી કાંઇ નથી એની, બળે તો પાણી નવ પાણીં;
એ ભાગિ હું તો શું બીહું, કંસનાં માળીઆં હેઠળ જાણીં. બંસી૦
મારગ મેલી જો હીંડું તો, સાસરે કેમ સમાણીં;
દહાડી એને દૂધજ પાઉં તો, વણજ હું શું કમાણીં. બંસી૦
જેવો છે તેવો જાણું છું, તમ આગળ અવગુણ ગાણીં;
સુંવાળી થઇ શું બોલું તો, સહીઅર માંહી ઠગાણીં. બંસી૦
સગપણ મારે શું એ સાથે, તમો કહો તેવા સમ ખાણીં;
મીટ તણી મેલાવા માટે, ભાલણ પ્રભુ તણે હાથ વેંચાણીં. બંસી૦

## પદ ૨૭ મું.–રાગ પરજીઓ.

સુંદર શ્યામજી રે, એમ ન કરશો આળ;
અમને તો દોહિલું લાગે છે, તમને દે છે ગાળ,
એવડી આળ ન કીજીએ રે. ટેક.
એ હવડાં આવી છે, નંદજીને એ નવ જાણે રે;
રૂપ યૌવન ચતુરાઇનો, ઘણો ગર્વ મન આણે રે. એવડી૦
સુંદીર દૂધ ભાવે તો પીઓ, માહરું માખણ રે દહીં ખાઓ રે;
જાવા દ્યો એને મારા વહાલા, સુખીઆ થાઓ રે. એવડી૦
શું એ ધૂટે મોંહે બોલે છે, તમો રહો છો સાંખી રે;
ભાલણ પ્રભુ રઘુનાથજીને, તે કહાવશે સાંખી રે. એવડી૦

## પદ ૨૮ મું.

જાશો કો આણી વાટે, કહાનજી ઉભો છે ઘાટે; દાણ માગે રે. ટેક.

એ તો છે કો મોટો દાણી, ન જાણે દૂધ ને પાણી;
લાવ્યો કાગળ છાપું આણી, હું ભોળી કયમ જાણી. દાણ૦

ચંચળ લક્ષ ચલાવે, દાણ મીસે પાસે આવે;
તહારું મહી મુને ભાવે, કિમ જાઈશ હાવે. દાણ૦

આજ હું એકલી રાખી, માથેથી મટુકી નાંખી;
મારું મહી જોયું ચાખી, કહાને ઉભી રાખી. દાણ૦

હું ગઇ યશોદા પાસ, મહાવે મારી ઢોળી છાશ;
ગોરસનો કીધો નાશ, મનમાં મોટી આશ. દાણ૦

ગોવાળાસું બોલે વાણી, એમ કહે સારંગપાણી;
નિત્ય ભાંજિસ તાજી દહોણી, કોમાં કરતો કાણી. દાણ૦

વિનતિ સુણોને આજે, અમને જાવા દ્યો મહારાજે;
કંસનું છે કુડું રાજે, ભાલણ પ્રભુને નવ છાજે. દાણ૦

## પદ ૨૯ મું.–રાગ રામગ્રી.

મુંને શું કહો છો શું કહો છો, સ્વામી શ્રીભગવાન;
વડી વારની વનમાં રાખી, સુંદરી શ્યામળે વાન. મું૦

મહી વેંચવા અસુર થાએ, જાય સહીઅર સાથ;
એકલડી મેં કયમ રહેવાએ, મેલો મારો હાથ. મું૦

નંદ યશોદાને જઇ પૂછો, ન હોએ દહીનું દાણ;
નવી ચાલ કહો કયમ ચાલશે, તમો છો ચતુરસુજાણ. મું૦

આળ માંડી તમે અતિ ઘણી, નહિ સાંખે કોએ;
માથા ઉપર કંસ જાણશે, નવ નવી કયેમ હોએ. મું૦

મારગ દુરીજન લોક દેખશે, કરશે નવો વિચાર;
સાસુ નણંદ ને જેઠાણી, દોહિલો છે ભરતાર. મું૦

આટલા દિન હું અસન જાણતી, હવે થયા છો પ્રૌઢ;
બાળપણું તોએ નવ છોડો, સ્વામી ગરુડારૂઢ.

દૂધ દહીં જો લીધું જોઇએ, વિનય કરીને માંગો;
ભાલણ પ્રભુને પ્રમદ પામી, જન્મ મરણનો ભય ભાંગો. મું૦

## પદ ૩૦ મું.—રાગ સામેરી.

વૃન્દાવનની વાટે, હરજી ઉભા છે ઘાટે;
માથે મહીની ગોળી, આવી ગોપિકાની ટોળી.

### ઢાળ.

ટોળી આવી ગોપિકાની, મુખ્ય રાધા સુંદરી;
નંદ નંદન હાસ્ય કરતા, જ્યેષ્ટિકા આગળ ધરી.
કમલલોચન કહે વાણી, અબળા તું આવી ભલી;
અવરનું મહી પીધું છે, પણ તું રહી એકલી.
ઘણી થાઇશ ધાવુડી મેં, જાણી તારી ચાતુરી;
આજ પય તારું પીયું તો, પ્રતિજ્ઞા મારી ખરી.
મન તલપે મારું તું, આણે મારગ નવ આવતી;
આદર ને ઉપદેશ દઇને, નવે પંથ ચલાવતી.
દાણ ભાંગે તું મારું, ઘણા દિન થયા હઠ ચડી;
આજ સર્વે જાણશે, જે એકલી આવી પડી.
રસ રાખી પ્રિછવાં તો, સખી કો જાણે નહીં;
મન તો માને માહરું, તુંને જાવા દેઉં સહી.
ચતુર હોય તે એક ચિત્તે, બાંધી મુંઠી એક ભરે;
ભાલણ પ્રભુ રઘુનાથજી, એમ પ્રીત રીતે ઉચ્ચરે.

## પદ ૩૧ મું.

નારી નયન નચાવે, અંતર ભય નવ આવે;
મરમે કહે મૃગ નયની, પ્રેમે વદે પિક વયણી.

### ઢાળ.

પિક વયણે પ્રેમે વદે, વેગળો રહે ગોવાળીઆ;
કંસ સરખાને દાણ ન આપું, અમો નહિ તે બાળિઆં.
જાણું છું તું જેહ વાંચ્છા, વાત તારી મેં લહી;
વડાઇ શી કરો છો, પોતાની જીભ્યાએ કહી.

ગાય ચારે નંદની, તુંને દાણી કોણે કર્યો;
ચોરીને દહીં દૂધ પીતાં, પરાણે તું ઉછર્યો.
માંગવું તો માનસું રે, ગર્વ ઘેલો આણવો;
અલુઆઇ શી કરો છો, કંસ રાજા જાણવો.
તમો ચતુરાઇ કરો છો સખી, જુવે ત્યાં અતિ ઘણી;
તમારાથી એક વિદ્યા, આજ હું અધિકી ભણી.
બીહાવો તે બીજાને જે, ભોળી હોયે ભામિની;
તું થકી હું અધિક છું રે, કુટિલ વિદ્યા કામિની.
બીહે તે તો બળે આપે, મારે બીક છે કશી;
ભાલણ પ્રભુ રઘુનાથને કહે, પ્રીત રીતે મન વશી.

### પદ ૩૨ મું.

હરજી કહે એમ વાણી, જેવી છે તેવી જાણી;
વચન કહું છું છેલ્લું, વિણ લીધે નહિ મેલું.

### ઢાળ.

લીધા વિણ મેલું નહિ, બાપ તારો આવશે;
કોણ છે જે બલ કરીને, મુજ આગળ મૂકાવશે.
દૂધ દહીં નવનીત ઉત્તમ, ગોપિકા આપે બહૂ;
આરોગે ગોવાળિયા તે, ગોકુળમાં જાણે સહૂ.
પિયુ તારો શું કરશે, લાગતું લેઉં અહીં;
પાસે પૂછો પ્રેમદાને, આપ્યા વિણ જાએ નહીં.
ઘણા દિન થયા ભાગી જાતી, આજ મુજ મીટે પડી;
સઘળા દિનનું વાળી લેઉં, જત્ન કરતાં જો જડી.
એમ શું મુજ ફોક થાશે, દિવસ પ્રત્યે જે કરું;
આણી વાટે ઉતરો તો, મન આવે તે હરું.
રાવ કરી જઇ કંસ આગળ, શું કરશે તે મુંને;
સહી કરીને જાણ જોજે, જાવા નહિ દઉં તુંને.
સંતોષેસું તમો થોડું, આપી જાઓ રીત્યસું;
ભાલણ પ્રભુ રઘુનાથજી, કહે કાર્ય મહારે પ્રીતસું.

## પદ ૩૩ મું.

બીજી સખી કહે લાગો, આપોને ચરણે લાગો;
બાઇ બોલ પ્રભુનો થાપો, થોડું ઘણું કાંઇ આપો.

### ઢાળ.

થોડુંસું રસ કરી આપો, નંદકુંવર લાડિકા;
કેટલું એક કહાન પીશે, ભરી મહિ લ્યો વાડિકા.
માતા રીસ નહિ કરે અમો, સાખ દઇને થાપશું;
એમ કરતાં કોપશે તો, અમો બમણું આપશું.
હઠ કરે છે કૃષ્ણજી તો, વચન એનું પાળીએ;
શ્યામ સુંદીર પ્રાણ માંગે, તોહે બોલ ન વાળીએ.
રાધા કહે હું તે નહિ જે, હઠ ચઢે આપું રતી;
સોડ ભલાઇ શી કરો છો, પ્યારી થાવા સતી.
મારા બાપને ઘેર ઘણાં જાચક, આવી પય પીએ સદા;
કરગરીને કૃષ્ણ માગે તો, હું પય આપું સુદા.
બીહે તે તો બળે આપે, મારે બીક છે કશી;
વિનય કરીને પ્રારથે તો, દૂધ દહીં પાઉં હશી.
પ્રીતે કોટિક કામ થાયે, મન જો માને ખરું;
ભાલણ પ્રભુ રઘુનાથસું, એક ચિત્તે અનુસરું.

## પદ ૩૪ મું.

ભેદ સખી કહે ભાંગો, યાચક થઇ હરિ માંગો;
તો એ આપશે નારી, હઠે ભરી ભરાણી ભારી.

### ઢાળ.

હઠ ભરાણી ભામિનિ એ, આંટી આવી નવ ટળે;
બીજાની ને એહની કહો, વાત સરખી કયમ મળે.
વૃખભાન કુંવરી લાડકી, એ રૂપ યૌવન ભરી;
માન એનું રાખીએ, કૃષ્ણજી માગો કરગરી.

શ્યામ સુંદર હસ્યા ત્યારે, વચન શ્યામાનાં સુણી;
કેશવજીએ કર જોડીઆ, ને પ્રીત વાધી અતિ ઘણી.

આજ્ઞાકારી હું તહારો તું, જ્યમ રાખે ત્યમ રહું;
જાચવાનું શું ગજું, મન માને તે હું કરું.

યાચક જાણો તાહરો, સંદેહ સઘળો મેં હર્યો;
સ્નેહ સાચો જાણજો, અવતાર આણે અવતર્યો.

સ્નેહ જાણી પ્રેમ આણી, પાણીએ પાયું બહ્યું;
મનનું જલ માનુની તે, દૂધથી અધિકું લહ્યું.

એણીપેર થયા એક રસે, ચિત્ત એહુ અનુભવ્યું;
ભાલણ પ્રભુ રઘુનાથસું, જ્યમ રત્ન કુંદનસું મળ્યું.



# વલ્લભ ભટ.



અમદાવાદનો ભટ મેવાડો સંવત્ ૧૭૯૦ સને ૧૭૩૪ માં હૈયાત હતો. એ માતાનો ભક્ત, ઘણુંખરું ચુંવાળમાં રહેતો. "વલ્લભ ધોળાકી જે" એવું જે માતાના મંદિરમાં બોલાય છે, તેમાંનો એક એ હતો.

## આનંદનો.

### ગરબા છંદ.

આજ મને આનંદ, વાધ્યો અતિ ઘણો મા;
ગાવા ગરબા છંદ, બહુચર માતતણો મા.

અળવે આળપંપાળ, અપેક્ષા આણી મા;
છો ઇચ્છા દીન પ્રતિપાલ, દ્યો અમૃત વાણી મા.

સ્વર્ગ મૃત્યુ પાતાળ, વાસ સકળ તારો મા;
બાળ કરી સંભાળ, કર ઝાલો મારો મા.

તોતળા મુખ તન, તો તો તો કહે મા;
અર્ભક માગે અન્ન, નિજ માતા મન લહે મા.
નહિ સવ્ય અપસવ્ય, કહિ કાંઇ જાણું મા;
કળી કહાવા કવ્ય, મન મિથ્યા આણું મા.
કુલજ કુપાત્ર કુશીલ, કર્મ અકર્મ ભર્યો મા;
મૂરખમાં અણમીલ, રસ રટવા વિચર્યો મા.
મૂઢ પ્રમાણે મત્ય, મન મિથ્યા માપી મા;
કોણ લહે ઉતપત્ય, વિશ્વ રહ્યાં વ્યાપી મા.
પ્રાક્રમ પરમ પ્રચંડ, પ્રબળ ન પળ પ્રીછું મા;
પૂરણ પ્રગટ અખંડ, અન્ન થકો ઇચ્છું મા.
અર્ણવ ઓછે પાત્ર, અક્કલે કરી આણું મા;
પામું નહિ પળ માત્ર, મન જાણું નાણું મા.
રસના જુગ્મ હજાર, તે રટતે હાર્યો મા;
ઇશે અંશ લગાર, લૈ મન્મથ માર્યો મા.
માર્કણ્ડેય મુનિ રાય, મુખ માહાત્મ્ય ભાંખ્યું મા;
જયમુનિ ઋષિ જોવાય, ઉર અંતર રાખ્યું મા.
અણગણ ગુણ ગતિ ગોત, ખેલ ખલ ખરો ન્યારો મા;
માત જાગતી જ્યોત, જળહળતો પારો મા.
જશ તૃણવંત ગુણ ગાથ, કહું ઉંડળ ગુંડળ મા;
ભરવા બુદ્ધિ બે હાથ, ઓધામાં ઉંડળ મા.
પાગ નમાવી શીશ, કહું ઘેલું ગાંડું મા;
માતા ન ધરશો રીસ, છે ખોલું ખાંડું મા.
આદિ નિરંજન એક, અલખ અકળ રાણી મા;
તુજથી અવર અનેક, વિપ તરતાં જાણી મા.
શક્તિ સરજી સૃષ્ટ, સેહેજ સ્વભાવ અલપ મા;
ક્વચિત કરુણા દૃષ્ટ, કૃતકૃત્ય કોટિ કલપ મા.
માતંગી ધન મુક્ત, રમવા કીધું મન મા;
જોવા જુક્ત અજુક્ત, રચિયાં ચૌદ ભુવન મા.

નીર ગગન ભૂ તેજ, સહેજ કરી નિર્મ્યાં મા;
મારુત વત જે જે જ, ભાંડે કરી ભર્મ્યાં મા.
તતક્ષણ તનથી દેહ, ત્રણ કરી પેદા મા;
ભવ કૃત કરતા જેહ, સરજે પાળે સદા મા.
પ્રથમ કર્યાં ઉચ્ચાર, વેદ ચારે વાયક મા;
ધર્મ સમસ્ત પ્રકાર, ભૂ ભણવા લાયક મા.
પ્રગટી પંચ મહાભૂત, અવર સર્વ જે કો મા;
શક્તિ સર્વ સંયુક્ત, શક્તિ વિના નહિ કો મા.
મૂળ મહી મંડાણ, મહા માહેશ્વરી મા;
જગ સચરાચર જાણ, જય વિશ્વેશ્વરી મા.
જલ મધ્યે જલશાયી, પોઢ્યા જગજીવન મા;
એઠાં અંતરિક્ષ આઇ, ખોળે રાખી તન મા.
વ્યોમ વિમાનની વાટ, ઠાઠ ઠર્યો આછો મા;
ઘટ ઘટ સરખો ઘાટ, કાચ બન્યો કાચો મા.
અજ રજગુણ અવતાર, આકારે જાણી મા;
નિર્મિત હિત નર નાર, નખ શિખ નારાયણી મા.
પન્નગ ને પશુ પંખી, પૃથક્ પૃથક્ પ્રાણી મા;
જુગ જુગ માંહે ઝાંખ, રૂપે રુદ્રાણી મા.
ચખ ચંચળ ચૈતન્ય, વચ ચાહન ટીકી મા;
જણાવવા જન મંન, મધ્ય માતા કીકી મા.
અન્નચર તૃણચર વાયુ, ચર વારી ઝરતા મા;
ઉદર ઉદર ભરી આયુ, તું ભવની ભરતા મા.
રજો તમો ને સત્ત્વ, ત્રિગુણાત્મક ત્રાતા મા;
ત્રિભુવન તારણ તત્ત્વ, જગતણી જાતા મા.
જ્યાં ત્યમ ત્યાં ત્યમ રૂપ, તેજ ધર્યો સઘળે મા;
કોટી કરી ધ્યાન ધૂપ, કોઇ તુજને ન કળે મા.
મેરુ શિખર મહિમાય, ઘોળા ગઢ પાસે મા;
બાળી બહુચર આગ, આદ્ય વસે વાસે મા.

ન લહે બ્રહ્મા ભેદ, ગુણ ગતિ તાહેરી મા;
વાણી વખાણે વેદ, શી મતિ માહેરી મા.
વિષ્ણુ વિમાસી મન, ધન્ય એમ ઉચ્ચરિયાં મા;
અવર નહીં તુંથી અન્ય, બાળી બહુચરિયાં મા.
માને મન માહેશ, માત મયા કીધે મા;
જાણે સુરપતિ શેષ, સહુ તારે લીધે મા.
સહસ્ર ફણાધર શેષ, શક્તિ સબળ સાધી મા;
નામ ધર્યું નાગેશ, કીર્તિ તો વાધી મા.
મચ્છ કચ્છપ વારાહ, નૃસિંહ વામન થઇ મા;
અવતારો તારાહ, તે તુજ માહાત્મ્ય હઇ મા.
પરશુરામ શ્રીરામ, રામ બળી બળ જે મા;
બુદ્ધ કલંકી નામ, દશ વિધ ધરી દેહે મા.
મધ્ય મથુરાંથી બાળ, ગોકુળ તો પોતું મા;
તેં નાંખી મોહ જાળ, બીજું કોઈ નોતું મા.
કૃષ્ણા કૃષ્ણ અવતાર, કલિ કારણ કીધું મા;
ભક્તિ મુક્તિ દાતાર, થૈ દર્શન દીધું મા.
વ્યંડળ ને વળિ નાર, પુરુષપણે રાખ્યાં મા;
એ અચરજ સંસાર, શ્રુતિ સ્મૃતિએ ભાખ્યાં મા.
જાણી વ્યંડળ કાય, જગમાં અણજુક્તિ મા;
મા મોટે મહિમાય, ઇન્દ્ર કથે ઉક્તિ મા.
મહેરામણ મથી મેર, કીધો રવૈયો સ્થિર મા;
કાઢ્યાં રત્ન એક તેર, વાસુકીનાં નેતર મા.
સુર સંકટ હરનાર, સેવકને સન્મુખ મા;
એવી ગતિ અગમ અપાર, આનંદી નિધિ સુખ મા.
સનકાદિક મુનિ સાથ, સેવે વિવિધ વિધે મા;
આરાધી નવ નાથ, ચોર્યાસી સિદ્ધે મા.
આવી અયોધ્યા ઇશ, નામી શીશ વળ્યા મા;
દશ મસ્તક ભુજ વીશ, છેદી સીત મળ્યા મા.

નૃપ ભીમકની કુમાર, તમ પૂજે પામી મા;
રુક્મિણિ રમણ મુરાર, મન ગમતો સ્વામી મા.
રાખ્યા પાંડુ કુમાર, છાના સ્ત્રી સંગે મા;
સંવત્સર એક બાર, વામ્યા તમ અંગે મા.

ઉંધ્યો તન પ્રદ્યુમ્ન, છૂટે નહિ કેથી મા;
સમરી પૂરી શંખન, ગયો કારા ગૃહથી મા.

વેદ પુરાણ પ્રમાણ, શાસ્ત્ર સકલ સાંખી મા;
શક્તિ સૃષ્ટિ મંડાણ, સર્વ રહ્યાં રાખી મા.

જ્યાં જ્યાં જગતી જોઇ, ત્યાં ત્યાં તું તેવી મા;
સમવિત ભ્રમવિત ખોઇ, કહી ન શકું કહેવી મા.

ભૂત ભવિષ્ય વર્તમાન, ભગવતિ તું ભવની મા;
આદ્ય મધ્ય અવસાન, આકાશે અવની મા.

તિમિર હરણ શશી સૂર, તે તારો ધેરો મા;
અમિ અગ્નિ ભરપૂર, થઇ પોંખો શોખો મા.

પટ્ ઋતુ રસ ખટ માસ, દ્વાદશ પ્રતિબંધે મા;
અંધકાર ઊજાસ, અનુક્રમ અનુસંધે મા.

ધરતી તું ધન્ય ધન્ય, ધ્યાન ધરે ન આવો મા;
પાલણ પ્રજા પરજન્ય, અણુચિંતાવ્યાં આવો મા.

સકલ સમૃદ્ધિ સુખદાઇ, પય દધિ ધૃત માંહીં મા;
સર્વે રસ સરસાઇ, તું વિણ નહિ કાંઇ મા.

સુખ દુઃખ એ સંસાર, તારાં નીપાયાં મા;
બુદ્ધિ બળ ને બળ આહાર, ઘણું ડાહ્યાં વાયાં મા.

ક્ષુધા તૃષા નિદ્રાય, લઘુ જોબન વૃદ્ધા મા;
શાંતિ શૂર સીમાય, તું સઘળે સિદ્ધા મા.

કામ ક્રોધ મોહ લોભ, મદ મત્સર મમતા મા;
તૃષ્ણાથી સ્થિર શોભ, શરમ ધરે શમતા મા.

અર્થ ધર્મ ને કામ, મોક્ષ તું મોહ માયા મા;
તન મનનો વિશ્રા[illegible] અંતર છાયા મા.

ઉદ્દે ઉદ્દારણ અસ્ત, આદ્ય અનાદેની મા;
ભાષા ભૂર સમસ્ત, વાક વિવાદેની મા.
હરખ હાસ્ય ઉપહાસ્ય, કાવ્ય કવિત વિત્ત તું મા;
ભાવ ભેદ નિજ ભાષ્ય, ભક્તિ ચિત્ત તું મા.
ગીત નૃત્ય વાજીંત્ર, તાળ તાન માને મા;
વાણી વિવિધ વિચિત્ર, ગુણ અગણિત ગાને મા.
રતિ રસ વિલસ વિલાસ, આશ સકળ જગની મા;
તમ તન મન મધ્ય વાસ, મોહ માયા અગ્નિ મા.
જાણે અજાણે જગત, એ બાધા જાણે મા;
જીવ સકલે આ સૃષ્ટ, સૌ સરખાં માણે મા.
વિવિધ ભોગ મરજાદ, જગ દાખ્યું ચાખ્યું મા;
ગરથ સુરત નિઃસ્વાદ, પદ પોતે રાખ્યું મા.
જલ સ્થલ શાખા પત્ર, પુષ્પ ફળે ફળતી મા;
પરણ માત્ર એક અંત્ર, રસબસ વિચરતી મા.
નિપટ અટપટી વાત, નામ કહું કોનું મા;
સરજી સાતે ધાત, માત અધિક સોનું મા.
રત્ન મણિક માણેક, નંગ મઢ્યાં મુક્તા મા;
આભા અટળ અધિક, અન્ય ન સંજુક્તા મા.
નીલ પીત આરક્ત, શ્યામ શ્વેત સરખી મા;
ઉભય વ્યક્ત અવ્યક્ત, જગ જોવી નરખી મા.
નાગ જે અષ્ટ કુલ આઠ, હીમાચલ આદે મા;
પવન ગવન ઠઠી ઠાઠ, તુજ રચિતા બાધે મા.
વાપિ કૂપ તળાવ, તું સરિતા સિંધુ મા;
જલ તારણ જે નાવ, તું તારણ બંધુ મા.
વૃક્ષ વન ભાર અઢાર, ભૂ ઉપર ઉભાં મા;
[illegible] કરતાર, કોશ વિધિ કૂભાં મા.
[illegible] અભિધાન, અંશ અંશ ધારી મા;
[illegible] ાટે માન, એ કરણી તારી મા.

વરણ ચાર વિધિ કર્મ, ધર્મ સહિત થાપી મા;
એને બાર અપર્મ, અનુચર વર આપી મા.
વાડવ વહ્નિ નિવાસ, મુખ માતા પોતે મા;
તૃપ્તે તૃપ્તે આશ, માત જગત જોને મા.

લખ ચોર્યાસી જંત, સૌ તારાં કીધાં મા;
આણ્યો અસુરનો અંત, દંડ ભલા દીધા મા.
દુષ્ટ દમ્યા કંઇ વાર, દારુણ દુઃખ દેતાં મા;
દૈત્ય કર્યા સંહાર, ભાગ જગન લેતા મા.

શુદ્ધ કરણ સંસાર, કર ત્રિશૂલ લીધું મા;
ભૂમિતણો શિર ભાર, હરવા મન કીધું મા.
અનુચર બુદ્ધિ ઉદાર, ખળ ખોળી ખાવા મા;
સંત કરણ ભવ પાર, સાદ કરે સહાવા મા.

અધમ ઉદ્ધારણ હાર, આસનથી ઉઠી મા;
રાખણ જગ વ્યવહાર, બુદ્ધિ બાંધી મુંકી મા.
આણી મન આનંદ, મા માંડયાં પગલાં મા;
તેજ કિરણ રવિ ચંદ, ઘો નાનાં ડગલાં મા.

ભર્યાં કદમ એ ચાર, મદમાતી મદઝર મા;
મનમાં કરી વિચાર, તેડાવ્યો અનુચર મા.
કુર્કટ કરી આરોહ, કરુણાકર ચાલી મા;
નખ પંખી મેલ્યોહ, પગ પૃથ્વી હાલી મા.

ઉડીને આકાશ, થઇ અદ્દભુત આવ્યો મા;
અધ ક્ષણમાં એક શ્વાસ, અવની તલ લાવ્યો મા.
પાપી કરણ નિપાત, પૃથ્વી પડમાંહી મા;
ગોઠ્યું મન ગુજરાત, ભીલાં ભડમાંહી મા.

ભોળી ભવાની માય, ભાવ ભલે ભાળે મા;
કીધી ઘણી કૃપાય, ચૂંવાળે આળે મા.
નવ ખંડ ન્યાળી નેટ, નજર નજર પેઠી મા;
ત્રણ ગામ તર ભેટ, ઠેઠ ઠરી બેઠી મા.

ઉદે ઉદ્ધારણ અસ્ત, આદ્ય અનાદેની મા;
ભાષા ભૂર સમસ્ત, વાક વિવાદેની મા.
હરખ હાસ્ય ઉપહાસ્ય, કાવ્ય કવિત વિત્ત તું મા;
ભાવ ભેદ નિજ ભાષ્ય, ભક્તિ ચિત્ત તું મા.
ગીત નૃત્ય વાજીંત્ર, તાળ તાન માને મા;
વાણી વિવિધ વિચિત્ર, ગુણ અગણિત ગાને મા.
રતિ રસ વિલસ વિલાસ, આશ સકળ જગની મા;
તમ તન મન મધ્ય વાસ, મોહ માયા અગ્નિ મા.
જાણે અજાણે જગત, એ બાધા જાણે મા;
જીવ સકલે આ સૃષ્ટ, સૌ સરખાં માણે મા.
વિવિધ ભોગ મરજાદ, જગ દાખ્યું ચાખ્યું મા;
ગરથ સુરત નિઃસ્વાદ, પદ પોતે રાખ્યું મા.
જલ સ્થલ શાખા પત્ર, પુષ્પ ફળે ફળતી મા;
પરણ માત્ર એક અંત્ર, રસબસ વિચરતી મા.
નિપટ અટપટી વાત, નામ કહું કોનું મા;
સરજી સાતે ધાત, માત અધિક સોનું મા.
રત્ન મણિક માણેક, નંગ મઢ્યાં મુક્તા મા;
આભા અટળ અધિક, અન્ય ન સંજુક્તા મા.
નીલ પીત આરક્ત, શ્યામ શ્વેત સરખી મા;
ઉભય વ્યક્ત અવ્યક્ત, જગ જેવી નરખી મા.
નાગ જે અષ્ટ કુલ આઠ, હીમાચલ આદે મા;
પવન ગવન ઠેઠી ઠાઠ, તુજ રચિતા બાધે મા.
વાપિ કૂપ તળાવ, તું સરિતા સિંધુ મા;
જલ તારણ જે નાવ, તું તારણ બંધુ મા.
વૃક્ષ વન ભાર અઢાર, ભૂ ઉપર ઉભાં મા;
કૃત્ય કર્મ કરતાર, કોશ વિધિ કૂભાં મા.
જડ ચૈતન્ય અભિધાન, અંશ અંશ ધારી મા;
માનવી મોટે માન, એ કરણી તારી મા.

વરણ ચાર વિધિ કર્મ, ધર્મ સહિત થાપી મા;
એને બાર અપર્મ, અનુચર વર આપી મા.

વાડવ વહ્નિ નિવાસ, મુખ માતા પોતે મા;
તૃપ્તે તૃપ્તે આશ, માત જગત જોને મા.

લખ ચોર્યાસી જંત, સૌ તારાં કીધાં મા;
આણ્યો અસુરનો અંત, દંડ ભલા દીધા મા.

દુષ્ટ દમ્યા કંઇ વાર, દારુણ દુઃખ દેતાં મા;
દૈત્ય કર્યાં સંહાર, ભાગ જગન લેતા મા.

શુદ્ધ કરણ સંસાર, કર ત્રિશૂલ લીધું મા;
ભૂમિતણે શિર ભાર, હરવા મન કીધું મા.

બહુચર બુદ્ધિ ઉદાર, ખળ ખોળી ખાવા મા;
સંત કરણ ભવ પાર, સાદ કરે સહાવા મા.

અધમ ઉદ્ધારણ હાર, આસનથી ઉઠી મા;
રાખણ જગ વ્યવહાર, બુદ્ધિ બાંધી મુંઠી મા.

આણી મન આનંદ, મા માંડયાં પગલાં મા;
તેજ કિરણ રવિ ચંદ્ર, દ્યો નાનાં ડગલાં મા.

ભર્યાં કદમ એ ચાર, મદમાતી મદઝર મા;
મનમાં કરી વિચાર, તેડાવ્યો અનુચર મા.

કુર્કુટ કરી આરોહ, કરુણાકર ચાલી મા;
નખ પંખી મેલ્યોહ, પગ પૃથ્વી હાલી મા.

ઉડીને આકાશ, થઇ અદ્ભુત આવ્યો મા;
અર્ધ ક્ષણમાં એક શ્વાસ, અવની તલ લાવ્યો મા.

પાપી કરણ નિપાત, પૃથ્વી પડમાંહી મા;
ગોઠ્યું મન ગુજરાત, ભીલાં ભડમાંહી મા.

ભોળી ભવાની માય, ભાવ ભલે ભાળે મા;
કીધી ઘણી કૃપાય, ચૂંવાળે આળે મા.

નવ ખંડ ન્યાળી નેટ, નજર નજર પેઠી મા;
ત્રણ ગામ તર ભેટ, હેઠ ઠરી બેઠી મા.

સેવક શરણાં કાજ, શંખલ પુર શોઢે મા;
ઉઠ્યો એક અવાજ, દેડાણા નેડે મા.

આવ્યાં અશરણ શર્ણ, અતિ આનંદ ભર્યાં મા;
ઉદિત મુદિત રવિ કીર્ણ, દશ દિશ જશ પ્રસર્યાં મા.

સકલ સમય જગ માત, બેઠાં ચિત્ત સ્થિર થઇ મા;
વસુધામાં વિખ્યાત, વાત વાયુ વિધિ ગઇ મા.

જાણે સહુ જગ જોર, જગ જનની જોખે મા;
અધિક ઉઠ્યો સોર, વાસ કરી ગોખે મા.

ચાર ખૂટ ચોખાણ, ચરચા એ ચાલી મા;
જન જન પ્રતિ મુખ વાણ, બહુચર બિરદાળી મા.

ઉદો ઉદો જયકાર, કીધો નવ ખંડે મા;
મંગળ વર્ત્યાં ચાર, ચૌદે બ્રહ્માંડે મા.

ગાજ્યા સાગર સાત, દૂધે મેહ વૂઠ્યો મા;
અધર્મ ધર ઉત્પાત, સૌ કીધાં જુઠા મા.

હરખ્યા સુર નર નાગ, મુખ જોઇ માતાનું મા;
અવિલોકી અનુરાગ, મન મુનિ સરખાનું મા.

નવ ગ્રહ નમવા કાજ, પાગ પડી આવ્યા મા;
ઉપર ઉતારવા કાજ, મણિ મુક્તા લાવ્યા મા.

દશ દિશના દિક્પાળ, દેખી દુઃખ વામ્યા મા;
જન્મ મરણ જંજાળ, મટતાં સુખ પામ્યા મા.

ગુણ ગાંધર્વ જશ ગાન, નૃત્ય કરે રંભા મા;
સુર સ્વર સુણતાં તાન, ગતિ થઇ ગઇ સ્થંભા મા.

ગુણ નિધ ગરબો જેહ, બહુચર મા કેરો મા;
ધારે ધારી દેહ, સફળ ફળે ફેરો મા.

પામે પદારથ પાંચ, શ્રવણે સાંભળતાં મા;
નાવે ઉની આંચ, દાવાદળ બળતાં મા.

શસ્ત્ર ન અડકે અંગ, આદ્ય શક્તિ રાખે મા;
નિત્ય નિત્ય નવલે રંગ, ધર્મ કર્મ પાખે મા.

જળ જે અકળ અથાત, ઉતારે બેડે મા;
ક્ષણ ક્ષણ નિશ દિન પ્રાત, ભવ સંકટ ફેડે મા. ૧૪૦
ભૂત પ્રેત જાંબૂક, વ્યંતર ડાકીણી મા;
નાવે અડી અચૂક, સમરે સાકીણી મા. ૧૪૦
ચરણ ભરણ ગતિ ભંગ, ખંગ પંગ વાળે મા;
ગુંગ મુંગ મુખ અંગ, વ્યાધિ બધી ટાળે મા. ૧૪૦
શેણ વિહીણા નેણ, નેહે નેણાં આપે મા;
પુત્ર વિહીણાં કહેણ, કઇ મેણાં કાપે મા.
કળા કલ્પતરુ ઝાડ, જે જાણે તેને મા;
ભક્ત લડાવે લાડ, પાડ વિના કેને મા.
પ્રગટ પુરુષ પુરુષાતન, તું આપે પળમાં મા;
ઠાલાં ઘેર ઠકરાઇ, દો દળહળ ભળમાં મા.
નિર્ધનને ધન પાત્ર, તું કરતાં શું છે મા;
રોગ દોષ દુઃખ માત્ર, તું હરતાં શું છે મા.
હય ગજ રથ સુખપાલ, આળ વિના અજરે મા;
બિરદે બહુચર બાળ, ન્યાલ કરે નજરે મા.
ધર્મ ધજા ધન ધાન, ન ટળે ધામ થકી મા;
મહિપતિ દે સુખ માન, માના નામ થકી મા.
નર નારી ધરી દેહ, જે હેતે ગાશે મા;
કુમતિ કર્મ કૃત ખેહ, થઇ ઉડી જાશે મા.
ભગવતિ ગીત ચરિત્ર, નિત્ય સુણશે કાને મા;
થઇ કુલ સહિત પવિત્ર, ચઢશે વૈમાને મા
તુંથી નથી જે વસ્ત, તેથી તને તરપું મા;
પૂરણ પ્રગટ પ્રસ્ત, શી ઉપમા અરપું મા.
વારંવાર પ્રણામ, કર જોડી કીજે મા;
નિર્મળ નિશ્ચળ નામ, જનનીનું લીજે મા.
નમો નમો જગ માત, નામ સહસ્ર તારે મા;
માત તાત ને ભ્રાત, તું સર્વે મારે મા.

રાજા તારી રાણી કાઢ બહાર કે, કાંકરીયા પાળ ભરે રે લોલ.
ફરતી ફરે માજીની ફોજ કે, પાવો ઘેરિયો રે લોલ.
લીધું લીધું ચૌટું ચાંપાનેર કે, રાજા ગઢ રોળીયો રે લોલ.
રોળ્યા સુબા ને સરદાર કે, પુત્ર પાટવી રે લોલ.
જોબનવંતી નારીઓ અનેક કે, મુગલો વળગ્યા ફરી રે લોલ.
પાટવી પુત્રની નાર કે, તેને છે દુઃખ ઘણાં રે લોલ.
મારીને કીધા ચકચૂર કે, પાવો ઘેરીઓ રે લોલ.
સુલતાન ચાલ્યો સંઘે છડીદાર કે, પાવે જઇ મળ્યો રે લોલ.
તેને મળ્યું અભય વરદાન કે, નીર ભર્યાં નેત્રમાં રે લોલ.
માજી હું છઉં તમારો દાસ કે, આપો મને આજ્ઞા રે લોલ.
માનાં લોચન દીઠાં વિક્રાળ કે, રાતી આંખડી રે લોલ.
સુલતાન નમાવી માને શિશ કે, પાયે પડી પ્રીતસું રે લોલ.
માજી વાત વિસારો મંન કે, અલ્પ મતિ છે થોડી રે લોલ.
માજી થયાં તેને પ્રસંન કે, માગ તુષ્ટમાન થઈ રે લોલ.
આપું રે તુંને વરદાન કે, પાવાગઢ બેસણા રે લોલ.
માજી થાજો મને પ્રસંન કે, નથી જોતાં રાજ હવે રે લોલ.
માગું ભક્તિ પદારથ વૈરાગ કે, સેવું માનાં ચરણને રે લોલ.
માજીએ મસ્તક મેલ્યો હાથ કે, નિર્ભય કરી થાપિયો રે લોલ.
સાતમી પેઢીએ આપીશ રાજ કે, પાવો આપિયો રે લોલ.
માનો થાજે તું સેવક કે, નિર્ણય થાપિયો રે લોલ.
ઉપમા કાળિકાની કોઇ ગાય કે, શીખે સાંભળે રે લોલ.
ગરબો ગાયે તે વલ્લભ કે, સેવક માનો સહી રે લોલ.
માજી આપજો અવિચલ વાણ કે, બુદ્ધિ છે થોડી રે લોલ.

---

## આરાસુરનો ગરબો.

[મા]જી તું આરાસુરની રાય રે, આઇ અંબિકા રે મા. ટેક.
[આ]રાસુરમાં બિરાજતી રે મા, સેવકને શિર છાજતી રે મા;
આસને બેઠી ગાજતી રે મા, માજી તુંને દીઠે મહા સુખ થાય રે. આઇ૦

મંડપની રચના ઘણી રે મા, હિરા રત્ન જડયાં મણિ રે મા;
શોભે શ્રીસુરના ધણી રે મા, માજી તુંને દીઠે પાતિક જાય રે. આ૦

પૂજા કરે મધ્યને સમે રે મા, કામ લોભ મોહને દમે રે મા;
અંબાને મન તે ગમે રે મા, માજી દીઠે મન લોભાય રે. આ૦

ગંગોદક નિર્મલ ભરી રે મા, કરે પખાલ જુગતે કરી રે મા;
દૂર થકી નાશે અરિ રે મા, માજી તું કરુણા કર કીરતાર રે. આ૦

ચંદન પુષ્પ ચડાવતા રે મા, મન માજીનું લડાવતા રે મા;
અબીલ ગુલાલો ઉડાવતા રે મા, તેનો સફલ થાય અવતાર રે. આ૦

જાઇ જુઇ ને માલતી રે મા, કિંકરીઓ થઇ આલતી રે મા;
શેરા કરી કંઠે ઘાલતી રે મા, માજી તું નિર્ભય પદ દાતાર રે. આ૦

બહુ જન પાળે અવતાર રે મા, મેવા બહુ વિધ લાવતા રે મા;
માજી માને ધરાવતા રે મા, માજી તેને ભવ સાગરથી તાર રે. આ૦

ધૂપ દીપ નૈવેદ્ય કર્યા રે મા, નર નારી મોહે ભર્યા રે મા;
પાન પત્ર મધ્યે ધર્યા રે મા, માજી તેને નવનિદ્ધિ ઘણી આપ રે. આ૦

ઘટા વજાડી કરે આરતિ રે મા, નર નારી મન ધારતી રે મા;
તન મન ધન સહુ વારતી રે મા, તેનાં દુઃખ દારિદ્રય બધાં કાપ રે. આ૦

સન્મુખ રહી શિશ નામતા રે મા, કોટી જનમ દુઃખ વામતા રે મા;
પૂરણ પદવી પામતાં રે મા, માજી મને પોતાનો કરી થાપ રે. આ૦

હવન વેળા સહુ આવીને રે મા, સહ પરિવારે સરજાવીને રે મા;
પૂજાપો બહુ લાવીને રે મા, માજી ત્યાં બ્રાહ્મણ કરતા જાપ રે. આ૦

કરે હવન જન જાપથી રે મા, ટળે તનના તાપથી રે મા;
અંબા મા આપો આપથી રે મા, માજી તે જુગ સચરાચર જાણ રે. આ૦

પૂજા સર્વે સમર્પતા રે મા, શ્રીફળ વાટડીઓ અર્પતા રે મા;
બ્રહ્મભોજન કરી તર્પતા રે મા, માજી તે વેદ પુરાણે પ્રમાણ રે. આ૦

પ્રદક્ષિણા જાદને કરે રે મા, અંબા મા મનમાં ધરે રે મા;
નવનિદ્ધિ તેને દ્વારે રહે રે મા, માજી તું મૂળ મહિમા મંડાણ રે. આ૦

પંચતીરથી કરવા પળ્યાં રે મા, કોટિક કર્મ કૂડાં બળ્યાં રે મા;
રાજન સહું સરવે વળ્યા રે મા, માજી તું નિર્મળ પદ નિરવાણ રે. આ૦

ગણપતિને શિશ નામશે રે મા, જન્મ મરણ ભય વામશે રે મા;
તે ચાર પદારથ પામશે રે મા, માજી તેને આપે પુત્ર ધન નાર રે. આ૦
શિવ સન્મુખ બેસે સહી રે મા, મોહ માયા મમતા વહી રે મા;
અલખ નિરંજન એ કહી રે મા, માજી તારા સેવકને ઓદ્ધાર રે. આ૦
ચાચર પૂજા કીજીએ રે મા, મન વાંચ્છિત ફળ લીજીએ રે મા;
અમૃત રસ એ પીજીએ રે મા, માજી તેં કર્યું સફલ દેદાર રે. આ૦
આદ્ય સ્થાનકે વાસો વસ્યાં રે મા, દયા દીલમાં આણી ધસ્યાં રે મા;
આયુદ્ધ અંગે ધર્યાં હર્યાં રે મા, માજી તમે ઉતારો ભવ પાર રે. આ૦
વારાહી દિન વાળીએ રે મા, પાય તે સફળ પ્રજાળીએ રે મા;
જો જો આંખ રસાળીએ રે મા, માજી તમે સહુની રાખો લાજ રે. આ૦
ભૂતલ રહે સહુ એ થકે રે મા, જો નમણ ચઢાવે મુસ્તકે રે મા;
શાખ વખાણે પુસ્તકે રે મા, માજી તેને અંતે સ્વર્ગ વિમાન રે. આ૦
ઉલટ મન સહુને થયાં રે મા, ત્રણ તાપ તનના ગયા રે મા;
અડસઠ તીરથ અહીં કહ્યાં રે મા, માજી તું સાચું સત્વ દયા દાન રે. આ૦
ચાચર પૂજીને આવતાં રે મા, આજ્ઞા માજીની લાવતાં રે મા;
વાવ્ય સન્મુખ પલાવતા રે મા, માજી ત્યાં પૂજન તારું થાય રે. આ૦
ભૈરવ પાયે લાગીએ રે મા, આળસ તજીને જાગીએ રે મા;
મન માન્યું જઇ માંગીએ રે મા, માજી એવા ભૈરવ બાળે વેશ રે. આ૦
માર્કણ્ડેય કહે મુખથકી રે મા, અનેક સ્વરૂપ તે એકથી રે મા;
અંબા મા બીજી નથી રે મા, માજી તારો પાર ન પામે શેષ રે. આ૦
સિદ્ધ સવાઇ સહુથી વડી રે મા, ધ્યાન ધરીને હૃદે ધડી રે મા;
લાણું એક રહો ઉભાં અડી રે મા, માજી સિદ્ધ શુભ કરે ઉપદેશ રે. આ૦
આદ્ય શક્તિ એક છે રે મા, વાવ્ય તણી વિવેક છે રે મા,
વન તરુવર અનેક છે રે મા, માજી ભૂતળ ન લે તારો ભેદ રે. આ૦
આનંદ ઉરે ધર્યો અંગમાં રે મા, ચાલો જઇએ સહુ સંગમાં રે મા;
મન રાખો જી સુચંગમાં રે મા, માજી તેનું થાય શુદ્ધ શરીર રે. આ૦
માન સરોવરે એ લહું રે મા, ઇંદ્ર અમર આવે સહુ રે મા;
ઉર્વશી ગાન કરે બહુ રે મા, માજી તેનું નિર્મળ દીસે નીર રે. આ૦

શોભા તેમાં સરોવર કને રે મા, નહાશે પોતે એક મને રે મા:
શિવ સહિત ચતુરો નમે રે મા, માજી એવું માન સરોવર નીર રે. આ૦
વાજાં તે વાજે છંદમાં રે મા, મીઠાં મહા મન મંદમાં રે મા;
જીવ રહે છે આનંદમાં રે મા, હાંરે તમે દઢતા રાખો ધીર રે. આ૦
નર નારી બંધ જાઇને રે મા, આપો આપ ગમાઇને રે મા;
સેવો તે આદ્ય અજાઇને રે મા, માજી તમે પૂરો મનની આશ રે. આ૦
ગાજતે વાજતે આવિયા રે મા, શોભા સકલ સજાવિયાં રે મા;
માજીને મન ભાવિયાં રે મા, માજી સહુ કરતાં હાસ્ય વિલાસ રે. આ૦
દેવીએ દૈત્યને બહુ હણ્યા રે મા, માર્યો મહિપ તે નહિ મણા રે મા;
અમર ઉદો મુખથી ભણ્યા રે મા, માજી જાય કાલ ઉડ્યો આકાશ રે. આ૦
સકળ તીરથ અહીં વાસીએ રે મા, ભમવું નવ પડે કાશિએ રે મા;
ન રહો સહુ મન રાશિએ રે મા, માજી તારો વાસો છે સર્વ અક્ષય રે. આ૦
રાખો મન નિર્મળ મતિ રે મા, સેવ્યા ત્રિભુવનના પતિ રે મા;
જો હોય કર્મ તણી રતિ રે મા, સાચી સેવો અંબા શક્તિ રે. આ૦
અંબા અંબા જે રટે રે મા, પ્રાયશ્ચિત્ત પૂર્વતણાં ઘટે રે મા;
માજીને નિત્યે રટે રે મા, એ છે સકલ કલા બધ્ય શક્ત રે. આ૦
ગરબો ગાશે માનવી રે મા, સહેજે નહાશે જાહ્નવી રે મા;
દમે નહિ કોઇ દાનવી રે મા, તરે નર નારી આરક્ત રે. આ૦
શિખે સુણે ને સાંભળે રે મા, ભવસિંધુ ફેરો ટળે રે મા;
અંબા મા પોતે મળે રે મા, માજી તમે વલ્લભ દેજો ભક્ત રે. આ૦

## અંબાજીના શણગારનો ગરબો.

અંબા માતા રે વિનવું, લંબોદર લાગું પાય;
વાણી આપો રે મા માયા કરી, તેમ અક્ષર આપો માય.
સરસ્વતી ગુણ પતિ રે મા સ્તવન કરું, જેના ગુણ ગાયા નવ જાય;
નયણે નિરખું રે મા માતાને, ધન્ય ધન્ય આરાસુરી માય.
શિશે શોભે રે મા રાખડી રે, માને શ્રવણે ઝબુકે ઝાલ;
માજી રૂપ સોહામણાં રે મા, જેની જ્યોત્ય પડે બહુ ગાલ.

શ્વામ ત્રિવેણી રે મા ચોટલો, માંહી જડિત્ર ગોફણો સાર;
ગોફણે ફરતી રે મા ઘુઘરી, જેનો સુંદર ઘાટ અપાર.
નીલવટ સોહે રે મા ચાંદલો, ને કુમકુમ કેશર આડ;
આડ અનોપમ રે મા શોભતી, મા વિધવિધ લડાવે લાડ.
વેણુ સમારે રે મા આપસું, ને સેંથે ભર્યો સિંદોર;
નયણે કાજલ રે મા સારીયાં, અણીઆળે નાકે મોર.
ચોકે બાંધી રે મા ચુંદડી, માંહી કસએ બંધ દિસે તોર;
કુમકુમ કેશર રે મા કસ્તુરી, માંહી ચુવા ચંદનનું જોર.
દાડમ કળીઓ રે મા દંત છે, ને મુખ ચાવ્યાં તંબોળ;
મુખથી બોલે રે મા મરકલડે, ને નૌતમ કરે કલોલ.
કોટે સોહે રે મા કટેશરી, માંહી મોતી કીડીયાં જેહ;
ચાંદલો સોહે રે મા સોનાતણો, માંહે તનમનિયાં તેહ.
હારલો લહેકે રે મા જડાવનો, માજી કરે તે ઝુમણું જ્યોત;
માળા લહેકે રે મા મુકતાફળની, માદળીએ ઉદ્યોત.
ઉપર સોહે રે મા ઉતરી, માંહી દુગદુગી ભાત્ય અપાર;
કંઠે નૌતમ રે મા કાંઠલો, માંહી રહે પુષ્પના હાર.
ભુંડી રુડી રે મા શોભતી, માંહી કાંકણી તેને સંગ;
બાંહે બાજુબંધ રે મા બેરખા, આભૂષણ ધરીઆં અંગ.
ખટપટ ખળકે રે મા મેખલા, માંહી ઘુઘરીનો ઘમકાર;
વાજાં વાજે રે મા રણઝણે, માંહી જંત્ર તણા તણકાર.
ચરણા ચોળી રે મા ચુંદડી, માંહી કમખો લીલી ભાત;
વસ્ત્ર અનોપમ રે મા પહેરિયાં, તે સર્વે જુજવી ભાત.
વેઢ વીંટીઓ રે મા આંગળીએ, ને નૌતમ દીસે અંગ;
અંગની આંગળીઓ રે મા આપસું, ને દર્પણ દીસે સંગ.
કાંબી કડલાં રે મા શોભતાં, ને ઝાંઝર નેપૂર સાર;
અણુવટ ઠમકે મા અંગુઠે, ને વિંછીઆનો ઝણકાર.
શણગાર પેર્યા રે મા શોભતા, તેનાં શાં કરૂ વખાણ;
તળીયાં રાતાં રે મા પગતણાં, જાણે ઉગ્યો ભમર ભાણ.

સુરી નર મુનિવર રે મા મોહી રહ્યા, ને મોહ્યા મોટા ભૂપ;
મોહ્યા મોહ્યા રે મા દેવતા, મા જોતાં તારું રૂપ.
ચોસઠ બેનું રે મા આવિયો, ને માંડયો નૌતમ રાસ;
હરખ ધરીને રે મા હમચી, ખુંદે તાળીઓ વાગે ત્રાસ.
હરતાં ફરતાં રે મા ફુદડી, ને છંદે ગરબો ગાય;
શોભા શી કહું રે મા તમતણી, તે કળી કોઇથી નવ જાય.
ગરબે ફરતાં રે મા જાળિયાં, તેના દીપક જ્યોત અપાર;
કમલ દીપક રે મા કોડિયાં, તેની શોભાતણો નહીં પાર.
પાર નવ આવે રે મા તમતણો, તેના ગુણ ગાય છે ઇશ;
આવ્યા આવ્યા રે મા કાશી થઇ, ઇન્દ્રાદિક સુર તેત્રીસ.
બ્રહ્મા આવ્યા રે મા હંસ ચઢી, ને વૃષભ ચઢી મહાદેવ;
વિષ્ણુ આવ્યા રે મા ગરુડે ચઢી, જેની દેવ કરે છે સેવ.
નાચે નાચે રે મા ઉર્વશી, ને કરે અપ્સરા ગાન;
ગાન ગાવે રે મા નૃત્ય કરે, ત્યાં નાટક થેઇ થેઇ તાન.
જય જય વાણી રે મા સહુ વદે, ત્યાં પુષ્પની વૃષ્ટિ થાય;
હશી રમીને રે મા રાસમાં, તે સ્થાનિક બેઠાં માય.
ભોજન કીધાં રે મન ભાવતાં, પકવાન્ન દૂધ છે પાસ;
ઝારી ભરી રે મા ગંગાજલી, ને મન માન્યા મુખવાસ.
કર જોડીને રે મા વિનવે, વલ્લભ તારો દાસ;
સંકટ ટાળો રે મા સેવકનાં, મા તમે મનની પૂરો આશ.

---

# દ્વારકો.



સંવત ૧૮૮૦ સને ૧૭૪૪ માં હયાત હતો. તે ઘણું ખરું ડાકેરમાં રહેતો, પણ એનું મૂળ વતન ચરોતરમાંનું ભાલેજ છે.

## શણગાર.

### પદ ૧ લું.-રાગ ગરબી.

આજ મારે આંગણિયે પેલો, નંદનો કુંવર બેઠો જો;
હું ગઇતી જમુના જળ ભરવા, છાનો ઘરમાં પેઠો જો.
ઘરમાં પેશી એવું કીધું,, માંકડલાં બોલાવ્યાં જો;
મહિ કાઢી મ્હોં આગળ મેલ્યાં, ખાવા સારુ આવ્યાં જો.
ઓચિંતી મહિયારી આવી, હરિની બાવડી ઝાલી જો;
મોંઢા ઉપર ગોરસ લોહ્યું, ઓચંબા લઇ ચાલી જો.
સાંભળજે તું જશોદા રાણી, તારો કુંવર લાવી જો;
બાળક તારો બહુ મસ્તાનો, ટેવ શી પાડી આવી જો.
કહે જશોદા જૂઠા બોલી, જીભ કરો કાંઇ થોડી જો;
મારો કુંવર કાંઇ ન જાણે, બેઠો બેઉ કર જોડી જો.
બાળ જુવે તો પોતા કેરું, જોઇને લજ્જા પામી જો;
સહુ ગોપીનાં માન ઉતાર્યાં, એવો અંતર્યામી જો.
એની અકલને કોઇ ન પહોંચે, ગતિ એની બહુ ન્યારી જો;
દ્વારકાના સ્વામી સંગે, અબળા રહી છે હારી જો.

### પદ ૨ જું.-રાગ ગરબી.

આદ્ય અંતની પ્રીત છે મારે, કદિયે બોલે ન આવોજી;
અબળાનો અપરાધ ન જોઇએ, પ્રેમે કરીને બોલાવો. પાલવ વળગ્યાંજી.

પ્રથમ પહેલું અમૃત પાઇને, ઝેર હવે શીદ પાવોજી;
જળ વિના જેવું મીન વછોડયું, એમ શીદ તલસાવો. પાલવ૦
ભાત ભાતનાં ફળ અમૂલ્યક, હંસ હશે તે ચરશેજી;
મીઠા જળનું માછલડું તે, ખારે જલ કેમ ઠરશે. પાલવ૦
શમસ્યામાં સૌ સમજી લેજો, ઝાઝું તે શું કહીએ જી;
દાસ દ્વારકાના સામું નિહાળો, આવા કઠણ ન થઇએ. પાલવ૦

## પદ ૩ જું.—રાગ વસંત.

વસંત ઋતુમાં આનંદ મારા વહાલા, ઘેર ઘેર ઓચ્છવ થાય;
જે ઘર આનંદ ઓચ્છવ ના થાએ, તે ઘર મૂઢ કહેવાય. વસંત૦
તાલ પખાજ બાજે બાંસુરી, વાજાં લેઇ લેઇ જાય;
અબીલ ગુલાલ અગર કસ્તુરી, કેસર રંગ ઘોળાય. વસંત૦
પ્રેમે ગાયે સાંભળશે જે કોઇ, સેજે વૈકુંઠ જાય;
દાસ દ્વારકાનો સ્વામી સાચવીએ, મારા હ્રદયામાં સમાય. વસંત૦

## પદ ૪ થું.—રાગ કાફીની હોરી.

છાંટે છે પીચકારી રે, રંગ બીનો રંગીલો, છાંટે છે. ટેક.
જુમનાંની તીરે તે હળધર વીરે, ખેલ મચ્યો અતિ ભારી રે. રંગ૦
બીની શી ચોળી ને, હરિ રમે હોળી, કેસર ગાગર શિર ઢોળી રે. રંગ૦
કુમકુમ કેશર ઘોળ્યાં ને રોળ્યાં, કસ્તુરી રંગ રેલો રે. રંગ૦
સ્વામી દ્વારકાનો સખીઓમાં શોભે, કુંજ તણો બીહારી રે. રંગ૦

## પદ ૫ મું.—થાળ.

સાંભળ તું સજની રે, મનુહાર શી કરીએ;
સુખલડી તો સારી રે, મોહો આગળ ધરીએ.
જલેબી પેંડા રે, મીઠા માલપુઆ;
શીરો ને પૂરી રે, તેના સ્વાદ જુજવા.
ખાજાં ને ઘેબર રે, સુંદર શાક તળ્યાં;
ચાખીને જુઓ રે, પકવાંન લાગે ગળ્યાં.
કારેલાં કડવાં રે, રુડી રસ પોળી;
હરિ હેતે જમાડું રે, ઘીમાં ઝબકોળી.

અળવી ને સૂરણ રે, મેથીની ભાજી;
કઢી ને ફૂરજ રે, તરત કરી તાજી.
રાઇનાં અથાણાં રે, ગંગા જળ ઝારી;
પ્રેમી જન કહે છે રે, એ છે બહુ સારી.
અલબેલાજીની રે, આરતિ ઉતારી;
દ્વારકો કહે છે રે, જોતાં જાઉં બલિહારી.

## ઉપદેશનાં પદ.

### પદ ૬ ઠું.—રાગ વેરાડી.

જીવ તારી શી ગતિ થાશે રે, માયામાં ગોથાં ખાશે રે;
ચતુરાઇ ચુલે પડી રે, હરિને ભજ્યા નહીં ઘડી રે.
આવીને તેં શો લાભ લીધો રે, ખોટનો વેપાર કીધો રે;
હરિની તો સેવા ન જાણી રે, પાપની પીલી ઘાણી રે.
માયામાં મુવો રળીને રે, બેઠો કંકોડી દળીને રે;
વિષયમાં ઘણો જ મહાલ્યો રે, અવળે મારગ ચાલ્યો રે.
પર નારી દેખીને મોહ્યો રે, તપાસી તેં ભેદ ન જોયો રે:
ઉંચાં મંદિર ને મેડી રે, વેપારની ચાલે છે પેઢી રે.
લાખે તો લેખાં કરતો રે, હૃદે રામ નામ ન ધરતો રે;
સાધુનો તેં સંગ ન કીધો રે, આવ્યાને ન આદર દીધો રે.
લાંબી સોડ ઘાલી પોઢ્યો રે, આવ્યો એવો ગયો જ દોડયો રે;
દ્વારકો કહે છે તમને રે, જિતો તમે આવતા જન્મને રે.

### પદ ૭ મું.—ચોપાઇ.

તું કાં ભૂલ્યો સમજુ થઇ, મૂઢ મતિ મનિ તારી થઇ;
લક્ષ ચોર્યાશી ફેરા ફર્યો, કેમ નામ હરિનું વિસર્યો.
જ્યારે હતો તું ઉદરમાંહી, પરિબ્રહ્મ તેં પોકાર્યા ત્યાંહી;
તિહાં હરિતણું સ્મરણ કીધ, તે શ્યામળીએ ચિત્તમાં લીધ.
પુરે માસે આવ્યો બહાર, વિસરી ગયા તને મોરાર;
ઉદરનાં દુઃખ અળગાં કર્યાં, પછે સુખ સંસારી ધર્યાં.
માત પિતાને વહાલું બાળ, રમવા જાય કરે બહુ આળ;
વઢવાડો તો લાવે ઘણી, નિશાળેથી ઉતર્યો ભણી.

એટલે આવ્યું વેવિશાળ, પરણ્યો વર્ષ થયાં જ્યાં બાર;
સોળે વરસે આવી સાન, વીસે વરસે વળિયાં વાન.
નારી સાથે માન્યું મંન, રળવાને તું લાગ્યો ધંન;
વરણાગીમાં વાંકો ફરે, નવાં નવાં બહુ પ્રાક્રમ કરે.
ડાહ્યો ડહાપણ સમજૂદાર, બાંધ્યા ઘરના માથે ભાર;
વેપાર વણજ કરિયા બહૂ, લાગ્યું છે ઓળખવા સહૂ.
ત્રીશ થયાં ચાળીશની ઝામ, તોય નથી ભજતો શ્રીરામ;
ધંધામાં નવરો નવ થયો, અવસર બાધો એળે ગયો.
પચ્ચાશે તો આવ્યાં પળિયાં, મોનાં ડાચાં સર્વે મળિયાં;
ફૂલી જેમ કરમાયે ફૂલ, થયું છે તન તો તેની તૂલ.
સાઠે વર્ષે નાઠી સાન, કાંઇ થયા છે બહેરા કાન;
ઘરને લોક સર્વે કહ્યું, ડોસાનું તો ડહાપણ ગયું.
સીતેર વરસ વીત્યાં સહી, ગતિ બોલવાની નવ રહી;
તોય ઉદરમાં જોઇએ અન્ન, માયામાં લલચાયું મંન.
લેખું લેશે રાજા ધર્મ, કહે અલ્યા શાં કીધાં કર્મ;
મરણતણી છે માથે ખોડ, માટે પ્રીત પ્રભુથી જોડ.
સંભારે તે સુખમાં રહે, સાધુ જન શિખામણ કહે;
પાણી પહેલી બાંધી પાળ, દ્વારકા તું તારું સંભાળ.

## પદ ૮ મું.–રુચિરા છંદ.

ચેતી લે ચેત્યાનો અવસર, ફરી ફરી ક્યાં મળશે રે;
જોબન જાતાં વાર ન લાગે, જરા આવીને ઢળશે રે.
ઢળશે ત્યારે નહિ રહે ધારણ, થરથર કાયા ધ્રુજે રે;
માયાની અંધારી નાંખી, તેમાં કાંઇ નવ સૂઝે રે.
સૂઝે ક્યાંથી સમજણ નથી, કુટુંબ કબીલે વાહ્યો રે;
અવળે સવળે બંધે બાંધ્યો, હાથેસું બંધાયો રે.
કહો ભાઇઓ એને શું કહીએ, મૂરખ મન નવ આણે રે;
દુર્મતિ આગળ કાંઇ ન સૂઝે, આપે આપ વખાણે રે.
મોહે ભરિયો મત્સર ભરિયો, અજ્ઞાને અંજાયો રે;
નારી સાથે નેહ ઘણો ને, ઘણા ઘણાને ધાયો રે.

ધાયો ત્યાં તો ધૂળ મળ્યું ને, ગાંઠે ન મળે કોડી રે;
ઠાલા હાથે ઠાલાં જાવું, શીદ મરે છે દોડી રે.
સંસારી સુખ જોવા માત્ર, અંતે સઘળું ખોટું રે;
આગળ અવસર એવો આવે, દારુણ દુઃખ છે મોટું રે.
ખોટામાંથી ખરું કરી લે, તે તું બાંધને તાણી રે;
સાધુ જનની સેવા સજને, ભજને શાર્ઙ્ગપાણી રે.
એ શિખામણ માન્યા સરખી, માની લેજો કોઇ રે;
આવ્યા છો તો લાભ કમાવા, જાશો મુડી ખોઇ રે.
ખોઇને જાશો ખત્તા ખાશો, કેમ કહ્યું નથી કરતા રે;
અન્ન માટે આથડતા હીંડો, પેટ પાપથી ભરતા રે.
પર નિંદા ખાડો છે પૂરો, કેમ પડે છે જાણી રે;
જાણીને તેં બાંધ્યું તાણી, જૂઠી વાત વખાણી રે.
એક ઘડી એકાંતે બેસી, હરિનું નામ ન લીધું રે;
અમરિતનો રસ અળગો મૂકી, ઝેર હળાહળ પીધું રે.
પીતાં પૂરણ તું ન ધરાયો, જોયું નહિ વિચારી રે;
કહે દ્વારકો રામ ભજી લ્યો, નહિ તો જાશો હારી રે.
સંવત અઢારસેં પૂરામાં, કારતક સુદિ દશમી રે;
શિખામણ સુણી હરિજન હરખે, વિમુખ જીવને વશમી રે.

# પ્રીતમદાસ.

ચરોતરના સંધેસર ગામનો ભાટ–સંવત્ ૧૮૩૮–ઇ૦ સ૦ ૧૭૮૨ માં હયાત હતો.

## કૃષ્ણ જન્મની વધાઇ.

### પદ ૧ લું.–રાગ ધોળની દેશી.

શ્રીનંદજીનાં ભાગ્ય તણો નહિ પાર રે, જેને ઘેર ઇશ્વરનો અવતાર રે;
જપ તપ જોગ જગન વ્રત દાન રે, સાધન મુક્તિ સમરણ ધ્યાન રે.
તેનું ફળ કમળનયન સુત કૃષ્ણ રે, જેને જોઇ જગત થાયે પ્રસંન રે;
જેના રોમ કૂપ વિષે બ્રહ્માંડ રે, જે અવિનાશી અકળ અખંડ રે.
તેને જસોદાજી કરાવે પય પાન રે, જેનું શિવ બ્રહ્મા ધરે છે ધ્યાન રે;
પોઢાડે પારણે પૂરણ પ્રીતે રે, કરે શિશુ લીલા નૌતમ નિત્યે રે.
ત્રિભુવન મોહન મંગલકારી રે, અંગ અંગ રતિવર કોટિક વારી રે;
વ્રજ વધુ વેગે વધાવાને આવે રે, બહુ પેરે પૂજા સામગ્રી લાવે રે.
કર ધર્યા કંચન કેરા થાળ રે, શ્રીફળ ફોફળ અક્ષત માળ રે;
મળી મળી માનુની મંગળ ગાય રે, ઉલટ આનંદ અંગ ન માય રે.
તરિયાં તોરણ બારે બંધાવે રે, મણિ મુક્તાના ચોક પૂરાવે રે;
આંગણે કદલીના સ્થંભ રોપાવે રે, શેરીએ સઘળે સુગંધ સીંચાવે રે.
ઘેર ઘેર આનંદ ઉત્સવ થાય રે, થેઇ થેઇ ગ્વાલ નાચે ને ગાય રે;
વ્રજ રહ્યું સુવર્ણ ફૂલે ફૂલી રે, શોભા જોઇ સુરપતિ ગયો ભૂલી રે.
આઠે પહોર અમૃત મેહ વરસે રે, હીરા મણિ હેમના ડુંગર દરસે રે;
સૂરજ પુત્રીને પ્રેમ અપાર રે, ભુજમાંહી કરશે રંગ વિહાર રે.
હરખ્યાં ગૌ ગોપી ગીરિરાજ રે, હરખ્યા સુર નર સકલ સમાજ રે;
હરખ્યાં પશુ પક્ષી મૃગ મીન રે, હરખ્યા હરિ જન પરમ પ્રવીણ રે.

હરખ્યું વૃંદાવન વૃક્ષ વેલી રે, દશ દિશ આનંદ રંગની રેલી રે;
નિજ જન તનના તાપ નિવાર્યા રે, દુષ્ટ દળી ભૂમિ ભાર ઉતાર્યા રે.

પ્રભુજીએ પ્રથમ પૂતના મારી રે, ગઇ સુર લોક પાછી ન પધારી રે;
શકટાસુર તૃણાવર્તને તાર્યો રે, ધેનુક વત્સાસુર પ્રલંબ સંહાર્યો રે.

અઘાસુર બકાસુર ને કેશી રે, વૃષભાસુર વ્યોમાસુર દ્વેશી રે;
એવા અસુરતણો અંત આણ્યો રે, શંખચૂડ કેશ ગૃહીને તાણ્યો રે.

કાલિનાગ કાલિન્દીથી કાઢયો રે, વ્રજનાં જનને આનંદ પમાડયો રે;
ગોપીવરે ગોવર્દ્ધન કર ધાર્યો રે, એ પેરે ઇન્દ્રનો ગર્વ ઉતાર્યો રે.

વહાલોજી તો વનમાં વાછરુ ચારે રે, ગુંજ માલા મોરપીંછ શિર ધારે રે;
દ્રુમ ચઢી પક્ષીની ભાષા બોલે રે, ડરે નહિ ડાળી ગૃહીને ડોલે રે.

મુરલિમાં સુરભિનું નામ લઇ બોલાવે રે, તત્ક્ષણ તે ત્યાં દોડીને આવે રે;
એમ ક્રીડા કરે બહારે વંન રે, સંગે સૌ ગોપ કેરા તંન રે.

જે હરિ નિગમે વર્ણ્યો ન જાય રે, તે પ્રભુ એઠું આહીરડાંનું ખાય રે;
વિરંચિએ વત્સ હરીને લીધાં રે, તેણી વારે તત્ક્ષણ તેવાં કીધાંરે રે.

અદ્દ્ભુત લીલા અજને દેખાડી રે, કૃપા કરી અનુભવ આંખ ઉઘાડી રે;
ત્રિભુવનપતિ ધરે જ્યાં પાય રે, ધરણીની રેણુ કુંકુમ થાય રે.

મોર ચકોર કોકીલા કીર રે, શીતળ મંદ સુગંધ સમીર રે;
કુસુમિત કુંજ ભુવન કહેવાય રે, સુંદર મહેલ મનોહર થાય રે.

સુખડું તે શ્યામા શ્યામને આપે રે, વહાલાજીસું વહાલ અતિ વ્યાપે રે;
વ્રજ જન વૈકુંઠનું સુખ માણે રે, દિન રજની જાતાં નવ જાણે રે.

ગૌ ચારી ગોવિંદ ગોકુલ આવે રે, ગોપી જન મોતીને ઝુમખે વધાવે રે;
આરતિ સહસ્ર દીપની સાંજે રે, જોવા જુવતિનાં જુથ વિરાજે રે.

નોછાવર નેહે કરે નંદ રાણી રે, બેસાડે ઉંચે આસન આણી રે;
પય પકવાંન , મીઠાઇ મેવા રે, મુખ આગે મૂકે તે લાલજીને લેવા રે.

ભોજન શયન કરે ગોકુલ રાય રે, કોઇ નંદભુવન તજી નવ જાય રે;
નંદજીનું સુવદન સુરેશ સમાન રે, વિશ્વને આપે તે અન્ન પાન રે.

ઋદ્ધિ સિદ્ધિ નવ નિધ દાસી થઇ છે રે, દધિ તનયા જ્યાં લોભાઇને રહી છે રે;
આઠ ક્રોડ તીરથ વ્રજમાં વસીયાં રે, પ્રભુજીનાં ચરણ કમલ પ્રેમે સ્પર્શીયાં રે.

ધનદના સુત પડ્યાતા શ્રાપે રે, તેઉને ઉદ્ધાર્યા જઇને આપે રે;
નંદજીને નવ લખ દૂઝે ગાય રે, ગોપીનું ગોરસ ચોરીને ખાય રે.
રમત રમે રવિતનયા તીર રે, કોટી મન્મથ શોભે શરીર રે;
તરૂણીને તાન કરીને તેડે રે, અબળાનો આંખો કરીને વેડે રે.
નવ નારીનો કુંજર કરીને રે, ઉલ્લટ અંગો અંગ ધરીને રે;
પરમ પવિત્ર ચરિત્ર ઉદાર રે, જેનો નેતિ નિગમ પામે ન પાર રે.
દાણી થઇ મોહન મારગ રોકે રે, અમૃત વેણે સૌને સંતોકે રે;
માટી ખાતાં માએ મુખડું નિહાળ્યું રે, ત્યાં ત્રૈલોક્યનું કૌતુક ભાળ્યું રે.
ગોવર્દ્ધન ચઢીને શબ્દ ઉચ્ચારે રે, વધુ મંગળનું માન વધારે રે;
મથુરાં નંદ ગામ વરસાણું રે, વૃંદાવન શોભા શી શી વખાણું રે;
વૃક્ષવેલી કુસુમ ઘણાં નીસરિયાં રે, રત્ન મણિ મોતી વિવિધ વીખરિયાં રે
સુંદર શરદ્દનિશા અજવાળી રે, આનંદે વેણ વજાડી વનમાળી રે.
સૃષ્ટિ સૌ માયાથી મોહ પમાડી રે, વ્રજ જુવતીને રાસ રમાડી રે;
તે સુખ મુખ કહ્યું નવ જાય રે, શારદ શેષ સહસ્ત્ર મુખે ગાય રે;
આનંદ સિન્ધુ અગમ અપાર રે, પ્રીતમ પ્રભુનો અખંડ વિહાર રે.

## પદ ૨ જું

બાવન દિવસ વરસ અગિયાર રે, પછી પ્રભુ આવ્યા મથુરાં મોઝાર રે;
પ્રથમ પરિયટ મરણ પમાડયો રે, સુવો સ્વર્ગનો પંથ દેખાડયો રે.
સામો મળ્યો માળી ચઢાવ્યાં ફૂલ રે, ચાર પદારથ આપ્યા અમૂલ્ય રે;
રતિ એક ચંદન કુબ્જાનું લીધું રે, તેનું રૂપ કમળા સરખું કીધું રે.
હળધર ગિરિવર સુંદર શોભા રે, ધનુષ જાગમાં આવીને ઉભા રે;
જુક્તે કરીને જોયો જાગ રે, કીધા ધનુષતણા બે ભાગ રે.
યોદ્ધા તો યુદ્ધ કરવાને આવ્યા રે, તેઉને મારીને હાર મનાવ્યા રે;
કુંજર કીટક તણી પેરે માર્યા રે, રસિયો રાજસભામાં પધાર્યા રે.
ધર્યો શરીરે વીર રસ પોતે રે, થર થર કાળ કંપે જેને જોતે રે;
જ્યારે આવી ઉભા જુગદાધાર રે, જે જેમ તેમ રહ્યું શૂન્યકાર રે.
કંસે કાળ સ્વરૂપ નિહાળ્યું રે, ભોજપતિ મૃત્યુ પોતાનું ભાળ્યું રે;
જોગી જને તત્વ કરીને જાણ્યું રે, પંડિતે પૂરણ રૂપ વખાણ્યું રે.

નગર નારીએ નટવર દીઠા રે, મોહન લાગે તે મનમાં મીઠા રે;
જાદવે જોયા જુગદાધાર રે, સ્નેહી સહોદર દીઠા સાર રે.
વસુદેવ દેવકીએ હરિ નિરખ્યા રે, હૃદયે વહાલા લાગ્યા સુત સરખા રે;
મલ્લે તો મલ્લ સરીખા દીઠા રે, તત્ક્ષણ જુદ્ધ કરવાને ઉઠયા રે.
ચાણુર મુષ્ટિકને ત્યાં માર્યા રે, શલ્ય દુઃશલ્યને સહેજે સંહાર્યા રે;
કંસને કેશ ગૃહીને પછાડયો રે, પાપીનો પ્રાણ પલકમાં કાઢયો રે.
આવી લાગ્યા માત પિતાને પાય રે, હસ્ત જોડી સ્તવન કરે જદુરાય રે;
અમ સારુ તમને મહા દુઃખ દીધું રે, દુષ્ટે તો કામ અઘટિત કીધું રે.
તેવું ફળ પામ્યો એ પાપિષ્ઠ રે, હવે કરો અમ પર કરુણા સ્પષ્ટ રે;
વસુદેવ કહે સુણો મહારાજ રે, તમ દર્શનથી સિધ્યાં સર્વ કાજ રે.
વસુદેવે વિપ્રનાં વૃંદ બોલાવ્યાં રે, દશ સહસ્ર ધેનુ ને દ્રવ્ય મગાવ્યાં રે;
તત્ક્ષણ દીધાં દાન ઉદાર રે, જગમાંહે થઇ રહ્યો જય જયકાર રે.
ઉગ્રસેનને રાજ્યાસન આપ્યું રે, સહુનું સંકટ હતું તે કાપ્યું રે;
ગર્ગાચાર્યે આવી ઉપવીત દીધું રે, બ્રહ્મતેજ વાધ્યું ને કારજ સિધ્યું રે.
વિદ્યા ભણવા સંદીપનિ ઘેર આવ્યા રે, પ્રભુ જાણી પૂરણ પ્રેમે ભણાવ્યા રે;
જેનો શ્રુતિ સ્મૃતિ પાર ન જાણે રે, જેનો મહિમા વીર વિરંચી વખાણે રે.
સંસાર ધર્મ ચલાવાને કાજે રે, માનસી ચેષ્ટા કરી મહારાજે રે,
જપ તપ તીરથ વ્રત ને દાન રે, એવું તો આચરિયા ભગવાન રે.
ગુરુસુત આણી આપ્યો આનંદે રે, વિનય કરી વિદાય માગી ગોવિંદે રે;
મધુ પુર આવ્યા દેવ મોરારી રે, જેને જોઇ મોહી નગરની નારી રે.
ઘેર ઘેર આનંદ ઉત્સવ થાય રે, હરિના જન્મ કર્મ જશ ગાય રે;
એટલે તો ભૂપ જરાસંધ આવ્યો રે, ત્રેવીશ ક્ષોહિણી સેના સંગે લાવ્યો રે.
દુષ્ટ રાજા હતા જે બળવંત રે, તેનો તો આણ્યો પલકમાં અંત રે;
સત્તર વાર સેનાનો ગર્વ નિવાર્યો રે, ભલી ભાતે ભૂમિ ભાર ઉતાર્યો રે.
કહીંથી કાલયવન વળી આવ્યો રે, ત્રણ કોટિ મ્લેચ્છ હંકારી લાવ્યો રે;
તપ કરી વર પામ્યો શિવ અજથી રે, જાદવ કુળ ભય પામશે તુજથી રે.
વાલેજીએ કીધો મંન વિચાર રે, વિશ્વકર્મા તેડાવ્યા તે વાર રે;
એક મારી આજ્ઞા શિષ ચઢાવો રે, સાગર તીરે શુભ નગ્ર બનાવો રે.
કહેતાં વેંત ચાલ્યા તે મતિ ધીર રે, દ્વારામતિ રચી દરિયા તીર રે.
કંચન મણિમય કીધું કામ રે, રમણિક રસિયાજીનું ધામ રે;

જોગ નિદ્રા પ્રેરી જદુરાય રે, ખગ પતિ લઇ ઉડ્યા ક્ષણ માંય રે;
જે જેમ તે તેમ મેલ્યું સર્વ કોય રે, અન્યો અન્ય નિરખી આનંદ હોય રે.
મધુપુર માંહે રહ્યા મોરારી રે, સુંદર શ્યામ પીતાંબર ધારી રે;
શંખ ચક્ર ગદા પદ્મ ધર્યાં પાણ રે, અંબુજ લોચન પરમ સુજાણ રે.
મથુરાંની પોળે નિસર્યા નાથ રે, જોઇ મોહ પામ્યો અસુરનો સાથ રે;
હરિને જે કરવું હતું કાંઇ મનમાં રે, દર્શન દેઇને નાઠા વનમાં રે.
પાપિષ્ટ ઉઠીને પુંઠળ ધાયો રે, વાલેજીએ વેશ ધરીને વાયો રે;
ગોમતાચળ પર્વતની જે ગુફાય રે, ઘણા કાળનો સૂતો મુચકુંદ રાય રે.
તેની પાસે આવ્યા પ્રેમ ધરીને રે, પીતાંબર ઓઢાડયું જુગ્તે કરીને રે;
ઉરમાંહે ઉપન્યો અતિ આનંદ રે, ઉપાય રચી ગયા ગોવિંદ રે.
હરિને ભરોંસે તેને જગાડયો રે, જ્વાલા નેત્રની પતન પમાડયો રે;
પછી હેતે હસતા આવ્યા ગોપાળ રે, પ્રસન્ન થઇ દર્શન દીધું દયાળ રે.
કર જોડી હરિની સ્તુતિ કીધી રે, મહિપતે મુક્તિ માંગીને લીધી રે;
જરાસંધે આવીને પર્વત પ્રજાળ્યો રે, સુખી થયો દુઃખનો સંદેહ ટાળ્યો રે.
અલબેલો આવ્યા એક ક્ષણું માંહે રે, છપ્પન કુલ યાદવ છે જયાંહે રે;
પરથમ પરણ્યા શ્રીબળદેવ રે, રેવતી કન્યા સુંદર એવ રે.
પછી પ્રભુ પરણ્યા રૂકિમણી રાણી રે, અધ્યાય બાવનમે લ્યો જાણી રે;
રસિયોજી લાવ્યા રાજકુમાર રે, એક શત અષ્ટ ને સોળ હજાર રે.
દશ દશ પુત્ર ને પુત્રી એક રે, સૌને સમૃદ્ધિ છે સરખી વિશેક રે;
પ્રભુજીનો પ્રૌઢ થયો પરિવાર રે, સાગરમાં ઝીલવા આવે જે વાર રે.
સિંધુ શોર કરતો રહી જાય રે, ઘુંટણ કટિ બરાબર થાય રે;
નાહીને બારણે નિસરે જ્યારે રે, આભ્રણ અંબર આપે ત્યારે રે.
નિત્ય નિત્ય નવલા ધરે શણગાર રે, પ્રભુજીનો આનંદ અખંડ વિહાર રે;
પ્રીતે કરી પારથનો રથ હાંક્યો રે, નિજ જન જાણીને ધર્મ રાખ્યો રે.
પુંડરીક વાસુદેવને આપી મુક્ત રે, જરાસંધ જિત્યો કરીને જુક્ત રે;
છોડાવ્યા રાજા વીશ હજાર રે, યુધિષ્ઠિરને યજ્ઞ કરાવ્યો સાર રે.
સપ્ત દ્વીપના છત્રપતિ રાય રે, ધર્મ કુંવરને લગાડયા પાય રે;
ભારત કુરુ ક્ષેત્રમાં કીધો રે, દુષ્ટ હુતા તેને દંડ દીધો રે.
ભક્ત અનેકનાં કારજ સાર્યાં રે, નિજ જન જાણીને દુઃખ નિવાર્યાં રે;
અજ ભવ આદીપતિ નિગમ વખાણે રે, હરિનાં ચરિત્રનો પાર ન જાણે રે.

શારદ સરસ્વતી મળે શત ક્રોડ રે, કલ્પ કોટિ વર્ણન કરે કર જોડ રે;
હરિ લીલાનો કંઇ અંત ન આવે રે, કેઇ પેરે જીવ જાણ્યામાં લાવે રે.
હરિ જશ શીખે સાંભળે ગાય રે, પ્રીતમ સરખા પતિત પાવન થાય રે.

## દાણની ગરબીઓ.

### પદ ૧ લું.—રાગ ગરબી.

**રાધા**—ક્યાંનો છે દાણી રે, કોણ દેશથી આવ્યો;
વાત ન જાણી રે, છાપ કોની કરી લાવ્યો.

અબળા સાથે રે, આવડી શી ઇતરાઇ;
કોની આગળ રે, દેખાડો છો ચતુરાઇ.

અમો આહીરડાં રે, દીસું બાળાં ભોળાં;
તે પળ નોહે રે, જે કાંઇ પડે ધંધોળ્યાં.

ઢેઢાઇ તજીને રે, સીધે મારગ ચાલો;
કેમ જુવતીનો રે, જોરે પાલવ ઝાલો.

કંસ છે કપરો રે, કોની લાજ નહીં રાખે;
નોહે નંદજી રે, જે બોલો તે સાંખે.

ધીરજ ક્યાંથી રે, જેણે ઢોરાં ચાર્યાં;
પ્રભુ પ્રીતમના રે, તમો જિત્યા અમો હાર્યાં.

### પદ ૨ જું.

**કૃષ્ણ**—બલવંત બોલ્યા રે, બાળા બુધ્ધ વિચારો;
ઘણે ઘણે દહાડે રે, આવ્યો દાવ અમારો.

કરી મન મોટું રે, માનિની માટ ઉતારો;
રાજ નંદજીનું રે, કોણ છે કંસ બિચારો.

દાણ લઇશું રે, જો આવે ઇન્દ્રાણી;
અજર ન થાયે રે, કોણ રાજાની રાણી.

શિવ ચતુરાનન રે, જાણે છે શૂક જોગી;
પ્રભુ પ્રીતમનો રે, ભાવ તણો છે ભોગી.

## પદ ૩ જું.

રાધા–ભોગી ભાળ્યા રે, પ્રીતની રીત ન જાણો;
તમો તમારૂં રે, આપે આપ વખાણો.
મોટા માટે રે, મોટપણું નવ કીજે;
વાટે ઘાટે રે, કોનું નામ નવ લીજે.
સૌ નોહે સરખું રે, કોઇ માથાનું મળશે;
પય પાણીનું રે, ત્યારે પારખું પડશે.
સર્વે તમારૂં રે, હેતે હસી બોલાવો;
અમૃત પીતાં રે, કોને હોય અભાવો.
મહીને મસે રે, મધુપુર માંહે જઇએ;
પ્રભુ પ્રીતમના રે, પરશી પાવન થઇએ.

## પદ ૪ થું.

કૃષ્ણ–માનુની માન્ય રે, મર્મ વચન કહું તુજને;
વ્રજ વૈકુંઠથી રે, વહાલું લાગે છે મુજને.
ગોલોક ગોકુલ રે, જાણી લેજે જુવતી;
નિર્લજ્જ થઇને રે, નીર ભરે જમું ગતી.
ધરા જસોદા રે, દ્રોણ વસુ નંદરાય;
કલ્પ તરુ તરુવર રે, કામધેનુ તે ગાય.
રત્ન મણિમય રે, કંચન ભોમી ધરી છે;
ખગ મૃગ મધુકર રે, મુનિવર દેહ ધરી છે.
કોય ન જાણે રે, એવો ખેલ અમારો;
અબળા એમાં રે, નહીં કંઇ દોષ તમારો.
રસને વેણે રે, નયણે નેહ વધાર્યો;
સહુ સોંપીને રે, જુવતીએ જન્મ સુધાર્યો.
ગોરસ પીધું રે, લીધું દીધું મનનું;
સર્વસ રાચે રે, સુકૃત ગોપી જનનું.
ભાયગ મોટું રે, મુખે કહ્યું નવ જાયે;
પ્રભુ પ્રીતમનો રે, પ્રેમતણે વશ થાયે.

# જ્ઞાન માસ.

**કારતિકે** ચેત્યો નહિ કાં મૂઢ ગમાર રે, આ અવસરમાં;
જન્મ ધરી જાણ્યા નહીં જુગદાધાર રે, આ અવસરમાં.

શું કરવાને ભોમી ભારે મારી રે, આ અવસરમાં;
અમુલક હરિ હીરો તો હીંડયો હારી રે, આ અવસરમાં.

દશ મસવાડા માતાને દુઃખ દીધું રે, આ અવસરમાં;
અવતરીને સાધન કાંઇ નવ કીધું રે, આ અવસરમાં.

ઘનો પડયો ગિરિધારીલાલ ન ગાયા રે, આ અવસરમાં;
કહે પ્રીતમ તે વસતીમાં લૂંટાયા રે, આ અવસરમાં.

**માગસરે** મહા દુઃખ મેટયાં કીધી મેહેર રે, આ અવસરમાં;
તેં પ્રભુને સંભાર્યા નહીં સેં ઘેર રે, આ અવસરમાં.

જઠરમાં તને જતન કરીને રાખ્યો રે, આ અવસરમાં;
અચેતન કાં ઉઘડતી નથી આંખો રે, આ અવસરમાં.

નેણ નાસિકા સૌ અંગે સીકાર રે, આ અવસરમાં;
મનુપાદેહીનું મૂલ નહીં નિરધાર રે, આ અવસરમાં.

તે પ્રભુનો ગુણુ ઓશિંગણ ન થયો રે, આ અવસરમાં;
કહે પ્રીતમ તેનો જન્મ અકારથ ગયો રે, આ અવસરમાં.

**પોશે** પામર પ્રાણી કાંઈ ન પ્રીછયો રે, આ અવસરમાં;
હરિપદ મૂકીને માયા સુખ ઇચ્છ્યો રે, આ અવસરમાં.

કામ ધામ ને ધનને કાજે ધાયો રે, આ અવસરમાં;
પ્રભુ ન જાણ્યા પ્રથમ ખોટો પાયો રે, આ અવસરમાં.

તેમ તેમ તૃષ્ણા વાધી ગઇ વિપરીત રે, આ અવસરમાં;
સત્સંગ ન કર્યો રાખી કુળની રીત રે, આ અવસરમાં.

પ્રીતમના સ્વામીને ભાવે ભજને રે, આ અવસરમાં;
જેનું દર્શન દુર્લભ ઇન્દ્ર અજને રે, આ અવસરમાં.

**માહે** મહિને માયા રસ ચાખ્યો મૂઢ રે, આ અવસરમાં;
ગર્વ તજી ગાયા નહીં ગરુડારૂઢ રે, આ અવસરમાં.

તે નરે તો ફોકટ ફેરા ખાધો રે, આ અવસરમાં;
જેને હરિ માર્ગનો મર્મ ન લાધ્યો રે, આ અવસરમાં.

અપરાધી અહંકારે ઊંધું વાળ્યું રે, આ અવસરમાં;
હરીપ થઇને હાથે દારદ ટાળ્યું રે, આ અવસરમાં.

સદ્‌ગુરુને સંગે સરવાળો શોધે રે, આ અવસરમાં;
કહે પ્રીતમ પોતાનું મન પ્રબોધે રે, આ અવસરમાં.

**ફાગણ** માસે ફુલ્યા નવરંગ ફાલ રે, આ અવસરમાં;
કોઇ એક લાભ કમાશે હરિના લાલ રે, આ અવસરમાં.

સંસાર સોદો સમજે તેને સાર રે, આ અવસરમાં;
નહીં તો અંત્યે ઉગરવાની છાર રે, આ અવસરમાં.

જે જેમ આવ્યું તે તેમ જાશે સૌ કોય રે, આ અવસરમાં;
કોઇ કમાશે કોઇ એક જાશે ખોય રે, આ અવસરમાં.

પ્રભુને ભજતાં આવે ભવનો પાર રે, આ અવસરમાં;
પ્રીતમ એવું જાણી ઉરમાં ધાર રે, આ અવસરમાં.

**ચૈતર** ચંચળ ચપલ ચિત્તના ચાળા રે, આ અવસરમાં;
હૃદયે રાખો રામ રટણની માળા રે, આ અવસરમાં.

કામ ક્રોધ મદ મોહની લહેર ન લાગે રે, આ અવસરમાં;
જેનું મન મોહ્યું પૂર્ણ પદ ધાગે રે, આ અવસરમાં.

મૂળ પ્રણવ શ્રુતિ સ્નેહ ધરી સાંભળીએ રે, આ અવસરમાં;
ભજન કરીને બ્રહ્માનંદમાં ભળીએ રે, આ અવસરમાં.

અખંડ સુરતી સહેજ સમાધિ લાગે રે, આ અવસરમાં;
પ્રીતમ પ્રભુને ભજતાં ભવ દુઃખ ભાગે રે, આ અવસરમાં.

**વૈશાખે** તો વસમી એની વાટ રે, આ અવસરમાં;
અઘરી આંટી આડા ઓઘટ ઘાટ રે, આ અવસરમાં.

કાચા પોચાનું તો નહીં એ કામ રે, આ અવસરમાં;
શૂરા પૂરાનો તો છે સંગ્રામ રે, આ અવસરમાં.

પૂરા હોય તે પૂરા પદને પરસે રે, આ અવસરમાં;
મરજીવા થઇ બ્રહ્મરંધ્ર હરિ દરશે રે, આ અવસરમાં.

દશે નાદનાં ગડગડિયાં નિશાન રે, આ અવસરમાં;
કહે પ્રીતમ તે પદ પામ્યા નિર્વાણ રે, આ અવસરમાં.

જેઠે ઠેઠ ઠરી બેઠા ઠેકાણે રે, આ અવસરમાં;
જે જન જીવ થઇ ઇશ્વરનો પરિચો જાણે રે, આ અવસરમાં.

દેહાંતીત પણ દીસંતા દેહધારી રે, આ અવસરમાં;
ચઢી ન ઉતરે લાગી બ્રહ્મ ખુમારી રે, આ અવસરમાં.

તેને શાની અવતરવાની આશ રે, આ અવસરમાં;
સાક્ષી રૂપે સઘળે જેનો વાસ રે, આ અવસરમાં.

સૌના પ્રેરક સૌના મનની જાણે રે, આ અવસરમાં;
જન પ્રીતમ તે કેની ઉપમા આણે રે, આ અવસરમાં.

અષાડ માસે આવે નહીં નર તેહ રે, આ અવસરમાં;
જેને નિર્ભય નારાયણસું નેહ રે, આ અવસરમાં.

રવિનાં કીરણ સરખી તેની કાયા રે, આ અવસરમાં;
દેવ દાનવ માનવની નવ વ્યાપે માયા રે, આ અવસરમાં.

ગતિ કરે તે સપ્ત દ્વીપ નવ ખંડ રે, આ અવસરમાં;
લોક ચતુર્દશ એકવીશમે બ્રહ્માંડ રે, આ અવસરમાં.

જલ થલ જંગમ સઘળે જેનો વ્યાપ રે, આ અવસરમાં;
કહે પ્રીતમ તે કર્ત્તા હર્ત્તા આપ રે, આ અવસરમાં.

શ્રાવણ શ્રવણ મનન નિત્ય ધ્યયન કરીએ રે, આ અવસરમાં;
બાકી બીજા પ્રપંચ સૌ પરહરીએ રે, આ અવસરમાં.

સત્સંગ કરતાં તરીએ ભવ સંસાર રે, આ અવસરમાં;
વિષય ન વ્યાપે કાપે કોટિ વિકાર રે, આ અવસરમાં.

કૃષ્ણ કથા કીર્તન કલિયુગમાં કરીએ રે, આ અવસરમાં;
ધીરજ રાખી ધ્યાન ધારણા ધરીએ રે, આ અવસરમાં.

તીલક છાપ સેવા સમરણમાં રહીએ રે, આ અવસરમાં;
પ્રીતમ પ્રભુને ભજતાં પાવન થઇએ રે, આ અવસરમાં.

ભાદરવે ભરપૂર હરિને ભાળો રે, આ અવસરમાં;
હું મારું, અહંકાર હઇએથી ટાળો રે, આ અવસરમાં.

કીડી કુંજર ચૈતન્યતાથી ચાલે રે, આ અવસરમાં;
તૃણ માત્ર તે હરિ વિના નવ હાલે રે, આ અવસરમાં.

કીટ ઇન્દ્ર તે આતમ દૃષ્ટે એક રે, આ અવસરમાં;
ગુરુ ગમ્ય જોશે જેને જ્ઞાન વિવેક રે, આ અવસરમાં.

ગુરુ ગોવિન્દના ઘરની જેને ગમ્ય રે, આ અવસરમાં;
કહે પ્રીતમ તે જાણે જેમ છે તેમ રે, આ અવસરમાં.

આસોએ રામ રમે તેને અવિધાર રે, આ અવસરમાં;
છે અજમ્પા તે એકવિશ હજાર રે, આ અવસરમાં,

ઉપર આગલા ખટસેંનો છે ખેલ રે, આ અવસરમાં;
રણકાર ધ્રુનિ થાય રંગની રેલ રે, આ અવસરમાં.

કહું રહસ્ય રસીઆને રસ પીવાની રે, આ અવસરમાં;
જેમ ડુબકી દરિઆમાં મરજીવાની રે, આ અવસરમાં.

ગુણાતીત તે ગેબ ગગનમાં ગડીયા રે, આ અવસરમાં;
આઠે પહોર અખંડ અનુભવમાં અડીયા રે, આ અવસરમાં.

દિન દિન પ્રત્યે ચઢે ચોગણો રંગ રે, આ અવસરમાં;
કહે પ્રીતમ કર સદ્દગુરુ સંતનો સંગ રે, આ અવસરમાં.

સંવત અઢાર અતિ ઓગણત્રીસો સાર રે, આ અવસરમાં;
શ્રાવણ શુકલ પક્ષ સાતમ રવિ વાર રે, આ અવસરમાં.

સંધેસરમાં સહુ સંતોનો દાસ રે, આ અવસરમાં;
પ્રીતમ પ્રેમે ગાયા બારે માસ રે, આ અવસરમાં.

## પન્દર તિથિઓ.

### રાગ ગરબાનો.

પડવે બ્રહ્મા પાસ પુકારી, વસુધા સુરભિ રૂપ ધરી;
સુર સર્વે શંકર અજ આદે, આવ્યા જ્યાં અવિનાશ હરિ.
બીજે બહુ વિધિ સ્તુતિ કીધી, ત્યાં બોલ્યા ત્રિભુવન પતિ;
શાને શોચ કરો શિવ બ્રહ્મા, ભય કોનો નવ ધરશો રતિ.

ત્રીજે ત્યાં મથુરા ગોકુળમાં, અમર જઈ અવતાર ધરો;
જાદવ કુળ વસુદેવ તણે ગૃહ, શેષ સહિત હું આવું ખરો.
ચોથે ચતુરાનન પંચાનન, સ્તવન કરી નિજ ધામ ગયા;
મધુ પુર ગોકુલ વ્રજ વૃન્દાવન, ગોપ ગોપાળ સૌ દેવ થયા.
પાંચમે પ્રાણજીવન પુરુષોત્તમ, શેષ સહિત માયા પ્રેરી;
જેમ કોઈ ભૂપ ભુવન પ્રત્યે, આવી સમરાવે સુંદર શેરી.
છઠ્ઠે છબીલો દિન મણી ઉદિયો, દેવકી નામે પૂર્વ દિશા;
ઉર આવેશ કર્યો અલબેલે, વિશ્વેશ્વર તન માંહે વસ્યા.
સાતમેં ગર્ભ શંકર્ષણ કેરો, રોહીણીજીને ઉદર ધર્યો;
જક્ત ન જાણે વેદ વખાણે, એણી પેરે ઉપાયે કર્યો.
આઠમ અર્ધ નિશા શુભ મુહૂરત, સ્યામળીએ પ્રાગટ્ય કીધું;
કોટિ કોટિ રવિ શશિની શોભા, દયા કરી દર્શન દીધું.
નોમે નંદરાય ઘેર ઉત્સવ, આનંદની હેલી થાય;
દાન માન બહુ પેરે દીધાં, માનનિયો બહુ મંગલ ગાય.
દશમે દિશા વળી વ્રજ કેરી, નિત્ય અમૃતના મેહ વરસે;
ઠોર ઠોર ફૂલી દ્રુમવેલી, ફળ ભારે ભોમિ પરસે.
એકાદશી આનંદ વધાર્યો, ગોવર્દ્ધન ઉત્સવ કીધો;
લીલા લલિત ચરિત્ર કરવા, અનેક દુષ્ટને દંડ દીધો.
બારશે બારે મેઘ મોકલ્યા, ઇન્દ્રે કોપ કર્યો એવો;
ગોકુલ રાખ્યું નિજ બળ દાખ્યું, કોણે ન જાણ્યો ભય કેવો.
તેરશ ત્રિભુવન ત્રાસ નિવાર્યો, સુખ સાગર સઘળે છળીયો;
પ્રેમ મુદિત મન ગોપી જનનાં, ફુલી હૃદે કમળ કળીઓ.
ચૌદ વિદ્યા ગુણ જાણ છબીલો, વૃન્દાવન શોભા નીરખી;
વેણુ નાદ કર્યો વનમાળી, વ્રજબાળા હઇએ હરખી.
શરદ રેણી રસ આરંભ્યો, સફલ મનોરથ સૌના કર્યાં;
પ્રીતમનો પ્રભુ ઉર પ્રેમ સનેહી, પ્રેમી જન ઉર માંહે ધર્યા.

# શૃંગાર સંગ્રહ.

## પદ ૧ લું.—રાગ યમન કલ્યાણ.

રંગ લાગ્યો રે, રસિક વર સાથે. ટેક.
સુંદર વરસું સ્નેહ બંધાણો, ઘરથકી આવ્યા ઘાતે. રંગ લાગ્યો૦
કૃપા કટાક્ષે સન્મુખ ભાળ્યું, નજર કરીને નાથે. રંગ લાગ્યો૦
વણુ વજાડી ને વશ કીધાં, વહાલપણાંની વાતે. રંગ લાગ્યો૦
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, હરિએ ગ્રહ્યાં હવે હાથે. રંગ લાગ્યો૦

## પદ ૨ જું.

અલબેલો રે, આનંદકારીજી. ટેક.
એના આનંદ વડે સૌ શોભ્યું, સુખ સાગર ગિરિધારી. અલ૦
નવ ઘન નીલ મણી નવ નીરજ, કોટિ કામ છબી વારી. અલ૦
મોર મુકુટ મકરાકૃત કુંડલ, ભાલ તિલક અતિ ભારી. અલ૦
અંગો અંગ અનેક આભૂપણુ, અંગ અંગ છબી ન્યારી. અલ૦
તડિત સમાન પીત પટ રાજિત, પાયે નેપૂર રવકારી. અલ૦
પ્રીતમનો સ્વામી પરમ સ્નેહી, લીજે આનંદ ઉર ધારી. અલ૦

## પદ ૩ જું.

વશ કીધાં રે, વેણુ વજાડી. ટેક.
નૌતમ ગાન કર્યું મુરલીમાં, માનનીને મોહ પમાડી. વશ૦
ખટ દશ આભ્રણુ અવળાં સજ્યાં, અવળી ઓઢી અંગ સાડી. વશ૦
લોક લાજ મર્જાદ વેદની, અબલાએ નાંખી ઉડાડી. વશ૦
જે જેમ તે તેમ ચતુરા ચાલી, જેને ગોઠડી ગોવિન્દસું ગાઢી. વશ૦
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, સુંદરીને રાસ રમાડી. વશ૦

## પદ ૪ થું.

રસમાતો રે, પ્રીતમડો પ્યારો. ટેક.
માનુનીની મંડલી મધ્ય મોહન, નૃત્યત નંદ દુલારો. રસ૦
સ્વરસું સ્વર કરસું કર મેલે, અંગ અંગ રંગ ન્યારો. રસ૦
રાસ વિલાસ હાસ્ય રસ પૂરણુ, આનંદ સિન્ધુ ઉદારો. રસ૦
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, જીવન પ્રાણુ અમારો. રસ૦

## પદ ૫ સું.

વૃન્દાવનકી રે, શોભા સારી. ટેક.
બંસીબટ ફૂલન યમુના ત્રટ, કુસુમિત કુંજ લજારી. વૃન્દા૦
ગુંજત મધુકર કીર કોકિલા, ત્રિવિધિ પવન સુખકારી. વૃન્દા૦
નવલ કિશોર કુંવર નંદજીકો, નવલ નવલ વ્રજ નારી. વૃન્દા૦
ખેલત ફાગ અનુરાગ સુહાગી, પ્રીત સહિત પીયા પ્યારી. વૃન્દા૦
ઉડે અબીર ગુલાલ અરગજા, ગગન ગિરદ ભઇ ભારી. વૃન્દા૦
કેસર કુમકુમ અગર કસ્તુરી, સોંધે ભરી પીચકારી. વૃન્દા૦
પ્રીતમકે પ્રભુ પ્રેમ સનેહી, કમલ નયન ગિરિધારી. વૃન્દા૦

## પદ ૬ ઠું.

નંદજીનો રે, કુંવર છબીલો. ટેક.
અંગ અંગ સત કોટિ મનોભવ, રસિયો રંગ રંગીલો. નંદજી૦
મારૂં મન મોહ્યું એનું રૂપ જોયું, વાલમ હૃદયે વસીલો. નંદજી૦
સુતાં બેઠાં જોતાં જાગતાં, ક્ષણુંએ ન મૂકે વીલો. નંદજી૦
પ્રીતમના સ્વામીને સંગે, સખી સુખ સાગર ઝીલો. નંદજી૦

## પદ ૭ મું.

આજ દીવાળી રંગ રસાળી, ઘેર આવ્યા વનમાળી;
અગર કપૂરે આરતી સાજું, લેઇ સોનાની થાળી. આજ૦
વદન સરોજ નેણ નવ અંબુજ, સુંદર પાઘ છોગાળી;
ભાલ તિલક મકરાકૃત કુંડલ, અધરબિંબ પરવાળી. આજ૦
વારિજ પાણ જાણ નવ પલ્લવ, નાભિ કમર રઢીઆળી;
પદ પંકજ રજ પ્રેમે પરસું, દરસું દુષ્કૃત ટાળી. આજ૦
પીત વસન તન રત્ન આભૂપણ, રહીએ ભાવે ભાળી;
પ્રીતમના સ્વામીની શોભા, જોઇએ નેહે નિહાળી. આજ૦

## પદ ૮ મું.

આજ અમારૂં ભાગ્ય સુ સજની, મોહન મોહોલે પધાર્યા;
અંગો અંગ સંગ સુખ પામી, રસીએ રંગ વધાર્યા. આજ૦

મનના મનોરથ સફલ કર્યા સહુ, તનના તાપ નિવાર્યા;
અમૃત પીધું કારણ સિધ્યું, આનંદ ઉર વધાર્યા. આજ૰
શોભાનો સાગર શ્યામળિયો, રૂપે રતિપતિ હાર્યા;
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, પ્રાણથકી ઘણું પ્યારા. આજ૰

## પદ ૯ મું.

વાયદો વરે છે રે, વાલા હું વિસરી રે, વાયદો મૂકીને રે આવો ગિરિધરલાલ;
સુખ નથી સહેજે રે, દુ:ખે થઇ દૂબળી રે, પ્રભુ શેં નાં જાણો અમારું વાલ. વાયદો૰
આવું નોતું જાણ્યું રે, પરથમ પેલડે રે, જાણ્યું વેહેરો કરશે નહીં લગાર;
હૈયાં વલુંડી રે, પહેલે કીધી પ્રીતડી રે, નિર્લજ્જ થઇને બેઠા નંદકુમાર. વાયદો૰
કહો ક્યાં વળુંધ્યા રે, કોણ મળી કામની રે, કે શું કોઇસું બાંધ્યું તમારું તંન;
રૂપે હશે રુડી રે, ગુણે હશે આગળી રે, હવે અમસું કેમ માને મંન. વાયદો૰
કહો કોને કહીએ રે, દોષ અમારા કર્મના રે, ભજતાને કો ભજે ભગવાન;
સ્વામી રણછોડનો રે, સુંદર શ્યામળો રે, આવો મારા કામણગારા રે કાન. વાયદો૰

# ભક્તિ પ્રકાશ.

## પદ ૧૦ મું.—રાગ મહ્લાર.

કોપ ન કરીએ કૃષ્ણજી, સમરથ છો સ્વામી;
જલને કાજે જાદવા, દુનિયા દુ:ખ પામી. કોપ ન૰
માતા મારે જો બાળને, બીજું કોણ રાખે;
વાડ ગળે જો ચીભડાં, કોય ક્યાંથકી ચાખે. કોપ ન૰
સુધા થકી વિષ પ્રગટે, તો જીવે જવલા;
શરણે આવ્યાને જે હણે, તેને કોણ કહે ભલા. કોપ ન૰
પર્જન્ય વિના પીડાય છે, પ્રભુ પ્રજા તમારી;
મેહેર કરીને મોકલો, મેહને મોરારી. કોપ ન૰
શાને કાજે સૃષ્ટિ કરી, કરી તો પ્રભુ પાળો;
કહે પ્રીતમ પરમાત્મા, સ્વામી સન્મુખ ભાળો. કોપ૰

## પદ ૧૧ મું.

તમો ભૂપ વિના ભૂધરા, કોને જઇને જાચું;
અવર નૃપ તો દીસે નહીં, શ્યામળા કહું સાચું. તમો૦
જૂઠા જીવને જોઇને, શું હૃદયે રાચું;
મારા કર્મતણી કથા, તમ આગળ વાંચું. તમો૦
અભયદાની ઉદાર છો, નથી કર્તવ્ય કાચું;
શરણે આવે ચાહીને, તે ન ફરે પાછું. તમો૦
છેલ છબીલા છો તમો, આડે અંગે આછું;
કહે પ્રીતમ પ્રભુ પ્રેમસું, તમ આગળ નાચું. તમો૦

## પદ ૧૨ મું.

મધુસૂદન મહારાજ છો, મોટામાં મોટા;
અધમ જીવ જાણે નહીં, કરણીના ખોટા. મધુ૦
માયા તમારી મહા બળી, કરે ગડબડ ગોટા;
વિરોધ પાડે ગુરુ સંતસું, કરી કરી છળ છોટા. મધુ૦
સીસાબાજી જક્ત છે, જેવા જળ પરપોટા;
કાચો કુંભ તે ક્યાં લગી, જેવા ધૂળધમોટા. મધુ૦
જેને સન્મુખ છો તમો, તેને શા ટોટા;
કહે પ્રીતમ પ્રભુને ભજો, ટળે જમના સોટા. મધુ૦

## પદ ૧૩ મું.

રામ રટણ કર રંગમાં, અંગ આનંદ આણી;
મિથ્યા ભાપણ મૂકજો, બોલે અમૃત વાણી. રામ રટણ૦
રસના તું રસવંત છે, સહુ સ્વાદને જાણે;
રામ સુધા ચાખ્યો નહીં, તો તું પશુ પ્રમાણે. રામ રટણ૦
શાકર દ્રાક્ષ ને શેરડી, અમૃત રસ મેવો;
અવર બીજા રસ છે ઘણા, નહીં હરિ રસ જેવો. રામ રટણ૦
શિવ વિરંચી શારદા, શ્રુતિ શાસ્ત્ર વખાણે;
કહે પ્રીતમ પ્રભુ નામનો, મહિમા મહા મુનિ જાણે. રામ રટણ૦

### પદ ૧૪ મું.

જય જય શ્રીજાનકીરાય, ભક્ત હિતકારી;
પતિત પાવન નામ જયકો, લીલા પિયુધારી. જય જય૦
કમલાસન શંભુ શેષ, કહત નિગમ ચારી;
દિનકે દયાલ આપ, ઇસતા વિસારી. જય જય૦
શુનક ગજ વિપ્ર વ્યાઘ્ર, ક્ષૌદ્ર પશુ નારી;
અધમ જાતિ બહુત ભ્રાંતિ, આપદા નિવારી. જય જય૦
પાહિ પાહિ શરણુ શરણુ, રાખીએ મોરારી;
પ્રીતમકે પ્રાણ પ્યારે, મહિમા બલિહારી. જય જય૦

### પદ ૧૫ મું.

કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ વાસુદેવ કહે તું, હેત હૈયામાં આણી;
ગોપીનાથ ગોવર્દ્ધનધારી, વૃન્દાવન દધિ દાણી. કૃષ્ણ૦
પુત્ર ભાવસું પ્રેમે લડાવે, નંદ રાયની રાણી;
નવલ કિશોર ચોર માંખણનો, મીઠી મુખની વાણી. કૃષ્ણ૦
વ્રજ રજ અજ ઉમયાપતિ ઇચ્છે, પ્રીછે કોઇએ પ્રાણી;
પ્રીતમ પ્રેમ ધરી ભજ ભાવે, સુંદર વર સુખ ખાણી. કૃષ્ણ૦

### પદ ૧૬ મું.—રાગ યમન કલ્યાણ.

રહીઆળો રે, રંગનો ભીનો. ટેક.
સુખ સાગર નાગર નંદજીનો, નિગમ કહે જશ જેનો. રહી૦
વ્રજ જુવતિનાં વહાલે કરીને, અવનિમાં અવતાર લીનો. રહી૦
નૌતમ ખેલ કર્યા ગોકુળમાં, તાપ હર્યો તરુણીનો. રહી૦
ત્રિભુવન નાયક સબ સુખદાયક, લાયક નામ નગીનો. રહી૦
પ્રીતમનો સ્વામી સુંદર વર, ચતુરા ચિત્તમાં ચીનો. રહી૦

### પદ ૧૭ મું.

રંગ ભીની રે, રાધા રાણી. ટેક.
નિત નિત નિરખે હઇડે હરખે, મુખ મરકે સુખ જાણી. રંગ૦
સુર મુનિ વ્યાસ વિરંચી નારદ, પ્યારીની પ્રીત વખાણી. રંગ૦
ચૌદ લોક સચરાચર સૌમાં, કીર્તિ સુતા કહે વાણી. રંગ૦

પ્રેમ સુધાકર પ્રેમે પીધો, લીધો આનંદ ઉર આણી. રંગ૦
વહાલપણે વાલમ વશ કીધો, સુંદર વર સુખ ખાણી. રંગ૦
પ્રીતમના સ્વામીની સંગે, માનની મહા રસ માણી. રંગ૦

## પદ ૧૮ મું.

બડ ભાગી રે, વ્રીજની નારી. ટેક.
ધન ધન રે ગોપી ગોકુલની, પ્રેમ રસ પીનારી. બડ૦
હરતાં રે ફરતાં કારજ કરતાં, નિરખે નવલ બિહારી. બડ૦
તન ધન સદન તજી ભજી ભાવે, એના સ્નેહતણી બલિહારી. બડ૦
જેના સ્નેહ થકી શ્યામળીએ, વૃન્દાવન ગૌ ચારી. બડ૦
અદ્દ્ભુત સુખ આપ્યું અબલાને, લીલા લેહેર વધારી. બડ૦
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, મોહન મંગલકારી. બડ૦

## પદ ૧૯ મું.

પ્રભુ પદ રજ રે, વિઘન હરે છે. ટેક.
આનંદકારી અખંડ વિહારી, ભક્તનો ભાવ ભરે છે. પ્રભુ૦
જે રજને અજ શંકર ઇચ્છે, શુકજી ધ્યાન ધરે છે. પ્રભુ૦
સિંધુ સુતા સેવે જે સ્નેહે, મન કર્મ વચને વરે છે. પ્રભુ૦
જે રજથી ગંગાજલ નિર્મલ, ત્રિભુવન પાવન કરે છે. પ્રભુ૦
પ્રીતમનો પ્રભુ પતિત ઉદ્ધારણ, સમરે કારજ સરે છે. પ્રભુ૦

## પદ ૨૦ મું.

લે રસના નિત્ય ગોવિંદ ગાઇ. ટેક.
સકલ સિદ્ધ મુનિ કરત મનોરથ, બંછત ચરન કમલ સેવકાઇ. લે રસના૦
સહસ્રાનન ચતુરાનન શંકર, શુક સનકાદિ મુનિ સમુદાઇ;
શ્રીરઘુપતિ પદ અતિ અનુરાગી, કરત ભજન તજી માન બડાઇ. લે રસના૦
ચરણ ચેહેન અંકિત શુભ ખટ દસ, રસિક રૂપ ત્રિભુવન છબી છાઇ;
પ્રીતમકે હૃદયે રહો નિશ દિન, આનંદ ઓઘ અમોઘ પ્રભુતાઇ. લે રસના૦

## પદ ૨૧ મું.

જય વૃન્દાવન કુંજ બિહારી. ટેક.
આનંદ કેલિ કરે દિન રજની, નંદ નંદન બ્રખુભાન દુલારી. જય વૃન્દાવન૦

કુસુમ સેજ રચી કુસુમ સિંહાસન, કુસુમ મેહેલની શોભા સારી;
જુવતી સમૂહ મધ્ય મનમોહન, કરત વિલાસ હાસ્ય ગિરિધારી. જય વૃંદાવન૦
સુંદર વદન કમલદલ લોચન, અંગ અંગપર જાઉં બલિહારી;
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, ભક્ત હેત ભૂતલ દેહ ધારી. જય વૃંદાવન૦

## પદ ૨૨ મું.

ગિરિધરલાલતણા ગુણ ગા રે: ટેક.
આ સંસાર પૂર પાણીનું, તેને તરંગે તણાયો ન જા રે. ગિરિધરલાલ૦
જો રે વહ્યો તો ગયો અતિ આઘો, ન મળે ઠોર ઠેકાણું કા રે;
માયા મહા જલ પાર મળે નહીં, એવું જાણી હરિ શરણું સાહા રે. ગિરિધરલાલ૦
રાખ ભરોંસો રાધાવરનો, બીજો અન્ય નથી ઉપા રે;
જન પ્રીતમ જો પ્રીત યથારથ, પ્રભુને ભજીને પાવન થા રે. ગિરિધરલાલ૦

## પદ ૨૩ મું.

ભાવ કરીને તું હરિને ભજ રે. ટેક.
આ તન તારું શિરોમણિ સારું, મારું કહ્યું તું માન નિર્લજ્જ રે. ભાવ કરી૦
હરિને વિસાર્યા તે સર્વસ્વહાર્યા, તેથી નઠારા નહિ કોણ જ રે;
હરિનો મહિમા મોટા મુનિ જાણે, જેના પદને ધાય ઇંદ્ર અજ રે. ભાવ કરી૦
ગરુઓ થઇ ગોવિંદ ગુણ ગાજે, માન બડાઇ ટેંડાઇ તજ રે;
સુખમાં લીન પ્રવીન સંત જન, પ્રીતમ પ્રેમે પરસ પદ રજ રે. ભાવ કરી૦

## પદ ૨૪ મું.

ભજન વિના દિન જાય છે વિત્યા. ટેક.
શિર પર કાલ કરે છે ગર્જના, મૂઢ મતિ નર શેં નથી બીહીતા. ભજન૦
જો પ્રાણી પ્રતીત ન આવે, સુરત ધરી સાંભળ તું ગીતા;
તેનો સ્વાદ જડે જે કાને, અવર બીજા રસ મૂકે છીતા. ભજન૦
જેને લગન લાલસું લાગી, દેહ ધરી પણ દોષ રહિતા;
કહે પ્રીતમ તે જન હરિ જેવા, જેમ સાગર એકરૂપ સરિતા. ભજન૦

## પદ ૨૫ મું.

ચરણ કમળનો રે, મોટો મહિમા, જેનું ધ્યાન ધરે સુર બ્રહ્મા;
નિગમ નિરંતર ગાય છે રે. ચરણ૦

જેના ચરણ સેવે રે મહા મુનિ, વહાલપણાં વદે રે વ્રજ જુવતી;
સિંધુસુતા નિત્ય ગાય છે રે. ચરણ૦
ગંગા તુલસી ચરણનિવાસી, ઋદ્ધિ સિદ્ધિ કહીએ જેની દાસી;
સૌ કોઇ સેવે શ્યામને રે. ચરણ૦
ચરણ સરોજ સુગંધ સંજોગી, ભક્ત અનેક ભ્રમર રસ ભોગી;
નિમેશ તજે નહીં નામને રે. ચરણ૦
પદ પર શીતલ જલ પાવનકારી, શેષ સેવે સદા ત્રિપુરારી;
અમર લોક આશા કરે રે. ચરણ૦
મહિમા જાણ્યો ગૌતમ નારી, તન મન ધન કરે બલિહારી;
પ્રેમે પ્રીત હૃદયે ધરી રે. ચરણ૦
પદ પરસી રજ વ્રજ વૃન્દાવન, પ્રેમે પામે કોઇ પ્રેમી જન;
જેને શ્રીકૃષ્ણ કૃપા કરે રે. ચરણ૦
પ્રીતમનો સ્વામી શ્યામળીઓ, અલબેલો છે અકળીક ઢળીઓ;
નીરખીને નયણાં ઠરે રે. ચરણ૦

## પદ ૨૬ મું.

આજ અમારે દીવાળી રે સજની, રંગ ભરી રળીઆમણી રજની;
હું દાસી પિયુના પદની રજની તો, પ્રેમ નેમ પાળું સદા રે.
કમલ નયન કમલાનો સ્વામી, આદ્ય મધ્ય અંત અંતર્યામી;
પૂરણ પુણ્યે કરીને પામતો, વામી સકલ ભવ આપદા રે.
શિર મુગટ કુંડલ વનમાળા, મદન શરદ સરી રૂપ રસાળા;
યુગ્મ સ્વરૂપ બાહુ વિશાલા, તો સુંદર એનુ ધરી રે.
રત્ન જડિત કટિ કંદોરો સોહે, નેપૂર ધ્વૂન મુનિનાં મન મોહે;
ચરણ કમલમાં ચિત્તડું પ્રોએ, તો જુગલ નયનાં ભરી રે.
અંગ સોરંગ પીતાંબર ધોતી, પટકે જોર ઝવેર ને મોતી;
અંગ અંગ આભ્રણ સજ્યાં જ્યોતી, તો સુંદર શોભા શી કહું રે.
પ્રીતમનો સ્વામી શ્યામળિયો, આનંદ સિંધુ અકળીક ઢળિયો;
પૂરવની પ્રીતિ પ્રગટ પીયુ મળિયો, તો સૌ સોંપી સન્મુખ રહું રે.

## પદ ૨૭ મું.

આજ દીવાળી પ્રેમ રસાળી, ભુવને પધાર્યા શ્રીવનમાળી;
રસ બસ થઇ ગઇ રૂપ નિહાળી, તો ભાળી રહી ભાવે કરી રે.
આપ્યાં આસન આનંદકારી, બેઠા નટવર નવલ વિહારી;
તન મન પ્રાણ કરું બલિહારી, તો પ્રાણજીવન ધન જાણીને રે.
અગર કપૂરે આરતિ કીજે, નીરખી રૂપ હૃદયામાં લીજે;
પ્રેમ સુધા રસ પ્રેમે પીજે, તો અતિ આનંદ ઉર આણીને રે.
નિત્ય નિત્ય નવલા નેહ વધારું, ત્રિભુવન વ્યાપક તેજ તમારું;
જોઇને મોહી રહ્યું મન મારું, તો ન્યારું ક્ષણુંએ નવ રહે રે.
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, એની લીલા કહું કેઇ કેઇ;
પ્રસન્ન કીધો દર્શન દેઇ, તો રજની દિવસ હૃદયે વસે રે.

## પદ ૨૮ મું.

આજ કર્યો અંનકોટ છબીલે, રંગ વધાર્યો રંગ રંગીલે;
પ્રેમનો સિંધુ પ્રેમી જન ઝીલે, તો ગોપી કુળ ગોપ લીલા કરી રે.
ઇંદ્રતણો અપરાધ વિસાર્યો, લઇ પર્વત સુરપતિ શિર ધાર્યો;
સાત દિવસ લગી ભારે માર્યો, તો ગર્વ નિવાર્યો શ્રીહરિ રે.
જેને પંચ તત્ત્વ માળા ઉર રાજે, ભાજ્ય નીલ જળ મુક્તિ વિરાજે;
તેજ માણેકવાળું વિધુ રજ છાજે, તો વ્રજ આકાશે પ્રકાશે છે રે.
તે આગે ન કોણ દેવની માયા, જેમ કેઇ પુરુપ પુરુપની છાયા;
નિગમે પુરાણે અગમ કરી ગાયા, તો જેનો આ વિશ્વ પ્રકાશે છે રે.
નિર્ગુણ બ્રહ્મ સગુણ થઇ શોભા, જેની લીલામાં મુનિવર લોભ્યા;
જેના થોભાવ્યા ધર્મ સૌ થોભ્યા, તો જગત મંગળ જશ પ્રગટે રે.
ભક્ત હિત અવતાર ધરે છે, દાસતણાં બહુ કાજ કરે છે;
પ્રીતમ પ્રેમીનાં ચિત્ત હરે છે, તો તાપ હરે છે તેહનાં રે.

## પદ ૨૯ મું.

મંગળ ગાન કરે છે ગોપી, આનંદ રૂપ રહી અંગ ઓપી;
પ્રેમ નવલ વેલ રસમાં રોપી, તો નિર્ભે કારણ કલ્પતરુ રે.

પરમ ચતુર સકલ વ્રજ વહાલા, નવ ઘન ઘેર્યો દામની માળા;
સુર શિરોમણિ રૂપ રસાલા, તો વર્ણન કેઇ પેરે કરૂ રે.
પદ્મ પત્ર વિશાલ વિલોચન, દૃષ્ટિ અગોચર ગોચર મોચન;
મનમોહન મઘવા મદમોચન, તો શોચ સકલ સહેજે ગયો રે.
ગોવર્દ્ધન ઓચ્છવ હરિ કીધો, ગોપ વેશ ગોવિંદે લીધો;
વ્રજ જન પ્રેમ સુધારસ પીધો, તો સફળ મનોરથ સૌ થયો રે.
ઘેર ઘેર ચતુર કરી ચિત્રશાલા, ધજા પતાકા તોરણ માળા;
સોળે શણગાર સજ્યા વ્રજ વહાલા, તો આભૂપણ અંબર ઓપતાં રે.
પ્રીતમના સ્વામીની સંગે, મળવું પરસ્પર પ્રેમ પ્રસંગે;
આનંદ કંદ વધાર્યો અંગે, તો ચિત્ત હરિ ચરણે આરોપતાં રે.

## પદ ૩૦ મું-રાગ ગરબો.

પ્રેમે પરણે તુલસી શાલિગ્રામ રે, શોભા સાગર સુખનું ધામ રે;
કાર્તિક શુદ એકાદશી કહીએ રે, મહિમા મોટો પાર ન લહીએ રે.
બલિને દ્વારે શ્રીનાથ પધાર્યા રે, અવની ઉપર આનંદ વધાર્યા રે;
ચાર જામ જાગે જદુ રાય રે, ભોગ આરતિ ચતુર્ વિધ થાય રે.
તુલસીજી પરણે ત્રિભુવન નાથ રે, ધોળ મંગળ ગાય વૈષ્ણવ સાથ રે;
વૈકુંઠપતિ ચઢ્યા વરઘોડે રે, સંત સાથ ભેળા સોહે જોડે રે.
પ્રભુ પ્રીતમનો પ્રેમ સનેહી રે, તોરણ ચઢીઆ દુંદુભી દેઈ રે.

## પદ ૩૧ મું.

સાસુજીએ આવીને વધાવ્યા રે, પ્રેમે પોંખીને પધરાવ્યા રે;
રત્ન સિંહાસન બેઠા આવી રે, સખી સૌ કન્યા શણગારીને લાવી રે.
કંઠે આરોપી વનમાળા રે, ગીત ગાય મધુર રસાલા રે;
કનક મણિમય મંડપ રચ્યો રે, લોક ચતુર્દશ અતિ રંગ મચ્યો રે.
જવ તલ હોમી પાવક પરજાળ્યો રે, રત્નદીપ ચોદસ અજવાળ્યો રે;
જળહળ તે જ્યોત પ્રકાશે રે, ચંદરવા તોરણ ચો પાસે રે.
વાડવ કરે વેદની ધૂન્ય રે, આવ્યા ત્યાં બ્રહ્મા નારદ મૂન્ય રે;
મંગળ ફેરા ફરે ભગવાન રે, સમે વર્તે સાવધાન રે.

વર કન્યા આરોગે કંસાર રે, જુગમાં તે વરતે જય જયકાર રે;
અબલા તો અખંડ અમર વર પામી રે, પ્રેમ સ્નેહી પ્રીતમનો સ્વામી રે.

## પદ ૩૨ મું.–થાળ ૧ લી.

આનંદે આવો રે, જીવન જમવાને; બહુ પાક બનાવું રે, ગિરિધર ગમવાને.
ઉષ્ણોદક આપું રે, નટવર નહાવાને; પીતાંબર લાવું રે, પ્રેમે પહેરવાને.
ચાંખડીએ ચઢીને રે, આવ્યા અંતરજામી; ચંદનની ચોકી રે, બેઠા બહુ નામી.
કંચનને બાજઠ રે, સુવર્ણની થાળી; ભોજન કરવાને રે, બેઠા વનમાળી.
ખાજાં ને લાડુ રે, ઘેબર ઘીનાં છે; પકવાન્ન ભલાં છે રે, સૌ મીસરીનાં છે.
એવા ભોગ છપ્પન છે રે, વ્યંજન બહુ ભાંતિ; સાકર મેવાદિક રે, રહ્યા છે સહુ જાતિ.
જેની રુચી આવે રે, તે લેજો માંગી; જમતાં મુખ નિરખે રે, તે મહા બડ ભાગી.
જમુના જળ શીતળ રે, એલચીએ વાસી; પાનનાં બીડાં રે, ખવડાવું ખાસી.
કંકુ ને કેસર રે, કુમકુમ થાળ ભરી; પ્રીતમનો સ્વામી રે, પૂજું પ્રેમ ધરી.

## પદ ૩૩ મું.–થાળ ૨ જી.–રાગ સારંગ.

હરિ ભાવે ભોજન કીજીએ૦ હરિ૦ ટેક૦
સુંદર વદન સરોરુહ લોચન, શોભા જોઇ જોઇ રીઝીએ. હ૦
દધિ પકવાંન મીઠાઇઓ મેહ, રુચિ આવે સો લીજીએ. હ૦
જાઇ જાવંત્રી જાયફળ મીસરી, ઔંષ્ટયોપ પ્રભુ પીજીએ. હ૦
આચમન પાન કીએ કમલાવર, દેખી દેખી દિલ રીઝીએ. હ૦
પ્રીતમ દ્વાર રહ્યો રસ ગાવે, ઉબરી જુઠણ લીજીએ. હ૦

## જ્ઞાન પ્રકાશ.

### પદ ૩૪ મું.

જીવ વચન વિચારી બોલે, બહુ બકવાદ ન કીજે;
નિર્મલ નામ રામ રઘુવરનું, નિત્ય નિરંતર લીજે. જીવ૦
શિવ વિરંચી શેષ શારદા, નિગમ પુરાણ વખાણે;
નામ અમૂલક દામ ન બેસે, કેમ જડ જીવ ન જાણે. જીવ૦

ફુટે કુંભે નીર ઠરે નહીં, વૃક્ષ વેડાએ ફળ ક્યાંથી;
એમ અસત્ય ભાષણથી થાયે, હીણુ તેજ તપ ત્યાંથી. જીવ૦
શીબી, દધીચિ, બલિ, નૃપ દશરથ, હરિશ્ચંદ્ર, કર્ણ કહીએ;
શરીર ગયું પણ શબ્દ ન ચૂક્યા, તે પૂરા નર લહીએ. જીવ૦
દાતા શૂર સત્ય સહુ સદ્‌ગુણ, ભક્ત તણે હૃદે રહે છે;
કહે પ્રીતમ તે પ્રભુના પ્યારા, નિશ દિન હરિ હરિ કહે છે. જીવ૦

## પદ ૩૫ મું.

તું તારું તન દેખી તપાસી, અનુભવ આંખ ઉઘાડી;
આશા તૃષ્ણા લોભ ને ઇર્ષ્યા, નાંખ કલ્પના કાઢી. તું તારું૦
પ્રભુ પ્રેમે પરસે અમૃત વરસે, દરસે દહાડી દહાડી;
આઠે પહોર આનંદની હેલી, ફૂલી રહી ફૂલવાડી. તું તારું૦
દેહના નેહ થકી રેહ ન્યારો, ચિત્ત ચૈતન્યમાં લગાડી;
કહે પ્રીતમ તો તું હરિને વંદે, નિગમ નગારાં વગાડી. તું તારું૦

## પદ ૩૬ મું.

જે જગદીશ ઇશ અવિનાશી, ઉર વાસી સુખ રાસી;
પરમાનંદ પરમ સુખ સિંધુ, સેવે સદા કમલાસી. જે જગ.
નેતિ નેતિ નિગમ કરી ગાયે, પૂરણ બ્રહ્મ વિલાસી;
જન્મ જન્મ જગતપતિ જીવન, ચરણ કમલ હું દાસી. જે જગ.
વહાલા પધારો કારજ સારો, પૂરણ પ્રેમ પ્રકાશી;
પ્રીતમના સ્વામી સુંદર વર, નામે ટળે ચોર્યાશી. જે જગ.

## પદ ૩૭ મું.

જે સત્સંગ કરે શુદ્ધ ચિત્તે, સઘળાં તીરથ તેને;
નિરખે નિત્ય નિરંતર હરિને, ભૂલે નિંદે નહીં કેને. જે સત્સં૦
કામધેનુ ચિંતામણી સુરતરુ, અમૃત ફલ નિત્ય એને;
શું કરવા ભરમે તે ભટકે, ઘટમાં ગોવિંદ ચિહ્‌ને. જે સત્સં૦
આઠે પહોર આનંદનો સિંધુ, છલ્યો રહે દીને રેને;
નિત્ય નિત્ય સ્નેહ સહિત સત્સંગે, પ્રીતમ પ્રેમ રસ પીને. જે સત્સં૦

## પદ ૩૮ મું.

રહે રસના તું રામ ભજનમાં, હંસ દશા દિલ આણી;
કહું છું કુટિલ વચન નવ કાઢીશ, વૃથા વાયસ વાણી. રહે૦
હરિ નામ નિર્મલ મુક્તાફલ, જિહ્વાએ જપીએ જાણી;
તજી અસાર સાર પય પીજે, પરહરી પરપંચ પાણી. રહે૦
જેના સ્મરણથી ટળી જાએ, ગર્ભવાસની ઘાણી;
પ્રીતમ ભજન કરી લે ભાવે, નિર્ભય નામ નિશાની. રહે૦

## પદ ૩૯ મું.

ગુરુ ગમ જ્ઞાન વિચારું ઘટમાં, પ્રગટી પ્રેમ ખુમારી;
ખટ અંબુજ ખોલીને જોયું, ઉઘડી અગમ અટારી. ગુરુ૦
પંચ પ્રવાહ ગંગા વહે પાવન, કરને સ્નાન કરારી;
સહસ્ર પાંખડી કમલ કોશમાં, દર્શ્યા દેવ મોરારી. ગુરુ૦
તત્વમસી તુરીયા શુદ્ધ ચૈતન્ય, તે તે જ્યુંજ બલિહારી;
પ્રીતમ પરબ્રહ્મ પુરુષોત્તમ, વ્યાપક અખંડ વિહારી. ગુરુ૦

## પદ ૪૦ મું.—રાગ ગોડી.

વન્દુ સદ્‌ગુરુ ચરણરજ શીશ. ટેક.
ચરણરજ શીશ ચરણરજ શીશ, અખિલ બ્રહ્માંડતણો જે ઇશ. વન્દુ૦
વ્યાપક પૂરણ બ્રહ્મ જગદીશ, મંગળકારી માયાધીશ. વન્દુ૦
જેને વશ વરતે પાંચ પચ્ચીશ, નિર્મળ નામ જપે જોગીશ. વન્દુ૦
સુર નર નાગ અસુર મુનિ દેવ, સૌ કોય કરે સદ્ ગુરુની સેવ. વન્દુ૦
કવિ પંડિત ગ્રંથ આદે ગાય, ગુરુ કૃપાથકી કારજ થાય. વન્દુ૦
કહે પ્રીતમ ગુરુ પરમ દયાળ, આપે અભય પદ તે તત્કાળ. વન્દુ૦

## પદ ૪૧ મું.

જય જય જાનરાય, જશ અગમ અપાર. ટેક.
અગમ અપાર જશ, અગમ અપાર, નેતિ નેતિ નિગમ કહે નિરધાર. જય૦
વંદે વિરંચી શિવ વારંવાર, સદા સમાધિ ધરે સનત્કુમાર. જય૦
અહિપતિ નિશ દિન કરત ઉચ્ચાર, સહસ્ર વદન જિહ્વા યુગ્મ હજાર. જય૦
સિંધુ સુતા પદ સેવે ઉદાર, સંશય શોક મિટાવન હાર. જય૦

ફુટે કુંભે નીર ઠરે નહીં, વૃક્ષ વેડાએ ફળ ક્યાંથી;
એમ અસત્ય ભાષણથી થાયે, હીણ તેજ તપ ત્યાંથી. જીવ૦
શીબી, દધીચિ, બલિ, નૃપ દશરથ, હરિશ્ચંદ્ર, કર્ણ કહીએ;
શરીર ગયું પણ શબ્દ ન ચૂક્યા, તે પૂરા નર લહીએ. જીવ૦
દાતા શૂર સત્ય સહુ સદ્‌ગુણ, ભક્ત તણે હૃદે રહે છે;
કહે પ્રીતમ તે પ્રભુના પ્યારા, નિશ દિન હરિ હરિ કહે છે. જીવ૦

## પદ ૩૫ મું.

તું તારું તન દેખી તપાસી, અનુભવ આંખ ઉઘાડી;
આશા તૃષ્ણા લોભ ને ઇર્ષ્યા, નાંખ કલ્પના કાઢી. તું તારું૦
પ્રભુ પ્રેમે પરસે અમૃત વરસે, દરસે દહાડી દહાડી;
આઠે પહોર આનંદની હેલી, ફૂલી રહી ફૂલવાડી. તું તારું૦
દેહના નેહ થકી રેહ ન્યારો, ચિત્ત ચૈતન્યમાં લગાડી;
કહે પ્રીતમ તો તું હરિને વંદે, નિગમ નગારાં વગાડી. તું તારું૦

## પદ ૩૬ મું.

જે જગદીશ ઇશ અવિનાશી, ઉર વાસી સુખ રાસી;
પરમાનંદ પરમ સુખ સિંધુ, સેવે સદા કમલાસી. જે જગ.
નેતિ નેતિ નિગમ કરી ગાયે, પૂરણ બ્રહ્મ વિલાસી;
જન્મ જન્મ જગત્પતિ જીવન, ચરણ કમલ હું દાસી. જે જગ.
વહાલા પધારો કારજ સારો, પૂરણ પ્રેમ પ્રકાશી;
પ્રીતમના સ્વામી સુંદર વર, નામે ટળે ચોર્યાશી. જે જગ.

## પદ ૩૭ મું.

જે સત્સંગ કરે શુદ્ધ ચિત્તે, સઘળાં તીરથ તેને;
નિરખે નિત્ય નિરંતર હરિને, ભૂલે નિંદે નહીં કેને. જે સત્સં૦
કામધેનુ ચિંતામણી સુરતરુ, અમૃત ફલ નિત્ય એને;
શું કરવા ભરમે તે ભટકે, ઘટમાં ગોવિંદ ચિહ્‌ને. જે સત્સં૦
આઠે પહોર આનંદનો સિંધુ, છલ્યો રહે દીને રેને;
નિત્ય નિત્ય સ્નેહ સહિત સત્સંગે, પ્રીતમ પ્રેમ રસ પીને. જે સત્સં૦

## પદ ૩૮ મું.

રહે રસના તું રામ ભજનમાં, હંસ દશા દિલ આણી;
કહું છું કુટિલ વચન નવ કાઢીશ, વૃથા વાયસ વાણી. રહે૦
હરિ નામ નિર્મલ મુક્તાફલ, જિહ્વાએ જપીએ જાણી;
તજી અસાર સાર પય પીજે, પરહરી પરપંચ પાણી. રહે૦
જેના સ્મરણથી ટળી જાએ, ગર્ભવાસની ઘાણી;
પ્રીતમ ભજન કરી લે ભાવે, નિર્ભય નામ નિશાની. રહે૦

## પદ ૩૯ મું.

ગુરુ ગમ જ્ઞાન વિચારું ઘટમાં, પ્રગટી પ્રેમ ખુમારી;
ખટ અંબુજ ખોલીને જોયું, ઉઘડી અગમ અટારી. ગુરુ૦
પંચ પ્રવાહ ગંગા વહે પાવન, કરને સ્નાન કરારી;
સહસ્ર પાંખડી કમલ કોશમાં, દર્શ્યા દેવ મોરારી. ગુરુ૦
તત્વમસી તુરીયા શુદ્ધ ચૈતન્ય, તે તે જ્યુંજ બલિહારી;
પ્રીતમ પરબ્રહ્મ પુરુષોત્તમ, વ્યાપક અખંડ વિહારી. ગુરુ૦

## પદ ૪૦ મું.—રાગ ગોડી.

વન્દુ સદ્દગુરુ ચરણરજ શીશ. ટેક.
ચરણરજ શીશ ચરણરજ શીશ, અખિલ બ્રહ્માંડતણો જે ઇશ. વન્દુ૦
વ્યાપક પૂરણ બ્રહ્મ જગદીશ, મંગળકારી માયાધીશ. વન્દુ૦
જેને વશ વરતે પાંચ પચ્ચીશ, નિર્મળ નામ જપે જોગીશ. વન્દુ૦
સુર નર નાગ અસુર મુનિ દેવ, સૌ કોય કરે સદ્દ ગુરુની સેવ. વન્દુ૦
કવિ પંડિત ગ્રંથ આદે ગાય, ગુરુ કૃપાથકી કારજ થાય. વન્દુ૦
કહે પ્રીતમ ગુરુ પરમ દયાળ, આપે અભય પદ તે તતકાળ. વન્દુ૦

## પદ ૪૧ મું.

જય જય જાનરાય, જશ અગમ અપાર. ટેક.
અગમ અપાર જશ, અગમ અપાર, નેતિ નેતિ નિગમ કહે નિરધાર. જય૦
વંદે વિરંચી શિવ વારંવાર, સદા સમાધિ ધરે સનતકુમાર. જય૦
અહિપતિ નિશ દિન કરત ઉચ્ચાર, સહસ્ર વદન જિહ્વા યુગ્મ હજાર. જય૦
સિંધુ સુતા પદ સેવે ઉદાર, સંશય શોક મિટાવન હાર. જય૦

અમર લોક કરે અમૃત આહાર, તારો પ્રેમ રસ તે કોયક પીનાર. જય૦
અનેક બ્રહ્માંડતણો આધાર, પ્રીતમના સ્વામી રહો હૃદયા મોઝાર. જય૦

## પદ ૪૨ મું.–રાગ સામેરી.

હરિ ગુણ ગાતાં રે, વિલંબ ન કીજીએ રે, સ્મરણ કરીએ શ્વાસ ઉચ્છ્વાસ;
આવો સમો રે, હાંરે ફરી ફરી નહીં મળે રે, હૃદયામાં રાખે દૃઢ વિશ્વાસ. હરિ૦
આજ કાલમાં રે, ચૂપે તારે ચાલવું રે, જઈને કરવો પનઘટ વાસ;
કાયા પડીને રે, થશે ઢેરી ધૂળ જ્યારે, ત્યારે કોય પ્રાણી નહીં પાસ. હરિ૦
શરીર સમીને રે, જમી જાડી થશે રે, તું પર ઢોરાં ચરશે ઘાસ;
વ્યોમન પવન પાવક જલ પૃથ્વી રે, જ્યાં જે હતું ત્યાં તેનો સમાસ. હરિ૦
કપટ તજીને રે, ભજ ભગવાનને રે, થશે તુજ દાસ તણો નિજ દાસ;
પ્રપંચ ટાળે રે, પ્રભુ દર્શન થશે રે, પ્રીતમ હોએ પ્રેમ પ્રકાશ. હરિ૦

## પદ ૪૩ મું.

આળસ આણીને રે, ઉંઘમાં અભાગીઆ, જાગી જોને અવસર વીત્યો જાય;
તું નથી લેતો રે, મોહ પ્રમાદમાં રે, કાયાને કાળ નિરંતર ખાય. આળસ૦
વ્હાલપણું ગયું રે, ગયું જોબન જથારથ, તારા રહ્યા તે દિન જાય;
નજરે દેખે છે રે, જીવન આવતાં રે, તોએ તારી ચિત્તમાં ચિંતા ન થાય. આળસ૦
રહેવા છે રે, મંદિર માળીઆં રે, થશે ઉદે રાત શોધી ઉપાય;
સુરતરુ તજીને રે, સેવે શેમળો રે, તેમાં ફળ શું સરવાળે થાય. આળસ૦
ઘણે દહાડે પામ્યો રે, દુર્લભ દેહડી રે, હવે કંઈ હેત કરીસું આણ;
વહારે ન વેપારે રે, લાભ મળે મોહોરનો રે, પ્રીતમ જો પરમારથ જાણ. આળસ૦

## પદ ૪૪ મું.

તત્ત્વ વિચારી રે, તીરથ જે કરે રે, તેણે તારાં મનનો મેલ ધોવાય;
સજ્યાં દયાળે રે, સર્યું ગોમતી રે, મંજન કરતાં ચિત્ત શુદ્ધ થાય. તત્ત્વ૦
ક્ષમા ક્ષિપ્રા રે, નમ્રપણું નર્મદાને રે, ગલ્લકી શ્રીગોવિંદ ગુણ ગાન;
ગંગા ગુરુ ભક્તિ રે, સંત સંગ સરસ્વતિ રે, જમુના જાણ હરિનું ધ્યાન. તત્ત્વ૦
પ્રેમે બહુ શું રે, પ્રયાગ પરસતાં રે, પૂર્વનું પાતક પ્રલ્લય થાય;
હૃદિયામાં રાખે રે, હૃષ્ટ ઉપાસના રે, જન્મ વાસના તેણે ટળી જાય. તત્ત્વ૦

અવગુણ મૂકી રે, ગુણનું ગ્રહણ કરે રે, સેવા સુમતિ શીલ સંતોષ;
પ્રીતમ હેતે રે, પરમારથ થકી રે, તેને તારા ટળશે દેહના દોષ. તત્ત્વ૦

### પદ ૪૫ મું.

રણછોડ રંગીલો રે, રહ્યો હૃદયે વશી રે, રસિક શિરોમણિ રાય;
રૂપ સુધા સુખ સાગર શ્યામળો રે, દર્શન કરતાં રે દુઃખડું જાય. રણછોડ૦
રાજાનો રાજા રે, શ્રીરણછોડજી રે, દેવનો દેવ શ્રીદ્વારકા નાથ;
અખિલ લોકમાં રે, આણ જેની ફરે રે, હુકમ ના મેટે સુર નર આપ. રણછોડ૦
જીવ ચરાચર જીવે રે, જીવોને જોઇ રહે રે, જેને વશ વર્તે સંસાર;
ત્રણ ભુવનમાં રે, તપે જેના તેજથી રે, અનંત બ્રહ્માંડ તણો આધાર. રણછોડ૦
ભક્તને હેતે રે ભૂતળ આવિયા રે, લીલા કરવા લક્ષ્મીનાથ;
પ્રેમ સનેહી રે, પ્રભુ પ્રીતમતણા રે, તન મન સોંપ્યુ હરિને હાથ. રણછોડ૦

# રણછોડજી દીવાન.

જુનાગઢના નવાબનો દીવાન–સંવત ૧૮૯૭, સને ૧૮૪૧ માં હૈયાત હતો. એ દેવી ભક્ત, રાજ કામકાજ કરનાર, કવિ, સાથે ઉત્તમ જ્ઞાની હતો.

## ચણ્ડીપાઠ.

### છંદ ભુજંગ પ્રયાત.

નમઃ ચંડિકાયૈ, ગણેશામ્બિકાયૈ, નમઃ અંચલાયૈ, નમઃ શારદાયૈ;
કહ્યો માર્કણ્ડેય મહિમા વખાણી, જગતમાં તને વર્ણવું ભાવ આણી.

### કવચ ૧ લું.–રાગ ગરબો.

સુરથ નામે તે એક માહપાલ રે, અંબિકા આનંદી;
મહિ સુંદરીનો કંઠ મણિમાલ રે, અંબિકા આનંદી.

યવન ભૂપે આવી લિધું રાજ રે, અં૦ મંત્રી જઇ મળ્યા લોભને કાજ રે, અં૦
ભાગ્યો ઘોડે ચઢી ભૂપાળ રે, અં૦ વન વિકટ મહા વિકાળ રે, અં૦
મુનિ મેધાને આશ્રમે આવ્યો રે, અં૦ ભાવ નરખીને સઉને ભાવ્યો રે, અં૦
મૃગ સંગે તે કેશરી રમે રે, અં૦ મોર ભુજંગ સાથે ભમે રે, અં૦
રાજા ચિંતા કરે મન માંહ રે, અં૦ દેશ ખોયો થયો ઉર દાહ રે, અં૦
ધન માહારાંને શત્રુ જોગવે રે, અં૦ કીડી સંચરે ને તેતર ભોગવે રે, અં૦
ધન માહારું ને ધણી કોક થાય રે, અં૦ વૃક્ષ વાવ્યું ને ફલ કોક ખાય રે, અં૦
તેવે સમે જાણી વિશ્રામ રે, અં૦ વૈશ્ય આવ્યો સમાધિ નામ રે, અં૦
પૂછ્યું ભૂપે આવ્યો છે કોણ કામ રે, અં૦ કોણ નામ ને કોણ છે ઠામ રે, અં૦
ચિંતા ચિત્તે તમારે દિસે રે, અં૦ દુઃખી લાગો છો મનની રીસે રે, અં૦
પછી વૈશ્યે કહ્યું સાંભળો રાજ રે, અં૦ હું તો ખોઇ આવ્યો છું ધન લાજ રે, અં૦
નારી સંતાને કાઢી મૂકિયો રે, અં૦ ભુખે દુઃખ્યો કમાઇ ચૂકિયો રે, અં૦
મધમાખી ઘસે જેમ હાથ રે, અં૦ ભૂલ્યો ભરું બાવળ સાથે બાથ રે, અં૦
વૈશ્ય ભૂપ ગયા મુનિ પાસ રે, અં૦ હાથ જોડી કરી અરજ દાસ રે, અં૦
મંત્રી ખુટી ને લુંટી લીધો રે, અં૦ લાજ વોણો ને રાજ વોણો કીધો રે, અં૦
તોય મમતા ન થાયે અળગી રે, અં૦ પુત્ર મિત્રની માયા વળગી રે, અં૦
તેનું કારણ કહો મુનિ રાય રે, અં૦ મહારા મનનો તે સંદેહ જાય રે, અં૦
મુનિ કહે માયા બળવાન્ રે, અં૦ જેને વંદે સદા ગિર્વાણ રે, અં૦
પંડિત કોઇ ન પામ્યો કેડો રે, અં૦ માયાએ નાંખ્યો અંધાર પછેડો રે, અં૦
માયા ફંદે પડયા જગ લોક રે, અં૦ તેણે છૂટે નહિ ચિંત્તનો શોક રે, અં૦
થયા મધુ કૈટભ બે ભાઇ રે, અં૦ કરવા વિષ્ણુની સાથે લડાઇ રે, અં૦
નિદ્રારૂપે માયાને છે ફંદ રે, અં૦ પરવશ ફસાણા મુકુંદ રે, અં૦
થયું પંકજ નારાયણ નાભ રે, અં૦ તેમાં પ્રગટ્યા બ્રહ્મા અરુણાભ રે, અં૦
બ્રહ્મા માયાને ચરણે લાગી રે, અં૦ સ્તુતિ કરવા થયા અનુરાગી રે, અં૦
જગદંબા જનાર્તિહારી રે, અં૦ ત્રિપુર સુંદરી ત્રિલોક વિહારી રે, અં૦
દુઃખ ભંજની ને દાનવગંજની રે, અં૦ શિવ રંજની ને માત નિરંજની રે, અં૦
સિંહવાહિની દારિદ્રય દુઃખદાહની રે, અં૦ પ્રબળ વાહની પૂરણ અવગાહની રે, અં૦
નિદ્રા રૂપે નારાયણ મોહ્યા રે, અં૦ શેષ પર્યંક ઉપર સોહ્યા રે, અં૦
સ્તુતિ સાંભળીને તુષ્ટ થયાં માત રે, અં૦ વિષ્ણુ નેત્રને મૂક્યાં સાક્ષાત રે, અં૦
જાગ્યા વિષ્ણુ થયા સાવધાન રે, અં૦ યુદ્ધ કરવા મંડયા બળવાન રે, અં૦

ઝુંટણ ગડદા મુષ્ટિઓ મારે રે, અં૰ કોઇ જિતે ને કોઇ નવ હારે રે, અં૰
શિથિલ વિષ્ણુ થયા સંગ્રામે રે, અં૰ દેવી પ્રગટ્યાં તે દેવને કામે રે, અં૰
મધુ કૈટભને મોહજ લાગ્યું રે, અં૰ મૃત્યુ વિષ્ણુને હાથે માગ્યું રે, અં૰
શક્તિ આવી બેઠાં ભુજદંડ રે, અં૰ અસુર માર્યા ઘણા પ્રચંડ રે, અં૰
દીધું દર્શન આદ્ય ભવાની રે, અં૰ બ્રહ્મા નારાયણે સન્માની રે, અં૰
દેવ કાર્ય ધરી અવતાર રે, અં૰ આદ્ય શક્તિ તે જગદાધાર રે, અં૰
દાસ ખાસ તે રણછોડ રાય રે, અં૰ માતા થાજો સર્વને સહાય રે, અં૰

## કવચ ૨ જું.—દોહરો.

મહિષાસુર દાનવ પતિ, સુર માનવ દુઃખદાય;
મહા પ્રબલ દલ લાવિયો, ઇન્દ્ર રાજ ઇચ્છાય.

## રાગ ગરબો.

મહિષ નામે અસુરનો ભૂપતિ રે, ઇન્દ્ર પદવી લેવાને ચલાવી મતિ રે;
દેવ ભાગીને બ્રહ્મા પાસે ગયા રે, રાજકાજ ગયું લાજ હીણા થયા રે.
દેવ મંડળી મહેશ પાસે મળી રે, ક્રોધ કીધો વિરોધ વાત સાંભળી રે;
કોપ આટોપથી અંબિકાજી બન્યાં રે, વિઘ્ન સર્વ સકળ દેવતાનાં હણ્યાં રે.
મુખ પંચ મુખથી કેશ કાળથી રે, કટી મંઘવા ઉરોજ અંશુ માળથી રે;
ભુજા દંડ યુગલ ચતુરભુજથી બણ્યાં રે, અમલ ચરણ કમલપત્રે રળિયામણાં રે.
લેંઘો અંતલસી ને ચુંદડી છે જરકશી રે, કમખી પહેરી મોટીની કસકસી રે;
આપ્યાં આભૂષણ રત્ન જડાવનાં રે, હીરા માણેક ને હેમ ઘડાવનાં રે.
બાજુબંધ સોહે તે મોતી બોરડે રે, ગલેબંધ મણિ હાર હેમ દોરડે રે;
આપી શસ્ત્ર અસ્ત્ર દેવ મોદ પામિયા રે, સિંહ હેમ ગિરી આપી દુઃખ વામિયા રે.
દેવીને દેખીને દેવતા હોંકારિયા રે, દૂત દાનવના જોઇને પોકારિયા રે;
મહિષ સાંભળીને આંગળી દાંતે દશે રે, અજા કોણ ગજાં વાઘની સામે ધસે રે.
ચડી કોણ છે બિચારી બાપડી રે, સામી મંડે નહીં ઘડી ચાપડી રે;
કટક જટક મહાદેવી સામું ધસ્યું રે, શેષ સળક્યો ને કમઠપીઠ ધસમસ્યું રે.
વીર બંકા અટંકા ડાંખરા રે, વાજી તાજી ને સાજ સજી પાંખરા રે;
ગજ અગજના ઘંટ ઘણા ઘણઘણે રે, રથ ચક્રથકી શક્ર પુરી ઘણઘણે રે.
આવ્યો વાસ પુરી ભોમ પગે હળહળી રે, દેવની સેના દેખી સઉ ખળભળી રે;
આવ્યો શિઘ્ર ઉદગ્ર બ્યાગ્રહ બોલતો રે, અસિ લોમ વ્યોમ રોમ રોમ લેખતો રે.

આવ્યો બીડાલ ને કુડાલ ઉલાળતો રે, દૈત્ય મહા હનુ બાણ ધનુ ઝાલતો રે;
કડાઝૂડ કટક ઝટક બંન્યો આફળ્યા રે, બટાચૂર હડાહૂડ સુરાસુર લડયા રે.
દેવને ઠોકી રોકીને કર્યાં વેગળા રે, માત સન્મુખ ધાયા તે જોદ્ધ આગળા રે;
બાણ વરસે તે જેમ મેઘની ઝડી રે, ખાંડાં જળહળે જાણે જે વિજળી પડી રે.

ચક્ર ચલવે ને ચોટ કરે ચોંપથી રે, કાંડાં કરડે કટાર હણે કોપથી રે;
ચંડિ ઉપર ભુષંડી ચંડી નાંખતા રે, કાતી મારી છાતીથી લોહી ચાખતા રે.
ગદા તોમર ત્રિશૂલ પટા ફેરવે રે, મુંઠી ઉઠી મારે ને પવાડા ચડે રે;
ચક્ર ચલવે ગતિ વક્ર અણુવક્રનું રે, તક્ર સરખું થઇ જાય વકત્ર શક્રનું રે.

વાઘને કુદડી ફરાવે ઝાલે પુંછથી રે, ખભા ઠોકે ને તાઓ દે મુંછથી રે;
માતા કોપિયાં ને ઓપિયાં ઉમંગથી રે, જંગ ઝળકી રહ્યો છે અંગો અંગથી રે.
સિંહ નખે ઝરડે ને કરડે હાડકાં રે, પંઝે દરડે ઉખરડે શિર ફાડકાં રે;
એક દોટ ચડીચોટ અસુર ગંજીયા રે, કોટ પકડીને લોટપોટ ભંજીયાં રે.

હેઠા પટકી પટકી કરે કટકા રે, ફરી કટકા કટકા ને ભરે બટકાં રે.
નરડી મરડી કરડે તે શીશ આરજાં રે, પેટ ઉઝરડી ઉતરડી ખાય કાળજાં રે;
ઝાલે દુષ્ટને મંજારી જેમ કુકડા રે, વીશ વીશના ભરે છે માતા બુકડા રે;
રથ વાજી હાથીની મુખે ઘાલિયા રે, જેમ ફાકડા ભરાય ધાણી દાળીયા રે.
સૈન્ય માર્યું હુતાશ યથા ઘાસને રે, કોક ભાગ્યો તે વિરલો લઇ સાસને રે;
સૈન્ય થઇ ગયૂં ચુંથાણ યુદ્ધ ભંગમાં રે, દેવી જિત્યાં રણછોડ રાય જંગમાં રે.

## કવચ ૩ જું.—દોહરો.

સૈન્ય મરાણૂં મહિપનૂં, હુવો તે હાહાકાર;
ચાલ્યાં કાળી સાંભળી, આવ્યાં દળ સિરદાર.

## છંદ ગરબો.

ચિક્ષુર આવ્યો ક્ષુર ધાર અસિ હાથમાં રે લોલ;
નાથ વોણો જેમ ખુંટ કુદે સાથમાં રે લોલ.
રથ કિંકણી અનેક ઘોર ઘમકતી રે લોલ;
ધજા ફરફરે ને કલશ કાંતિ ચમકતી રે લોલ.
બાણ વરસે પરજન્ય યથા ડુંગરે રે લોલ;
દેવી અગ્રમાં તો દિનેશ જેવી છબ્બ ધરે રે લોલ.

ત્રિશૂલ નાખ્યું જાજવલ્યમાન દાનવે રે લોલ;
કાપ્યું ચંડિકાએ કાપે જ્યમ માનવે રે લોલે.
રથ ભાંગીને સારથી તે ગાજિઓ રે લોલ;
ચિત્ત લાજ્યો તે દૈત્ય તણો રાજિયો રે લોલ.
દોડિ ચોંડી તરવાર સિંહ શિશમાં રે લોલ;
ભૂજે દેવિને ઘાત કરી રીસમાં રે લોલ.

માએ મારી ત્રિશૂળ મૂળ કાપિયું રે લોલ;
ભૂત પ્રેતને સમસ્ત ભક્ષ આપિયું રે લોલ.

મત્ત કુંજર બેસીને ચમર આવિયો રે લોલ;
ઘટા પર્વત આકારે જીભી લાવિયો રે લોલ.

સિંહ કુદીને હાથીને માથે ચઢ્યો રે લોલ;
અસુર સાથ ભરી બાથ ધરણે પડયો રે લોલ.

દંતઘાતે વિચ્ચિંત કરી દુષ્ટને રે લોલ;
કરી ચરવણ રણ મધ્ય ધરે દુષ્ટને રે લોલ.

ગદા ઘાતે ઉદગ્રને ઘટાડિયો રે લોલ;
લાત પ્રહારે ઉગ્રસ્યને મટાડિયો રે લોલ.

ઉગ્ર વિરજ નેં તામર અંધખું રે લોલ;
વીર બાષ્કળી દુર્ધર દુર્મુખું રે લોલ.

દૈત્ય મહા હનૂ દનુજ વંશ અગ્રણી રે લોલ;
કાળ પાસે મળવાને મોકલ્યા ઘણી રે લોલ.

મહિપ આવ્યો પાડાને રૂપે રણકતો રે લોલ;
કાળ જેવો ઘન ઘોર નાદ કણકતો રે લોલ.

નાગ કુંડળી સમાન સિંગડાં વળ્યાં રે લોલ;
કંઠ ઘંટ ઘણા ઘમઘમે કાને કડાં રે લોલ.

કાયા તો અંજન આકાર મહિધર જસી રે લોલ;
પુંછ ફેરવેથી સમુદ્રની માઝા ખસી રે લોલ.

પગ ખડતાળે પડતાળે ધરાનાં તળાં રે લોલ;
મેરુ ડગમગ્યો ને દિગ્ગજનાં ચિત્ત ચળ્યાં રે લોલ.

ઢીંગ શિંગથી ઉરાડે ગિરિ શૃંગને રે લોલ;
ફુંકે ફાડે બ્રહ્માંડ કોશ તુંગને રે લોલ.
ઢીંકે ઢીંકે મૃગાધીશને નાંખ્યો ધસી રે લોલ;
અટ્ટ હાસ હસી અંબિકા કહાડી અસી રે લોલ.
પાડો પાડી આડો તે પાસે બાંધિયો રે લોલ;
કુંજર રૂપે થયો માયા મંત્ર સાંધિયો રે લોલ.
સુંઢ દંડે પ્રચંડ સિંહ તાણીયો રે લોલ;
અધર તોળ્યો, જેમ ગોળ તોળે વાણિઓ રે લોલ.
માએ મારી ત્રિશૂળ હુલે વેધિયો રે લોલ;
પુરુષ પ્રગટ થયો તે પણ છેદિયો રે લોલ.
ધર્યું ભેંપા સ્વરૂપ ભયંકર ઘણું રે લોલ;
માન ભાંગ્યું જમરાજના પાડાતણું રે લોલ.
ગર્જે તર્જે લરજાવે ધરા ખંડને રે લોલ;
માતા બોલ્યાં ઉપાડી ભુજ દંડને રે લોલ.
મધુપાન કરી પ્રાણ હરું તાહરા રે લોલ;
તૃપ્ત થાશે તે ભૂત પ્રેત માહરાં રે લોલ.
દોટ દીધી ને ચોટ કીધી ચાંપથી રે લોલ;
ડોટ ઝાલી ચંડીએ ઘણી કોપથી રે લોલ.
શિશ કાપ્યું, ત્યાં પુરુષ એક નિસર્યો રે લોલ;
અસી ચર્મ ધરી નેત્રમાં ક્રોધે ભર્યો રે લોલ.
ડોક વહાડીને દડો કર્યો હાથનો રે લોલ;
નિજ હાથનો ખરો પણ સકળ સાથનો રે લોલ.
મહિષ માર્યો પ્રસન્ન થયા દેવતા રે લોલ;
રણછોડ રાય હરખીને ચરણ સેવતા રે લોલ.

## કવચ ૪ થું.—દોહરો.

મહિષ માર્યો માહેશ્વરી, પ્રગટ્યો સુર આનંદ;
શક્રાદય સુર ગણ મળી, સ્તુતિ કરે નારચંદ.

## રાગ ગરબો.

શક્રાદ્ય સુર ગણ મળી, અંબાના ગુણ ગાય;
જગ જનની ગિરિનંદિની, ભય ભંજની માય. શક્રા૦
રૂપ અનોપમ માતનું, વાણીથી ન કહેવાય;
સુંદરતા ત્રૈલોકયમાં, તેથી છબી શરમાય. શક્રા૦
વસ્ત્ર ધર્યાં માયે જરકસી, જાણે પ્રાત દિનેશ;
કમળ કોશ માંહી ચંચલા, શોભે યથા સુવેશ. શક્રા૦
કેશ પાશ રવિનંદિની, ગંગ કુસુમની માળ;
સેંથો સિંદૂર સરસ્વતી, વેણી ત્રિવેણી વિશાલ. શક્રા૦
શરદિન્દુ સરખું વદન છે, દંત દાડીમ બીજ;
મંદ મંદ મંજુલ હશે, જાણે ઝબકે છે વીજ. શક્રા૦
ચપલાયત માની આંખડી, પંકજ પાંખડી માન;
કીર ચંચુ જેવી નાસિકા, કંઠ કંબુ સમાન. શક્રા૦
પીન પયોધર ઓપતાં, જાણે કંચન કુંભ;
બલિહારિ ભુજ દંડની, ભાંગ્યા દૈત્યના દંભ. શક્રા૦
કંઠાભ્રણુ તો હીરે જડયાં, ઝાલ ઝુમણું તાંત;
કંકણ સોહે જડાવનાં, ઝુમખા મોતીની પાંત. શક્રા૦
રમઝમ ફરે મા ફુદડી, શોભે અપરમપાર;
દેવાંગના રંગ રંગનાં, અંગ અંગના શણગાર. શક્રા૦
વળી વળી પાડે તાળીઓ, લટકાળી સુર નાર;
કટિમેખલા ક્ષુદ્રઘંટિકા, ઝાંઝરનો ઝમકાર. શક્રા૦
ચાચરમાં ગરબે રમે, ગાય મધુરાં ગીત;
ચંગ મૃદંગ મધુરાં વાજે, નાચે ગત સંગીત. શક્રા૦
ઘુઘરી પાયે ઘમઘમે, નેપુરના રણકાર;
પડછંદા પડે ગગનમાં, શેષ સહે નહિ ભાર. શક્રા૦
સુંદરતા લાવણ્યતા, વાણીથી નવ કહેવાય;
સાગર નીર ગંભીર જેમ, ગાગરમાં ન સમાય. શક્રા૦
ચંડ પરાક્રમ ચંડિકા, કીધો દૈત્યનો નાશ;
ચરણને શરણે આવી રહ્યાં, જાણે દાસના દાસ. શક્રા૦

ચક્ર ગદા શર ચાપથી, કાતી ખડ્ગ કટાર;
રક્ષા કરો નિજ શસ્ત્રથી, નોધારાના આધાર. શક્તિ૦

પાહિ પાહિ પરમેશ્વરી, પાહિ જગદાધાર;
પાહિ પાહિ મહિષ મર્દની, પાહિ શ્રીજનોદ્ધાર. શક્તિ૦

પ્રસન્ન થઇને દેવી કહે, માગો સુર વરદાન;
દેવ કહે સુણો અંબિકા, એ દુ:ખ વિપિન કૃશાન. શક્તિ૦

કષ્ટ સમે સુર સાથને, થાજો તમે રે સહાય;
તથાસ્તુ કહીને થયાં, અંતર્ધ્યાન ઉમાય. શક્તિ૦

શુંભ નિશુંભ સંહારવા, પ્રગટ્યાં રણછોડ રાય;
કથા સકલ વિસ્તારથી, ભાંખી શ્રીમુનિરાય. શક્તિ૦

### કવચ ૫ મું.–રાગ ગરબો (ઢાળ ઉતાર).

સુરપતિ પદ પામ્યો રે અમરારી, શુંભ નિશુંભ મહા અહંકારી;
ભાગ્યા તે સ્વર્ગ તજીને જંભારી.

**ઢાળ**–સ્વર્ગ તજી જંભારી ભાગ્યો, દેવ સકળ બેહાલ;
દાનવ થયા દિનેંદ્ર હુતાશન, ઇંદ્ર ચંદ્ર દિગ્પાલ.

**ચાલ**–ઇંદ્ર આદિ દેવતા પોકાર્યા, હે ભક્તજનની તું જગદાધાર;
અમને તો શુંભ નિશુંભે માર્યા.

**ઢાળ**–મારો દુષ્ટ કષ્ટથી તારો, સંહારો અસુરેશ;
પાહિ પાહિ જનાર્તિહારી, પાહિ પરમેશ પરેશ.

**ચાલ**–પરમ પરેશ હે ચંચલા દેવી, વિષ્ણુ બ્રહ્મા ગિર્વાણે તુંને સેવી;
વેગે તે શરણાંગત શુદ્ધ લેવી.

**ઢાળ**–શુદ્ધ લેવી કુંજર મુખ જનની, નીલકંઠ સુખદાય;
જય જય હંસવાહિની વાણી, ભવ જલ તરણી માય.

**ચાલ**–માયા તે કુંડલની જય ભદ્રા, રુદ્રાણી ગૌરિ ને જય તંદ્રા;
નમો નમો ક્ષુધા જય જય નિદ્રા;

**ઢાળ**–નિદ્રા રહિત સદા અન્નપૂર્ણા, ભવ સાગરની નાવ;
ત્રિભુવન સુંદરી દિન દયાળી, સુણો અમારી રાવ.

**ચાલ**–સુણજો તે રાવ અમારી દુર્ગા, જ્યોત્સ્ના જગદાયક અપવર્ગા;
ધાત્રી શર વાણી જય ભર્ગા.

**ઢાળ**–ભર્ગા રૂપી કૃષ્ણા જય સારા, ધૂમ્રા ચેતન બુદ્ધ;
છાંયા શક્તિ ક્ષાંતિ જાતિ, લજ્જા શાંતિ શુદ્ધ.

**ચાલ**–શ્રદ્ધા વૃદ્ધિ દયા જય તુષ્ટિ, ભ્રાંતિ વ્યાપ્તિ જય જય પુષ્ટિ;
નમો નમો સુખ સંપત જય વૃષ્ટિ.

**ઢાળ**–વૃષ્ટિ સુધા કરી દૃષ્ટિથી, કહ્યું મ ધરશો ત્રાસ;
હું રક્ષા કરૂં હણું દાનવને, પૂરૂં મનની આશ.

**ચાલ**–આશા પૂરણ શિવા મહા કાલી, ગંગા સ્નાન કરી મતવાલી;
કૌશિકી પ્રગટાવ્યાં તત્કાલી.

**ઢાળ**–તત્કાલી પ્રગટયાં જગદંબા, હેમાચલને શૃંગ;
ત્યાં ચંડ મુંડ નીરખીને શોભા, અંગ ભરાણો ઉમંગ.

**ચાલ**–અંગે તે ઉમંગ ભર્યા મછરાલા, શુંભ નિશુંભ પાસે વિક્રાળા;
આવીને કહ્યું સાંભળ ભૂપાળા.

**ઢાળ**–ભૂપ એક રૂપાળી નિરખી, તે સરખી નથી નાર;
જાણી રત્ન અગત્ય કરી લેવું, ધીર. ધરો ન લગાર.

**ચાલ**–ધીર ધરો ન લગાર સભાગી, રુડું રત્ન દઈએ નહિ ત્યાગી;
દિઠામાં જાય મહા દુઃખ ભાગી.

**ઢાળ**–ભાંગે દુઃખડું મુખડું જોતાં, ચિત્તને થાયે ચેન;
વેણ સાંભળી ઠરે કાળજું, ટાઢાં થાયે નેણ.

**ચાલ**–નયણે જે નિરખે તે નર જાણે, વાણી લજ્જાય તે રૂપ વખાણે;
રંભા જેવી એનું જલ તાણે.

**ઢાળ**–રંભાને પણ હારી કહેતાં, વાણીનું જાય પાણી;
તું રાણીમાં પટરાણી કરજે, ઘણું શું કહેવું તાણી.

**ચાલ**–તાણી કહેથી ઉલ્લાસે ભરાણો, વાંદરને કરમાં આપ્યો પાણો;
વણ જોયે જોવા અકળાણો.

**ઢાળ**–અકળાણો અક્કલ વણ પાપી, વિકળ સકળ થઈ મત્ત;
એક સુગ્રીવ નામે દૂત તેડાવીને, બોલ્યો જ્યમ ઉન્મત્ત.

ચાલ—મત્ત માતંગે પેરેં તું જાંજે, પ્રણતી કરજે મારે કાજે;
 વણશે નરનું કારજ લાજે.
ઢાળ—લાજ તજી તું કંઠ નાખજે, મધુર વચનનો ફંદ;
 મૃગા નેણીનાં નેણ જોઇને, હુંને થાય આનંદ.
ચાલ—આનંદી સુગ્રીવ સંધાવ્યો, દેવીની પાસ ઉલ્લાસે આવ્યો;
 કર જોડીને શિશ નમાવ્યો.
ઢાળ—શિશ નમાવી અરજ કરી, હું શુંભ નિશુંભનો દૂત;
 જે આગળ કાગળ લઇ જાએ, સુર નાયક પુરુહૂત.
ચાલ—પુરુહૂત સરખા સેવક જેને, સેવક સ્નેહ કરને સુંદરી તેને;
 ઉપમા તેની તે દઇએ કેને.
ઢાળ—કેને ઘેર ઐરાવત હાથી, કામગ રત્ન વિમાન;
 સુંદર નવીન સુરગિત વાઘા, કીધા ભેટ કૃશાન.
ચાલ—કિધા ભેટ દિવાકર વાજી, દીધો રથ પ્રજાપતિએ સાજી;
 આપીને નિધિ કુબેર થયા રાજી.
ઢાળ—રાજી થઇ તું ચાલ છબીલી, થા રાણી શિર મોડ;
 સુરી અસુરી સેવા કરશે, પૂરશે ચિત્તના કોડ.
ચાલ—પૂરશે મનના કોડ જો મળશો, નહિતર કઠણ વચન સાંભળશો;
 પાડશણે દાસીમાં જઇ ભળશો.
ઢાળ—ભળશો દાસીમાં સાંભળીને, મંદ મંદ કરી હાસ્ય;
 સાંભળ દૂત અદ્‌ભુત પ્રતિજ્ઞા, કરવો નહિ પરિહાસ.
ચાલ—નહીં પરિહાસ પ્રતિજ્ઞા છે સાચી, ભય દીઠે નવ થાઉં હું કાચી;
 સમોવડ જોદ્ધો લીધો જાચી.
ઢાળ—જાચી જુદ્ધ પ્રતિજ્ઞા કીધી, હૈયે હામ નિર્ધાર;
 રણમાં જિતે સન્મુખ આવી, તે માહારો ભરથાર.
ચાલ—ભરથાર થાય જે રણમાં શૂરો, જો હું સાથ પડે યુદ્ધ પૂરો;
 નહીંતર છુંદી કરું ચકચૂરો.
ઢાળ—ચૂરો કરું ખડ્‌ગથી પળમાં, ઘાલું નહિ વર માળ;
 ઇશ્વર કેરાં શિશમણિની, શિવ ધરશે રુંઢ માળ.

ચાલ–રુંઢ માળ ધરશે તે શિવ ત્રિપુરારી, લાગશે કાળજ માંહ કટારી;
મારી નેણુ જ જેવી એ ધારી;
ઢાળ–એ ધારી અણિઆળી લાગે, જા પાછો તું દૂત;
હું તો તને વરું નહિ પણ, તુંને વરશે ભૈરવ ભૂત.
ચાલ–વરશે તે ભૂત પિશાચણ જમશે, જોગણી કેરી જમાતો ભમશે;
જરખ ને શીયાળ રાસડે રમશે.
ઢાળ–રમશે રાસ રંગ થકી દેવી, હિમાચલને શૃંગ;
રણછોડરાય અમર સુખ પામે, નિત્ય નિત્ય નવો ઉમંગ.

## કવચ ૬ ઠું.–રાગ ગરબો.

દડવડ દૂત ગયો રડવડતોજી, ભોંઠો ભ્રમનાથી રે ભડભડતોજી.
વાત કહી તે તો સહી નહીં ભૂપેજી, જાણીએ કોપે પડશે કૂપેજી.
તેડયો કરી કરી મન આલોચનજી, ધુમ્રલોચન સુર મદ આમોચનજી.
સાઠ હજાર મહારથી આપીજી, મોકલ્યો દૈત્ય સુરાસુર પાપીજી.
જંપે વારંવાર કલેશીજી, ઝાલી ખેંચીને લાવ સુકેશીજી.
રક્ષક હોય તો ભક્ષણ કરજેજી, એ સ્ત્રીનું રક્ષણ ચિત્તમાં ધરજેજી.
જો એ ચંદ્રમુખી નહીં લાવીશજી, વેગે ચંદ્રને ગામ સધાવીશજી.
કુંજરગામિની જો નહીં આવેજી, કુંજર ચરણમાં તુજને બંધાવેજી.
મુજને જો મળવું થયું ફોકજી, તો તુજ સ્ત્રીનો રંડાપો રોકજી.
ચડવડ ચોંપ કરીને ચાલ્યોજી, પગ ધમકે હિમાચલ હાલ્યોજી.
નિકટ વિકટ ટંકારવ કીધોજી, નિજ મૃત્યુને સંદેશો દીધોજી.
હૂંકારો કીધો કરી હાંસીજી, ભસ્મ થયો જેમ તૃણની રાસીજી.
ધુમ્રનો ધુમ્ર ગયો આશમાનજી, ખેચરી યુદ્ધે કર્યું ધુમ્રપાનજી.
કેશરીને લલ્કાર્યો દેવીજી, તારે દલની હવે શુદ્ધ લેવીજી.
દાનવ દળને હણે પંચાનનજી, જેમ કાનમાં જ્વલિત હુતાશનજી.
ફાડે છાતી પછાડે ધરણેજી, મારે થાપ ને ચાંપે ચરણેજી.
ફાંડ દેહ ને ચાટે લોહીજી, જોઇને વીર રહ્યા સહુ મોહીજી.
પુંછ પટકે ને મુંછ ખટકેજી, હાડ કકડાને ખાય છે બટકેજી.
ખાંતે ખાંતે તે દાંતે ચાવેજી, દોટ કરે પણ ચોટમાં ન આવેજી.
દાનવ સેન હણે તરવારેજી, તોમર ત્રિશૂલ ને કાતી કટારેજી.

શસ્ત્ર અસ્ત્રના વરશે ઓઘજી, કેશરી ઉપર થયાં છે અમોઘજી.
દાનવનો કીધો સંહારજી, સૂરજ હરે યથા અંધકારજી.
ભાગી ગયો એક દુર અભાગીજી, શુંભને ચિત્ત દાવાનલ લાગીજી.
સાંભળી વાત ઉત્પાત નિશુંભજી, ભડભડતો જેમ કાલો રે કુંભજી.
અબલા ન હોય બલા કોક આવીજી, કાળનું કટક ચઢાવીને લાવીજી.
સત્વર જાઓ હે ચંડ ને મુંડજી, હણજો રે વેગે મ ગણજો રંડજી.
વાઘ ને વાઘની ચઢવાવાળીજી, ઝાલીને લાવો વહેલા ચાલીજી.
પણ અબળાથી ન કરીએ લડાઇજી, એ રંડથી જુદ્ધે ન હોય વડાઇજી.
બાંધી લાવજો જેમ અપરાધીજી, નહીંતર લાખોની ખોટજ ખાધીજી.
રણછોડરાય થયો જયકારજી, દેવ સુખી ને દૈત્ય સંહારજી.

## કડવચ ૭ મું.—રાગ ગરબો.

ચંડાસુર પ્રબળ પ્રચંડ, જય જગદંબા રે;
મતવાલો મુંડ ઉદ્દંડ, જય ચામુંડા રે.
ચતુરંગિણી સેના સંગ, જય જગદંબા રે;
પહોંત્યાં હેમગિરિને શૃંગ, જય ચામુંડા રે.
દોડયા કહાડીને તરવાર, જય જગદંબા રે;
શર નાખે છે વર્ષાધાર, જય ચામુંડા રે.
હીમજ્તને પ્રગટયો રોપ, જય જગદંબા રે;
ફાટયો ભ્રુકુટીનો કોશ, જય ચામુંડા રે.
તેમાંથી નિસર્યાં માત, જય જગદંબા રે:
શ્રીમહાકાળી સાક્ષાત, જય ચામુંડા રે.
વાઘાંબર શ્યામ સ્વરૂપ, જય જગદંબા રે;
દ્દગ જાણીએ ઉંડા કૂપ, જય ચામુંડા રે.
ભ્રુકુટી વાંકી પુરંદર ચાપ, જય જગદંબા રે;
દાનવને લાગ્યો તાપ, જય ચામુંડા રે.
ચઢી કેશરી દીધી દોટ, જય જગદંબા રે;
ચટ્ટ કરે ત્રિશૂલની ચોટ, જય ચામુંડા રે.
તરવારે કાપે શીશ, જય જગદંબા રે;
ભૂત ખાઇને દે આશીષ, જય ચામુંડા રે.

શક્તિનું ઉમટ્યું યૂથ, જય જગદંબા રે;
પડતાળ્યું દૈત્ય વિરૂથ, જય ચામુંડા રે.
રથ રથી ને સારથિ સંગ, જય જગદંબા રે;
બટકાવે તે અંગો અંગ, જય ચામુંડા રે.
ગજ પાંચ પાંચનો ગ્રાસ, જય જગદંબા રે;
તેનો મૂખમાં ન થાય સમાસ, જય ચામુંડા રે.
નર વાઘ ચાવી જાય, જય જગદંબા રે;
જેમ મોદક બ્રાહ્મણ ખાય, જય ચામુંડા રે.
સંહાર્યા ચંડ ને મુંડ, જય જગદંબા રે;
હરખ્યા સુર કિન્નર તુંડ, જય ચામુંડા રે.
અંબા મન થયો આનંદ, જય જગદંબા રે;
યશ ગાય છે બ્રહ્મ મુકુંદ, જય ચામુંડા રે.
વળતાં બોલ્યાં તે જગતમાત, જય જગદંબા રે;
તમે કરી અસુર બેની ઘાત, જય ચામુંડા રે.
ચામુંડા તમારું નામ, જય જગદંબા રે;
થાશે રણછોડજી સુખ ધામ, જય ચામુંડા રે.

## કવચ ૮ મું.—છંદની ચાલ.

સુણી વાત મહાદલ ઘાત તણી, મન શુંભ નિશુંભ અચંબ બણી;
એક રક્તક બીજ મહા બળીઓ, જગદંબથી યુદ્ધને મોકલીઓ.
હય હાથી રથી નર પાર નહીં, ગણતી બણતી નથી માન સહી;
અસુરાદિક ધૂમર કાળ બળી, ચતુરંગિણિ ફ્રોજથી ભોમ હળી.
અતિ ક્રોધ વિરોધ લડાઇ કરે, શરની મઘવા જેમ ધાર ઝરે;
સતિ કોપ આટોપથી ચોંપ ધરી, ગિર્વાણ સમસ્તથી શક્તિ કરી.
શિવશક્તિ ત્રિશૂલ કપાળ ગ્રહી, વૃપ વાહિની યુદ્ધને ટાંપી રહી;
કમલા વિહંગાધિપ પત્ર ચઢી, કર ચક્ર અવક્ર કૃપાન કઢી.
નરસિંહી વરાહી કુમારી શચી, કમલાસની વારુણી શક્તિ રચી;
રજની કર સૂરજની પ્રેમદા, તન ધારી સદા સુરને સુખદા.
તરવાર ત્રિશૂલ ગદા ઝપટે, દપટે ચપટે ઉરથી લપટે;
નરસિંહી નખે ને વારાહિ મુખે, મનુજારી વિદારી ને માંસ ભખે

ચપલાચર ચક્રનાં ચક્ર હણે, કમલાસન કામિનિ મંત્ર ભણે;
શિખિવાહની દેવ રચી બરચી, જેમ રંક ધરે પકવે ખરચી.
જેમ ઘાવ પડે ને રક્ત ઝરે, તેમ બુંદથી દૈત્ય સ્વરૂપ ધરે;
નર રક્તક બીજ સમાન બણે, તરવાર ગદા ખટ્વાંગ હણે.
વળી કોપથી જો ગણી ઘાવ કરે, અસુરાધમથી ધર વ્યોમ ભરે;
મનુજાદ અપાર અનેક થયા, લડવા ભડવા સન્મુખ ગયા.
જેમ ઝાડ પહાડ ને તાડ વડાં, ઝપટે દપટે કર શિશ દડા;
મુખ કીધું વિશાલ મહેશ પ્રિયા, સઘળા અસુરાધમ ગ્રાસ થયા.
ન પડયું એક બુંદ રુધિર મહીં, નિર્બીજ થયો રક્તબીજ સહી;
નભ દુંદુભિ નાદ સુરેશ કરે, જય પારવતી અભિલાખ હરે.
જયકાર થયો રણછોડ પ્રથી, હરખ્યા નર કિન્નર ને ત્રીપથી.

## કવચ ૯ મું.–રાગ ગરબો.

મુનિ વદે મધુરી વાણી, મહેશ પ્રાણ પ્યારી;
તમે સાંભળો ભલો ભાવ આણી, મહેશ પ્રાણ પ્યારી.

સુણો શુંભ નિશુંભની ગાથ, મહેશ; સુણીને શિશ ધુણી પટકે હાથ, મહેશ.
અબલા ન હોય બલા કોક આવી, મહેશ; જીવ જવાનો ઉદ્યમ લાવી, મહેશ.
ચંડીએ ચંડ મુંડ માર્યા ચોળી, મહેશ; રંડી શક્તિએ રક્ત નાખ્યો રોળી, મહેશ.
ધૂમ્રલોચનનો કાઢયો ધૂમાડો, મહેશ; મુંડી મરડીને મૂઢને પછાડયો, મહેશ.
સુડાવાળીએ વાળ્યું ચોડ, મહેશ; મુંછવાળાના ઢાળ્યા મોડ, મહેશ.
ચાલ્યો શુંભ લેઇ સેન ચડી ચોટ, મહેશ; દેવીને દેખીને દીધી દોટ, મહેશ.
ધસ્યું દાનવતણું ઘમસાણ, મહેશ; જંગ જાગ્યો થયું રમખાણ, મહેશ.
ભડ મારે ભુપંડી ભડાભડ, મહેશ; પટા ફરસી તણી પડાપડ, મહેશ.
ડાકણ ડામણિનાં વાજે ડાક, મહેશ; હસમ હુકળ્યા ને વાગી હાક, મહેશ.
દેવી દાનવ તણો સંગ્રામ, મહેશ; પૂર્ણ થાય હૈયાની હામ, મહેશ.
વીર તાણીને તીર હણે આકરાં, મહેશ; શિશ કાપે જેમ જવનજાત બકરાં, મહેશ.
ગદા ઘાથી કપાળ કરે ભૂકા, મહેશ; જથા તુંબડાં પછાડે થાય ટૂકા, મહેશ.
હોઠ કરડીને શુંભ બકે ભાંડ, મહેશ; રાંડે કીધી ઘણાની રાંડ, મહેશ.
પડ્યું કાળના કાળથી કામ, મહેશ; રહી મનની તે મનમાં હામ, મહેશ.
નાખે શુંભ નિશુંભ ઘણાં શસ્ત્ર, મહેશ; ચંડી ચૂરે તે ચક્રે સમસ્ત, મહેશ.

ખડ્ગ ચર્મ લઇ ધાયો નિશુંભ, મહેશ; શિશ સિંહનું ફાડ્યું જથા કુંભ, મહેશ.
કાપ્યું દેવીએ ખડ્ગ ને ચર્મ, મહેશ; જથા ટાળે અધર્મ ને ધર્મ, મહેશ.
નિશુંભ નાંખે તે સાંગ્ય ને શૂળ, મહેશ; દેવી ઉડાડે પવન જેમ તુલ, મહેશ.
મુષ્ટી ગદા ને ફરશીઓ નાંખે, મહેશ; ચંડી બાણે ભાંજે અભિલાખે, મહેશ.
બાણ લાગ્યું નિશુંભ બેહાલ, મહેશ; દેખી શુંભ આવ્યો તત્કાળ, મહેશ.
કરે શસ્ત્ર ને અસ્ત્રની ઘાત, મહેશ; વારે પ્રહારે ભવાની માત, મહેશ.
સિંહ કૂદે ને ખૂંદે ગાત્ર, મહેશ; શિશ ફૂટે જેમ જોગીનું પાત્ર, મહેશ.
બાથ ભરી ઉડાડે વ્યોમ, મહેશ; ગળે બાથ ભરીને પડે ભોમ, મહેશ.
ગળે ઝાલીને પગ તળે ઘાત, મહેશ; ગળે જીવતાંને દળે દઇ લાત, મહેશ.
નિશુંભ ચેત્યો ને માંડ્યો જંગ, મહેશ; બાણે ઢાંક્યું માતાજીનું અંગ, મહેશ.
દેવી કોપી ને શૂળ ઉર માર્યું, મહેશ; અન્ય દેવનું દુઃખ નિવાર્યું, મહેશ.
નિકળ્યો ઉરમાંથી દૈત્ય મહા દુષ્ટ, મહેશ; કેશે ઝાલી દાબ્યો પગ પૃષ્ટ, મહેશ.
શિશ કાપ્યું આશીસ દેવે દીધી, મહેશ; સુધા પાનની સાર શિઘ્ર લીધી, મહેશ.
ગિરા કમળા વારાહી કોપી, મહેશ; સેના દાનવોની લીધી લોપી, મહેશ.
જય બોલ્યા તે રણછોડ રાય, મહેશ; શક્તિ થાજો સર્વને સહાય, મહેશ.

## કવચ ૧૦ મું.–રાગ ગરબો.

શુંભે ભ્રાતનો પાત અવલોકીને, રીસે કીધો બહુ અફસોસ રે;
કૃત કર્મ શુભાશુભ પામવાં, તેમાં દેવો ન કોઇને દોષ રે.
વીર ધીર ગ્રહીને બોલીઓ, તું તે શાને કરે અભિમાન રે;
આવો એકલા મર્દ મેદાનમાં, તો હું જાણું જે મર્દ મરદાન રે.
માએ સાંભળીને નિજ દેહમાં, કીધી સકલ શક્તિને લીન રે;
આપો આપ રહીને રે બોલિયાં, અરે કાળ જાળના મીન રે.
કૃમી કીટથી કમલાસન લગી, માહરો સચરાચર વિસ્તાર રે;
હું તો એક અનેક રૂપે થઇ, યથા કનકથી બહુ આકાર રે.
વળતું યુદ્ધ પરસ્પરે આદર્યું, થઈ છે મેદની આંદુલમાન રે;
દેવીનાં અસ્ત્ર ભાંજે શસ્ત્રથી, દાનવ અસ્ત્ર શસ્ત્ર સાવધાન રે.
નાખે વારિદ ધારાની પેરે, અસ્ત્ર દાનવ કૂલ રાજંન રે;
દેવી ખડે યથા જળવાહને રે, ચર નભ સંભવ બળવાન રે.

દુષ્ટે વિશિખ વિશેકે નાખિયાં, માએ કાપ્યું તે શર થકી ચાપ રે;
ઘાત શાંગ્યની શક્તિ ઉપર કરી, બાળી દીધી તે ચક્રને તાપ રે.
ખડ્ગ ચર્મ અધર્મ લઇને વઢે, છેદ્યાં અંબાએ બાણને ઘાએ રે;
વાજી સારથિ મૂક્યા જમ નગરે, શુંભ મુદ્ગળ લઇને ધાએ રે.
તીક્ષ્ણ તીરે તત્ક્ષણ તોડિયું, મૂઠી ઉઠી મારે અસૂરેશ રે;
કોપી મરણ શરણ ચરણે કરી, મારી હૃદયા પ્રત્યે કેશ રે.
અતિ ક્રોધ મગન ગગન ન ગણે, યુદ્ધ કીધું અસુર અસુરારિ રે;
વેગે ધરણી પડી વળી દોડિયો, ઉઠી મૂઠી મારી અમરારિ રે.
રવિ નંદન તો અનુકૂલ થયો, પ્રતિકૂલ નગેશ દુલ્લારિ રે;
ત્રિશૂલ હણ્યું તે માએ કંઠમાં, ગયો કાળ ને મુજરે સુરારિ રે.
દેવ જય જય બોલ્યા હર્ષથી, કરે દુંદુભી કેરા નાદ રે;
અંબા કુસુમે વધાવે ગગનથી, કરે મંગળ ગુણ અનુવાદ રે.
અંતરિક્ષ દેવી જગતી તણા, નાશ પામી ગયા ઉત્પાત રે;
પામ્યા દેવ સકલ નિજ સ્થાનને, માના ગુણ ગાય અવદાત રે.
અંબે રણછોડરાયને હેતથી, આપ્યાં સુખ સંપત્ત ધન ધાન્ય રે;
સઘળી વિપત્તિ ટાળી ત્રિલોકની, સુખી રાજા પ્રજા પ્રધાન રે.

## કવચ ૧૧ મું.—રાગ ગરબો.

બ્રહ્મા વિષ્ણુ ને સુર રાય, નામી શિશ સકલ દેવના રે;
માના સુંદર જશ ગાય, શરણ આવ્યા ચરણ સેવના રે.
પાહિ પાહિ જક્ત માત, પાહિ પાહિ ભુવનેશ્વરી રે;
પાહિ દાનવ કુળઘાત, પાહિ; પાહિ વિશ્વંભરી રે.
ધરા રૂપે આધાર, તમે અખિલ લોકનાં થયાં રે;
બની નીરને આકાર, સ્થાવર જંગમને પોશિયાં રે.
શચી વારાહિ ને વાણિ, નારસિંહી મયૂરવાહની રે;
વજ્ર તુંડા મંત્ર આણિ, કીધી રક્ષા સુખદાયની રે.
સદા મંગલ સ્વરૂપ, નિજાનંદ કંદ કાલિકા રે;
દેવ દાનવના ભૂપ, ભોગી ભૂપણુની દારિકા રે.
નમો શ્રીનારાયણી નામ, નમો નીલકંઠ નાગરી રે;
વેદ વિદ્યા ગુણ ધામ, સદાનંદ સુખ સાગરી રે.

માર્યો ચંડાસુર મુંડ, રંગે રક્ત બીજ રોળિયો રે;
નમો શ્રીનારાયણી ચંડ, ધૂમ્રલોચન ઢંઢોળિયો રે.

દાતા સ્વર્ગ ને અપવર્ગ, બુદ્ધિ રૂપે હૃદયમાં વસ્યાં રે;
નમો શ્રીનારાયણી નામ, ભક્ત ચિત્તને ફંદે ફસ્યાં રે.

દિન શરણાંગત દેવ, ત્રાણ ત્ર્યંબિકા ગૌરી કરો રે;
સિદ્ધ સંત કરે સેવ, ગુણાતીત ત્રિગુણે ધરો રે.

મેધા સરસ્વતી સર્વેશ, નમો નારાયણી ઇશ્વરી રે;
કૃપા સિંધુ વિઘ્ન કલેશ, દીન દેવની રક્ષા કરી રે.

હર્ષ પામીને માય, સદા સકળ દેવ સાથને રે;
અવિચલ રહેજો સહાય, દઢ ગ્રહણ કરો હાથને રે.

આપું ઇચ્છિત વરદાન, એમ ચંડિકા ઓચર્યાં રે;
જોડી કર કહે ગિર્વાણ, જય શંકરી જય ઓચરા રે.

અમને થાય જ્યારે કષ્ટ, સહાય દેજો ત્રિપુર સુંદરી રે;
સૂરના શત્રુ જે દુષ્ટ, કાઢયું મૂળ ત્રિશૂળે કરી રે.

માર્યા શુંભ નિશુંભ, વિન્ધ્યાચલને શૃંગે વસી રે;
કરવા ભારે સરંભ, જન્મી નંદ ઘેર હુલસી રે.

વિપ્ર ચિત્ત અસુરાન, રુધિર પીધાં હોંસે કરી રે;
દંત દાડિમ ઉપમાન, નામે રક્તદંતિકા ઠરી રે.

પ્રથમ પડયો મહા કાળ, સ્તુતિ કરી મુનિજને ઘણી રે;
નયણે નિરખ્યા મેં હાલ, નામે સહસ્રનયની બની રે.
સાખે પોષ્યો સંસાર, નામ પામી શાકંભરી રે;
દુર્ગ માર્યો અમરાર, તેણે દુર્ગા નામે ઠરી રે.
ભિમાદેવી અભિધાન, ભ્રમ ભંજની એ ભ્રામરી રે;
હણ્યા દાનવ બળવાન, મારી લોકની ચિંતા હરી રે.
પરાક્રમ કિધાં અપાર, તેણે નામની સીમા નહિ રે;
કષ્ટ ભંજની નિર્ધાર, સકલ વિશ્વમાં વ્યાપી રહી રે.

અંબા, થઇને સંતુષ્ટ, પુષ્ટ કીધો રણછોડને રે;
દુષ્ટ માર્યા ઉત્કૃષ્ટ, જય જય દેવાસુર મોડને રે.

દુષ્ટે વિશિખ વિશેકે નાખિયાં, માએ કાપ્યું તે શર થકી ચાપ રે;
ઘાત શાંગ્યની શક્તિ ઉપર કરી, બાળી દીધી તે ચક્રને તાપ રે.
ખડ્ગ ચર્મ અધર્મ લઇને વદે, છેદ્યાં અંબાએ બાણને ઘાએ રે;
વાજી સારથિ મૂક્યા જમ નગરે, શુંભ મુદ્દ્ગળ લઇને ધાએ રે.
તીક્ષ્ણ તીરે તત્ક્ષણ તોડિયું, મૂઠી ઉઠી મારે અસૂરેશ રે;
કોપી મરણ શરણ ચરણે કરી, મારી હૃદયા પ્રત્યે કેશ રે.
અતિ ક્રોધ મગન ગગન ન ગણે, યુદ્ધ કીધું અસુર અસુરારિ રે;
વેગે ધરણી પડી વળી દોડિયો, ઉઠી મૂંઠી મારી અમરારિ રે.
રવિ નંદન તો અનુકૂલ થયો, પ્રતિકૂલ નગેશ દુલ્લારિ રે;
ત્રિશૂલ હણ્યું તે માએ કંઠમાં, ગયો કાળ ને મુજરે સુરારિ રે.
દેવ જય જય બોલ્યા હર્ષથી, કરે દુંદુભી કેરા નાદ રે;
અંબા કુસુમે વધાવે ગગનથી, કરે મંગળ ગુણ અનુવાદ રે.
અંતરિક્ષ દેવી જગતી તણા, નાશ પામી ગયા ઉત્પાત રે;
પામ્યા દેવ સકલ નિજ સ્થાનને, માના ગુણ ગાય અવદાત રે.
અંબે રણછોડરાયને હેતથી, આપ્યાં સુખ સંપત્ત ધન ધાન્ય રે;
સઘળી વિપત્તિ ટાળી ત્રિલોકની, સુખી રાજા પ્રજા પ્રધાન રે.

## કવચ ૧૧ મું.—રાગ ગરબો.

બ્રહ્મા વિષ્ણુ ને સુર રાય, નામી શિશ સકલ દેવતા રે;
માના સુંદર જશ ગાય, શરણ આવ્યા ચરણ સેવતા રે.
પાહિ પાહિ જક્ત માત, પાહિ પાહિ ભુવનેશ્વરી રે;
પાહિ દાનવ કુળઘાત, પાહિ; પાહિ વિશ્વંભરી રે.
ધરા રૂપે આધાર, તમે અખિલ લોકનાં થયાં રે;
બની નીરને આકાર, સ્થાવર જંગમને પોશિયાં રે.
શચી વારાહિ ને વાણિ, નારસિંહી મયૂરવાહની રે;
વજ્ર તુંડા મંત્ર બાણિ, કીધી રક્ષા સુખદાયની રે.
સદા મંગલ સ્વરૂપ, નિજાનંદ કંદ કાલિકા રે;
દેવ દાનવના ભૂપ, ભોગી ભૂપણની દારિકા રે.
નમો શ્રીનારાયણી નામ, નમો નીલકંઠ નાગરી રે;
વેદ વિદ્યા ગુણ ધામ, સદાનંદ સુખ સાગરી રે.

માર્યો ચંડાસુર મુંડ, રંગે રક્ત બીજ શોળિયો રે;
નમો શ્રીનારાયણી ચંડ, ધૂમ્રલોચન ઢંઢોળિયો રે.

દાતા સ્વર્ગ ને અપવર્ગ, બુદ્ધિ રૂપે હ્રદયમાં વસ્યાં રે;
નમો શ્રીનારાયણી નામ, ભક્ત ચિત્તને ફંદે ફસ્યાં રે.

દિન શરણાંગત દેવ, ત્રાણ ત્ર્યંબિકા ગૌરી કરો રે;
સિદ્ધ સંત કરે સેવ, ગુણાતીત ત્રિગુણે ધરો રે.

મેધા સરસ્વતી સર્વેશ, નમો નારાયણી ઇશ્વરી રે;
કૃપા સિંધુ વિઘ્ન કલેશ, દીન દેવની રક્ષા કરી રે.

હર્ષ પામીને માય, સદા સકળ દેવ સાથને રે;
અવિચલ રહેજો સહાય, દઢ ગ્રહણ કરો હાથને રે.

આપું ઇચ્છિત વરદાન, એમ ચંડિકા ઓચર્યાં રે;
જોડી કર કહે ગિર્વાણ, જય શંકરી જય ઓચરા રે.

અમને થાય જ્યારે કષ્ટ, સહાય દેજો ત્રિપુર સુંદરી રે;
સૂરના શત્રુ જે દુષ્ટ, કાઢ્યું મૂળ ત્રિશૂળે કરી રે.

માર્યા શુંભ નિશુંભ, વિન્ધ્યાચલને શૃંગે વસી રે;
કરવા ભારે સરંભ, જન્મી નંદ ઘેર હુલ્લસી રે.

વિપ્ર ચિત્ત અસુરાન, રુધિર પીધાં હોંસે કરી રે;
દંત દાડિમ ઉપમાન, નામે રકતદંતિકા ઠરી રે.

પ્રથમ પડ્યો મહા કાળ, સ્તુતિ કરી મુનિ જને ઘણી રે;
નયણે નિરખ્યા મેં હાલ, નામે સહસ્રનયની બની રે.
સાખે પોષ્યો સંસાર, નામ પામી શાકંભરી રે;
દુર્ગ માર્યો અમરાર, તેણે દુર્ગા નામે ઠરી રે.
ભિમાદેવી અભિધાન, ભ્રમ ભંજની એ ભ્રામરી રે;
હણ્યા દાનવ બળવાન, મારી લોકની ચિંતા હરી રે.
પરાક્રમ કિધાં અપાર, તેણે નામની સીમા નહિ રે;
કષ્ટ ભંજની નિર્ધાર, સકલ વિશ્વમાં વ્યાપી રહી રે.

અંબા, થઇને સંતુષ્ટ, પુષ્ટ કીધો રણછોડને રે;
દુષ્ટ માર્યા ઉત્કૃષ્ટ, જય જય દેવાસુર મોડને રે.

દુષ્ટે વિશિખ વિશેકે નાખિયાં, માએ કાપ્યું તે શર થકી ચાપ રે;
ઘાત શાંગ્યની શક્તિ ઉપર કરી, બાળી દીધી તે ચક્રને તાપ રે.
ખડ્ગ ચર્મ અધર્મ લઇને વઢે, છેદ્યાં અંબાએ બાણને ઘાએ રે;
વાજી સારથિ મૂક્યા જમ નગરે, શુંભ મુદ્ગળ લઇને ધાએ રે.
તીક્ષ્ણ તીરે તત્ક્ષણ તોડિયું, મૂઠી ઉઠી મારે અસૂરેશ રે;
કોપી મરણ શરણ ચરણે કરી, મારી હૃદયા પ્રત્યે કેશ રે.
અતિ ક્રોધ મગન ગગન ન ગણે, યુદ્ધ કીધું અસુર અસુરારિ રે;
વેગે ધરણી પડી વળી દોડિયો, ઉઠી મૂંઠી મારી અમરારિ રે.
રવિ નંદન તો અનુકૂલ થયો, પ્રતિકૂલ નગેશ દુલ્લારિ રે;
ત્રિશૂલ હણ્યું તે માએ કંઠમાં, ગયો કાળ ને મુજરે સુરારિ રે.
દેવ જય જય બોલ્યા હર્ષથી, કરે દુંદુભી કેરા નાદ રે;
અંબા કુસુમે વધાવે ગગનથી, કરે મંગળ ગુણ અનુવાદ રે.
અંતરિક્ષ દેવી જગતી તણા, નાશ પામી ગયા ઉત્પાત રે;
પામ્યા દેવ સકલ નિજ સ્થાનને, માના ગુણ ગાય અવદાત રે.
અંબે રણછોડરાયને હેતથી, આપ્યાં સુખ સંપત્ત ધન ધાન્ય રે;
સઘળી વિપત્તિ ટાળી ત્રિલોકની, સુખી રાજા પ્રજા પ્રધાન રે.

## કડવચ ૧૧ મું.—રાગ ગરબો.

બ્રહ્મા વિષ્ણુ ને સુર રાય, નામી શિશ સકલ દેવતા રે;
માના સુંદર જશ ગાય, શરણ આવ્યા ચરણ સેવતા રે.
પાહિ પાહિ જક્ત માત, પાહિ પાહિ ભુવનેશ્વરી રે;
પાહિ દાનવ કુળઘાત, પાહિ; પાહિ વિશ્વંભરી રે.
ધરા રૂપે આધાર, તમે અખિલ લોકનાં થયાં રે;
બની નીરને આકાર, સ્થાવર જંગમને પોશિયાં રે.
શચી વારાહિ ને વાણિ, નારસિંહી મયૂરવાહની રે;
વજ્ર તુંડા મંત્ર બાણિ, કીધી રક્ષા સુખદાયની રે.
સદા મંગલ સ્વરૂપ, નિજાનંદ કંદ કાલિકા રે;
દેવ દાનવના ભૂપ, ભોગી ભૂપણની દારિકા રે.
નમો શ્રીનારાયણી નામ, નમો નીલકંઠ નાગરી રે;
વેદ વિદ્યા ગુણ ધામ, સદાનંદ સુખ સાગરી રે.

માર્યો ચંડાસુર મુંડ, રંગે રક્ત બીજ રોળિયો રે;
નમો શ્રીનારાયણી ચંડ, ધૂમ્રલોચન ઢંઢોળિયો રે.

દાતા સ્વર્ગ ને અપવર્ગ, બુદ્ધિ રૂપે હૃદયમાં વસ્યાં રે;
નમો શ્રીનારાયણી નામ, ભક્ત ચિત્તને ફંદે ફસ્યાં રે.

દિન શરણાંગત દેવ, ત્રાણ ત્ર્યંબિકા ગૌરી કરો રે;
સિદ્ધ સંત કરે સેવ, ગુણાતીત ત્રિગુણે ધરો રે.

મેધા સરસ્વતી સર્વેશ, નમો નારાયણી ઇશ્વરી રે;
કૃપા સિંધુ વિઘ્ન કલેશ, દીન દેવની રક્ષા કરી રે.

હર્ષ પામીને માય, સદા સકળ દેવ સાથને રે;
અવિચલ રહેજો સહાય, દઢ ગ્રહણ કરો હાથને રે.

આપું ઇચ્છિત વરદાન, એમ ચંડિજી ઓચર્યાં રે;
જોડી કર કહે ગિર્વાણ, જય શંકરી જય ઐાચરા રે.

અમને થાય જ્યારે કષ્ટ, સહાય દેજો ત્રિપુર સુંદરી રે;
સૂરના શત્રુ જે દુષ્ટ, કાઢ્યું મૂળ ત્રિશૂળે કરી રે.

માર્યો શુંભ નિશુંભ, વિન્ધ્યાચલને શૃંગે વસી રે;
કરવા ભારે સરંભ, જન્મી નંદ ઘેર હુલસી રે.

વિપ્ર ચિત્ત અસુરાન, રુધિર પીધાં હોંસે કરી રે;
દંત દાડિમ ઉપમાન, નામે રક્તદંતિકા ઠરી રે.

પ્રથમ પડયો મહા કાળ, સ્તુતિ કરી મુનિ જને ઘણી રે;
નયણે નિરખ્યા મેં હાલ, નામે સહસ્રનયની બની રે.

સાખે પોષ્યો સંસાર, નામ પામી શાકંભરી રે;
દુર્ગ માર્યો અમરાર, તેણે દુર્ગા નામે ઠરી રે.

ભિમાદેવી અભિધાન, ભ્રમ ભંજની એ ભ્રામરી રે;
હણ્યા દાનવ બળવાન, મારી લોકની ચિંતા હરી રે.

પરાક્રમ કિધાં અપાર, તેણે નામની સીમા નહિ રે;
કષ્ટ ભંજની નિર્ધાર, સકલ વિશ્વમાં વ્યાપી રહી રે.

અંબા, થઇને સંતુષ્ટ, પુષ્ટ કીધો રણછોડને રે;
દુષ્ટ માર્યા ઉત્કૃષ્ટ, જય જય દેવાસુર મોડને રે.

દુષ્ટે વિશિખ વિશેકે નાખિયાં, માએ કાપ્યું તે શર થકી ચાપ રે;
ઘાત શાંચની શક્તિ ઉપર કરી, બાળી દીધી તે ચક્રને તાપ રે.
ખડ્ગ ચર્મ અધર્મ લઈને વઢે, છેદ્યાં અંબાએ બાણને ઘાએ રે;
વાજી સારથિ મૂક્યા જમ નગરે, શુંભ મુદ્દગળ લઈને ધાએ રે.
તીક્ષ્ણ તીરે તત્ક્ષણ તોડિયું, મૂકી ઉઠી મારે અસૂરેશ રે;
કોપી મરણ શરણ ચરણે કરી, મારી હૃદયા પ્રત્યે કેશ રે.
અતિ ક્રોધ મગન ગગન ન ગણે, યુદ્ધ કીધું અસુર અસુરારિ રે;
વેગે ધરણી પડી વળી દોડિયો, ઉઠી મૂઠી મારી અમરારિ રે.
રવિ નંદન તો અનુકૂલ થયો, પ્રતિકૂલ નગેશ દુલ્લારિ રે;
ત્રિશૂલ હણ્યું તે માએ કંઠમાં, ગયો કાળ ને મુજરે સુરારિ રે.
દેવ જય જય બોલ્યા હર્ષથી, કરે દુંદુભી કેરા નાદ રે;
અંબા કુસુમે વધાવે ગગનથી, કરે મંગળ ગુણ અનુવાદ રે.
અંતરિક્ષ દેવી જગતી તણા, નાશ પામી ગયા ઉત્પાત રે;
પામ્યા દેવ સકલ નિજ સ્થાનને, માના ગુણ ગાય અવદાત રે.
અંબે રણછોડરાયને હેતથી, આપ્યાં સુખ સંપત્ત ધન ધાન્ય રે;
સઘળી વિપત્તિ ટાળી ત્રિલોકની, સુખી રાજા પ્રજા પ્રધાન રે.

### કવચ ૧૧ મું.—રાગ ગરબો.

બ્રહ્મા વિષ્ણુ ને સુર રાય, નામી શિશ સકલ દેવતા રે;
માના સુંદર જશ ગાય, શરણ આવ્યા ચરણ સેવતા રે.
પાહિ પાહિ જક્ત માત, પાહિ પાહિ ભુવનેશ્વરી રે;
પાહિ દાનવ કુળઘાત, પાહિ; પાહિ વિશ્વંભરી રે.
ધરા રૂપે આધાર, તમે અખિલ લોકનાં થયાં રે;
બની નીરને આકાર, સ્થાવર જંગમને પોશિયાં રે.
શચી વારાહિ ને વાણિ, નારસિંહી મયૂરવાહની રે;
વજ્ર તુંડા મંત્ર બાણિ, કીધી રક્ષા સુખદાયની રે.
સદા મંગલ સ્વરૂપ, નિજાનંદ કંદ કાલિકા રે;
દેવ દાનવના ભૂપ, ભોગી ભૂપણની દારિકા રે.
નમો શ્રીનારાયણી નામ, નમો નીલકંઠ નાગરી રે;
વેદ વિદ્યા ગુણ ધામ, સદાનંદ સુખ સાગરી રે.

માર્યો ચંડાસુર મુંડ, રંગે રક્ત બીજ શેળિયો રે;
નમો શ્રીનારાયણી ચંડ, ધૂમ્રલોચન ઢંઢોળિયો રે.

દાતા સ્વર્ગ ને અપવર્ગ, બુદ્ધિ રૂપે હૃદયમાં વસ્યાં રે;
નમો શ્રીનારાયણી નામ, ભક્ત ચિત્તને ફંદે ફસ્યાં રે.

દિન શરણાંગત દેવ, ત્રાણ ત્ર્યંબિકા ગૌરી કરો રે;
સિદ્ધ સંત કરે સેવ, ગુણાતીત ત્રિગુણે ધરો રે.

મેધા સરસ્વતી સર્વેશ, નમો નારાયણી ઇશ્વરી રે;
કૃપા સિંધુ વિઘ્ન કલેશ, દીન દેવની રક્ષા કરી રે.

હર્ષ પામીને માય, સદા સકળ દેવ સાથને રે;
અવિચલ રહેજો સહાય, દઢ ગ્રહણ કરો હાથને રે.

આપું ઇચ્છિત વરદાન, એમ ચંડિજી ઓચર્યાં રે;
જોડી કર કહે ગિર્વાણ, જય શંકરી જય ઓચરા રે.

અમને થાય જ્યારે કષ્ટ, સહાય દેજો ત્રિપુર સુંદરી રે;
સૂરના શત્રુ જે દુષ્ટ, કાઢયું મૂળ ત્રિશૂળે કરી રે.

માર્યાં શુંભ નિશુંભ, વિન્ધ્યાચલને શૃંગે વસી રે;
કરવા ભારે સરંભ, જન્મી નંદ ઘેર હુલ્લસી રે.

વિપ્ર ચિત્ત અસુરાન, રુધિર પીધાં હોંસે કરી રે;
દંત દાડિમ ઉપમાન, નામે રકતદંતિકા ઠરી રે.

પ્રથમ પડયો મહા કાળ, સ્તુતિ કરી મુનિ જને ઘણી રે;
નયણે નિરખ્યા મેં હાલ, નામે સહસ્રનયની બની રે.
સાખે પોષ્યો સંસાર, નામ પામી શાકંભરી રે;
દુર્ગ માર્યો અમરાર, તેણે દુર્ગા નામે ઠરી રે.
ભિમાદેવી અભિધાન, ભ્રમ ભંજની એ ભ્રામરી રે;
હણ્યા દાનવ બળવાન, મારી લોકની ચિંતા હરી રે.
પરાક્રમ કિધાં અપાર, તેણે નામની સીમા નહિ રે;
કષ્ટ ભંજની નિર્ધાર, સકલ વિશ્વમાં વ્યાપી રહી રે.

અંબા, થઇને સંતુષ્ટ, પુષ્ટ કીધો રણછોડને રે;
દુષ્ટ માર્યાં ઉત્કૃષ્ટ, જય જય દેવાસુર મોડને રે.

## કવચ ૧૨ મું.—રાગ ગરબો.

જગત માત સુર સાથને, વદે સુધા સમ બોલ;
હું અભય કરૂં ને ભવ ભય હરૂં, અવિચળ મારો કોલ. જગ૦
સંકટ વિકટ જ્યારે પડે, ધરજો મારૂં રે ધ્યાન;
સાર દયા અનુસારથી, કરૂં અચળ વરદાન. જગ૦
ચણ્ડીનો પાઠ ભાવે કરે, મધુ કૈટભનો નાશ;
મહિષ મર્દન ગાયે સુણે, જાય જન્મનો ત્રાસ. જગ૦
અષ્ટમી નૌમી ચતુર્દશી, જે મારા ગુણ ગાય;
દુઃખ સન્મુખ આવે નહીં, સુખ સંપત જશ થાય. જગ૦
શસ્ત્ર ને અસ્ત્ર પૃથ્વીપતિ, દુષ્ટ ચોર ભય રોગ;
શત્રુ અનલ ગાજે નહીં, થાય ન ઇષ્ટ વિયોગ. જગ૦
બળીદાન પૂજા સમે, હોમ મહોત્સવ રંગ;
ભણે સુણે તેને સદા, થાય સુખનો સંગ. જગ૦
વાર્ષિક સુખનો શારદી, જે કરશે નવરાત્ર;
રાજ રાજ સરખો કરૂં, યશ વૈભવ વિખ્યાત. જગ૦
ધૂપ દીપ શણગારથી, સેવા કરે જે અખંડ;
ભૂત પ્રેત યમદૂતથી, બાધા પામે નહિ પંડ. જગ૦
અંબા અંતર્ધ્યાન થયાં, દેખતાં ગિર્વાણ;
નિજ નિજના અધિકારને, પામ્યા સુરપતિ સ્થાન. જગ૦
યજ્ઞ ભાગ સૂર ભોગવે, અસુર ગયા પાતાળ;
દેવ સુરેશ નરેશ ને, સુખ સંપત્ત ધન માલ. જગ૦
જગ કારણ તારણ નમો, નમો, વિશ્વ આધાર;
રણછોડરાય પાયે નમો, તેની કરજો મા સાર. જગ૦

## કવચ ૧૩ મું.—રાગ ગરબો.

મુનિ બોલ્યા તે પરમ ઉદાર, જય જગ જનની રે;
મહા માયા તે ભવનું સાર, જય જગ જનની રે.
માનો મહિમા છે અપરમ પાર, જય; કરતા હરતા ભર્ત્તાર, જય
અંબા ત્રિગુણા ત્રિગુણાતીત, જય; જગ પાવન પરમ પુનીત, જય.

ભવસાગર કેરાં નાવ, જય; હનૂધિપ પવનના દાવ, જય૦
અસુરાસુર અંબાના દાસ, જય; જગજનની તે બ્રહ્મ પ્રકાશ, જય૦
વદે માર્કણ્ડેય મુનિરાય, જય; નૃપ વૈશ્ય હૃદય હરખાય, જય૦
વન નિરંજનમાં જલ તીર, જય; સહે આતપ શીત સમીર, જય૦
કરી પાર્થિવ માનું સ્વરૂપ, જય; રચે પૂજન વૈશ્ય ને ભૂપ, જય૦
નિજ માંસનું દે બલિદાન, જય; દૃઢ ચિત્તથી ધારે ધ્યાન, જય૦
પૂજ્ય ત્રણ વર્ષ એક મન, જય; જગદંબા થયાં પ્રસન્ન, જય૦
તું આ દેહે પામીશ રાજ, જય; સુખ દોલત તખ્ત ને તાજ, જય૦
ભવ આવતે ભૂપ કુમાર, જય; થાશે દીનકર ઘેર અવતાર, જય૦
સાવર્ણિ નામ પ્રસિદ્ધ, જય; મનુ થાઇશ પરમ વિશુદ્ધ, જય૦
તું સાંભળ વૈશ્ય સુજાણ, જય; શુભ પામીશ નિધિ નિર્વાણ, જય૦
એમ કહી થયાં અંતર્ધ્યાન, જય; નૃપ વૈશ્ય ગયા નિજ સ્થાન, જય૦
જગ જનની તે જગદાધાર, જય; જય નાદ બિન્દુ ૐકાર, જય૦
ભય ભંજની દીન દયાળ, જય; કરુણાનિધિ પરમ કૃપાલ, જય૦
જે આ ભણશે ચણ્ડીનો પાઠ, જય; તેને સુખ સંપત્તિનો ઠાઠ, જય૦
ધન પુત્ર પૌત્ર પરિવાર, જય; ચિરંજીવ ને યશ વિસ્તાર, જય૦
સંવત્ અઢાર અઠ્યોતેર, જય; થઇ સુખ સંપત્તિની લેહેર, જય૦
તિથી નવમી ને આશ્વિન માસ, જય; પૂરી રણછોડરાયની આશ, જય૦

## દોહરો.

અમર પુત્ર રઘુનાથજી, રણછોડજી દલપત્ત;
ચરણ શરણ રાખો સદા, દીજે સુખ સંપત્ત.

# ધીરો ભક્ત.

વડોદરા તાબે સાવલીનો રહીશ-સંવત્ ૧૮૮૦ થી તે ૧૮૯૦ સૂધીમાં હૈયાત હતો. એનાં કાફી રાગનાં પદ ઘણાં સરસ છે.

## કક્કો.

### પદ ૧ લું.-છંદ તોટકની ચાલ.

કક્કા કૃષ્ણતણી ભક્તિ કરીએ, સાચા સ્વામીનું ધ્યાન હૃદે ધરીએ;
ખખ્ખા ખાર વિખવાદને તજીએ, ભાવે ભૂધરજીના ગુણ ભજીએ.
ગગ્ગા ગુરુજી કેરી સેવા કરીએ, જ્ઞાન બુદ્ધ આપે તે પૂરે ફરીએ;
ઘઘ્ઘા ઘેલી બુદ્ધિને નવ રાખીએ, શ્રીરામ શ્રીરામ જીભે જપીએ.
નન્ના નારાયણ નામ હૃદે ધરીએ, સત્ સંગત સાધુતણી કરીએ;
ચચ્ચા ચતુરાઇ ચિત્તમહિ રાખીએ, હિણી બુદ્ધિ હૈયેથી કાઢી નાખીએ.
છછ્છા છંદ ભણતાં નવ છપીએ, અહો રાત્રિ પ્રભુ પ્રભુ તે જપીએ;
જજ્જા જોબનને જાળવી ચાલીએ, નિત્ય રામતણા રંગમાં મહાલીએ.
ઝઝ્ઝા જીભ ઝઝેરી નકો કરીએ, વહાલાસું વિરોધ કદી ના લડીએ;
ટટ્ટા ટેક સ્વામી તે સેવીએ, જેના આધારથી જુગમાં જીવીએ.
ઠઠ્ઠા જૂઠ થકા વેગળા ખસીએ, જ્ઞાન ગીતા સુણવા સામા ધસીએ;
ડડ્ડા ડહાપણ દિલમાં લીજીએ, પ્રભુનો રસ રુડો પ્રેમે પીજીએ.
ઢઢ્ઢા ઢીલ હવે તો નવ રાખીએ, ફરી ફરી મનુષ્યા દેહ કયાંહાં ચાખીએ;
ણણ્ણા રામતણા સંગમાં રહીએ, મુખે કૃષ્ણ કૃષ્ણની કથા કહીએ.
તત્તા તસ્કર વિદ્યા તજી મૂકીએ, ચતુરા ચક્ષુમાં ન કો ચૂકીએ;
થથ્થા થોડું ઘણું પરમારથ આપીએ, અંગમાંથી અભિમાનને કાપીએ.
દદ્દા દેહને દુર્લભ જાણીએ, દીલમાં દયા તે માટે આણીએ;
ધદ્ધા ધારણ ધણી કેરી ધરીએ, આશા અંતરમાં કેની ના કરીએ.

પપ્પા પાપ કરતાં થકી બ્હીજીએ, સાચી વાત સંસારમાં કીજીએ;
ફફ્ફા ફેલીની સંગ ફ્લા ફરીએ, તો નિશ્ચે વણ મોતે માર્યા મરીએ.
બબ્બા બળ વિના જોર ના કરીએ, વિચારી વિચારી ડગલાં ભરીએ;
ભભ્ભા ભાર પોતાનો રાખી રહીએ, જ્યાં વીતી હોય ત્યાં જાળવી જઇએ.
મમ્મા મદ મોહ મત્સરને મારીએ, રામનું નામ કદી ન વિસારીએ;
રર્રા રામ તણા રંગમાં રહીએ, પરનારી ગુંજ કરવા ના જઇએ.
લલ્લા લખિત પદારથ લઇએ, તેમાં દોષ દયાળને શો દઇએ;
વવ્વા વળાવો થઇ લૂટી લીજીએ, તે તો હત્યા જૂગો જૂગ ના છૂટીએ.
શશ્શા સત્ય તણાં પગલાં ભરીએ, કુડાં આળ કોઇ શિર ના ધરીએ;
ષષ્પા ખરેખર તાજુએ તોલીએ, પારકી થાપણ નવ ઓળવીએ.
સસ્સા સરોવર પાળ ન ભાંગીએ, હોડ પાડી કૂવો નવ ઓળંગીએ;
હહ્હા હરિ કેરા ગુણ ગ્રહીએ, દાસ ધીરો કહે હરિવર રાખો હઇએ.

## જ્ઞાન બત્રીશી.

### પદ ૧ લું.—રાગ કાફી.

અનુભવી આવો રે, જ્ઞાન ગતિ ગોતનારા;
ભેદ બતાવો રે, બ્રહ્મ માંહીં ભળનારા. અનુભવી૦
કહો પવનનું મૂળ અમને, ક્યાંથી આવ્યું મન,
ઠીક કરી ઠેકાણું બતાવો, ક્યાં રહે છે મન પવન;
શબ્દ ક્યાંથી ઉઠે રે, ગગન માંહીં ચઢનારા. અનુભવી૦
નાદ બુંદનું રૂપ બતાવો, કહો ક્યાં રહે છે જીવ,
જૂજવા અર્થ કરી સમજાવો, શે સ્વરૂપે છે શિવ;
અખંડ જ્યોતિ ઝળકે રે, અભેદ બ્રહ્મ છે ન્યારા. અનુભવી૦
પ્રગટ પિંડ પડયો પૃથ્વીપર, ત્યાં જીવ શિવ જોની ક્યાં જાય,
નાદ બુંદ મન વાયુ સુદ્ધાં, એ સર્વે ક્યાં સમાય;
રીત બતાવો રે, અગમ વાતે વદનારા. અનુભવી૦
અનુભવી આવો ભેદ બતાવો, વિશ્વંભર વિસ્તાર,
લંબા ચોડા કે પંચ રંગે, કરે છે કિરતાર;
ધણી ધીરાના રે, સ્વામી સરજનહારા. અનુભવી૦

## પદ ૨ જું.

માયાનો મર્મ મોટો રે, મોહોટપ પદ માયા વડે;
સમર્થ સંત શૂરા રે, પલકમાં પાર પડે. માયાનો૦
હેત પ્રીત રીત ગતિ માયા કહિએ, ચાતુરી વિવેક વિચાર,
લાલણા માયા બોલણા માયા, માયા હરિનો દેદાર;
શક્તિ માયાની રે, માયા તો મન રાખે ઘડે. માયાનો૦
ગાન ધ્યાન હરિ સ્મરણ શક્તિ, માયાતણું પ્રમાણ,
કુરાન પુરાણં વેદ ભેદ ભારે, માયા મૂળ મંડાણ;
આદ્યદેવી શક્તિ રે, ગુણવંત ઘાટે ઘડે. માયાનો૦
બ્રહ્મા માયા શંકર માયા, માયા વિષ્ણુ રૂપ,
માયા કરંદા માંકર હો માયા, માયાનું અકળ સ્વરૂપ;
જંતુ જીવ જાયજ રે, અજાણ્યા અરણ્ય મધ્ય આથડે. માયાનો૦
મૂરખ કહે મેં માયા મૂકી, ત્યાગ કર્યો સંસાર,
માયા ત્યાં સુધી કાયા રહેશે, સંગે સરજનહાર;
કાયા વડે ધીરો રે, માયા વસ્તુ જડે. માયાનો૦

## પદ ૩ જું.

બ્રહ્માનંદ ભાસ્યો રે, આત્મા અનુભવ જ પોતે;
સોહમ્ સાધે સાધન રે, પ્રગટે પોતામાંથી પોતે. બ્રહ્માનંદ૦
એકવીસ હજાર છસે ઉડે અજપા જપે, બ્રહ્મા વિષ્ણુ શિવ દેવ,
ચૌદ બ્રહ્માંડ જપે જડ ચૈતન્ય, સિદ્ધ સાધક કરે સેવ;
સુર નર સાધે રે, જે તે જ્ઞાની મુનિ ગોતે. બ્રહ્માનંદ૦
રવિના તેજ વડે રવિરૂપ ભાસ્યું, મણિને તેજ મણિજ્યોત,
આત્માને તેજે આત્મા ઓળખાયો, ઉગ્યો અંતર એકે ઉદ્યોત;
થયું અજવાળું રે, વસ્તુ મળી મનમાં તે. બ્રહ્માનંદ૦
પંદરમી ભોમી રમે પૂરણ બ્રહ્મ, ખેલે અખંડ નિશ દિન,
શૂનું શિખર ગઢ અનહદ ગડગડે, ઉન્મુનિએ મન મગન;
પાળ બાંધી પોતે રે, પ્રીતિ બાંધી ચિત્ત ગોતે. બ્રહ્માનંદ૦

આળ પંપાળ ફાળ જે મર્યા જ મટમટી, ઉલટ પુલટ ચોટયું ચિત્ત,
જે જેમ હતું તેમનું તેમ થયું, રહ્યું આનંદ પદ અદ્વૈત;
ધીર મરજીવા રે, અણછતા રમે અણું ઓથે. બ્રહ્માનંદ૦

## પદ ૪ થું.

જગત પિતા ગતિ અદ્વૈત રે, અકળ કળા અવિનાશી;
સભર્યાં ભર ભરીઆં રે, ચરાચર ચર વાસી. જગત૦
શીશ અશમાન રવિ શશિ લોચન, શેપ પગ પાતાળ,
પૃથ્વી પિંડ નવસેં નવાણું નદી નાડી, નિર્મળ ઉદર અર્ણવ ખાળ;
અઢાર ભાર રોમજ રે, નવ લખ તારી આદલ બાશી. જગત૦
તેંત્રીશ ક્રોડ સુરીનર કર કહીએ, વર્ષે પાણી પ્રકાશ,
અષ્ટ કુલ પર્વત અસત્ય આનંદ, બનવાયુ દનવાયુ દવ નિઃશ્વાસ ઉચ્છ્વાસ;
બ્રહ્માંડ રૂપ ભાસ્યું રે, પ્રસિદ્ધ જ્યોતિ પ્રકાશી. જગત૦
નાભી બ્રહ્મા પીઠમાં રુદર, એ હૃદિયા ઉમીયા નાથ,
વપન વિષ્ણુ કંઠ કૃષ્ણ જી, શ્રવણ રસની શક્તિ માત;
મહા મર્મ મોટો રે, આનંદ પદ ઉલ્લાસી. જગત૦
અચલિત અકલિત ગતિ તમારી, પરાને પામે પાર,
પરમેશ્વર વિશ્વંભર ઇશ્વર, વારી વારી વાર હજાર;
ધીર ગણી ધાર રે, કહી કાળ કટી ફાંસી. જગત૦

## પદ ૫ મું.

આત્મા શોધ્યા વિના રે, જે જન સાધન સાધે;
સાચે પ્રભુ જુદાના રે, જશ કેમ જગે વાધે. આત્મા૦
રવિ રવિ રટ રજની મટત નહીં, એમ તિમિર નવ જાય,
આત્મા અર્ક ઉગ્યો અંતરમાં, ત્યારે અજવાળું થાય;
ભોજન ભોજન ભાખે રે, ભાંગે ન ભૂખ વિના ખાધે. આત્મા૦
મીઠા મેવા વખાણે મુખથી, તેને સ્વાદ ના આવે લગાર,
જલ જલ ઝંખે તૃષા નવ છીપે, પોકારે વાર હજાર;
અંધારે વસ્તુ શોધો રે, અંજવાળાં વિના કયાંથી લાધે. આત્મા૦

પોતાના પિંડની ખબર નવ જાણે, વાતો શીખી વાતે બાઝે,
વ્યોમ ઉપરની તો આછી બનાવે, ભીતરની નથી કેમ રાજે;
હદનો ભેદ નવ જાણે રે, બેહદ માંહે જઇ બાધે. આત્મા૦
શીલ સંતોષ ને ક્ષમા ગરીબી, ગુરુ જ્ઞાન નિજ નામ,
એ કામ ક્રોધ લોભ મોહ ત્યજે ત્યારે, વીશ વસા થાએ કામ;
ધીર મરજીવા રે, તુંહી તુંહી આરાધે. આત્મા૦

## પદ ૬ ઠું.

આદિ અંત્ય મધ્યે રે, અખંડાનંદ આનંદા;
વિગત ગત વિગત રે, વેદા ભેદા તું જાણંદા. આદિ૦
કોટિ બ્રહ્માંડનું મધ્યે વ્યાપી, વિશ્વંભર સરજનહાર સંસાર,
વિરંચી, વિષ્ણુ, શિવ, સુર, શક્તિ, હુવો માંહી રમણહાર;
અલખ નિરંજન રે, કરંદા એલંદા. આદિ૦
તું ચૈતન્ય મણિ માળા મુક્તાફલ, તે મધ્યે પોતે સૂત્રનો તાર,
જેમ જલમાં તોરંગ બુદ્‌બુદા, એમ વિશ્વમાં વિશ્વાધાર;
અદ્વૈત અવિનાશી રે, હાલંદા બદ બોલંદા. આદિ૦
વાવ તળાવ કૂપ સરિતા સિંધુ, પ્રગટ ઉદક એક પેખ,
દ્રુમમાં બીજ બીજમાં દ્રુમ લતા, સૂત્ર તાણો વાણો એક દેખ;
વિશ્વ વિશ્વંભર રે, જાણંદા મધ્યે માણંદા. આદિ૦
એક હેમના ઘાટ જુજવા, નામ ધરાવો ધરી નેમ,
બેટો તે બાપ, બાપ તે બેટો, તદ્‌વત્ નામ ઘાટ નેમ;
ધીરા ધણીએ ખેલે રે, લેવંદા બંદા દેવંદા. આદિ૦

## પદ ૭ મું.

શરીર વિના શોધન રે, પાર, કોઇ પાવે નહીં;
મલોખાં મીઠાં કાજે રે, સ્વાદ કંઇ આવે નહીં. શરીર૦
થડ મૂકીને ડાળે વળગતે, ટોંચે કેમ ચઢાય,
અધવચથી જો પાંખડી ટૂટે તો, પાછો આવીને પછડાય;
સંગત સમ સમજો રે, ચઢોને થડ મૂળી ગ્રહી. શરીર૦

શાસ્ત્ર પુરાણના મત જુજવા, ઘણો કરે સંવાદ,
બત્રીસ ભોજન રૂડી રસોઇ બનાવી, ચાટવાને શાનો સ્વાદ;
વારીને વલોણે રે, નહીં માખણ ને મહી. શરીર૦
નથી જમ્યો ને નથી જમાડ્યો, દીઠા વિના ચલવે જૂઠ,
પારકા મોદિકનો સ્વાદ વખાણે, એ તો મિથ્યા માથાકૂટ;
વિવેક વિના વસ્તુ રે, વિચાર વિના દૂર રહી. શરીર૦
અંતર્ ઘરમાં આણી ઉછાળો, નિહાળો નિરંજન નૂર,
મરજીવા એ મર્મની જાણે, ભરપૂર ભર્યો નથી દૂર;
ધોરંધર ખેલે ધીરો રે, લક્ષણવંત એ લહી. શરીર૦

## પદ ૮ મું.

સલેલ શઠ સાકુટ રે, હરિભજનમાં ભંગ પાડે;
તેનો સંગ તજીએ રે, બુદ્ધિ બીજાને બૂડાડે. સલેલ૦
કૂડ કપટ ઘટ ભીતર ભરિયું, દંભ પાખંડ અપાર,
સો સો વાર તેને સંત સમજાવે, પણ માને નહીં લગાર;
દૂધે ધોયા કોયલા રે, ઉજળા તે ક્યાંથી કાઢે. સલેલ૦
અમૃત પાઇને સાપ ઉછેરે, તોય તજે નહીં ઝેર,
પાલણ પોષણ નિશ દિન કરતાં, કોઇક સમે કરે કેર;
જાતિ સ્વભાવ ન જાય જ રે, પોતાનું પોતે દેખાડે. સલેલ૦
હરિ ભજન જેને ભાવન નહીં, મંદિર તેનું મસાણ,
સ્મરણ પુણ્ય સમણે નવ સમજે, તે પાપી પાખંડી પશુ પ્રાણ;
ધિક્કાર તેની જનુની રે, એવાં સંતાન જે જીવાડે. સલેલ૦
ગુરુજ્ઞાન હીણા વિશ્વાસઘાતી, તે કૃતઘ્ની કહેવાય,
દાસ ધીરો તેને વાસ નવ વસીએ, સંગ અનુકૂલ થાય;
અદીઠ મુખ તેનું રે, કૂવે ઉતારી વ્રત વાઢે. સલેલ૦

## પદ ૯ મું.

ધાહ સુણી ધાજો રે, ધીંગડમલ ધીંગા ધણી;
પ્રભુનું પત પાળો રે, ભાવે ભાળો ભક્તો ભણી. ધાહ૦

હું પતિત તમો પતિત પાવન, હું દીન તમો દયાળ,
હું ચાકર તમો ઠાકર મારા, પ્રજાતણા પ્રતિપાળ;
સંભાળી લીજે સ્વામી રે, અંતરજામી આશા ઘણી. ધા૦
ભૂમિ અસ્માનતણો ત્રાસ બંધાણો, વાળ્યું જલ પવન અગન,
દાંડી વિરંચી વિષ્ણુ શંકર તમે, તોળ્યાં ત્રણ ભૂવંન;
શ્વેદજ ઉદ્‌ભિજની રે, બાજી તો તારે હાથે બણી. ધા૦
કોટી અપરાધ કોટી ગુના અમ, બક્ષો ગરીબ નીવાજ,
તું તારા બર્દ સામું રે જોજે, કરો કરુણાનિધિ સુખ કાજ;
લજ્જા મારી રાખો રે, મહાનત સંત ચિંતામણી. ધા૦
ભારે ભરોંસો વિશ્વાસ વિશ્વંભર, આશા પૂરો અનાથના નાથ,
દુઃખ વિલાપ સંકટ કપટ ટાળો, હરિ હેત કરીને ઝાલો હાથ;
ધીરાની વારે ધાજો રે, તારે ને મારે પ્રીત બણી. ધા૦

## પદ ૧૦ મું.

ચાતુર ચિત્ત ચેલો રે, અચળ વસ્તુ ખોળી કાઢી;
ખટ અઠ બારી મેલી રે, પંદરમી બારી ઉઘાડી. ચાતુર૦
પંદરમી ભોમી ને પંદરમી બારી, ત્યાં દા રમે રંગીલો,
પાંચ મહેલને પાછળ મેલ્યા ત્યારે, છઠ્ઠે મેહેલ છે છબીલો;
અલબેલો એકીલો રે, ખેલંદા ખેલ ખેલાડી. ચાતુર૦
ગંગા જમુના સરસ્વતી, રુડી ત્રીવેણી તીરે રંગ રેલી,
ઈંગળા પિંગળા સુષમણા રાણિ ભરે પાણી, ઉન્મુનિએ આનંદ હેલી;
ઝરમર ઝરમર મોતી વરસે રે, વિના વેલી ખીલી ફૂલવાડી. ચાતુર૦
સૂનું શીખર અમર અજર નર, વિશ્વંભરજ બીરાજે,
સોમદલ કમલ ઉપર કરે લીલા ત્યાં, અનહદ છંદ વાજાં વાજે;
ગેડેડે સિંધુ ગાજે રે, ફેલ્યાં જલ પાળ ફાડી. ચાતુર૦
પૃથ્વીથી પોહોળું આકાશથી ઉંચું, એવું પ્રવિન અધર ફરે પંખી,
એ બચ્ચાં તેની બગલમાં બિરાજે, બોલે પિઉ પિઉ જ જંખી;
ધીરા મરજીવા રે, સાકર દૂધ પીએ દહાડી. ચાતુર૦

## પદ ૧૧ સું.

પ્રભુ તમ સાથેં રે, નાથ મારે પ્રીત બણી;
ભાવ કરીને ભેટો રે, મુજને રાંક ગણી. પ્રભુ૦
પ્રહ્‌લાદની તમો પ્રતિજ્ઞા પાળવા, ધરિયું નરસિંહ રૂપ,
ફાટયો સ્થંભ ને પ્રગટયા મુરારી, થરથર કંપે મોટો ભૂપ;
હિરણ્યકશિપુ નાંખ્યો રે, વહાલે મારે હાથે હણી. પ્રભુ૦
ભરી સભામાં દ્રૌપદી આવ્યાં, તાણવા માંડયા તેના ચીર,
નવસેં નવ્વાણું વહાલે નવ નવાં પૂર્યાં, તોય ના દેખાય શરીર;
પ્રતિજ્ઞા રાખી રે, પાંડવોની નારતણી. પ્રભુ૦
નરસી મેહેતાની વહાલે હુંડી શીકારી, હેતે કરી આપ્યો હાર,
શ્યામળશાહ સંતને જદપિ રે વિનવ્યા, ભેટયા વિશ્વાધાર;
રૂપૈયા રોકડા રે, ગિરિધર ભટને આપ્યા ગણી. પ્રભુ૦
સુદામાનાં વહાલે સંકટ કાપ્યાં, લઇને આપી રે નવનિદ્ધ,
કંચનના વહાલે મોહોલ જ કીધા, દુજી દ્વારામતિ દીધ;
દારિદ્રય કાઢી નાંખ્યું રે, દયા જાણી રાંકતણી. પ્રભુ૦
આરે વેળાની પ્રભુ અરજ અમારી, માની લઇએ મહારાજ,
શરણે આવે તેને ઉગારી લેજો, બાંહે ગ્રહ્યાની પ્રભુ લાજ;
દાસ ધીરો કહે છે રે, નાથ મારે તુંહી ધણી. પ્રભુ૦

## પદ ૧૨ સું.

પંચરંગી બંગલો રે, શોભા તેની સરસ બણી;
તેમાં તો બિરાજે રે, આપે અલખ ધણી. પંચરંગી૦
એ બંગલાને દસ દરવાજા, દસ દરવાજે નિશાન,
બ્રહ્મા વિષ્ણુ અરજ કરે છે, શેષ ન પામે કંઇ જ્ઞાન;
અકલિત એવો રે, શી કહું વાતો એહતણી. પંચરંગી૦
સાચા દેવ દેવલમાં બેઠા, સદ્‌ગુરુનું નિશાન,
અજપા દોરી ખેંચી પકડે, લઇ ચઢયો આસમાન;
દેખો તમાસો રે, ઘટમાં રચના ઘણી. પંચરંગી

માળા તિલકનો પાખંડ રચિયો, આપ ચિન્યો નહીં કોઇ,
જ્યાં લગી ત્રિવિધિ તાપ ટળ્યા નહીં, ભૂલ્યો ભમ્યો છે સોઇ;
ભૂલ તારી ભાંગે રે, શુદ્ધ લે આપ તણી. પંચરંગી૦
મનકું મુંડયા તનકું મુંડયા, તેને પાયા ભેદ,
દાસ ધીરો દીલમાં પેખે, આપ નિરંજન વેદ;
પાષાણ કોણ પૂજે રે, મને મળ્યા તમો ધણી. પંચરંગી૦

## પદ ૧૩ મું.

કર્ત્તાનો પંથ કરડો રે, ઉલટી અટપટી આંટી;
શિર સાટાનો સોદો રે, ઓઘર ઘાટ ઘડી ઘાંટી. કર્ત્તાનો૦
હાંસી ખેલનાં કામ ન હોયે, હિમ્મતવાળા શૂરાનો એ સંગ્રામ,
સુરત નુરત સત્ય ગતિવાળા જ્ઞાની, એમાં ન હોય કાયરનું કામ;
અગમ પાંખે ઉડે રે, અલક્ષમાં લક્ષ ચોંટી. કર્ત્તાનો૦
દેખા દેખી જોગ આરાધે, તાન વિના મેળવે તાળ,
કઠણ દૂધ એ સિંહણ કેરું, પીએ સિંહણનું બાળ;
બીજો પીવા ઇચ્છે રે, મિથ્યા એ વાત ખોટી. કર્ત્તાનો૦
કાચના મંદિરમાં જેમ શ્વાન જ પેઠું, દીઠા પોતાનો દેદાર,
પ્રતિબિંબ દેખીને કરી ગર્જના, ભસ્યાં શ્વાન હજાર;
અભ્યાસે અકલાણો રે, મદમાં ફૂટી ફૂરી જાય પોઠી. કર્ત્તાનો૦
મન બુદ્ધિ વાણીએ મનમાં રે, ના આવે ગુરુ ગમ ને એ ધામ,
અખંડ અજર અમર અવિનાશી, કરવાનો છે ઠામ;
ધિરાના સુખ સિંધુ રે, રહ્યા છે ઘટ ઘટ ગોઠી. કર્ત્તાનો૦

## પદ ૧૪ મું.

અલખ લેહે લાગી રે, જાગીને જોયું આ ઘટમાં;
ભ્રમણા તો ભાંગી રે, સોહાગી ભેટયા ઉલટમાં. અલખ૦
અંબાડીએ ગજરાજ ગળીઓ, ઘોડાને ગળી ગયું જીણ,
વસ્ત્ર ઉપર વાડ સુકાણી, સમુદ્રને ગળી ગયું ફીણ;
શશલો તો શાણો થઇને રે, શાર્દૂલને નાંખે પટમાં. અલખ૦

આંબે તો ફળ શ્રીફળ લાગ્યાં, કદલીએ કેરીઓની લુંબ,
નાગરવેલે દ્રાક્ષ બીજોરાં, એવી ખૂબી બની છે ખૂબ;
ગગન દોહ્યો ઘટમાં રે, દૂધ પીધું છદ છટમાં. અલખ૦
પાવક વરસ્યા ને પાષાણ પલાળ્યા, ચૌદશ થઇ ગયું પાણી,
તે પાણીમાં દેવી દેવતા ડુબ્યાં, રાજ રંકને ગયું તાણી;
બ્રહ્મા વિષ્ણુ શંકર રે, ઇન્દ્ર ડુબ્યા ઝટપટમાં. અલખ૦
વિદુર વ્યાસજી ને શુકજી જેવા, આપે દાસનું ધીર,
ઘણી ધીરાનો છે ધીરવંતો, એવા તો શ્યામ શરીર;
જીવન્મુક્ત થઇએ રે, મુનિ તો જન માને મટમાં. અલખ૦

## પદ ૧૫ મું.

દુનિયાં દીવાની રે, બ્રહ્માંડ પાખંડ પૂજે;
કર્ત્તા વસે પાસે રે, બાજી કાંઇ નવ બૂઝે. દુનિયાં૦
જીવ નહીં એને હરિ કરી માને, પૂજે કાષ્ઠ પાષાણ,
ચૈતન્ય પુરુષને પાછળ મૂકે, એવી અંધી જગત્ અજાણ;
અર્કને અજવાળે રે, પ્રસિદ્ધ મણિ નવ સુઝે. દુનિયાં૦
પાષાણનું નાવ નીરમાં મૂકે, સો વાર પટકે શીશ,
કોટી ઉપાએ તરે નહિ એ તો, ડુબે વસા વીશ;
વેળુમાં તેલ કયાંથી રે, ધાતુની ધેનુ શું દૂજે. દુનિયાં૦
અંતર મેલ ભર્યો અતિ પૂરણ, નિત્ય નિર્મલ જળમાં નહાય,
મહા મણિધર પેઠો રે દરમાં તો, રાફડો ટીપે શું થાય;
ઘાયલ ગતિ ઘાયલ રે, જાણીને જ્ઞાની ઘાવ રુઝે. દુનિયાં૦
સદ્‌ગુરુ શબ્દનું ગ્રહણ કરીને, પ્રગટી પંડમાં પેખ,
દૂર નથી નાથ નજીક નિરંજન, દિલ શુદ્ધે દેદાર દેખ;
ધુરંધર ખેલે ધીરો રે, જાહેર જગત મધ્યે ઝુઝે. દુનિયાં૦

## પદ ૧૬ મું.

પ્રગટ ખેલ ખેલું રે, દેદાર તેને દેખાડું;
મૃત સંજીવન રે, માહ મંત્ર સહેજે શીખવાડું. પ્રગટ૦

વિના પાંખ ઉડી અસ્માનપર, ચર્ણ વિના મેરુ ચડું,
નવસેં નવાણું એક ઘેર આણું, સિંધુ કૂદી પાર પડું;
સાડા ત્રણ કરોડ રોમને રે, રમત રુડી રમાડું. પ્રગટ૦
પાવક વરસાવી પાષાણ પલાળું, સાત વૈકુંઠને તારું,
જલ મધ્યે જાલંધર ધીકાવું, મરે નહીં તેને મારું;
ચૌદને ચેતાવું રે, પંદરે રહી પાર પાડું. પ્રગટ૦
કહો તો વિના અર્ક કરું અજવાળું, મહા નિધિમાં માણું,
શિવ વિરંચી વિષ્ણુ વિવેકે, ત્રણેને તાણી અહીં આણું;
એક સંગે આનંદ રે, ભણેલાં એને ભૂલવાડું. પ્રગટ૦
વિના બૂટીએ વૈદ્ય બનું ધન્વંતરી, કાયા કરું નીરોગી,
સતજુગ દ્વાપર ત્રેતા ને કલજુગ, ચાર જુગના અમો જોગી;
ધીરા ધર ધારણ રે, સિંધુ ગઢમાં સંતાડું. પ્રગટ૦

## પદ ૧૭ મું.

પ્રશ્ન એક પૂછું રે, જ્ઞાનિ મુનિ પંડિતા;
આત્માની ઉત્પત્તિ ક્યાંથી રે, કોણ એનાં માત પિતા. પ્રશ્ન૦
અતલ ઉત્સવ કીધો દાનવ, હર્યા વિરંચીના વેદ,
તે વેદમાંથી શું હરી લીધું, તેનો બતાવો મુને ભેદ;
નહીં બ્રહ્મા વેદ દાનવ રે, વિવેક વદો આત્મવેત્તા. પ્રશ્ન૦
હિરણ્યકશિપુ હાથે હણીઓ, નિર્ભયરૂપ નરસંઘ,
પ્રહ્લાદની પક્ષ કીધી પૂરણ, ધણી તણા તો એવા ઢંગ;
વાતોની ગતી ન્યારી રે, ચતુર વિચારો ચેતા. પ્રશ્ન૦
લાખા ગૃહમાં પાંડવ બળતાં, સેયડો દેખાડે સહદેવ,
બાવન મણની શીલા ખસેડી, પાર હુવા પાંડવ તત્ખેવ;
નહીં લાખાગૃહ પાંડવ શીલા રે, અધ્યાત્મ જ્ઞાન જૂઓ ગીતા. પ્રશ્ન૦
સિંધુ બાંધી ને રામે રાવણ રોળ્યો, સેનાનો કર્યો સંહાર,
આવે જાવે દમે એકવી હજાર છસેં, તેનો કોણ સ્થંભાવી રાખનાર;
સિદ્ધાંતે શોધો ધીરા રે, નહીં રામ રાવણ સીતા. પ્રશ્ન૦

## પદ ૧૮ મું.

વાડો વાળી બેઠા રે, પોતાનો પંથ કરવાને;
નવા ખેલ ઉઠાવે રે, ઉપાય ઉદર ભરવાને. વાડો વાળી૦
અજાનો વાડો કુકડીનો વાડો, ગાયોનો વાડો વળિ ભેસુંનો વાડો,
અબંધ સ્વારી બંધમાં નાવે, મુને વાઘ્રનો વાડો દેખાડો;
દીવસ ને દહાડો રે, અગમ ઠામ કરવાને. વાડો વાળી૦
રામાનંદી ને નીમાનંદી, વલ્લભ સેજાનંદ સમજાવે,
કબીર પંથી ને તારજ તુંબી, ભણી ભણીને ભુલાવે;
ગુરુ થઇને ગાજે રે, પારકું ધન હરવાને. વાડો વાળી૦
પ્રીત કરીને પ્રેત પૂજાવે, પીતળ ને પાષાણ,
વૈશ્યસેવા ને કબર પૂજાવે, એમાં કોણ કરશે કલ્યાણ;
તીર્થ વ્રતે ડોલે રે, અફળાઇ મરવાને. વાડો વાળી૦
સિંહ રાયથી ડરે સૌ દુનિયા, સિંહને ડર નહીં કોનો સંબંધ,
સોહમ્ શબ્દ સચ્ચિદાનંદ સ્વામી; એવો અખંડ આત્મા બ્રહ્મ;
ધીર શૂર વિરા રે, આતમધ્યાન ધરવાને. વાડો વાળી૦

## પદ ૧૯ મું.—રાગ કાફી.

ગુરુ વિના જ્ઞાની રે, તે તો નર અંધ ઠર્યો;
દીપક છે ઘટમાં રે, જો તે પર છાર ઠર્યો. ગુરુ વિના૦
ભેખ લીયો પણ ભેદ ન પાયો, મનમાં મેલ ભર્યો,
માળા તીલકનો પાખંડ રચીને, ફોકટ ફેરો ફર્યો;
ગાયો ગર્જ્યો સ્વાદ રે, ભોજન ભક્ત ઠર્યો. ગુરુ વિના૦
પૂજા કરે તેની પુંઠ ન મૂકે, આવર્ણમાં આવર્યો,
પરનારીસું પ્રીત કરીને, આપે અધમ ઠર્યો;
નિંદા કરીને રે, ઘટ કુંભ પૂરણ ભર્યો. ગુરુ વિના૦
સદ્ ગુરુની સેવા તજીને, દુષ્ટનો સંગ કર્યો,
મોક્ષ અમૃત પાન તજીને, વિષય રસમાં ભર્યો;
ભમે ને ભટકે રે, પાષાણરૂપ આપે ઠર્યો. ગુરુ વિના૦

મારું મારું કરી માયા ન મેલે, દામ લેખન કરે,
અજાણ્યું અણચિંતવ્યું આવશે, તેનો ભય ન ગણે;
લાલ કહે લુંટાણો રે, બળાપો ખરા ચિતથી કરે. ગુરુ વિના૦

## પદ ૨૦ મું.

ફૂલ્યો શું ફરે છે રે, ભૂલ્યો ભવ કૂપમાં પડ્યો;
મનુષ્ય દેહ રૂપી રે, ખોયો મણી હાથે ચઢ્યો. ફૂલ્યો૦
ડાહ્યો થઇ દુનિયામાં ફરે છે, તેણે શું સર્યું તારું કાજ,
તેં ન જાણ્યું જે જાવું પલકમાં, કેમ કરી રહેશે લાજ;
ડહાપણ તારું જાણ્યું રે, જ્યારે જમ હાથે ચઢ્યો. ફૂલ્યો૦
વાંકી મૂછપર વાટ જ ઉકી, નરકની વાટે સંચર્યો,
મિથ્યા જનુનીને ભારે મારી, અલ્યા જન્મ ધર્યો ન ધર્યો;
માટે જોને જાગી રે, અવસર આવી અડ્યો. ફૂલ્યો૦
શું થયું જો સંપત્તિ ઘણી મળી, મળ્યાં મોટાં ઘરબાર,
નિશ્ચિંત થઇને હરિ નવ ભજ્યા, ધિક્ પડ્યો અવતાર;
ધિક્ તારું જીવ્યું રે, હરિએ તને શાને ઘડ્યો. ફૂલ્યો૦
મનમાં લે શિખામણ મારી, મમતા મૂક પરી,
કર સ્મરણ સરજનહારનું, જનમ સફળ લે કરી;
દાસ ધીરો કહે છે રે, સૌથી તું સરસ નીવડ્યો. ફૂલ્યો૦

## પદ ૨૧ મું.

જેને રામ રાખે રે, તેને કુણ મારી શકે;
અવર નહિ દેખું રે, બીજો કોઇ પ્રભુ પેખે. જેને૦
ચાહે અમીરને ભીખ મગાવે, ને રંકને કરે રે રાય,
સ્થલને સ્થાનેક જલ ચલાવે, જલ સ્થાનક સ્થલ થાય;
તરણાનો તો મેરુ રે, મેરુનું તરણું કરી દાખવે. જેને૦
લીંભાડાથી બળતાં રાખ્યાં, મંઝારીનાં બાળ,
ટિટોડીનાં ઇંડાં ઉગાર્યાં, એવા છો રાજન રખવાળ;
અંત વેળા આવો રે, પ્રભુ તમે તેની તકે. જેને૦

બાણ તાણીને ઉભો પારધિ, સીંચાણો કરે રે તકાવ,
પારધિને તો પગે ડશિયો, સીંચાણા શીર નહિ ઘાવ;
બાજ પડયો હેઠો રે, પંખી ઉડી ગયાં સુખે. જેને૦
ગજ કાતરણિ લેઇને બેઠા, હરજી તો દીન દયાળ,
વધે ઘટે તેને કરે બરાબર, સૌની લે સંભાળ;
ધણી તો ધીરાનો રે, હરિ તો મારો હીરે હેકે. જેને૦

## પદ ૨૨ મું.

ભરપૂર વિશ્વ ભાસે રે, બ્રહ્મજ્ઞાની કયમ ભટકે;
અનુભવ અજવાળું રે, આત્મા દૃષ્ટિ કેમ અટકે. ભરપૂર૦
સ્થાવર જંગમ ને સચરાચર, પશુ પંખી જંતુ જીવ,
પોતે કરતા પોતે હરતા, સબ ઘટ દેખ્યા શીવ;
ભ્રમણા તો ભાંગી રે, અકલ લ્હે લાગી લટકે. ભરપૂર૦
મા મેડકિયે મણિધર માર્યો, સમુદ્ર પી ગયો મીન,
અજાએ આભને ઉદરમાં રાખ્યું, એમ ધણી પ્રજાને અધીન;
ખગે બાજ ઝડપ્યો રે, સ્વાન ભયથી સિંહ સટકે. ભરપૂર૦
નાવ ઉપર નીર ચઢી ચાલ્યું, જેમ ચરુપર ચઢીઓ ચૂલ,
અશ્વાર ઉપર તુરંગ ચઢીઓ, એ તો ભારે ભૂલવણીની ભૂલ;
કાયરે ક્રોધ કીધો રે, જોદ્ધાને ઝાલીને પટકે. ભરપૂર૦
ધણીના ધાર્યા વિના વસ્તુ ઘડાણી, જેમ કાદવે ઘડયો રે કુંભાર,
કીડી કુંજરને નૃત્ય કરાવે, એમ સોનાએ ઘડયો રે સોનાર;
ચિત્ત ચોટી ધીરા રે, ચડયો તે રંગ કયમ ફટકે. ભરપૂર૦

## પદ ૨૩ મું.

હીરાની પરિક્ષા રે, ઝવેરી હોય તે જાણે;
મૂરખ મનમાં મોટા રે, અજાણે ઉતારણ આણે. હીરાની૦
મગ મરી બરોબર મૂરખ જાણે, ગોળ ખાંડ એક ઘાટ,
પુષ્પની વાસના પત્ર ન જાણે, એવો જગત ભગતનો ઠાઠ;
સો વાર સમજાવું રે, પતીજ તોય નવ આણે. હીરાની૦

મૂરખ હાથે હીરલો લાધ્યો, તે છાણ સાથે વેચાય,
કોઇ ઝવેરી મળ્યો તેણે ઝડપીને લીધો, તો તેની કિંમત થાય;
ગુણ ગાયે જનવર વાડી રે, પૂરણ પરમાણે. હીરાની૦
ભગત થયા પણ ભેદ ન જાણ્યો, કરે તરવાનો ઉપાય,
તન જોગી મન કંચન કામની, એવે તરણે કેમ ઉતરાય;
ઘર ધંધાની ઘાણી રે, તેમાં તેલિયા તાણે. હીરાની૦
જાગ જગન જપ તપ ને તીરથ, તેમાં સૌથી મોટો સત્સંગ,
સુકી ડાળ વેલ થઇ રસ પીલે, તોય અધુરો રહ્યો બાળ ભોરંગ;
ધીરા શોધ હીરો રે, રટ રાત દિવસ વહાણે. હીરાની૦

## પદ ૨૪ મું.–રાગ સારંગ.

મન શીંકળી ગર, હરદમનાં હથીઆરાં સારણે ચઢાવીએ;
આછાં ઉતારી, મસકલો મેલાવી મેલ વડાવીએ. ટેક.
કાયા કટાર લાડિલે લુવારે ઘડયો, મીનાકારી કામ મોતી ચૂરે જડયો;
તેના ઉપર અતિશે કાટ ચઢયો. મન શીંકળી ગર૦
તન ત્રાડીયાં કરોને સજ, શા માટે રાખો છો રે અસજ;
બનાવે લોઢું થાશે ધજ. મન શીંકળી ગર૦
હો કસબી કસબ કરે સારો, ફરી ફરી નહીં આવે આવો વારો;
તું કહ્યો માનને અમારો. મન શીંકળી ગર૦
અલ્યા અજાણ્યા ભયે રાખે કોનો, તારિ મહેનત આપશે નાથ દીનો;
આ કટાર તો છે ખુદાનો. મન શીંકળી ગર૦
જળાબોળ જ્યારે થાશે, ગુરુ ગમથી જળહળ દેખાશે;
કહે ધીરો ધણીને ભેટી જાશે. મન શીંકળી ગર૦

## પદ ૨૫ મું.

મન મહારાજા, મનુશા પદ પામ્યા, પણ માંહેથી શું મળ્યું;
અભિમાન અહંકાર, મદ મોહ મત્સર મમતા તનથી ના ટળ્યું. ટેક૦
મનુશાપદ પામ્યા મોટું તારું, હરિચરણે ચિત્ત નવ ચોંટયું;
તેં તો ખરેખરૂં કીધું ખોટું. મન મહરાજા૦

તમે ચતુરાઇએ ચાલો છો, તમે મૂરખ થઇને મહાલો છો;
ઘેલા ઘરમાં ખોટ ઘાલો છો. મન મહારાજા૦
ભાઇ રાત દિવસ મારું તારું, કીધું સો મણ તેલે અંધારું.
સુખ માને શા જીવ્યા સારું. મન મહારાજા૦
વટેમારગુ મારગમાં ચાલે, કોઇ ચાલ્યા કોઇ પંથે પાળે;
કોઇક હળવા હળવા તો હાલે. મન મહારાજા૦
નીરભે થઇ ભજ નારણ નારણ, ત્રિભુવન નાથ તરણ તારણ;
કહે ધીર ધરો ધણીની ધારણ. મન મહારાજા૦

## પદ ૨૬ મું.

ચંચલ મન ચોર ચાર ઘડીનાં ચાંદરણામાં ચેતો;
ક્ષણ ભંગ શરીર, ઝાકળ ઉદક ઉડી જાશે એ તો. ટેક૦
તુજ બુદ્ધિને કેમ ભરમાવે, હેતે હરિ સમરણ કરીએ હાવે;
ફરી ફરી આ અવસર નહીં આવે. ચંચલ મન૦
જલ બુદબુદા લેજો જાણી, પલળે જેમ કાગળ ને પાણી;
તન અર્ક તૂરની એંધાણી. ચંચલ મન૦
જૂઓ રાવણ જરાસંધ જેવા, કંઇ ઉડી ગયા એવા એવા;
કંઇ માન્યું નહીં પા ઘડી રહેવા. ચંચલ મન૦
દાસ ધીરા હરિ ભજ ઢૂંકો, તમે ચતુર થઇને કેમ ચૂકો;
બળતામાંથી કાંઇ બૂકો. ચંચલ મન૦

## પદ ૨૭ મું.

મન મૂઢ ગમાર, મારો મર્ણનો તારે માથે મોટો છે;
કરો અંતર વિચાર, હરિના નામ વિના ખેલ સઘળો ખોટો છે. ટેક.
દ્રવ્ય દારા દિકરા પિતા માતા, કુટુંબ સહોદર ભગિની ભ્રાતા;
અંતકાળે કરે કોણ તારી સહાયતા. મન૦
સાચી વસ્તુને જૂઠી કરી જાણો છો, તમે મિથ્યા સુખને માણો છો;
મારૂં મારૂં કરી તરીલાં તાણો છો. મન૦
અડધી ઉમ્મર તો નિદ્રામાં ગઇ, અડધી ઉમર મારું મારું કરતાં વહી;
એક ઘડી પ્રભુની વેઠ નવ થઇ. મન૦

ઊંટ મર્કટ ગર્ધવ હતો જ્યારે, મહા દુઃખ કષ્ટ વેઠતો હતો ત્યારે;
મનુષ્યા દેહ દીધી તને કિર્તારે. મન૦
પ્રેમ પ્રીતે હરિ ગુણ ગાજો, તમે સદ્‌ગુરૂની સંગત સહાજો;
દાસ ધીરા ધણીને મારગ ધાજો. મન૦

## પદ ૨૮ મું.

ગરડગફ ગયા, પહોંત્યાનાં પરમાણાં કોઇએ મોકલ્યાં નહીં;
કોને ખબર નથી, ક્યાંથી આવ્યા, હવડાં ક્યાં રહેશો જઇ. ટેક.
કાળ કે ચરા મહિપતિ મહામતી, શૂરા પૂરા કંઇ સાધ્ય સતી;
કોટિ હિ ઉપાયે રહેવાય નહીં કોની વતી. ગરડગફ૦
માથે મરણનો માર મોટો છે, જોરાવર જમની ચોટો છે;
ખરું જાણો છો પણ ખેલ ખોટો છે. ગરડગફ૦
કંઇ ત્યાગી ને કંઇ વૈરાગી, સંન્યાસી સ્વામી મુવા ભીખ માગી;
ત્રૈલોક્યમાં તૃષ્ણા કોઇની નવ ભાગી. ગરડગફ૦
કંઇ ગયા ને કંઇ વહી જાશે, કંઇ ગુણવંતા ગોથાં ખાશે;
હવે શું થયું ને શું થાશે. ગરડગફ૦
એક લાખ એંશી હજાર પીર પળ્યા, નવ લાખ ચોર્યાશી સિદ્ધ વળ્યા;
અઠ્યાસી સહસ્ર ઋષિ ધરણી ઢળ્યા. ગરડગફ૦
જીવની જાત કોઇ નવ જાણે, આપ આપણે અનુમાન માણે;
મરતાં સૂધી તરીલાં તાણે. ગરડગફ૦
આદિ અંત કાળ મૂળ કોઇ લહેતું નથી, જેણે છાંયા ધરી તે કોઇ રહેતું નથી;
કહે ધીરો સાચું કોઇ કહેતું નથી. ગરડગફ૦

## પદ ૨૯ મું.

જ્ઞાની ધ્યાની ગયા, તેના જુગમાં જશ રહ્યા, પણ શોધ્યા નથી જડતા;
ડાહ્યા ચતુર સુજાણ, દેવ દાનવ માનવ, મારું મારું કરી ગયા રડતા. ટેક૦
તમે ડાહ્યા છો તો મુંને દેખાડો, તમે શ્રોતા જન શોધી કાઢો;
પડયાં પત્ર તે પાછાં ડાળે ચોટાડો. જ્ઞાની ધ્યાની૦
એક લુણની પુતળી જળમાં પધરાવે, બ્રહ્માદિક તેને બોલાવે;
કહો ભાઇઓ તે પાછી ક્યાંથી આવે. જ્ઞાની ધ્યાની૦

એક સરિતા સિંધુમાં જાશે, તેનાં જુજવાં ઉદક તે કેમ થાશે;
આતમા અનુભવ વડે ઓળખાશે. જ્ઞાની ધ્યાની૦
પોતે પુણ્ય કરે તે પોતે પામે, પોતે ભક્તિ કરે પોતાનો જશ જામે;
નીર જઇ ઢળે નીચે ઠામે. જ્ઞાની ધ્યાની૦
જેવાં બીઆં તેવાં બીઆં બંધાયે, વડનો વડ આંબાનો આંબો થાયે;
ધીરો કહે બીજે બીજ ચાલ્યું જાયે. જ્ઞાની ધ્યાની૦

## પદ ૩૦ મું.—રાગ ગરબો.

ભક્તિ પદ ભારે રે, મુક્તિ સદ્ગુરુ પાસે;
જગત્ સ્વપ્ન સુષુપ્તિ રે, તુરી પદ ઉલ્લાસે.
બ્રહ્મા વિષ્ણુને વેધી રે, શંકર ઘરથી સંચરી;
ખેચરી ભૂચરી અગોચરી રે, ઉન્મુનિએ જઇ ઠરી.
ઇંગલા પિંગલા રહી અળગી રે, વળગી સુષુમ્ણા વરતી;
મહી તરવેણી ગંગા રે, જમુનાં સરસ્વતી.
શૂન્ય શિખર ઉપર રે, અખંડ અંતરજામી;
ભમર બગલાની રીખે રે, બીરાજે બહુ નામી.
ઉંચું જોતો આકાશમાં રે, હસ્તે હૈડે એઠા;
રોમ રોમ રમી રહ્યા રે, ચરાચર મેં દીઠા.
પરણ્યા પિયુની વારતા રે, પીઅરીએ કેમ કહીએ;
પિઉ મળ્યાનું પારખું રે, લોચનીએ લહીએ.

## પદ ૩૧ મું.—રાગ ધોળ.

એક સખી હૈડે હરખીને ચાલ્યાં, અગમ્ય પુરી મોઝાર રે;
સોહંગ આવે ને ઓહંગ જાયે, શોભિતા શત શણગાર રે.
સુણ સખી રે ત્યાં દીઠા મીઠા, સંગે સાહેલી શણગાર રે;
ઉન્મુનિ ઘેર અજર ઝરે અમીરસ, વરસે છે અપાર રે.
થઇ ગઇ સાજ સમાધી વાધી, ધૂન અનહદ નાદ રે;
વંક નાળ સૂધાં ધીર મરજીવા, લે છે ત્યાં સંવાદ રે.

## પદ ૩૨ મું.

ભાગી ગઇ ભવ બેડીઓ, ઉઘડયાં ભ્રમ ભોવનનાં તાળાં રે;
તીમર ટળ્યાં ગુરુ અંજન જળહળ, ભાળ્યાં ભડ અજવાળાં રે.
ચંદા સૂરજનાં ઘર પાછળ, ઝળમળ જ્યોતિઓ ઝળકે રે;
ત્રિદુતિ આસનપર બેઠા તેડી, છે ઉલટાં ઉદાન સળકે રે.
ઝણ પડે વાજે ઝાલરી, ઘુઘરી નાદમાં ધમકે રે;
વિના અર્ક અજવાળાં, ગગન વિના વિદ્યોત ચળકે રે.
વસુધા વિના સરિતા વહે, સિંધુ વિના જળ જોય રે;
વાજિત્ર થાયે નાદ ને, મહા જન જાણે છે કોય રે.
હરિ વિના ઠામ ઠાલો નહીં ને, જપે અજપા જાપ રે;
બહાર ભીંતર રમી રહ્યા, અમર અખંડ અપાર રે.
મુંગો તે ગાળા ઘાલી ગાય, કેને એ સંવાદ કહેવાય રે;
દાસનો દાસ ધીરો સદ્ગુરુ ગમથી, એ ગુણ ગરવા ગાય રે.



# રણછોડભક્ત.

કપડવણજ તાબે તોરણાનો વાણિયો—સંવત્ ૧૮૬૦, ઇ૦ સ૦ ૧૮૦૪ માં હૈયાત હતો.

## રણછોડજીનો ગરબો.

છોગાળા છબીલા છેલ, રણછોડ રંગીલા રે;
કરી ઓડાણા ઉપર મેહેર, છો મોરલીવાળા. રણછોડ૦
અકળ કળા અલબેલા તારી, પાર ન પામે શેષ રે;
વેદ વિચારી વિસ્મે પામ્યા, સમજાયો નહીં લેશ. રણછોડ૦
મહા મોટપ મહારાજ તમારી, મૂખથી કેમ કહેવાય રે;
સમુદ્રમાંથી ચાંચ ભરે જેમ, પંખીની તૃષા જાય. રણછોડ૦
મંદ ગતિ મહારાજ મહારી, મલીન મારું મન રે;
શરણે રાખો શ્યામળીઆ મને, જાણી તમારો જન. રણછોડ૦
દ્વારકાના વાસી મહા રાય, રણછોડ તમારું નામ રે;
ઘણી દયા ગુજરાત ઉપર કરી, આવ્યા ડાકોર ગામ. રણછોડ૦
ઓડાણાની ભક્તિ ભાવી, ભૂધરજી ભલી તમને રે;
અઢળક ઢળિયા ધરણીધર, દુર્લભ છો અગમ નિગમને. રણછોડ૦
ધન્ય ઓડાણા ધીરજ તારી, ધન્ય ધન્ય તારી માત રે;
પાતળિયો પોતાનો કીધો, હેતે લીધા હાથ. રણછોડ૦
સિત્તેર વર્ષ સેવા કરી, શ્યામળિયો સમજાવાય રે;
ડાકોરથી તો દ્વારકાં માંહે, વર્ષ બે ત્રણ ફેરા ખાય. રણછોડ૦
કરમાં તુલસી વાવીને જઇ, ચતુર્ભુજને ચઢાવી રે;
પ્રભુજી તો પ્રસન્ન થયા ને, દીલમાં દયા આવી. રણછોડ૦

અલબેલો બોલ્યા એમ મુખથી, બોડાણાની સાથ રે;
એકાંતે આવીને કહ્યું તે, કોઇએ ન જાણે વાત. રણછોડ૦
ઘણા દિવસ તેં મારે કાજે, મહા મોટું કષ્ટ કીધું રે:
વપુ તારું વૃદ્ધ થયું તે, જોઇ મારું મન બીધું. રણછોડ૦
તે માટે હું તારી સાથે, આવું તારે ગામ રે;
તારે ચરણે નથી ચલાતું, તે માટે તજવું ધામ. રણછોડ૦
કહ્યું મારું માની કાલે, જા તું ડાકોર ગામ રે;
ડામણું લાવ તું વાત ન ફૂટે, મનમાં રાખી હામ. રણછોડ૦
બોડાણો કહે બાપજી હું, ડામણું ક્યાંથી લાવું રે;
મારે ઘેર તો નથી મહારાજ, કેમ કરીને આવું. રણછોડ૦
મોહનજી કહે માંગી લાવો, જેવી તેવી વેહેલ રે:
જાત જોયાનું કામ નથી, બે જોડી લાવો બેલ. રણછોડ૦
બોડાણાને વચન જ આપી, વિદાય કીધો વળતી રે;
ધનમાળી કહે તારે માટે, વાત આવી છે મળતી. રણછોડ૦
વારુ કહીને વિઠ્ઠલજીને, ચરણે પડયો કર જોડ રે;
લજ્જા મારી લટકાળા તમો, રાખજો જે રણછોડ. રણછોડ૦
અતિ આતુરતા અંગમાં તેના, આવ્યો ડાકોર ગામ રે;
પાડોશી પ્રત્યે કહી માંગ્યું, તમ સરખું છે કામ. રણછોડ૦
ઉપકાર માનું તમતણો જો, આપો બળદ ને વેહેલ રે;
જાવું દ્વારકામાં છેલ્લો ફેરો, ત્રિકમજીની ટેલ. રણછોડ૦
પુરવાસી પાડોશી કહે ભાઇ, જેવી તેવી મળશે રે;
જેમ તેમ કરીને જોડી જાઓ, ભાગ્ય તમારું ફળશે. રણછોડ૦
એવું સાંભળીને ઉઠયો પોતે, વારુ કહી વેહેલ જોડી રે:
વેલા કરતા વનમાલીના, મંદિર પાછળ છોડી. રણછોડ૦
ગુગળી સહુકો હસવા લાગ્યા, કૌતુક સરખી વાત રે;
બોડાણો તો આણે આવ્યો, લેઇ જવાને નાથ. રણછોડ૦
વેહેલ ને બે બલદ જોતાં, હસ્યા મૂખ મચકોડી રે;
ત્રિભુવનમાં નહિ મળે ભાઇ, આવી બેલની જોડી. રણછોડ૦

બોડાણો કહે હસો ભાઇઓ, હસવા સરખી વાત રે;
ઇશ્વર ઇચ્છા કોઇ ન જાણે, કેવું થશે પ્રભાત. રણછોડ૦
સંધ્યા થઇ ને શયન કરાવ્યું, રણછોડને રંગ ભેર રે;
અડધી રાતે ઉઠયા પોતે, પ્રીતમ કરીને પ્રેર. રણછોડ૦
તાળાં તોડયાં ભુંગળ ભાંગી, આવ્યા મંદિર બહાર રે;
બોડાણાની પાસે આવી, પ્રેમે કર્યો પોકાર. રણછોડ૦
જાગ જાગ તું ઝટપટ કરીને, વિઠ્ઠલ કહે વેલ જોડ રે;
બોડાણો ઝબકીને જાગ્યો, દીઠા શ્રીરણછોડ. રણછોડ૦
ગદ્દગદ્દ કંઠે ગળગળું બોલે, થરથર ધ્રૂજે અંગ રે;
ગોવિંદજી હવે ગત શી થાશે, તમો રાખજો રંગ. રણછોડ૦
બળદ પૂંછ મરડી મરૂં પણ, ચાલે નહિ લગાર રે;
પ્રાત સમે તો પકડશે મુને, મારશે બહુ વિધ માર. રણછોડ૦
જગજીવન કહે જેમ તેમ કરીને, ઝાંપા સૂધી કહાડ રે;
હાંકીશ પછી હું હેત કરીને, માનીશ તારો પાડ. રણછોડ૦
જેમ તેમ કરતાં ઝાંપા સૂધી, પાછલી રાતે પહોંતા રે;
રાશ પરોણો પોતે લીધો, બોડાણો માંહે સૂતા. રણછોડ૦
વેગે વેહેલ ઉડાડી પોતે, અંત્રીક્ષથી અલબેલે રે;
ઉમરેઠ ને ડાકોરની વચ્ચે, લાવીને તો મેલે. રણછોડ૦
બોડાણાને કહે જગજીવન, જાગી જોને વાટ રે;
પ્રાત થયો ઉઠ આળસ મેલી, જો આવ્યો કંઇ ઘાટ. રણછોડ૦
આંખ ઉઘાડી ઉંચું જોયું, બોડાણે તેણી વાર રે;
શ્યામળિયા સીમાડો મારા, ગામતણો નિરધાર. રણછોડ૦
અલબેલો ઉતરિયો હેઠે, લિંબ તળે લટકાળો રે;;
વિશ્રામ કીધો વાલાજીએ, થંભીને થાક ટાળ્યો. રણછોડ૦
લિંબડાનું લટકાળા તમે, એક ડાળ કીધું મીઠું રે;
કર અડકાડી કડવાસ કાઢી, તે સર્વે દષ્ટે દીઠું. રણછોડ૦
પાતળીએ ત્યાં પગલાં પાડયાં, પોતાનાં સાક્ષાત્ રે;
અદ્યાપિ એંધાણી તેની, સર્વે જાણે વાત. રણછોડ૦

એમ કહી અલબેલો આવ્યા, દડબડ ડાકોર ગામ રે;
બોડાણા પ્રત્યે એમ જ બોલ્યા, મને રહેવાનો કર ઠામ. રણછોડ૦
ધરણીધર કહે ધામ તજ્યું મેં, તે સૌ કોઇયે જાણ્યું રે;
મંદિરમાં મુજને નહીં દેખે, જ્યારે વહાસે વાણું. રણછોડ૦
ધસમસ ધસમસ ધાઇ આવશે, ગુગળીઓ ધરવાળા રે;
શ્યામળિયો કહે મુજને સંતાડી, તું ઝાલી બેશને માળા. રણછોડ૦
ગોમતિમાં ગોવિંદજી પેઠા, વાવમાં વનમાળી રે;
ગાળો દેતા ગુગળી આવ્યા, થોડે દિવસે ચાલી. રણછોડ૦
બોડાણાને બાંધી લાવો, ગુગળી એમ બોલ્યા રે;
બોડાણો ગોરસ લેઇ મળવા, ગયા સહુના પહેલા. રણછોડ૦
આવતામાં આંખ ચઢાવી, ગુગળીએ વિક્રાળ રે;
ચોર તું કેમ ચોરી લાવ્યો, ભુધરજી ભૂપાળ. રણછોડ૦
બોલ બોલ કહી બરછી મારી, મૂર્છાગત તે પાડયો રે;
અંગીકાર કરી અલબેલે, કૂખમાં દીસે ખાડો. રણછોડ૦
ગોમતીમાં રુધિર થયું તે, જાહેર જુગ મોજાર રે,
એ એંધાણે અલબેલોજી, શોધી કહાડ્યા નીર બહાર. રણછોડ૦
એ વચને ત્યાંથી બલવંત બોલ્યા, હું હવે નહીં આવું રે;
મુજ બરાબર સોનું લઇને, કરો તમે મન ભાવ્યું. રણછોડ૦
લાલચમાં લપટાયા સર્વે, લોભમાં લેવાયા રે;
સરકાર સર્વે પંચ મળીને, તાંસ તીરે લાવ્યા. રણછોડ૦
સામા સામું લખ્યું લઇને, બોડાણો એમ બોલ્યો રે;
એકાંતે અલબેલા સાથે, પ્રીતે પડદો ખોલ્યો. રણછોડ૦
મહારાજ મુજ પાસે નથી, વાલ કેરી વિંટી રે;
સોનું જોઇએ શ્યામ બરોબર, ચિત્તમાં ચિંતા પેઠી. રણછોડ૦
ગોવિંદજી કહે ઘેર જઇને, ગંગા બાઇને પૂછો રે;
સવા વાલની વાળી છે તે, લાવો કાં તમે ધ્રૂજો. રણછોડ૦
ઘેર આવીને ગંગા બાઇને, વાત કહી વિસ્તારી રે;
વાળી લેઇ વનમાળી તેડે, ગોવિંદની ગત ન્યારી. રણછોડ૦

તરત લેઈને તીરે આવ્યા, વાળી રાખી પાસ રે;
લજ્જા રાખજો લટકાળા હું, ચરણકમળની દાસ. રણછોડ૦
વડની ડાળે ત્રાજું બાંધી, ત્રિકમજીને તોળ્યા રે;
વાળી નમી ને વાલમ કસ્યા, તવ જે જે સહુકો બોલ્યા. રણછોડ૦
ઝાંખા થઈને જગજીવનને, ગુગળી ગાળો દે છે રે;
કાળા તુજમાં કપટ ભર્યું છે, જૂઠ ઘણેરું રહે છે. રણછોડ૦
બાળપણે તેં મામો માર્યો, મથુરા નગરી માંય રે;
આજ લગી અમને અથડાવ્યા, હવે જઈએ ક્યાંય. રણછોડ૦
પ્રભુ કહે પાછા ફરો જાઓ, દ્વારકા મોજાર રે;
સ્વરૂપ મારું સેવંત્રીમાં છે, તે કહાડજો બહાર. રણછોડ૦
નિરાશ થઈ નિસાસો મૂકી, ગુગળી ઘેર પધાર્યા રે;
સેવંત્રીમાં જઈને જોયું, પ્રભુ ત્યાં તો સધાર્યા. રણછોડ૦
સંવત્ બાર ને બારમાં પ્રભુ, બાકી કશી ન રાખી રે;
દયા કરી ડાકોરમાં આવ્યા, તે સર્વે પૂરે સાખી. રણછોડ૦
વરસ પાંચસે ઓગણોતેર સૂધી, અલબેલે એમ કીધું રે;
ત્યાં લગી તો ગોમતી તીરે, સહુને દર્શન દીધું. રણછોડ૦
અભેસંગ એક રાજા આવ્યો, મારવાડથી મોટો રે;
પીલાજીસું પ્રપંચ કીધો, મનમાં મેલ છે ખોટો. રણછોડ૦
તેણે મન માન્યું મોહનજીનું, મંદિર તો આદરવું રે;
જગજીવનને જોગ મેળવવો, પરમેશ્વરનું કરવું. રણછોડ૦
કારજ કીધું જાણી વજીર, રતનસિંગને તેડે રે;
મોહનજીનું મંદિર મોટું, કર તું દિવસ થોડે. રણછોડ૦
મંદિર કરીને મહારાજાને, પધરાવ્યા ત્યાં પ્રીતે રે;
સંવત સત્તર એકાશીમાં, રંગીલો રંગ રીતે. રણછોડ૦
માણેકઠારીએ મેળો કીધો, મોહનને મન ભાવે રે;
વૈષ્ણવ વાજીત્ર લેઈ સર્વે, સંઘ સમાજે આવે. રણછોડ૦
મોટું માહાત્મ્ય જાણીને જન, સર્વે દર્શને આવે રે;
ભેટ સામગ્રી શણગાર સારા, સ્યામળીઆને લાવે. રણછોડ૦

મેળો મહા ભારત થયો તે, મંદિરમાં ન માય રે;
જગજીવનને જોવાને તો, જંન તણા જીવ જાય. રણછોડ૦
ત્યારે મહારાજે મનસુબો કીધો, મંદિર મોટું કીજે રે;
ઉંચે આસને અમો બેશીને, દર્શન સહુને દીજે. રણછોડ૦
ત્રાંબેકરને તરત કહ્યું તે, ક્ષણું ન લાગી વાર રે;
ડાકોર મધ્યે દોડી આવ્યો, પુનાનો રહેનાર. રણછોડ૦
આવીને અલબેલા કેરું, આરંભ્યું મંદિર રે;
સલાટ સારા શોધી કહે છે, વેગે કરજો વીર. રણછોડ૦
કામ કરતાં કસર ન કરશો, પૈસા પૂરા પાડું રે;
ધન્ન તો ધરણીધરનું, સર્વે શ્વાન મુસ્તક ગાડું. રણછોડ૦
પાયામાં તો પથ્થર પૂર્યાં, શીસું ઢોળ્યું સાર રે;
મોહનજીનું મંદિર કીધું, શોભાનો નહિ પાર. રણછોડ૦
મહારાજશ્રીનું મંદિર ત્યાં તો, ત્રીજે વરસે તૈયાર રે;
પ્રભુજીને પધરાવા તણો, કીધો છે નિરધાર. રણછોડ૦
સર્વ મળીને શ્યામળીઆની, પાસે આવ્યા પ્રીતે રે;
મુહૂર્ત જોવા મોટા જોશી, તેડાવ્યા રંગ રીતે. રણછોડ૦
મુહૂર્ત જોઇને જોશી કહે છે, મંદિરમાં પધરાવો રે;
મોટું મુહૂર્ત આજ દહાડો, ફરી ન આવે આવો. રણછોડ૦
અલબેલાજીને ઉંચકે પણ, ખસે નહિ તલ માત્ર રે;
વિચારી સહુ વિસ્મય પામ્યા, ગળિયાં સહુનાં ગાત્ર. રણછોડ૦
શું થાશે શ્યામળિયા મોટું, મંદિર મિથ્યા થાશે રે;
ત્રાંબેકર કહે ટેક રાખજો, લજ્જા મારી જાશે. રણછોડ૦
પુણ્યદાન બહુ પેરે કીધાં, પાતળિયો પધરાવા રે;
તોયે પણ મોહન ના માને, મોટે મંદિર જાવા. રણછોડ૦
સાંજ પડી ને સહુ કોઇ થાક્યા, કાંય ન સૂઝે વાત રે;
અલબેલાને એ ગમ્યું કહી, હેઠા પડિયા હાથ. રણછોડ૦
પ્રભુએ પ્રેર્યો પુરવાસી, કોઇ બોલ્યો એવી વાત રે;
જગજીવનને જોઇએ ભાઇઓ, બોડાણાની જાત. રણછોડ૦
તેના કુળમાં કોઇ હોય તો, અલબેલો ઉઠે રે;
ખોળ કરીને ખબર મંગાવો, તો ત્રિમકજી ત્રૂઠે. રણછોડ૦

શોધ કરીને શોધી કાઢયો, કુલ મધ્યે તો કોઈ રે;
જોતામાં જગજીવન કેરું, મન રહ્યું છે મોહી. રણછોડ૦
અલબેલાને અંગે અટકયા, સંગે સઘળો સાથ રે;
અંતરિક્ષ ઉઠયા અલબેલો, તે કોઇ ન જાણે વાત. રણછોડ૦
પ્રીત કરી પાતળિયો લઇને, મોટે મંદિર ચાલ્યા રે;
સિંહાસન ઉપર શ્યામળિયો, હરજી હેતે માલ્યા. રણછોડ૦
સંવત અઢાર અઠયાવીશે, પ્રીત કરી પધાર્યા રે;
સહુને સુખ આપ્યું શ્યામળિયે, અંગે રંગ વધાર્યા. રણછોડ૦
બોડાણાનું બીરદજ ગાવા, વંશ બોલાવ્યો વહાલે રે;
ત્રંબેકર તેને તેડીને, સરપાવ સારો આલે. રણછોડ૦
ડાંકોર કીધું દ્વારકાં તે, ત્રિકમજી તત્કાલ રે;
લવ લવ મારી લેખે ગણજો, તમો પિતા હું બાળ. રણછોડ૦
સિંહાસનની શોભા સારી, આરસનું મહિ કામ રે;
મધ્યે મોહન તમે બહાર જોજો, જોવા સરખું ધામ. રણછોડ૦
ચરણકમલનું ચિંતવન કરતાં, ચિંતા ચિત્ત ઓલાય રે;
નેપુર ઝાંઝર ઘુઘરીઓ, અલબેલા લેવું બલાય. રણછોડ૦
પીતાંબર પીળું છે તેની, કસબની છે કોર રે;
જડિત કંદોરો જોડ શોભે, ઘુઘરીનો ઘન ઘોર. રણછોડ૦
કસબી વાઘો કનક સરિખો, પટકો પીળો શોભે રે;
લેહેર કસબની છેડા ઉપર, અલબેલાને ઓપે. રણછોડ૦
ચારે હાથે ચતુર્ભુજને, કડાં ચુનીઓવાળાં રે;
સાંકળી સંગે સારી શોભે, બાજુબંધ નખરાળાં. રણછોડ૦
આંગળીએ અંગુઠી ઉજ્જ્વલ, વેઢ અને વળિ વીંટી રે;
પોંચી સાંકળી પાતળિયાને, મુખમાં મોરલી મીઠી. રણછોડ૦
મોતીમાળા ત્રણ તેવડી, અલબેલાને ઓપે રે;
મોહનમાળા મોતી મોહે, ચરણે જઇને ચોંપે. રણછોડ૦

સોનાની સાંકળીઓ દોરો, ઘુગઘુગીઓ માંહે ઝળકે રે;
શંખ ગદા પદ્મ ને ચક્ર, ચારે હાથે ચળકે. રણછોડ૦
ગળુબંધ ગળામાં સોહિયે, કાને કુંડળ મોતી રે;
જડાવનું તિલક જદુવીરને, અખંડ જ્યોત ઉદ્યોતી. રણછોડ૦
મુગટ મનોહર મહારાજાનો, જુગમાં ન મળે જોડો રે;
મધ્યે ચુનીઓ ચળકે ઝાઝી, કલંકીનો તોરો. રણછોડ૦
અદ્ભુત રૂપ અકળમાં નાવે, એક રસના શું ભાંખું રે;
અપાર એનો પાર નથી હું, કેમ કરીને ઝાંખું. રણછોડ૦
જેને જેવો જોઇએ તેને, તેવો છે અલબેલો રે;
ગવાય તેમ ગુણ ગાજો એના, રખે મૂળગો મેલો. રણછોડ૦
ધન્ય બોડાણા ધીરજ તારી, બળવંતને તેં બાંધ્યો રે;
જોગી મુનિને જે છે દુર્લભ, તે પ્રભુ તુજને લાધ્યો. રણછોડ૦
ડાસરામાં ડીક નિકળિયો, પ્રગણામાં પ્રીતે રે;
દુનિયામાં તેં ડંકો કીધો, ડાંકોર રહે રંગ રીતે. રણછોડ૦
ચાર જુગમાં જાણ થયો તું, બોડાણો બલિહારી રે;
તન મન ધન તેં ત્રિકમ ઉપર, સર્વે નાખ્યું વારી. રણછોડ૦
અલબેલાને અરજ અમારી, એકાંતે તમો કહેજો રે;
અવગુણનો તો આંક નથી, તમો શ્યામળિયાજી સહેજો. રણછોડ૦
જો મોહન મનમાં આણો તો, જુગમાં ન મળે જોડ રે;
ત્રાહિ ત્રાહિ શરણાગત રાખો, રંગીલા રણછોડ. રણછોડ૦
જે જે અવગુણ જોશો તો, પ્રભુ મુજમાં ભર્યા ભરપૂર રે;
આળ કરો તો ઉડી જાઉં, જેમ આકડાનું તૂર. રણછોડ૦
શ્યામળિયા તમો સામું જુઓ, સ્નેહ ધરીને શ્યામ રે;
મને કેરવી મોહનજી મારું, સેજે થાયે કામ. રણછોડ૦
ચરણકમલમાં ચિત્તડું મારું, તાણીને તમો રાખો રે;
ધણી થઇ ગિરિધારી મુજને, તરછોડી ના નાખો. રણછોડ૦
બેઉ કર જોડી ચરણે લાગું, સો સો કરું સલામ રે;
રણછોડને તમે રાખો રસિયા, ખાના જાત ગુલામ. રણછોડ૦

રાય રણછોડનો ગરબો જે કોઇ, ગાશે પૂરણ પ્રીતે રે;
તે ઉપર રીઝે રંગીલો, રસબસ થઇ રંગ રીતે. રણછોડ૦
સહુ મળીને સાંભળજો, હું કહું છું વારંવાર રે;
ભૂલ્યું ચૂક્યું માફ કરજો, કર્તા છે કિર્તાર. રણછોડ૦
સંવત્ અઢારસેં અગણોત્તેરે, આઠમ આસો માસ રે;
કૃષ્ણ પક્ષ ને રવિ વારે, ગુણ ગાય છે રણછોડદાસ. રણછોડ૦



## છુટક પદો.

### પદ ૧ લું.—રાગ વસંત.

કુને કુને ગુલાલ નાંખ્યો રે, મારી આંખલડીમાં ખટકે. કુને કુને૦
આ શાં લક્ષણ લોકનાં રે, જીવડો મારો ભટકે. કુને કુને૦
કુમકુમ કેસર ઘોળ્યાં ને રોળ્યાં, મોળીડાને મટકે. કુને કુને૦
વ્યાકુળ થઇ વળગી વહાલાને, પીતાંબરને પટકે. કુને કુને૦
રણછોડના સ્વામી સુંદર વર, લાલજી તમારે લટકે. કુને કુને૦

### પદ ૨ જું.

લોકડીઆં દેખે છે લાલ, આંખ્યોમાં ભર્યો ગુલાલ;
મુખડાંની ખાશો ગાળ, આ તે શું કર્યું. લોકડીઆં૦
માથાની મટુકી ફુટી, ગોરસ મારું લીધું લુંટી;
હવે તો હું હારી છૂટી, મહિ કયાંથી ભરું. લોકડીઆં૦
હૈયેથી વછૂટયો હાર, મોતીડાંનો તૂટયો તાર;
આવડો શો હતો ખાર, ભરણ ભર્યું. લોકડીઆં૦
પન કારીના મનના મોડ, પૂરણ પ્રીતે પહોંત્યા કોડ;
કર જોડીને કહે રણછોડ, કારજ સિધ્યું. લોકડીઆં૦

### પદ ૩ જું.—રાગ કેદારો.

આવો મારા લાલ ગુલાલીઆ રે હેકાર, કેશરે રંગ રસ ભીના રે;
જે કોઇ તમને પ્રેમે બોલાવે, તે તમારે મન તેના રે. આવો૦

ચાંપી ચોપીને રંગ ભેર રોળી, કેની સંગે રમીયા હોળી રે;
જુવતી જુથ સહુ ચાલી આવે, કોણ ભામિની મળી ભોળી રે. આવો૦
સવારે વસંત તમારે વહાલા, તમો રે વસંતના વાંકા રે;
ગૌ ગોપી ગોવાળાની મંડળી, ઉડાવત અબીલ ગુલાલ બાંકા રે. આવો૦
એ મુખ જોઇ મારા હૈડામાં હરખું, દર્શન દેજો દહાડી રે;
રણછોડ પ્રેમ સખી પીયા પ્રીતમ, આંખો થઇ મારી ટાઢી રે. આવો૦

## પદ ૪ થું.–રાગ ગરબી.–થાળ.

આજ સપરમો દહાડલો, મારા વહાલા રે;
હું તો હરિ મુખ જોવા જાઉં, કહાન છોગાળા રે.
જળહળ તેજે દીવડે, મારા વહાલા રે;
હરિ મુખ નિરખી રાજી થાઉં, કહાન છોગાળા રે.
સરસ પાથરણાં પાથરું, મારા વાલા રે;
કાંઇ મોહન બેસો માંહે, હરિ છોગાળા રે.
પેર પેરનાં પકવાન્ન કરાવું, મારા વહાલા રે;
કાંઇ ત્રિકમ તારે કાજ, કહાન છોગાળા રે.
શીરો કર્યો સાકર ભેળી, મારા વહાલા રે;
જમાડું જમણે હાથ, કહાન છોગાળા રે.
લવિંગ સોપારી એલચી, મારા વહાલા રે;
આ બીડી લ્યો બાસડ પાન, કહાન છોગાળા રે.
રણછોડ પ્રભુ પાતળા, મારા વહાલા રે;
મેં તો તમ સામું નવ જોવાય, કહાન છોગાળા રે.

## પદ ૫ મું.–રાગ પ્રભાત.

તારે મારે પ્રીત બંધાણી, કોણ ચોઘડીએ કહાના;
આજ હરજી મોંઘા થાય છે, કાલે રમતા નહાના. તારે૦
વહાલો સપના મધ્યે ઘણું સાંભરે ને, જાગતાં નજરે દીઠા;
ભોજન કરવા ભેળાં બેઠાં, લાગે અમરીતપેં અતિ મીઠા. તારે૦
વાલો ખડકીએ જોઊં તો અડકીને ઉભો, બારીએ જોઉં તો બેઠો;
શેરીએ જોઊં તો સન્મુખ આવે, આવી હૃદે કમળમાં પેઠો. તારે૦

અરે તારી આંખલડીના ઉલાળા, કંહીં સબળા લાગે સારા;
ક્ષણું એક ઉભલા નવ રહો, નટવર નંદલાલા. તારે૦
વાલો કેશર કેરાં તિલક બનાવે, મુખ ઉપર જાઉં વારી;
રણછોડના સ્વામી અંતરજામી, હું છું દાસી તમારી. તારે૦

## પદ ૬ ઠું.

તમને આરાધું અન્નદેવ, પ્રથમ કરૂં તમારી સેવ. ટેક.
સવા પહોરે સૂતાં ઉઠે, બકોર કરતાં બાળ;
માતા પાસે ખાવા માગે, પ્રથમ પ્રાતઃકાળ. તમને૦
પહોર દહાડામાં આવી મળે તો, કાયા કરે કલ્લોલ;
માણસ થાય છે મરવા જેવું, ઘડી થાય જો સોળ. તમને૦
વાત કરતાં વઢી પડે છે, ભણતાં જાય છે ભૂલી;
આંખડિએ અંધારાં આવે, કાયા થઇ જાય લૂલી. તમને૦
પંદર દિને એકાદશી આવે, વ્રતતણો મહિમાય;
રાત પડે ને સ્વપનું લાગે, વહાણું ક્યારે વાય. તમને૦
બળિયામાં જે બળિયો કહાવે, જે છે સઉથી બળિયો;
તે જો પામે ત્રીજે પહોરે, ધૂળ થઇને ઢળિયો. તમને૦
તેત્રિશ કોટી દેવ મળીને, સહુકો તમને પૂજે;
કહે રણછોડ અન્નદેવ મળે તો, સર્વે વાતો સૂઝે. તમને૦



# ધનદાસ.



૧૭ મા શૈકાનો કવિ; (સંવત્ ૧૭૮૩ માં હૈયાત હતો એમ જણાય છે.) ઘણું કરીને ધન્ધુકાનો રહીશ. એની બનાવેલી ભક્તગીતા પણ છે.



## અર્જુન ગીતા.



### સરસ્વતી છંદની ચાલ.

શ્રીગુરુ પ્રતાપે ગાઇએ, કિરપા તે સાધૂ જંન,
પરિગ્રહ મારો આતમા, મારું મંન તે અર્જુન;
અર્જુન સુણો ગીતા સાર, પાંડવ માનજો નિંધાર. ટેક.
અર્જુને એમ જ પૂછિયું, સાંભળો વૈકુંઠ રાય;
એક સાર ગીતા કહો મને, નિજ ભક્તનો મહિમાય. અર્જુન૦
ત્યારે શ્રીહરિ એમ ઓચર્યા, અર્જુન ધરજો મંન;
એ સાર ગીતા સાંભળે, અવતાર તેનો ધન્ય. અર્જુન૦
ચૌદ લોક તે વશ માહરે, બ્રહ્માંડ કેરો ભાર;
પણ ધન્ય મારા દાસને, રાખે હ્રદય મોઝાર. અર્જુન૦
જલ મધ્યે જે છે પદ્મ, તેને સ્પર્શ નહીં લગાર;
તે ચિહન મારા ભક્તનું, વળગે ન વિષય વિકાર. અર્જુન૦
સંસારસું સરસો રહે, ને મંન મારી પાસ;
સંસારમાં લેપાય નહિ, તે જાણ મારો દાસ. અર્જુન૦
મુજ ભક્ત તે મુજને ભજે, હૈયે હોય હેત હંમેશ;
તો ભક્ત તેને જાણિયે, જે કરે ન કોઇનો દ્વેષ. અર્જુન૦

કર માંહી તુલસી કર્ણે તુલસી, કંઠ તુલસીહાર;
બહુ તિલક છાપાં શોભિતાં, મુજ ભક્તનો શણગાર. અર્જુન૦
મારા સાધુને જાણે નહીં, પાખંડ પૂજે લોક;
જે દંભ આડંબર કરે, તે જાણું સર્વે ફોક. અર્જુન૦
ઉત્તમ વર્ણ થઈ નહિ ભજે, ચાંડાલ કહિએ તેહ;
ચાંડાલ થઈ મુજને ભજે, તે જાણ મારી દેહ. અર્જુન૦
મુજ ભક્ત કેરે કારણે, અવતાર લીધા દશ;
હું નિરંજન ને નિરાકૃતિ, મને ભક્તે કીધો વશ. અર્જુન૦
વળી દેવ કેરે કારણે, ગયો વસમે વંન;
રાવણ મારી ને રાજ્ય આપ્યું, વિભીષણ રાજંન. અર્જુન૦
દુર્વાસા ઋષિયે દૂભિયો, મુજ આતમા અંબરીખ;
ભય ચક્ર મેલી છેદિયો, મેં ભલી લગાડી શીખ. અર્જુન૦
બલિરાયને મેં બાંધિયો, દેવોની કીધી સાર;
પાતાલ આપ્યું રાયને, ત્યાં હું રહ્યો છડીદાર. અર્જુન૦
ગોકુલ વિષે હું અવતર્યો, શિર પીંછ ધરતો મોર;
ખાતો હું માખણ તસ્કરી, જુગમાં કહેવાયો ચોર. અર્જુન૦
મા જશોદાએ બાંધિયો, હું જોડી ઊભો હાથ;
હું દીન થયો તે દાસનો, ચૌદભૂવનનો નાથ. અર્જુન૦
વળી ઇંદ્ર જ્યારે કોપિયો, ત્યારે કોઇએ ન આવ્યું આડ;
ગોકુલ રાખ્યું રેલતું, ગોપી લડાવ્યાં લાડ. અર્જુન૦
સોળસેં સ્ત્રીઓમાં હું રમ્યો, મારો કોઈ ન જાણે ભેદ;
મારા ભક્ત કેરે કારણે, મને કહે લંપટ વેદ. અર્જુન૦
વિરંચી વાછરુ હરી ગયો, તે કરી ગયો જ અધર્મ;
હું નવાં નિપજાવી લાવિયો, મારો કોઇ ન જાણે મર્મ. અર્જુન૦
મામાને હું મળવા ગયો, ત્યાં મળી કુબ્જા નાર;
થોડાક ચંદન કારણે, મેં આપ્યું રૂપ અપાર. અર્જુન૦
વળી પ્રથમ પોળે પેસતાં, પરિયટે દીધી ગાળ;
મેં મારીને વસ્તર લીધાં, સોહાવિયા ગોવાળ. અર્જુન૦

વળી ત્યાંથી આગળ ચાલતાં, માલણ લાવી હાર;
મેં અર્થ સાધ્યો એહનો, આપ્યા પદારથ ચાર. અર્જુન૦

વળી માર્ગમાં નાપિક મળ્યો, ને આપ્યું દર્પણ હાથ;
પૂર્યા મનોરથ તે તણા, મેં રાખ્યો મારી સાથ. અર્જુન૦

સમ્બન્ધી જનને જે હણે, ચાંડાલનો તે અંશ;
મારા ભક્ત કેરે કારણે, મેં માર્યો મામો કંશ. અર્જુન૦

મેં સુદામાને સંતોખિયો, કાંગના કણને કાજ;
સંપત્તિ આપી તેહને, નવનિદ્ધિ સુદ્ધાં રાજ. અર્જુન૦

એક વાર વિદુર ઘેર જઈ, આરોગી ભાજી પાન;
મેં લાડ પાળ્યાં દાસનાં, રાજાનાં મોડ્યાં માન. અર્જુન૦

કૌરવનું કુલ સંહારિયું, મેં સાર્યો તારો અર્થ;
હું ચૌદ ભુવનનો રાજિયો, મે હાંકયો તારો રથ. અર્જુન૦

એક વાર વનમાં હું ગયો, ત્યાં વન હતું ઘનઘોર;
મેં ભાવ જોયો ભીલડીનો, ખાધાં તે એઠાં બોર. અર્જુન૦

અમે ઘણા મળી ગોવાળિયા, રમતા ગયા મહા વંન;
બહુ ભાવ જોઈ ઋષિ નારનો, અમે જાચી લીધાં અન્ન. અર્જુન૦

પ્રહ્લાદ પિતુએ પરભવ્યો, મેં થંભ પૂર્યો વાસ;
તે દુષ્ટને વિદારિયો, ઉગારી લીધો દાસ. અર્જુન૦

વળી ધ્રુવને દુઃખ પમાડિયો, ને કાઢિયો વનવાસ;
તે બાલકે મને વશ કર્યો, ધન્ય ધન્ય મારો દાસ. અર્જુન૦

ચંદ્રહાસ ને હરિશ્ચંદ્ર, રાજા ભક્ત મારા તેહ;
પડે વિપત્તિ પણ નહિ વિસરે, મૂજ મુકુટના મણિ એહ. અર્જુન૦

જ્યારે સુધન્વાને નાંખ્યો, તાતે તેલ બળતી ઝાળ;
મારા દાસને ઉગાર્યો, સંભારતાં તત્કાલ. અર્જુન૦

દ્રૌપદીનાં પટકુળ કાઢિયાં, હું પાસ નહિ તે કાલ;
મારા દાસને વેળા પડી, ત્યારે તુરત કરી સંભાળ. અર્જુન૦

પાંચાલીને જ્યાં પરભવી, પાસે હતા પંચ વીર;
મારા દાસને મેં પૂરિયાં, નવસેં નવાણું ચીર. અર્જુન૦

એક કોળીએ કૌતુક કીધું, ને લીધું મારું રૂપ;
રાજાની કન્યા પરભવી, પરદળ કોપ્યો ભૂપ. અર્જુન૦
મેં ત્યાં જઇને શું કર્યું, મારું તેજ મૂક્યું માંય;
પરદળનો પરાજય કર્યો, મારું બિરદ પાળ્યું ત્યાંય. અર્જુન૦
અજામેલ મહા પાતકી, મામિકી ગુણિકા જેહ;
જે સ્મર્ણ કરતાં માહરું, વૈકુંઠ પામ્યાં તેહ. અર્જુન૦
ગજરાજને ગ્રાહે ગ્રહ્યો, ત્યાં લીધું મારું નામ;
ત્યાં એક કરતાં બેઉનાં, અર્જુન સીધ્યાં કામ. અર્જુન૦
હુંમાં ને મારા ભક્તમાં, અંતર ન હોય લગાર;
મુજ ભકતને ઓળખે નહીં, તે ભૂલી ભમે સંસાર. અર્જુન૦
મારા ભકત સુખી તો હું સુખી, દુઃખી, તો દુઃખી હું જાણ;
મારા ભકતને કોઇ પરભવે, તો મને લાગે બાણ. અર્જુન૦
છે સ્વર્ગ મૃત્યુ પાતાલમાં, જલથલ મહીં મૂજ વાસ;
સુણ ઇંદ્રસુત તુજને કહું, હું થકી અદકો દાસ. અર્જુન૦
હું જોગે યજ્ઞે નહિ મળું, નહિ તપ તીરથ કે દાન;
અર્જુન મહિમા જાણજો, મારું ભક્તિથી છે જ્ઞાન. અર્જુન૦
હું ભક્તની સંગે ફરું, મને ભકતનો આધાર;
અર્જુન મહિમા જાણજો, કહેતાં ન આવે પાર. અર્જુન૦
હરિભકત મહિમા સુણી અર્જુન, પામ્યો હરખ અપાર;
મૂર્ચ્છિત થઇ અવની પડયો, નેત્રે વહે જલધાર. અર્જુન૦
આ ગીતાને જે અનુભવે, જે ગાય નર ને નાર;
અર્જુન એવું જાણજો, તે પામે પદ નિરધાર. અર્જુન૦
એ ભકત મહિમા માહરો, કોણે કળ્યો નવ જાય;
જેનું ભાગ્ય હોય તે અનુભવે, ધનદાસ ગીતા ગાય. અર્જુન૦

# રામકૃષ્ણ.

## શૃંગારનાં પદો.

### પદ ૧ લું.—રાગ ગોડી.

આ જોને અલબેલી, આ જોને અલબેલી, ક્હાનજીને કરતી હાંકલી રે હાંકલી. આ જો૦
હસીને હરિએ તેડી પાસ, કાલું કાલું બોલીને કરતી હાસ્ય. આ જો૦
પ્રીતે પૂરી મનની હાઉ, રખે બોલતી દેખે બલ દાઉ. આ જો૦
રામકૃષ્ણ કહે જાઓ છો ગેહ, અવસરે મળશું આપણ બેહ. આ જો૦

### પદ ૨ જું.

સખી આજ મારે ક્હાનજી આવ્યા ઘેર, તેની શોભા કહીએ શી પેર. સખી૦
નાના સરખા નટવર વેષ, શિર સોહે ખીટલીઆ કેશ. સખી૦
નાના સરખા નંદકુમાર, કંઠડે ધરી આવ્યા મોતન માળ. સખી૦
અતિશે આનંદ ઉલટયો અંગ, રામકૃષ્ણ પ્રભુ રાખો રંગ. સખી૦

### પદ ૩ જું.

મારા નાથજીને ભુવન પધરાવો, મારી સહીઅર સહુ આદરે આવો. મારા૦
ચુવા ચંદન અગર સુરંગ, લેપન કરજો ક્હાનુડાને અંગ. મારા૦
આપો રે આસન આણી સૌ સાર, હરિને કંઠે આરોપ્યો નવલો હાર. મારા૦
નાના ભોગ સમર્પ્યા ધરી ભાવ, વળી વળી દુર્લભ આવ્યો દાવ. મારા૦
રામકૃષ્ણ પ્રભુ રસિક રાય, રમતાં શોભે સહીઅર માંય. મારા૦

### પદ ૪ થું.

આનંદ ઓચ્છવ સજની, આજ મારે, આનંદ ઓચ્છવ સજની:
જતન કરતાં જોગ મળ્યો રે, ક્હાનજીસું રમવા રજની. આજ૦

નવરંગ પહેરું ચીરને ચોળી, નવસત ભૂષણ સારું;
શ્યામળિયાની સન્મુખ રહેવા, હૈડું હીસે મારું. આજ૦
વળી વળી એ સુખ દુર્લભ, થાઇ રે અબળા કેરી દેહ;
રામકૃષ્ણ પ્રભુ નવલ છબીલો, રસબસ કરશું નેહ. આજ૦

## પદ ૫ મું.

આજ અતિ દુર્લભ કીધું, મારા વહાલા, આજ અતિ દુર્લભ કીધું;
ઘણે ઘણે દહાડે ઘેર પધાર્યા, દુર્લભ દર્શન દીધું. મારા૦
એ આનંદ રસ તમથી થાયે, અન્ય નથી સમર્થ કોઇ;
મોહન મુખનાં મરકલડાં રે, નીરખી નીરખી મોહી. મારા૦
વૃન્દાવનમાં કરી રે વાયદો, વારુ રે પેરે વળજો;
રામકૃષ્ણ પ્રભુ લાજ તજીને, હેતે મુજને મળજો. મારા૦

## પદ ૬ ઠું.

શ્યામળીઓ એ આવે, મારી સજની, શ્યામળીઓ એ આવે;
શેરડીએથી જોને સુંદર વર, લટકો સારો લગાવે. મારી૦
પ્રીતે પૂરો ને રીતે રૂડો, રસિયામાં અતિ રસિયો;
અતિ મીઠો રે નંદનો કુંવર, મરકલડે મન વસિયો. મારી૦
મલપંતો રે મુજ મંદિર આવી, મારગ જોતાં મહાવો;
રામકૃષ્ણ પ્રભુ પ્રેમે રે પામી, સ્નેહી સુંદર વર આવો. મારી૦

## પદ ૭ મું.

ગૌ ચારીને આવે વ્હાલો, ચો બાજૂ જોતો;
સહિયર કેરો સાથ તેને, જોવા રે જાતો. ગૌ૦
નાટારંગ કરે સામસામા, શ્યામતણા સાથી;
છેલ છબીલો શોભે વચમાં, છાઉડલો હાથી. ગૌ૦
આવો રે અવસર કહાં જડે, ને અલબેલડો રે આવો;
રામકૃષ્ણ પ્રભુને પૂજીને, પુષ્પે વધાવો. ગૌ૦

## પદ ૮ મું.

આરતડી કીજે રે આપણ, વહાલાની સારી;
તન મન ધન ત્રિકમજી ઉપર, નાખું રે વારી. આ૦

કનક થાળમાં દીવડા તે, જળહળ જળહળે;
મોહનજીનું મુખડું જોતાં, મનડું રે ચળે. આરતડી૦
વાજીત્ર વાજે અતિ ઘણાં, ને શંખ શબ્દ થાએ;
રામકૃષ્ણ પ્રભુ નીરખતાં, ભવનાં દુઃખ જાએ. આરતડી૦

## પદ ૯ મું.

મારી શેરડીએ તુંને જોવા રહી છું, જાતાંરે વળતાં;
કોડતણા કામડલાં હુ તો, મૂકું છું ઢળતાં. મારી૦
મોલીડાનો લટકો ચટકો, ચિત્તતણો હેરું;
નેહ વલુંધી નવલ છબીલા, નુન નવ ફેરું. મારી૦
આઠ પહોર એ ધખ વલુંધી, ધંધો રે ભૂલી;
રામકૃષ્ણ પ્રભુ રંગે તારે, હીંડૂં છૂં ફૂલી. મારી૦

## પદ ૧૦ મું.

આ જોને અલબેલડો, શું સારું ભાવે;
ગૌ ચારી ગોવાળાસું રે, વ્રજ મધ્યે આવે. આ૦
મોર મુકુટ માથે બન્યો, કાને કુંડળ હલકે;
પીતામ્બરની પલવટડી, કર કંકણ ખલકે. આ૦
ઉર વનમાલા લટકતી, અતિ રૂડી લાગે;
રામકૃષ્ણ પ્રભુ પેખતાં, ભવનાં દુઃખ ભાગે. આ૦

## પદ ૧૧ મું.

વૃન્દ્રાવનથી વ્હાલો મારો, આવે ગૌ ચારી:
મોતીડે વધાવે માનુની, મોહી રહી વ્રજનારી. વૃન્દા૦
વૈજયંતિ વનમાલા શી છે, સુંદર ઉર સારી દીસે;
પીતામ્બરની પલવટડીએ, હૈડું અતિ હીસે. વૃન્દા૦
મુખે મધુરી મન ભાવતી, વાંસલડી વાગે;
રામકૃષ્ણ પ્રભુ પાતળા રે, અતિ વ્હાલા લાગે. વૃન્દા૦

## પદ ૧૨ મું.

દર્શનમાં શું જાએ છે, જીવણજી કહીએ;
માનુની સું મીઠડા રે, મોંઘા નવ થઇએ. દર્શન૦

તન મન રૂપજ આવિયું, નહિ કોને કાજે;
તે નિશ્ચે કરી જાણજો, ભાગ્ય અમારૂં આજે. દર્શન૦
અમો સાથે આડા ફર્યે, નહીં સારા દીસો;
રામકૃષ્ણ રસ ભોગી અતિ, તેને સૌ પ્રીછો. દર્શન૦

## પદ ૧૩ મું.-રાગ ગરબી.

આવોને માગુંછું માન રે, છોગાળા છેલા રે;
એવું તે શું અભિમાન રે; છોગાળા છેલા રે.
ગોકુલ ઘેર ઘેર જાઓછો રે, છો૦ તે'શું રે મોંઘા થાઓછો રે; છો૦
અમે શું લીધું તમારૂં રે, છો૦ વચન ન રાખો મારૂં રે; છો૦
વાંકા અને વિપરીત રે, છો૦ પ્રીછોછો કાંઇ પ્રીત રે; છો૦
મોહ્યાં તમારે તાને રે, છો૦ અમો થયાં રાને પાને રે; છો૦
મળો નાથ હૃદયામાં અડો રે, છો૦ પ્રભુ રામકૃષ્ણ વળતા હીડો રે; છો૦

## પદ ૧૪ મું.

દ્યોને વચન સલુણા રે, સુભાગી શ્યામ રે.
ક્યારે મલશું કહાના રે; સુભાગી શ્યામ રે.
તમો ચાલ્યા ગૌ ઘેરી રે, સુ૦ અમને જુઓને ફેરી રે; સુ૦
અમારા રે તે દિન કેમ જાશે રે, સુ૦ તમારે તો આનંદ થાશે રે; સુ૦
મારી રે ગૌતમ સાથે રે, સુ૦ સોંપીને આપી છે હાથે રે; સુ૦
તેને હાથ ફેરવજો શ્યામ રે, સુ૦ મારૂં તે લેજો નામ રે; સુ૦
તેને અંગર સુઆણજો સારા રે, સુ૦ હું રે દઇશ હુંકારા રે; સુ૦
ઉલટ ધરજો અંગ રે, સુ૦ રહેશે રામકૃષ્ણ પ્રભુ રંગ રે; સુ૦

## પદ ૧૫ મું.

જાતે છો અતિ રસિયા રે, જગજીવન કહાના રે.
તમો મારે મન વસિયા રે; જગજીવન કહાના રે.
વાંસલડી સુંદર વાહિ રે, જ૦ અમે ત્યાં અધવચમાં ધાઇ રે; જ૦
વૃન્દા તે વનમાં આવી રે, જ૦ વહાલાને મન ભાવી રે; જ૦
હું એકી સખી પૃષ્ટે રે, જ૦ તમો જોયું આડી દૃષ્ટે રે; જ૦
હું ભણી હેઉં છાને રે, જ૦ તે હું સમજી સાને રે; જ૦
હું છું ઘેલીને કાલી રે, જ૦ પ્રભુ રામકૃષ્ણને વહાલી રે; જ૦

## પદ ૧૬ મું.—રાગ ગોડી.

આજ અતિ આનંદ રે સજની, રમીએ રમીએ વહાલાજી શું રજની;
નૌતમ નાહાવલો રે પામી, અબલા આરત ભવની વામી.
લટકો લાલનો રે લહીએ, તેની શોભા શી શી કહીએ;
નંદજીનો નાનો રે છે નટવર, વહાલો સુંદરમાં છે સુંદર.
ઘરનો ધંધો સર્વસ્વ છાંડી, ક્ષણુંએ દષ્ટ ન કરી ખાંડી;
રામકૃષ્ણ રસ બહુ રેડે, પ્રભુ મારો પાસે રે તેડે.

## પદ ૧૭ મું.

મીઠડો મોહન રે મહાવા, તમો કેમ વહાલા છોજી આવા;
સહિયર સહુએ રે સુભાગી, ચિત્ત ચિત્ત રહેછે રે ચરણે લાગી.
જે દિન નવ દેખું નેણે, તે દુઃખ કહ્યું નવ જાએ વેણે;
અમ સંગ આવો રે રમવા, સાંઇડુ દીજે વિરહ દુઃખ શમવા.
પુંઠળ પુંઠળ રે ફરીએ, નિત નિત નેણે નેડો ધરીએ;
રામકૃષ્ણ રસ બહુ લઇએ, નાથશું નેડો નીર વહીએ.

## પદ ૧૮ મું.

આજ હું તો હરખી રે સજની, કહાનજીશું રંગે રમીઆં રજની;
તે સુખ સ્યામસું ભાવે, કાંઇ કહેતાં પાર ન આવે.
વહાલોજી તે નટવર વેષે, સોહે ખિટલીઆળે કેશે;
મોલીડાનો રે મચકો જોતાં, ને કાને કુંડળ અતિ સોહતાં.
હું પણ રૂપે રે છું રૂડી, હાથે હેમ તણી છે ચૂડી;
રામકૃષ્ણ રસમાં રે નમતાં, રજની વીતિ રંગે રમતાં.

## પદ ૧૯ મું.

આવે વહાલો લટકતો ગોપાલ;
સાંજ સમે સુરભિ લઇ આગળ, દીનાનાથ દયાલ. આવે૦
મોર મુકુટ મકરાકૃત કુંડલ, નીલવટ તિલક રસાલ;
પલવટડી રે પીતામ્બર કેરી, ઉર વૈજયંતિ માલ. આવે૦
જય જયકાર કરે સુર નર મુનિવર, ગુણ ગાએ ગોવાળ;
રામકૃષ્ણ રસ દિન દિન ચઢતો, દીનાનાથ દયાળ. આવે૦

## પદ ૨૦ મું.

મારો વહાલોજી તે વાયે વાંસલડી;
ઘરમાંથી હું હર્ષે દોડું, પ્રેમે વીંધી મારી પાંસલડી. મારો૦
મણિમય કુંડલ ને વનમાલા, મોર મુકુટ દીસે દૂરથકી;
પાવલીએ ઘુઘરડી ઘમકે, પ્રેમે ઉલટે પૂર થકી. મારો૦
ગૌ ગોવાળે વિંટ્યો વહાલો, સૌપે સાર દીસે સહી;
રામકૃષ્ણ પ્રભુનું મુખ જોતાં, સુખની સીમાનો પાર નહીં. મારો૦

## પદ ૨૧ મું.

મારો વહાલોજી આવે તે ગૌચારી;
હર્ષ ભરી હું તો જોઉં આજની, છબી છે અતિ ન્યારી. મારો૦
આંખડી પાંખડીએ અમી રસ પીજી, મરકલડે કરે મનુહારી;
બ્રીજનારીના જૂથ વચ્ચેથી, મુજ ભણી ભાળે મોરારી. મારો૦
હું આધીન થઇ હરિને હેતે, સુંદર વર અતિ સુખકારી;
રામકૃષ્ણ પ્રભુના ગુણ ઉપર, તન મન કીજે બલિહારી. મારો૦

## પદ ૨૨ મું.—રાગ ગોડી.

આ જોની સાહેલી સુંદર; શ્યામળીઓ વર આવે રે;
કહાનજી દેખી કોડ ઘણેરું, મુને મહા રસ ઉપજાવે રે. આ જો૦
મોર પિચ્છનો મુકુટ મનોહર, કાને કુંડલ લહેકે રે;
ઉર વનમાલા પગ રેલંતી, અંગે ચંદન બેહેકે રે. આ જો૦
બાંહુડીએ બાજુબંધ લટકે, પાયમાં ઘુઘરી વાગે રે;
રામકૃષ્ણ પ્રભુનું મુખ જોતાં,, ભવનાં દુઃખડાં ભાગે રે. આ જો૦

## પદ ૨૩ મું.

પાતળિયો છે પ્રીતમ સજની, એ મુને મન ભાવે રે;
જુવતી જુથ વિષે લાડકડો, લડસડતો શો આવે રે. પાતળિયો૦
મુખે મીઠાં મરકલડાં કરતો, નેહે નયન નચાવે રે;
પાયે ઘુઘરડી ઘમકે, મધુરી શી વેણુ બજાવે રે. પાતળિયો૦
એ સાથે રંગે રમવાનું, કોડ ઘણું મુને થાયે રે;
રામકૃષ્ણ પ્રભુ હૃદયે લેતાં, ભવની ભાવટ જાયે રે. પાતળિયો૦

## પદ ૨૪ મું.

ગૌ ચારી ઘેર આવે મારો વહાલો, ગોવાળે પરવરિયો રે;
પુષ્પ પત્ર ગુંજ્જા ને ગેડી, મોર મુકુટ શિર ધરિયો રે. ગૌ૦
છુટી અલક ને તિલક ધાતુનું, ઉર વૈજયંતિ માળા રે;
પટ પીતામ્બર પાએ ઘુઘરી, કરતો આવે ચાળા રે. ગૌ૦
મુખ મધુરી વાંસલડી વાતો, લટકે મન્મથ લાજે રે;
રામકૃષ્ણ પ્રભુનું મુખ જોતાં, ભવનાં દુઃખડાં ભાજે રે. ગૌ૦

## પદ ૨૫ મું.—રાગ ગોડી—રાગ બીજો.

તુંને સાંભરે સુંદીર તેહજ દહાડા, આપણ સહી સહુકો રમતાં;
કુર દહીનો કરી રે કરમલો, હેતે માંહે બેસી જમતાં. તુંને૦
એક સેજે સહુ મળી સુતાં, કાંઇ સુણતાં ને કાંઇ કહેતાં;
અતિ માયાએ મામ ન રહેતાં, કામ શ્યામને બહુ દેતાં. તુંને૦
નિત્ય નિત્ય નવલા રંગ જ કરતાં, નયને નેહ નવા ધારતાં;
કુંમકુમ કેસર તેલ તંબોળે, રામકૃષ્ણ રસે રંગ ભરતાં. તુંને૦

## પદ ૨૬ મું.

મારો નાથ નથી ગયો ગોકુલમાંથી, હરનિશ રહે છે અલિયરમાં;
ગોપીને મૂકી ગિરિવરધર, નવ આસરો લેયે કહાં. મારો૦
લીલા રૂપ લલિત લટકાળો સો, હરિ વસે છે વ્રજમાં વાસ;
અમારી આંખ આગળ છે ઉભો, પલક ન છોડે પ્રીતમ પાસ. મારો૦
જે જે આનંદ અમસું કીધા તે, નથી લક્ષ્મીને લક્ષમે અંશ;
રાત દિવસ આ વૃન્દાવનમાં, રામકૃષ્ણ પ્રભુ રાચે રંગ. મારો૦

## પદ ૨૭ મું.

મનમોહન આવે રે મોરલી વાતો, મોર મુંગુટ શિર સુંદર હો;
કુંડલ કાન લહે મકરાકૃત, મરકલડામાં હર્ષ જ હો. મન૦
ગળે ગુંજા વનમાળ વિચિત્રી, બાહુડીએ બાજુબંધ સોહે હો;
પલવટ પીતામ્બર ફરહરતી, લાલ લોબરી અંગ સોહે હો. મન૦
ચાલ તણી ચતુરાઇ જોતાં, હાર્યાં હંસગત્ય નેટ હો;
રામકૃષ્ણ પ્રભુ રસિક શિરોમણી, દુઃખ ભાંજે થાતાં ભેટ હો. મન૦

## પદ ૨૮ મું.—રાગ ગોડી ચોતાલ.

વારુ વારુ રે વિઠ્ઠલ વારુ કીધું, દીન જાણીને દર્શન દીધું. વારુ૦
અમ ઘેર તમ વિણ કોણ એવું, સર્વ સોંપીને જેને સેવું. વારુ૦
તમ વડે તનતણા તાપ જાએ, કામિની કોણ નવ કીરતિ ગાએ. વારુ૦
અંગનાસું ઓપતા રંગ ચૂડા, રામકૃષ્ણ પ્રભુ રસિક વર રુડા. વારુ૦

## પદ ૨૯ મું.

જોઇએ જોઈ રે વિઠ્ઠલો વાળી વાળી, પહેરો પહેરો રે ફુટડી પસલી;
કરો કરો દીવડા ધૃત ગાળી, હાલો હાલો રે હાથમાં હેમ થાલી. જો૦
ગાઓ ગાઓ રે મંગળ મમ બાળી, હૈડે હૈડે રે નાથને દીવાળી;
નાચો નાચો રે રંગ ભર અંગ વાળી, રંગે રમો રે રામકૃષ્ણ સંગ તાળી. જો૦

## પદ ૩૦ મું.

કરો કરો રે આરતિ કહાનની સરખી, સહુ સખી તમો શ્યામ નીરખી. કરો૦
ભાવ ભેર દીવડા વાટ રુડી, જળહળે કોહોણી લગી કનક ચૂડી. કરો૦
મુકુટ કુંડલ મણિમાલ દીસે, મોહન છબી જોઇને મન હીસે. કરો૦
હરિ મિત્ર વિચિત્ર વાજીંત્ર વાયે, જે જે રે કાર કરી જશ ગાએ. કરો૦
ધન્ય ઘડીને એતો ધન દહાડો, રામકૃષ્ણ રૂપે વળ્યો આંક આડો. કરો૦

## પદ ૩૧ મું.—રાગ ગોડી.

આજ ઘણું હું આઈ, મારા વાલા રે; મોહન મળવાનું છે મન, છેલ છોગાળા રે.
મુખ દીઠા વિના આનંદ, મારા વાલા રે; ઘણું તલપે મારું તન. છેલ૦
દર્શન કરવા કારણ કહાન, મારા વાલા રે; હું તો આવી વાર બે ચાર. છેલ૦
કેમ બોલાવું કહાનને, મારા વાલા રે; દોહલો છે લોકાચાર. છેલ૦
માણસ જોતાં મૂજને, મારા વાલા રે; મનમાં આવે લાજ. છેલ૦
રામકૃષ્ણ પ્રભુ ભેટતાં, મારા વાલા રે; આજ સર્યાં સર્વે કાજ. છેલ૦

## પદ ૩૨ મું.

રાધાવર છો રસ ભર્યા, રઢીઆળા રે; ત્રિભુવન સુંદિર તન. છેલ૦
અવસર લાધ્યો એકલા, રઢીઆળા રે; મળવાનું છે મન. છેલ૦
વદન નીરખતાં વિઠ્ઠલા, રઢીઆળા રે; વહાલની ફૂટે વેલ. છેલ૦
કો દિન આવ્યો કુંજમાં, રઢીઆળા રે; કીજે કૌતૂક કેલ. છેલ૦

જ્યાં તમે આવ્યા જીવન પ્રાણ, રઢીઆળા રે; કોટિ રત્ન બિરાજે કુંજ. છેલ૦
અમને રંગ રમાડીએ, રઢીઆળા રે; પ્રભુ રામકૃષ્ણ રસ પુંજ. છેલ૦

## પદ ૩૩ મું.

મારા વાલા શું છે તમ કને, મારા વાલા રે; કામણગારા મોહન કાન. છેલ૦
મુખ દેખીને મહાવતું, મારા વાલા રે; માનુની મૂકે માન. છેલ૦
ક્ષણું ક્ષણું જુએ તમ ભણી, મારા વાલા રે; કરે મરકલડાં કોડ. છેલ૦
હર્ષ ધરે બહુ હૈડા વિષે, મારા વાલા રે; હીંડે મોડા મોડ. છેલ૦
કેટલીક તારુણી તરફડે, મારા વાલા રે; દર્શન કરવા કાજ. છેલ૦
રામકૃષ્ણ પ્રભુ ખેલતા, મારા વાલા રે; ભાગે ભવની ભાજ. છેલ૦

## પદ ૩૪ મું.

મરકલડે મન હરી લીધું, મારી બેની રે; શ્યામળીઆની વાત, સલુણી કેની રે.
કુંજ ભુવનમાં કહાનજી, મારી બેની રે; શી પેર રમિયા રાત, સલુણી કેની રે.
કહેછે કાનજીએ એમ કરી, મારી બેની રે; નૌતમ સુંદીરની પ્રીત, સલુણી કેની રે.
સહિયર સહુ મોહી રહી, મારી બેની રે; શ્યામળીઆન કૃત, સલુણી કેની રે.
હું સંભારી શ્યામળે, મારી બેની રે; સારા કરતી તાન, સલુણી કેની રે.
રામકૃષ્ણ પ્રભુ સર્વમાં, મારી બેની રે; કાને કીધી સાન, સલુણી કેની રે.

## પદ ૩૫ મું.

મોહન અતિ મીઠડો, મૃગ નેણુડીઓ; દીઠડો જમુનાં તીર; મારી બેનડીઓ૦
મોર મુકુટ માથે બન્યો, મૃગ નેણુડીઓ; સુંદીર શ્યામ શરીર. મારી૦
મચકે એને મન હર્યું, મૃગ નેણુડીઓ; હું રહી એમની એમ. મારી૦
જાણું ઘેર જાવું નહિ, મૃગ નેણુડીઓ; પ્રીતમ સેવું પ્રેમ. મારી૦
સાન કરી મુને શ્યામળે, મૃગ નેણુડીઓ; હું છું તેની દાસ. મારી૦
રામકૃષ્ણ પ્રભુ રસ ભર્યો, મૃગ નેણુડીઓ; મુને મળવાની કીધી આશ. મારી૦

## પદ ૩૬ મું.

મારા વહાલા વરણાગિયા, મારા શ્યામળિયા; તમસું માન્યું મન; પ્રીતમ પાતળિયા.
સુતાં બેઠા શ્યામજી, મારા૦ મુને હૃદય વસે નહિં અન્ય. પ્રીતમ૦

કામણ જે કાંઇ કર્યું, મારા૦ મરકલડામાં માવ. પ્રીતમ૦
મન મારૂં તુજસું રમે, મારા૦ તુજ ઉપર અતિ ભાવ. પ્રીતમ૦
જો મારૂં મનડું હર્યું, મારા૦ તો કરની કાંઇ પેર. પ્રીતમ૦
રામકૃષ્ણ પ્રભુ રસ ભર્યા, મારા૦ આ અવસર આવની ઘેર. પ્રીતમ૦

## પદ ૩૭ મું.

વાતલડી કરો મનની વહાલા, આનંદ ઉપજે અંગે રે;
ડહાપણ છાંડી મીટ જ માંડો, આપણ રમીએ રંગે રે. વાત૦
જે દહાડાના નયને નિરખ્યા, પરખ્યા પૂરણ રસીઆ રે;
રૂપ રંગને ગુણ ચતુરાઇ, એ આવીને ઉર વસીઆ રે. વાત૦
જ્યાં જોઉં ને જ્યારે જોઉં, ત્યાં ત્યાં દેખું શ્યામ રે;
રામકૃષ્ણ પ્રભુ રૂપ મનોહર, આંખના છો વિશ્રામ રે. વાત૦

## પદ ૩૮ મું.

વાતલડી રે કરો મારા પ્રીજના રે વહાલા, તમ વિણ કોણ જ માને રે;
એવા નાથ પ્રવીણને પામી, શોચ કરૂં તે શાને રે. વાત૦
જાતા વળતા જમુના તીરે, ચોટ જ આંખની વાગી રે;
કહાન દીઠા વિણ કળ ન પડે રે, હૃદયે વસ્યા વરણાગી રે. વાત૦
આપણ આવ્યા ને સમક સીચીએ, તો અતિ સારું લાગે રે;
રામકૃષ્ણ પ્રભુ હૃદયે વસો, તો ભવની ભાવટ ભાંગે રે. વાત૦

## પદ ૩૯ મું.

વહાલાજીસું રંગે રમતાં, જે સુખ ઉપજે અંગે રે;
હું જાણું ને હરજી જાણે, અવર નહિ કો સંગે રે. વહાલા૦
જેમ જેમ જીવણ સાથે મળીએ, તેમ તેમ અતિ સુખ થાય રે;
એક ક્ષણું એને સંગ વસીએ તો, ભવની ભાવટ જાય રે. વહાલા૦
લાડ ઘેલો ને લાડકડો, નિત્ય આવે ઘેર મારે રે;
રામકૃષ્ણ પ્રભુ પરમ પનોતો, પરાણે પ્રીત વધારે રે. વહાલા૦

## પદ ૪૦ મું.

મારા શ્યામળીઆ સુખદાઇ તું તો, શીદ ગયો હતો આજ રે;
મેં તો વાટ જોઇ તારી અતિ ઘણી, કાંઇ મેલીને મંગળ સાજ રે. મારા૦

મેં તો વાટ જોઇબહુ વિઠુલા, હું તો ક્ષણું ખડકી ક્ષણું બહાર રે;
શિર શીપ ફૂલ રાખડી શોભે, પાએ નેપુરનો ઠમકાર રે. મારા૦
મેં તો તુજ માટે મચકો કર્યો, ને હૈડે ધરીઓ હાર રે;
રામકૃષ્ણ પ્રભુ ભલે આવિયો, મારા સફલ કર્યા શણગાર રે. મારા૦

## પદ ૪૧ મું.

મારા વહાલાજી વરણાગીઆ, તું તો વ્રજ જુવતીનો શણગાર રે;
હું તો ગુણ ગાઉં પ્રેમે ભરી, મુંને આપ્યો મોતન હાર રે. મારા૦
હવે કર કરુણા મુંજ દીનને, કાંઇ જાણી પોતાની દાસ રે;
જેણે પરમ પનોતા પ્રેમસું, આપણ અહરનિશ રહીએ પાસ રે. મારા૦
હવે રુચિ રુચિ રે રસ પીજીએ, તારું મુખડું જોઇ જોઇ માવ રે;
મારા રામકૃષ્ણ પ્રભુ રસ ભર્યા, આજ દર્શનનો છે દાવ રે. મારા૦

## પદ ૪૨ મું.

મારા મોહનજી મચકલડા તમો, આવોને અમ ઘેર આજ રે;
હું તો તમ સરખા સોહામણા, કાંઈ મેલું મંગળ સાજ રે. મારા૦
અમે આદિથી તમને અનુસર્યાં, તમે મરકલડે દીધાં માન રે;
હવે તમ વિના કાંઇ ન ગમે, મારા કામણગારા કાન રે. મારા૦
તમો નાના સરખા નાવલિયા, તમો સમર્થ ને સુજાણ રે;
પ્રભુ રામકૃષ્ણ અતિ રસ ભર્યા, મારા પ્રેમે બાંધ્યા પ્રાણ રે. મારા૦

## પદ ૪૩ મું.

સુખ નિધિ મારો શ્યામજી રે, આવશે રમવા અલવે રે;
સહીઅર સહુ મન તેવડ કરે, પૂંઠે હીંડે ને વાલાને વળગે રે. સુખ૦
આજ સખી સોભાગીઓ કાંઇ, અતિશે શોભે અલબેલો રે;
દદર દમકે ને ઘુઘરે ધમકે, રમતાં લજ્જા મેલો રે. સુખ૦
તમો નયને નેહ વધારજો, જેમ નહાનડીઓ રીઝે રે;
રામકૃષ્ણ પ્રભુ સન્મુખ હોએ, હવે તરુણી તે પેર કીજે રે. સુખ૦

## પદ ૪૪ મું.

આજ તમો અલબેલડા હો, રમવા આવ્યા અંગે;
સહીઅર સહુને અતિ ઘણો હો, કાંઇ ઉજમ વાધ્યો અંગે. આજ૦

છબી તમારી જોઈ કરીને, ચકિત થઇ સહુ બાળા;
સુંદરીઓની સુધ બુધ ખોઇ, ચતુર તમારા ચાળા. આજ૦
માંહો માંહી કહે કામિની, જેસું રે ભાગ્ય હશે તેનું;
રામકૃષ્ણ પ્રભુ અંગી કરશે, આપ્યું મૂક્યું જેનું. આજ૦

## પદ ૪૫ મું.

પરમ સનેહી પાતળીઆ, મારી પાસેથી નવ જાશો;
આપણ મળી મળી ચાલીએ, તેણે સબળ સુખીઆ થાશો રે. પરમ૦
જે દિન તમ વિણ નિર્ગમું, જાએ મહા દુઃખદાઇ;
શું કરે મારા શ્યામળીઆ, હું જીવું છું ગુણગાઇ રે. પરમ૦
તમને ચિંતા અતિ ઘણી તે, અવરને કાજે કાંહાંથી;
રામકૃષ્ણ પ્રભુ પાતળીઆ, તમો ખસો માં ક્ષણ ત્યાંથી રે. પરમ૦

## પદ ૪૬ મું-રાગ ગોડી.

મારો મોહનજી મન ભાવતા, મને ચતુર ગમે તારી ચાલ;
તમો વૃંદાવનની વાટડીએ, મુને કોડે મળીઆ કાલ. મારા૦
તમ દેખીને ઘુંઘટ કર્યો, મેં નીચાં રે ઢાળ્યાં નેણ;
તમે કર્યો મુખ મરકલો, તે નણદીએ નીરખ્યાં ચેન. મારા૦
તેણીએ સોના સહસ્ત્ર કર્યા, અણદેખી અરે અસંન;
રામકૃષ્ણ પ્રભુરસ ભર્યા, એ તો દોહેલડા રે દુરીજંન. મારા૦

## પદ ૪૭ મું.

હરિ શું કરીએ રે સંસારને, મુને વળગ્યા રે વરી પ્રાણ;
હું તો તમથી તેણે અળગી રે, મારા પ્રીતમ પરમ સુજાણ. હરિ૦
મુને મોહન મુખ દીઠા વિના, મારી દુર્બલ થઇ છે દેહ;
રાત દિવસ જાએ ઝુરતાં, જોઉં છું ચાત્રક જલ મેહ. હરિ૦
ચર્ણ તમારા ચિત્ત ધરું, મારે હરનિશ એહ આધાર;
આવો રામકૃષ્ણ પ્રભુ પાતળા, મારી વહેલી તે કરજો વાર. હરિ૦

## પદ ૪૮ મું.

સખી આજ અનોપમ રાતડી, કાંઇ જાગ્રણ જસોદાને ઘેર;
જી રે મીટ મેળવો મહાવસું, જ્યારે થાશે તે રુડી પેર. સખી૦

જીરે ચીર પટોળાં પહેરીએ, કાંઇ સજીએ શુભ શણગાર;
પાયે તે વાજે વીંછીઆ, જીરે નેપુરના ઝણકાર. સખી૦
જીરે નાનપણાંનો નેહડો, જીરે નાનો છે નવ જોબંન;
રામકૃષ્ણ પ્રભુ પાતળો, જીરે પૂરે મનોરથ મંન. સખી૦

## પદ ૪૯ મું.

કામળી મેલો કહાનજીની કહાનજીની. ટેક.
કહાનજી મેં દીઠા રે, બેઠા તે આણે ઠાર;
તે છબી છભે કેમ કહી શકું રે, નીરખી રહી સહુ નાર. કહાનજી૦
હોઠ લાલ છે લોખરી રે, લટકે તે બાજુબંધ;
ગાલે હાથ દઇ કરી રે, એમ બેઠા શ્રીગોવિંદ. કહાનજી૦
મેં દેખાડયા તે મહાવજી રે, અંગના ભાવ અનૂપ;
હૃદય માંહે વસી રહ્યા રે પ્રભૂ, રાકૃમષ્ણ રસ રૂપ. કહાનજી૦

## પદ ૫૦ મું.

કહાનજી રે આજ છે કાજલી રે, સહીઅરને શુભ પેર;
જાગ્રણ કરવા કહો તો આવીએ રે, જસોદાજીને ઘેર. કહાન૦
અમો સહુ ગીતડાં ગાઇશું રે, તમો બંસી વાજો નાથ;
સહીઅર ખંતસું ખુંદસું રે, કાંઇ અંબોડા હરિ સાથ. કહાન૦
નમી નમી હરિને હુલાવીએ રે, પ્રેમે પાલવ સાહો;
રામકૃષ્ણ પ્રભુ અતિ રુડલા રે, રમતાં તે લીજીએ લાહો. કહાન૦

## પદ ૫૧ મું.

મોહન આવોની મલપતા રે, મારી ચતુર કરોની ચિંતાય;
સુતા ને બેઠા તે શ્યામજી રે, મેં તો તમ વિણ રહ્યું ન જાય. મોહન૦
આવા રુડા ને રસ ભર્યા રે, હીંડો મોડા મોડ;
કામિની હોયે ફુટડી રે, તેને કેમ ન થાએ કોડ. મોહન૦
તમ મળવાને ઉજમ ઘણો રે, ના ગમે ઘર વ્યાપાર;
રામકૃષ્ણ પ્રભુ રસ ભર્યા રે, મારા નયનોના શૃંગાર. મોહન૦

## પદ ૫૨ મું.

સજની મારી શ્યામળીઓ, સાંઝી વેલા દીઠોજી;
અમૃતથી અલબેલડો કાંઇ, મુજને લાગે મીઠો. મારી૦

મોર મૂકુટ મન ભાવતો, મારે મનડે વસીઓજી;
હંસતણી ગતે હીંડતો તે, હું સામું જોઇ હસીઓજી. સજની૦
મેં જાણ્યો જે નંદકુંવર એ, એંધાણે ઓળખીઓજી;
રામકૃષ્ણ પ્રભુ રૂપે રંગે, હૃદયા માંહે લખીઓજી. સજની૦

## પદ ૫૩ મું.

વ્યસન પડ્યું વ્રજ રાજનું, શું કહીએ વારે વારેજી;
નંદકુંવરને નીરખવા કાંઇ, જાઉં જમુના આરેજી. વ્યસન૦
કર મુરલી ને ઉભલો કાંઇ, સિંહતણી કટી લાજેજી;
મરકલડે જોયું મુજ ભણી રે, કાંઈ અડપડીઆલી આંખેજી. વ્યસન૦
એ સરખો નર કો નહીં, કાંઇ પ્રેમ કસોટિયે કસિયોજી;
રામકૃષ્ણ પ્રભુ રતિએ ન વિસરે, હૃદયા માંહે વસિયોજી. વ્યસન૦

## પદ ૫૪ મું.

આવોને હરિ હિંચવાને, હાર જીતની હોડજી;
હું નાની ને તમો નાનડીઆ, કાંઇ સોહે જુગતી જોડજી. આવો૦
તાળી રે દેઉં તેવ તેવડાને, હમોડા લેહેજેજી;
સહીઅર સહુ સુખ સાંપડે, ત્યાં શ્યામળિયાને સેજેજી. આવો૦
રમકે ને ઝમકે ડમકે લઇને, નાચું નાના છંદેજી;
રામકૃષ્ણ પ્રભુ હૃદયે વસો કાંઇ, નિતનિત નવલે આનંદેજી. આવો૦

## પદ ૫૫ મું.

ચાલો સખી વેગે વૃન્દાવન, કમલનયન જ્યાં ગેલ કરે છે;
જુગજીવન જગમોહન, સૌ નારીનાં મનડાં હરે છે. કમલ૦
તેવ તેવડી સહિયર સઘળી, જેમ રે મણિમધ્ય કુંદન;
નાના સર્વે ભાવશું નાચે, નારી ને નંદનંદન. કમલ૦
વાધ્યો રંગ ગીત વાજીત્રનો, દરસણિયું દુઃખ કંદન;
રામકૃષ્ણ પ્રભુ રસિક છબીલો, દેખી કરે જન પાવન. કમલ૦

## પદ ૫૬ મું.

ચિંતા શી છે રે સંસારમાં, નટવર નેહડો થાતાં જીરે;
અમને પ્રેમે ઉતાર્યા પાર, પાવન વેણુલાં ગાતાં જીરે.

મુજને મરકલડે દઇ માન, સહીઅર સહુકો પૂછે જીરે.
તુજને વહાલા સુંદર શ્યામ, અબલા એવડું શું છે જીરે.
મેં તો નથી દીઠો નંદલાલ, અલવે અવસર આણે જીરે;
રંગડે રામકૃષ્ણ રસ રૂપ, તેની તે ગત જાણે જીરે.

## પદ ૫૭ મું.

પ્રીતડી બાંધી મારી બહેની, વ્રજ મારગ જાતાં જીરે;
જોયું મરકલડે મહારાજ, એક દીન મંદિરે નહાતાં જીરે.
અલવે વાળ્યો અંબોડો શીશ, દેખી આવતા વહાલા જીરે;
એને ગોઠી ગયા ચિત્તમાંહે, ચંચલ ચક્ષુ ચાળા જીરે.
મુજને તે દિનનું દર્શન, દેખી રહ્યું મન જાએ જીરે;
રંગડે રામકૃષ્ણ રસ રૂપ, આંખે અમૃત પાએ જીરે.

## પદ ૫૮ મું.

જનમ ન મેલુ છોજી રાજ, તમથી શું છે છાનું જીરે;
જ્યારનું તમસું માન્યું મન, પ્રાણ ગયા છે માનું જીરે.
આવું તે હેત વધારો સજ હાડ, ચિતશું ચર્ણે આવ્યું જીરે;
વાધ્યે રમવા કેરો રંગ, સંગ સાર્યો ભાવું જીરે.
અમને ઓરીઓ મોટો એહ, મચકે તમશું મ્હાલિયે જીરે;
રંગડે રામકૃષ્ણ રસ રૂપ, બોલ્યું વચન પાળિયે જીરે.

## પદ ૫૯ મું.—રાગ ધનાશ્રી.

આરતિ કરે રે જસોદા માવડી, ઘેર આવ્યા ગોવિંદ ગૌ ચારી;
મુખે શ્રમજલ ઉર અંબર સોહે, ભામણા લે ભુદર મુખ જોએ.
મોર મુગટ ધ્રુવ પલ્લવ ફરકે, વનનો વેપ જોઇ મનકું હરખે;
સુરિનર મુનિવર દર્શને આવે, મોહી વ્રજવધૂ પુષ્પે વધાવે.
શાક પાક ધૃત ગોરસ કાઢે, સખા સહિત હરિ જમે જમાડે;
રામકૃષ્ણ જન રતિ એક જાચે, તે પાચી પ્રસાદને પ્રેમે રાચે.

## પદ ૬૦ મું.

આરતિ કહાન કુંવરની કરીએ, ભોગ ભેટ ભલી આગળ ધરીએ;
મોહન મુખનાં મીઠડાં લીજે, તનમન પ્રાણ સમર્પણ કીજે.

વાજાં વિવિધ પ્રકારનાં વાઇએ, પાવન જસ પ્રેમ ભરી ગાઇએ;
મનમથ કોટી મરકલડે લાજે, ઉપમા કહી અહીં નહિ છાજે.
નટવર વેષતણા જે ચાળા, મોહી વ્રજબાળા મોહ્યા ગોવાળા;
રામકૃષ્ણ પ્રભુ રાધા સંગે, જોઇ જોઇ જન્મ સફલ કર્યો રંગે.

## પદ ૬૧ મું.

આરતિ કીજે નંદનંદનની, સફલ શિરોમણિ જગજીવનની;
પહેલી આરતિ પાપ પ્રજાલે, જલહલ જ્યોત મન અજુઆલે.
બીજી આરતિ બહુ સુખ આપે, બાંહ ધરીને બંધન કાપે;
ત્રીજી આરતિ ત્રિભુવન સારી, તન મન ધન કીજે બલહારી.
ચોથી આરતિ ચમકે ન થોડી, ચારે વેદ રહે કર જોડી;
પાંચમી આરતિ રાખે પાસે, રામકૃષ્ણ પ્રભુ પ્રત્યક્ષ ભાસે.

## પદ ૬૨ મું.—રાગ કેદારો.

ચાલોની અલબેલી અબલા, વૃંદાવન જઇએ;
શ્યામલીયાસું રંગ ભર રમતાં, સપરાંણાં થઇએ. ચાલો૦
પ્રાણતણો જીવન પાતલીઓ, પ્રેમ ધરી બોલે;
સામું જોઇને સાન કરેશું, તે સુખની તોલે. ચાલો૦
દિન દિન પ્રીત વધે પ્રભુજીસું, પાલવડે સાહો;
રામકૃષ્ણ પ્રભુ હૃદયામાં લીજે, તે મોટો લાવો. ચાલો૦

## પદ ૬૩ મું.

સખી પહેરોને પટ ચીર મનોહર, આભ્રણ રે અંગે;
વૃંદાવનમાં રમવા પળીએ, સુંદર વર સંગે. સખી૦
ચિત્તના ચોર ચતુર વર સાથે, ચેન ઘણા કીજે;
વિવિધ વિનોદ કરે વનમાલી, તાલી કર દીજે. સખી૦
હાસ્ય કરે હરજી આપણને, સ્નેહ ભર્યાં સહીએ;
રામકૃષ્ણ પ્રભુના લટકાની, લીલાઓ જોઇએ. સખી૦

## પદ ૬૪ મું.

આજ સપરમો દહાડો સાચો સુંદરજો, નંદતણો નાનડીઓ આવે ઘેર જો;
ઝાકઝમાલ કરું તે ઉત્તમ આંગણેજો, સાથીઓ તે પૂરું સારી પેર જો.

મોહનજી મરકલડે જૂએ મુજ ભણીજો, નેણ નચાવે ટળવળાવે અમને જો
હસતી આંખે હું નિરખું કહાનજો, મીઠલડાને દેઉં ઝાઝા માન જો
વૃંદાવનમાં રાસ રમાડી રીઝવાજો, તે દહાડાથી લખીઓ મનડાં માંહ્ય જો
રામકૃષ્ણ પ્રભુ રસિક ન મૂકે અધ ઘડીજો, એના ગુણ તે એનામાંજ સમાય જો.

## પદ ૬૫ મું.

ધન ધન દહાડો ધરણીધર વરણાગીઆજો, આંગણુલે ને આવ્યા મારે આજ જો;
લક્ષ્મીવર હરિ હીંડે લટકતા જો, શોકતણે મુખ ચાલી એની લાજ જો.
પાતલીઆને રંગી નાંખું હોલીઆજો, પૂજીને બેસાડું સુંદર પાટ જો;
ભાવંતા તે ભોગ સમર્પું ભૂધરાજો, અલબેલા તે થઇ આવ્યા અમ માટ જો.
પાંચ પટાનો પહેરણ મારે ઘાઘરોજો, ઓઢાડું આછું અમૂલક ચીર જો;
રામકૃષ્ણ પ્રભુ રસીઆ સામું લેખતાંજો, સાંયલડું તે દીધું શ્યામ શરીર જો.

## પદ ૬૬ મું.

હું તો દીન દાસી છું તારી રે, મારા મનમોહન;
તું તો કરને ચિંતા મારી રે, પ્યારા મનમોહન.
તેં તો કરુણા મુજપર આણી રે, વિઠલા મનમોહન;
મેં તો નગુણીએ કાંઇ નવ જાણી રે, શ્યામળા મનમોહન.
તેં તો નાનપણેથી પોખી રે, વહાલા મનમોહન;
તેં તો સઘળી પેરે સંતોખી રે, નંદના મનમોહન.
હું તો હીંડી તે ભોળે ભાવે રે, છોગાળા મનમોહન;
હું તો હાથ ઘસું છું હાવે રે, વાલમા મનમોહન.
મારા અવગુણ હોય તે ખમીએ રે, મીઠડા મનમોહન;
પ્રભુ રામકૃષ્ણ રંગે રમીએ રે, દીઠડા મનમોહન.

## પદ ૫૭ મું.

હું તો હેતે તારે પલકી રે, મારા છેલ છબીલા;
તારે સ્નેહે ડાઢજ સળકી રે, મારા છેલ છબીલા.
મને વ્યસન જ તારૂં વળગ્યું રે, મારા૰ તે તો કેમે ન થાએ અળગૂં રે. મારા૰
મને છબી તે તારી ભાવી રે, મારા૰ તેં તો પ્રેમે મુને બોલાવી રે. મારા૰
હું તુજ સંગાથે ખેલૂં રે, મારા૰ તેં તો મારું ઘર તેં મેહેલ્યૂં રે. મારા૰

મને લાલચ તારી લાગી રે, મારા૦ મુને કળ વળે નહિ આધી રે. મારા૦
મુને વારંવાર ન વાહીએ રે, મારા૦ પ્રભુ રામકૃષ્ણ રસ પાઇએ રે. મારા૦

## પદ ૬૮ મું.

વાંસલડી વાઇને વનમાં તેડીઆં જો, વીસર્યો તે પતિ પરીવાર જો;
ક્હાનજી પાખે કેમ રહી શકું જો, હરિ મારે હૈયાનો હાર જો. વાંસલડી૦
અંબુજ વરણી આંખડીએ આંસુ ખરે જો, વહે નીર ને ઓલ્યું નવ જાય જો;
નયણાં તો રહ્યાં પ્રભુને પંથડે જો, પાછો તે નવ લેવાય જો. વાંસલડી૦
કામણ કરીને ગયો ક્હાનજી જો, હર્યું હર્યું છે કુમળું મારું મન જો;
કો દેખાડો મુજને રૂડા ક્હાનજી જો, આપું તેને સરવસ ધન જો. વાંસલડી૦
ગોકુળિયું તે ગામ સુનું કરી જો, મધુવન જઇ વસીઆ વાસ જો;
રામકૃષ્ણના પ્રભુજીને પેખવા જો, ચાલો જઇએ પ્રીતમ જીવન પાસ જો. વાંસલડી૦

## પદ ૬૯ મું.

આંખલડીને ચાળે ચિત્તડું મોહિયું જો, શ્યામળીઓ તે સનમુખ જોય જો;
લ્હેરડી લાગી રે કાલા ક્હાનની જો, ઓસડીઆં માં કરશો કોય જો. આંખલ૦
બીજાંને કાંઇ રે હું બુઝું નહીં જો, શ્યામળીઆને સાંઇડું દેવાનું કોડ જો;
આંગણલે નીરખું રે ઊભી આવતો જો, ચતુર ચાંપલીઆનો છોડ જો. આંખલ૦
શ્યામળીઓ સ્નેહી શી પેરે વીસરે જો, વશીઓ છે હૈડાં માંહી જો;
રામકૃષ્ણ રસીયો રૂડલો જો, તે વિણ નથી ધીરજ મુને કાંઇ જો. આંખલ૦

## પદ ૭૦ મું—રાગ પ્રભાત.

નામ લેશો હાલ્યા કેરું, સુણતાં હૈડું ઝેહેર જ ખાયે;
સુખ નથી મુને સેજડલીનું, કોસું વાત ન કીધે સોહાયે. નામ૦
અબલા ઉપર બલ ન કીજે, નેન ભરી જે ભાખે દીન;
એવી વાત સુણી કેમ શકીએ, સુખ સઘળાં તમારે આધીન. નામ૦
ઇચ્છું છું જે અલગી ન રહું, જ્યાં લગી પ્રાણ રહે ઘટ માંહે;
વહાલા વર વનમાલી પાખે, રખે રે વહેલું વહાણું વાયે. નામ૦
અંતર માંહે શું ઓછું આવ્યું, મન કેરો સર્વ મર્મ જણાવું;
રામકૃષ્ણ પ્રભુ રસિક શિરોમણિ, પાલવ પાથરી પાયે લાગું. નામ૦

## પદ ૭૧ મું.–રાગ શોક સામેરી.

શ્યામને કહેજો, તમ વિના કેમ રહીએ સંદેશ;
એક ઘટીમાં આકુળ થાતાં, આજ લીધો પરદેશ રે. તમવિના૦
સખા તે સરવે શૂન્ય થયાજી, સુનાં ગોપી જંન;
થોડા દિનની પ્રીતલડીમાં, સંભારણ બહુ દિન રે. તમવિના૦
સર્વ મળે સંસારમાં રે, દુરલભ થયા છો શ્યામ;
કરવતની પેરે કાળજ માંહે, સાલે ગુણ સંગ્રામ રે. તમવિના૦
સાર સુધાની મુરલી વિના રે, સૂકી વનિતા વેલ;
નવ પલ્લવ આવી કરો પ્રભુ, રામકૃષ્ણ રસ રેલ રે. તમવિના૦

## પદ ૭૨ મું.

સજની શું કીજે, એક હસવું ને બીજી હાંણરે, બોલતાં બીજે. ટેક.
ઝરમરી પટોલી પ્રેમે પહેરી, સેંથી કાલ સમારી રે;
દેખી મન ડગે જોગીનું, વન મળ્યો વ્યભિચારી. સજની૦
મનગમતું ને માલીયું સુનું, મુકી ન શકે કોઇ રે;
હસીને હાથ ગ્રહ્યો શ્યામળીએ, તો મરકલડે ગઇ મોહી રે. સજની૦
હું લાજું વહાલો વદન નીહાળે, કટીથી પાટલી છૂટે રે:
ઘૃત પાવકનો જોગ મળ્યો, ત્યાં મળે ઝાલજ ઊઠે રે; સજની.
નવજોબન હું નિરખ્યા સરખી, તેવો રસિક વર સાજે રે;
સરખે સરખું જ્યાં મળ્યું ત્યાં, વિણ બાંધ્યો સ્નેહ બાધે રે. સજની૦
મધુરે વચને મન હરી લેતો, લળી લળી લાગે પાય રે;
અબળા કેરું અંગ ધર્યું ત્યારે, કઠણ કેમ થવાય રે. સજની૦
રહો રહો કરતાં હૃદયે લીધી, અધર સૂધારસ પાયો રે;
રામકૃષ્ણ પ્રભુ પ્રેમે મળિયો, જે વેદ પુરાણે ગાયો રે. સજની૦

## પદ ૭૩ મું–રાગ મારૂ.

મ્હારા વહાલાજીની વાત રસાળી રે, સજની શું કહીએ;
એક દિવસ વહી જાતાં વળતાં, વાટે મળ્યો વનમાળી રે. સજની૦ ટેક.
બીજે દિવસે બોલાવી મુજને, મનડું મારું જોવા રે;
પેલી પટોળી ગાય તમારી, દે છે અડવા દહોવા રે. સજની૦

પરમ દહાડે પાણી જાતાં, વચન કહ્યું મુજ વહાલે રે;
આ અંબોડો કેમ કરી વાળ્યો, તે સ્વપનાંતરમાં સાલે રે. સજની૦

એનું મન મુજ પાખી ન રહે. મારું એપર માન્યું રે;
રામકૃષ્ણ પ્રભુ એવો આવે, તે આલિંગન દે છાનું રે. સજની૦

## પદ ૭૪ મું.

દર્શનમાં શું જાએ દામોદર, દર્શનમાં શું જાયે રે;
બે ડગલાં તમો ચાલી આવો, અમ ઘેર ઓચ્છવ થાયે રે. દર્શન૦

મોહન મુખ દીઠા વિણ મુજને, એક પલક જુગ હોય રે;
માયા વોહેણા માવજી તુંને, વહાલું છે નહીં કોય રે. દર્શન૦

જે નર નારી તમને દેખે, તે અમને કહે ધન્ય રે;
એવડી શોભા શાને દીજે, જેનું નહીં પૂરું મંન રે. દર્શન૦

અમ ઘર પ્રાણ આવી રહો છો, મળવા શ્રી મહારાજ રે;
રામકૃષ્ણ પ્રભુ બીરદ પાળીએ, બાંહ્ય ગ્રહ્યાની લાજ રે. દર્શન૦

## પદ ૭૫ મું.

ન કરીશ ચાળા નેણ તણા, મારું મનડું વ્યાકુળ થાયે રે;
હું મારો ઘર ધંધો ચૂકું, તારું તે કાંઇ જાયે રે. ન૦

વાંસલડી વાહીશ માં વહાલા, વિપરીત વેર જણાવે રે;
શ્યામ વિના સુની હું થાઉં, નયણે નિદ્રા ન આવે રે. ન૦

છાના છપના ભુવન આવીએ, જ્યારે કોઇએ ન જાગે રે;
રામકૃષ્ણ પ્રભુ સંગે રમતાં, ભવનું દુઃખડું ભાગે રે. ન૦

## પદ ૭૬ મું.

રહે રહે અળગો આળ જ કરતો, મર્મ ન જાણે કાંઇ રે;
નિર્લજ્જ કહાનજીને કેમ દેવાયે, દુર્જિન દેખતાં સાંઇ રે. રહે૦

જેવાને મળીએ તેવાં થઇએ, સાધુ કહે છે સાચ્યૂં રે;
એકે વાતે નહીં તું ઓછો, અમો અબલાનું મન કાચ્યૂં રે. રહે૦

અનુભવ હોએ તે સુખ જાણે, મૂરખનાં મન દાઝે રે;
મરકલડે મોહનને જોતાં, કેમ ઘર સુરત આઝે રે.

મારે મારગ જાતી હુતી, શાને છેડલો તાણ્યો રે;
રામકૃષ્ણ પ્રભુ અતિ રૂપાળો, હુતો તેવો જાણ્યો રે. રહે૦

## પદ ૭૭ મું.

હું તો મોહી રે મુખની માંડણીપર; મારા નાથજી સરખા ન મળે નર. હું તો૦
રૂમઝુમ ચાલે સુંદર શ્યામ; પગલે પગલે કરૂ પ્રણામ. હું તો૦
નયણામાંહી જણાવે નેહ; અમૃતના જાણે વરસે મેહ. હું તો૦
રામકૃષ્ણ પ્રભુ પરમ અનુપ; ત્રિભુવન માંહે એવું નહી રૂપ. હું તો૦

## પદ ૭૮ મું.

આવે આવે રે ગોવિંદરાય ગૌ ચારી. ટેક.
આખા દિનની અલજાઇ અક્ષ; ભુલી ઘરનું કારજ લક્ષ. આવે૦
રૂમઝુમ ઘુઘરી ચરણે હોયે; ગગને રહ્યા થકા ગાંધ્રવ મોહે. આવે૦
પીતામ્બરે મન પ્રગટી રીઝ; ગગન માંહે જેમ ચમકે વીજ. આવે૦
કલીત લલિત વનમાલા લોલ; કાને કુંડલ ઝલકે લોલ. આવે૦
મોર મુગટ ખીંટલીયા કેશ; આ શો શોભે નટવર વેષ. આવે૦
ગૌરજ રંગિત સુંદર અંગ; લાડ ઘેલડા ગોપીને સંગ. આવે૦
રામકૃષ્ણ પ્રભુ પ્રાણ આધાર; તન મન ધન કીજે બલહાર. આવે૦

## પદ ૭૯ મું.

મારી મીટડીએથી મોહન અળગો થા; મુંને વહાલ વધારવાને વાંસળી વા. મા૦
પ્રેમ હોએ તેહને રહીએ પાસ; એમ ન કીજે નાસા નાસ. મા૦
મન ભાવતી કરૂ મનુહાર; ભામણલાં લઉં વારંવાર. મા૦
નીરખે નવપલ્લવ હોયે દેહ; આપણે નિત નિત વાધે નેહ. મા૦
રામકૃષ્ણ પ્રભુ રસિક લોલ; મુજને દીજીએ સાચો બોલ. મા૦

## પદ ૮૦ મું.

રવિ આથમીઓ ઉડી એહ, ગૌચારી હરિ આવે ગેહ;
જેમ તેમ યુવતી વિંટ્યો વીર, જોવા જઇએ શ્યામ શરીર.
કેમ રહેવાયે કરી મરજાદ, કાળજ કોરે મુરલીનો નાદ;
સુરભિ વૃન્દ સખા સહુ સંગ, ત્રિભુવન શોભાવે છે અંગ.

નવરંગ કુસુમનો મસ્તકે ખૂંપ, આ શું રે રૂડું હરિનું રૂપ;
પૂનમ ચંદ્રથી મનોહર મુખ, જોતાં ભાગે તરસ ને ભુખ.
વાંકી ભ્રમર ઘુંઘરલિયા રે વાળ, કુંડલ લહેકે શશિ અજુઆલ;
મુખ જોતાં રે મન ન રહે ઠામ, શું આપીને સંતોખું શ્યામ;
રામકૃષ્ણ પ્રભુ દસ ભંડાર, ભક્ત હેત છે એ અવતાર.

## પદ ૮૧ મું.

શ્યામ સુંદર શ્રવણે ધરો, કાંઇ કાંઇ વિનતિ કહીએ જી;
ધેન તણો ધંધો નાંખી દો, તમ આધારે રહીએ. કાંઇ કાંઇ૦
જાવા નહીં દઉં ગાય ચારવા, ગ્રહીને રહેશું છેડોજી;
મંદિર મારા માંહે બિરાજો, અથવા સંગે તેડો. કાંઇ કાંઇ૦
ગાયો ચારશું ગોપી સઘળી, રાજ તે બેસીને રહેજો જી;
પરમ સેવા અમો પ્રેમે કરશું, વળી રહે તો કાંઇ દેજો. કાંઇ કાંઇ૦
ચીર અમારા જુક્તે જોડી, કરશું છબીલા છાયાજી;
પ્રાણજીવન એ ચર્ણ ન મુકું, લાગી તમારી માયા. કાંઇ કાંઇ૦
જે થાશે તે સરવે સહેશું, પણ નહી હાલું અહીઆંથીજી;
રામકૃષ્ણ પ્રભુ દુર્લભ દર્શન, વળી અમને ક્યાંથી. કાંઇ કાંઇ૦

## પદ ૮૨ મું.

ધન ધન રે માછલડી તારો પ્રેમ, જલ વિના દેહ ધર્યાનો નેમ. ધન ધન૦
અમો રે પલક પીયુ પાસે રહું, સ્નેહ તણાં સુખ સંપી રે લહું. ધન ધન૦
તારા જેવી જો ગત થાયે, તો મોહન મૂકી ન વ્રજ જાયે. ધન ધન૦
રામકૃષ્ણ પ્રભુ સન્મુખ જોયે, તો તારા જેવી આરત હોયે. ધન ધન૦

## પદ ૮૩ મું.

અલી હરિની વેણુ વાગી, હવે કેમ રહું ઘરમાં;
પિયુડા પાયે પડું છું તારે, મારો પાલવ ન ગ્રહીશ કરમાં. હરિ૦
ઘેર ઘેરથી ગોપી સહુ, કંકણ વાજે છે થરમાં;
સાસુ નણંદ સહિત વહુવારુ, પગ ન રહે ઘર ઉમ્બરમાં. હરિ૦
માયા ન વાધે કાયા રોકે, મન ગયું સુંદર વરમાં;
રામકૃષ્ણ પ્રભુ સરખું સારું, નવ મળે નારી નરમાં. હરિ૦

## પદ ૮૪ મું.

વાટડલી જોઉંરે વહાલા કેરી, નયન કાજળ સારી;
ક્ષણું ખડકી ને ક્ષણું આંગણલે, અલજાઇ આજ મારી. વાટ૦
ક્યારે આવે કહાનુડો, મુખ દીઠે મનડું હીસે;
હેત ધરી હું સામું નીરખે, કહેવું સારૂં દીસે. વાટ૦
કામકાજ મુને કાંઇ ન સૂઝે, કોસું ન બોલું ચાલૂં;
રામકૃષ્ણ પ્રભુનો રંગ લાગ્યો, બીજું તે શું હોય વહાલૂં. વાટ૦

## પદ ૮૫ મું.

નિત રમીએ નંદલાલ સંઘાતે, કૃત સંકેત છે સારો રે;
વળી વળી એ વૃંદાવન, એ જમુનાનો આરો રે. નિત૦
આપણ સહુ તેવડાં તરુણી, નંદકુંવર નટ નાનો રે;
કુંજભુવનમાં કોય ન દેખે, છેલ છલીઓ છાનો રે. નિત૦
જે સુખ યોગેશ્વરને દુર્લભ, તે અબલાને દીધૂં રે;
રામકૃષ્ણ પ્રભુ ગોકુલ વસતાં, ગોવિંદે ગમતું કીધૂં રે. નિત૦

## પદ ૮૬ મું.

મુને લાધ્યો લાભ અપાર, ગોકુલ ગોહરીએ;
મુને મલીઆ દેવ મોરાર, શિશ મુકુટ ધરીએ. ગોકુલ૦
વહાણું સાંઝે વહાલે ભર્યાં રે, હર્ષ ન માએ હોડ રે;
મન ગમતા ગોવિંદજી સાથે, કરીએ ગણું ગણુ ગોઠ. ગોકુલ૦
મોહનજી સાથે મહાલતાં રે, હૈડાં ટાઢાં થાય રે;
સારી સુખડી શ્યામને, વળી છાની વાત કહેવાય. ગોકુલ૦
વહાલોજી અમને જણાવતો રે, દિન દિન અધિકો વહાલ રે;
રામકૃષ્ણ પ્રભુ પાતળો રે, નયને કરતો નીહાલ. ગોકુલ૦

## પદ ૮૭ મું.

મારા છોગાલા છો છેલ, જાઇએ બલિહારી;
તમે રંગ કર્યો છે અપાર, નટવર ગિરિધારી. જાઇએ૦
માથે મોર સોહામણો રે, તેવો સોના તાર રે;
કાને કુંડલ ઝગમગે, કાંઈ આ શા ઓપે હાર. જાઇએ૦

મુખની શોભા શી કહું રે, હૈડે વાધે હેજ રે;
જોતાં પાર ન પામીએ રે, ત્રિભુવન સુંદર તેજ. જાદ્એ૦
આ શા સુંદર શ્યામજી રે, કહેતાં ન આવે પાર રે;
રામકૃષ્ણ પ્રભુ નિરખે ઠંડક, જોઇ જોઈ વારે વાર રે. જાદ્એ૦

## પદ ૮૮ મું–રાગ ગોડી.

ચાલો સખી વૃંન્દાવન, કમલ નયન જ્યાં કેલી કરે છે;
જગજીવન જગમોહન, સૌ ગોપીનાં ચિત્ત હરે છે. ચાલો૦
તેવ તેવડી રે સહીઅર સઘળી, જેમ મણિમાંહે કુંદન રે;
નાના હાવ ભાવશું નાચે, નારી ને નંદ નંદન. ચાલો૦
વાધ્યો રંગગીત વાજીત્રનો, દર્શનીઉં દુઃખ મરદન;
રામકૃષ્ણ પ્રભુ રસિક છબીલો, છંદ કરે જન પાવન. ચાલો૦

## પદ ૮૯ મું.

આવો રમીએ રંગ, વહાલા મારા આવો રમીએ રંગ;
હું તો તલસું તમારો સંગ, વહાલા આવો રમીએ રંગ. ટેક.
નંદ તણા સુત નાનકડા રે, ધર્યા નાના શૃંગાર;
રુમઝુમ કરતાં આવો સહીઅર, કીજે વિધ વિધ વિહાર. વહાલા૦
પૂર્યો મનોરથ પાતળા રે, અબલાના આધાર;
જોબન જાયે છેલડે રે, કાંઇ વિલંબ ન કીજે વાર. વહાલા૦
આજ છે અવસર અતિ ભલો રે, પ્રેમ કર્મનો પાર;
રામકૃષ્ણ પ્રભુ પામવા રે, હુંતો વિરહ વ્યાકુલી નાર. વહાલા૦

## પદ ૯૦ મું.

હરિસું હેત થયું છે જો, દુઃખડું દુર થયું છે જો;
લક્ષણ લલિત લહ્યું છે જો, હૃદયે ધ્યાન રહ્યું છે જો. ટેક.
શું કરીએ સંસારતણું સુખ, ભૂષણ ભોગ વિલાસ;
ગુંજ્યા વીલો ગલે પડે, તેણે છૂટી છીલર આસ. હરિ૦
સુતાં બેઠાં ચાલતાં રે, ગોવિન્દ સરસી ગોઠ;
હું મારે મન હરિ કૃપાએ, હસ્તી હીંડું હોડ. હરિ૦
વહાલાજી સું વીલસીએ રે, મનસાએ મદ સુખની પેર;
રામકૃષ્ણ પ્રભુ હૃદે વસ્યો, તેણે નિત નિત લીલા લહેર.

## પદ ૯૧ મું.

સુખ નિધાન શ્યામળિયો છે જો, મનમાંહે થલીઓ છે જો;
હેતે સૌમાં હળીઓ છે જો, સફલ જ ફળીઓ છે જો. ટેક.
ધન્ય ધન્ય એ શું કેલડી રે, કલ્પતરુની છાંહ;
પૂરે મનોરથ મનતણા, તે ગ્રહી ન મૂકે બાંહ. સુખ૦
વાટે જાતાં રસ ભર્યો રે, ચાળા કરી ચિત્ત હરતો;
ઘેલી ગોપી પાસે આવતાં, જાયે ધસમસતો. સુખ૦
મૂરખ મનને એમ કહું રે, સુતાં હરિને સંભાર;
રામકૃષ્ણ પ્રભુ સેવતાં, કાંઈ શી ચિંતા સંસાર. સુખ૦

## પદ ૯૨ મું.

મદભર માન ચઢ્યું છે જો, હાવું અંત અડ્યું છે જો;
અમશું કામ પડ્યું છે જો, તુજને તેજ જડ્યું છે જો. ટેક.
પરવશ છું હું પાતળા રે, અબલા ઓછી જાત;
નહીંતર નાદ ઉતારતે, તારો ભલો ભલેરી ભાત. મદ૦
દહાડી ઉઠી દધિ તણો રે, તને ગળકો લાગ્યો ગૂઢ.
બીહે બીહાવી તારી રે, જે માનની હોએ મૂઢ. મદ૦
રહેવા દેની વાત તારી રે, વહાલા વિઠ્ઠલા આજ;
રામકૃષ્ણ પ્રભુ રસ ભર્યા, હું જ્યાં લગી રાખું લાજ. મદ૦

## પદ ૯૩ મું.

મારી બુદ્ધિવંત બ્હેની હો, વહાલાની વાત કહેની હો;
ઘડી લાખેણી લેની હો, ક્ષણું ઉભી રહેની હો. ટેક.
રસિક શિરોમણિ શ્યામળીઓ રે, વાતો વેણું રસાલ;
કારજ કારણ કહાનજી રે, તે કહી દીઠો તન કાલ. મારી૦
મોર મુગટ મન માનતા રે, અદ્દભૂત આંખ આણીઆલ;
ચિતડું ચોરીને જોય છે રે, જે ચંચલ એની ચાલ. મારી૦
વેણે અમૃત વારી નાંખુ રે, નૈણે શોભે કાજળ રેખ;
રામકૃષ્ણ પ્રભુ રસિક શિરોમણિ, છબીએ વળીઓ છેક. મારી૦

## પદ ૯૪ મું.

મારા ત્રિભુવન તારણ હો, હરજી હૈયા ઠારણ હો;
સઘળાં સુખના કારણ હો, ભવની વ્યાધિ નિવારણ હો. ટેક.
ગોપી જનને સુખડાં દેવા, વસો વૃંદાવન વાસ;
વનમાં રહીને વેણુ વજાડી, પ્રેમે તેડી છે પાસ. મારા૦
અખિલ લોકની લાવણ્ય લીધી, અદ્‌ભૂત શોભા અંગ;
કંઠધરી બાંહોડલી બલવંત, ગોપી રમાડ્યાં રંગ. મારા૦
ભલે આવીઓ ભૂતલ વહાલા, ભોગી કેરા ભૂપ;
ભેટી ભવ દુઃખ ભાગીએ, પ્રભુ રામકૃષ્ણ રસ રૂપ. મારા૦

## પદ ૯૫ મું–રાગ કલ્યાણ.

લાડકવાયા લાડસ ઘેલા, આવડું લાડ ન કીજે રે;
હું મારે મારગડે જાતાં, ગિરિધર ગાળ ન દીજે રે. લાડ૦
લાડકવાયો તારાં માત પીતાને, બીજું કોઇ નહિં સાંખે રે;
ભરી ભરી મૂઠી અબીલ ગુલાલની, મારે તે મૂખ પર નાંખે રે. લાડ૦
બીવરાવે બીહે બીજી નારી, એક દેશો તો દશ ખાશો રે;
લુવા ચુંટીને હાથમાં આલું, રોતા રોતા ઘેર જાશો રે. લાડ૦
મને વસંત રમાડો મારા વહાલા, મારી સૈયરનું લહેણું રે;
રામકૃષ્ણ પ્રભુની સંગે રમતાં, ટળે તે ભવનું મહેણું રે. લાડ૦

## પદ ૯૬ મું–રાગ મારૂ.

ડોળ રહ્યો ઓપી, દામોદર ડોળ રહ્યો ઓપી;
સંગે સોહીએ બ્રખુભાનનંદની, ચોદસ સૌ ગોપી. દામોદર૦
રત્ન જડિત રંગિત કનૈયાની, કોટે મૂક્તાની દોરી;
પહેલી વારે રાધિકા ઝુલે, ગુણવંતી ગોરી. દામોદર૦
નીલાંબર પીતાંબર સોહીએ, ચંચલ પવન ચકોરી;
રામકૃષ્ણ પ્રભુની સંગે રમતાં, રહીએ બેઉ કરજોડી. દામોદર૦

## પદ ૯૭ મું–રાગ થાળ.

આવોને અલબેલા કહાન, તમશું માન્યું મહારૂં મન;
સુખડી છે શાકરે ભરી, માવડીએ મુજ સારુ કરી.

ખાજાં જલેબી ઘેબર બહૂ, સૈયરથી છાનાં લાવી સહૂ;
મગદ ને મોતૈયા ઘણા, નથી પડોશણ દૃષ્ટે પણા.
ભાત દાળ ને વડી કઢી, પાપડ કચોળી ઘીમાં તળી;
મેથી કહોળું ચોળા શેંગ, વાલોળો વઘારિ મેલી હેગ.
આરોગી જાણો છો નાથ, સ્વાદતણી નથી કહેતા વાત;
શું ખાટું શું મોળું હરિ, શેમાં જોઇએ મીઠું ને મરી.
જમનાજલની ઝારી ભરી, આચમન લઇને ઉઠયા હરિ;
પિયુડે આપ્યાં પાકાં પાન, તે તમ સારુ લાવી કહાન.
કાથો ચુનો તેની સંગ, આરોગો મુખ આપે રંગ;
લવંગ સોપારી મુખમાં ધરી, આછી આડ કુમકુમની કરી.
નણદી નિંદા કરતી ઘણી, તેણે તમારી મોરલી સુણી;
જે ગાય ને જે તે ગમે, રામકૃષ્ણ પ્રભુ ચરણે નમે.

## પદ ૯૮ મું–થાળ.

છાનોમાનો ઘેર આવજે માવલા જો;
મને મારી બાઇજીની બીક જો, છાનોમાનો ઘેર આવજે માવલા જો.–ટેક.
એકાંતે આવો પ્રભુ એકલા જો, વાયદો કરું છું ઠીકા ઠીક જો; છાનો૦
ઓરૂં ઓરૂં અલબેલાજી આવજો જો, ઝાંપલીયામાં જમણે હાથે ઘરજો; છાનો૦
ભાભીજીના સમ વહેલા આવજો જો, વૈષ્ણવ થયો છે મારો વરજો; છાનો૦
લાડવા લાવું તે બાફ્યા લોટનો જો, માંગી લાવું કાકીજીનાં કેરજો; છાનો૦
ઓરૂં બેશીને ખાજે એકલો જો, મારી જેઠાણીની આંખમાં ઘણું ઝેરજો; છાનો૦
દૂધ દોવરાવું પેલી જોતનાંજો, માંગી લાવું ચલાણામાં ભેંસજો; છાનો૦
સામા બેસીને ખાજો એકલાજો, હુંતો તારા મુખડા સામું જોઇશ જો; છાનો૦
ઝાલર તળ્યા છે ઝાઝા તેલમાંજો, ઉપર આલું મરીઆળાશા મગજો; છાનો૦
ફરસા લાગે તો ફાકો ફાકજો જો, મારા ખેતરમાં પાકયા છે ઢગજો; છાનો૦
પથારી કરાવું ઝાઝા પરાલની જો, સારી આપું ચલાખાની સોડ જો; છાનો૦
રામકૃષ્ણ પ્રભુ પોઢીઆ જો, હું તો તારા ચરણની દાસ જો; છાનો૦

## પદ ૯૯ મું–થાળ.

આવો આવો સ્યામળીઆજી સુંદર છો, તમે ભાવના ભૂખ્યા ભૂધર છો;
અનોપમ આજનો દહાડો છે, જોતામાં એકજ સારો છે.

વશીકરણ વ્રજની નારી છે, તેણે મુખડી સરવે સમારી છે;
પેંડા રે પતાસાં ને પૂરી છે, સેવૈયામાં શાકર ચુરી છે.
માંહે દરાખ ચારોલીના મેવા છે, મોહનજી મુખ ભરો તેવા છે;
જમનાજલ ભરી ઝારી છે, તેના સન્મુખ પાન સોપારી છે.
અહિઆં આ અવસર તો રૂડો છે, રાધાજીને રંગભેર ચૂડો છે;
મહેતા રામકૃષ્ણ રંગે રાતા છે, એતો ગરીબપણે ગુણ ગાતા છે.

### પદ ૧૦૦ મું-થાળ.

લાવે લાવે લટકતી વ્રજની નાર કે, મેવા અતિ મીઠડા હો લાલ;
વાલા મારા સંસારમાં એક સાર કે, જેણે હરિ દીઠડા હો લાલ.
વાલા મારા ભક્ત તણે ઘેર જાઓ કે, શીળ સ્વભાવના હો લાલ;
વાલા મારા તુલશી પત્ર ધરાવું કે, ભૂખ્યા હરિ ભાવના હો લાલ.
વાલા મારા રાંક તણી મનુહાર કે, માની લીજીએ હો લાલ;
મહેતા રામકૃષ્ણ રંક સહાય કે, રતિ એક દીજીએ હો લાલ.

---

# બ્રહ્માનંદ.



ડુંગરપૂર પ્રગણાના ખાણગામનો બારોટ. મૂળ નામ લાડુ બારોટ-સ્વામીનારાયણનો સાધુ થયા પછી બ્રહ્માનંદ નામ ધર્યું હતું. સંવત્ ૧૮૫૦ થી કવિતા કરતો હતો, ને સંવત્ ૧૮૮૮ માં વઢવાણ પાસે મૂળીમાં દેહ છોડયો હતો.

---

## કૃષ્ણ કીર્ત્તનનાં પદો.

### પદ ૧ લું.-રાગ ગરબી.

કાનુડો રે, કાનુડો રે; જમનાજીને આરે, પાણીડાં વારે રે. એની કાનુડો
કા૦ કા૦ ઓચિંતો આવે, આવીને બોલાવે રે. એની કા૦

કા૦ કા૦ કોડે જલની હેલું, બોલે ઘેલું ઘેલું રે. એની કાનુડો૦
કા૦ કા૦ વૃંદાવનની વાટે, બાઝે મહીને માટે રે. એની કાનુડો૦
કા૦ કા૦ ડોલરીઓ થઇ ડોલે, જેમ તેમ બોલે રે. એની કાનુડો૦
કા૦ કા૦ બ્રહ્માનંદ કહેલી, કીધી મુને ઘેલી રે. એની કાનુડો૦

## પદ ૨ જું.

છોગાળોરે, છોગાળોરે; છોગાં મેલે માથે, મોરલી લીધી હાથે રે. છેલ છો૦
છો૦ છો૦ ગોપીજનને સંગે, આનંદ અંગે રે. છેલ છો૦
છો૦ છો૦ ખાંતે ખાંતે ખેલે, રંગડો રેલે રે. છેલ છો૦
છો૦ છો૦ રંગ ભીનો ને રૂપાળો, અતિ મર્માળો રે. છેલ છો૦
છો૦ છો૦ કસુંબલીએ ફેંટે, રાતે રેંટે રે. છેલ છો૦
છો૦ છો૦ બ્રહ્માનંદનો પ્યારો, કામર કટારો રે. છેલ છો૦

## પદ ૩ જું.

વાલાજી રે, વાલાજી રે; મારે મંદિર આવો, હસી બોલાવો રે. મારા વાલાજી૦
વા૦ વા૦ રૂપ તમારું જોઇને, રહીછું મોહીને રે. મારા વાલાજી૦
વા૦ વા૦ લઇને સર્વસ્વ મારું, તમપર વારું રે. મારા વાલાજી૦
વા૦ વા૦ આવો મોરલી વાતા, મધૂરે રાગે ગાતા રે. મારા વાલાજી૦
વા૦ વા૦ બ્રહ્માનંદના બેલી, આવો છોગાં મેલી રે. મારા વાલાજી૦

## પદ ૪ થું.

રંગીલોરે, રંગીલોરે; રંગડાનો છે રેલો, અતિ અલબેલો રે. રંગ રંગીલો૦
રં૦ રં૦ નેહ જણાવે નેણે, વાલમ વેણે રે. રંગ રંગીલો૦
રં૦ રં૦ અલવ કરતો આવે, ચિત્ત લલચાવે રે. રંગ રંગીલો૦
રં૦ રં૦ બોલે સુંદર વાણી, હું લોભાણી રે. રંગ રંગીલો૦
રં૦ રં૦ ધૂતી સુણાવે વેરી, મોરલી કેરી રે. રંગ રંગીલો૦
રં૦ રંગ બ્રહ્માનંદનો વહાલો, નંદજીનો લાલો રે. રંગ રંગીલો૦

## પદ ૫ મું.

કોડીલોરે, કોડીલોરે; કોડે આળ કરતો, આવે મન હરતો રે. કાન કોડીલો૦
કો૦ કો૦ કોડે સામું ભાળે, રંગડો ઢાળે રે. કાન કોડીલો૦
કો૦ કો૦ કોડે છાનું કહાવે, મુંને બોલાવે રે. કાન કોડીલો૦
કો૦ કો૦ કોડે ચાલે કાલો, લાગે મુને વહાલો રે. કાન કોડીલો૦

કો૦ કો૦ કોડે રંગનો ભરિયો, મારો ઠાકરિયો રે. કાન કોડીલો૦
કો૦ કો૦ બ્રહ્માનંદનો સ્વામી, અંતર્યામી રે. કાન કોડીલો૦

## પદ ૬ ઠું.

લટકાળો રે, લટકાળો રે; લટકે મનડું લેતો, આવે સુખ દેતો રે. લાલ લટકાળો૦
લ૦ લ૦ લટકાં સુંદર લાવે, મનડે ભાવે રે. લાલ લટકાળો૦
લ૦ લ૦ લટકામાં મન લોભે, સુંદર શોભે રે. લાલ લટકાળો૦
લ૦ લ૦ બ્રહ્માનંદ કહે એની, આશા મુંને એની રે. લાલ લટકાળો૦

## પદ ૭ મું

મર્માળો રે, મર્માળો રે; મર્મ કરતાં બોલે, આવે મુજ ઓલે રે. માવ મર્માળો૦
મ૦ મ૦ મર્મની વાતો જાણે, આવે સંધ્યા ટાણે રે. માવ મર્માળો૦
મ૦ મ૦ મર્મ કરી કરી હેરે, ઘાટે આવી ઘેરે રે. માવ મર્માળો૦
મ૦ મ૦ શોભે જળમાં રમતો, મનડે છે ગમતો રે. માવ મર્માળો૦
મ૦ મ૦ પહેરી જરકશી જામો, આવે મુજ સામો રે. માવ મર્માળો૦
મ૦ મ૦ બ્રહ્માનંદ કહે રંગી, સાચો મારો સંગી રે. માવ મર્માળો૦

## પદ ૮ મું.

શ્યામળિયો રે, શ્યામળિયો રે; વહાલી લાગે વેણુ, નથી રહેવાતું રે. સેણ શ્યામળિયો૦
શ્યા૦ શ્યા૦ આવો આવો ઓરા, માથે ઘાલી તોરા રે. સેણ શ્યામળિયો૦
શ્યા૦ શ્યા૦ તમથી લાગ્યો નેડો, ડોલે મારો દેડો રે. સેણ શ્યામળિયો૦
શ્યા૦ શ્યા૦ તમ વિના કેમ રહીએં, દુઃખ કોને કહીએ રે. સેણ શ્યામળિયો૦
શ્યા૦ શ્યા૦ તમથી સગ પણ કીધું, સર્વસ્વ દીધું રે. સેણ શ્યામળિયો૦
શ્યા૦ શ્યા૦ બ્રહ્માનંદના પ્યારા, રહો માં ન્યારા રે. સેણ શ્યામળિયો૦

## પદ ૯ મું

છોગાવાળા હો છેલ, પ્યારા મારા જીવન પ્રાણ છો. ટેક.
મોહન તારી મૂર્ત્તિ, લાગે છે પ્યારી લાલ;
આડી મીટે દેખતાં તમે, ચાલોછો સુંદર ચાલ. છોગાવાળા૦
વેણુ અલૌકિક વાઇને, વળી ગાઇને નૌત્તમ ગીત;
કામણ કીધાં કારમાં, મારું ચોરી લીધું ચિત્ત. છે

બાંહે બાજુબંધ બેરખા, પહેરી ફુલડાં કેરા હાર;
વ્હાલા બ્રહ્માનંદના, ઓરા આવોને નંદકુમાર. છોગાવાળા૦

## પદ ૧૦ મું.

લટકાળા હો લાલ, મન મારું લીધું રે, લટકે તારે. ટેક.
મોહન વાઇ મોરલી, તમે કાલિન્દ્રીને તીર;
સાંભળતાં શુદ્ધ વીસરી, હું તો ભરવાં ભૂલી નીર. લટકા૦
પ્રીતમ તમે પહેરો છો પ્રેમથી, વળી શોભીતા શણગાર;
જાદવ સામું જોઇને, સર્વે વશ કીધી વ્રજ નાર. લટકા૦
હસી બોલાવી હેતમાં, મારું કાળજ નાંખ્યું કોર;
બ્રહ્માનંદના વાલમા, તમે જાદૂગારા જોર. લટકા૦

## પદ ૧૧ મું.

મોરલીવાળા હો માવ, મીઠી મીઠી વાઓ મોરલી. ટેક૦
મોહન તારી મોરલી, છે કામણગારી કોય;
તીખી નૌતમ તાનમાં, મારું મનડું લીધું પ્રોય. મોરલી૦
માયા લગાડી મુજથી, હવે જીવન રહો માં દૂર;
રસિયા તારા રાગમાં, મારું ચિત્ત થયું ચકચૂર. મોરલી૦
જંપ ન થાયે જીવ મુને, કાંઇ ન સૂઝે કામ;
બ્રહ્માનંદ કહે વિઠ્ઠલા, મુંને શું કર્યું તેં શ્યામ. મોરલી૦

## પદ ૧૨ મું.

રંગ ભીના હો કહાન, વહાલપની કરીએ જો વાતડી. ટેક૦
કહાનજી તારે કારણે, મેં તો સેજ બિછાવી સાર;
જીવન ઉભી જોઉં છું, હું તો વાટડી વારમવાર. રંગ૦
મળ્યા વિના રહે છે અતિ, મારું આ અંતર ઉદાસ;
શા માટે નથી આવતા, તમે પ્રીતમ મારી પાસ. રંગ૦
તોડી છે સંસારથી, મેં તો તમથી જોડયું તાન;
બ્રહ્માનંદ કહે દીજીએ, વારી દર્શન કેરું દાન. રંગ૦

## પદ ૧૩ મું.—રાગ કાફી.

વાલીડા કુંજ વિહારી, વદન કમલ પર વારી રે. ટેક૦
અજબ અલૌકિક મસ્તક ઉપર, સુંદર પાઘ સમારી રે. વાલી૦
ફુલતણાં છોગલિયાં ફરતાં, પધાર્યા ગિરિવરધારી રે. વાલી૦
અંતર માંહીં વસી છે આવી, મૂર્તિ મનોહર તારી રે. વાલી૦
બ્રહ્માનંદ કહે વ્રજજીવન, મોહન છો નિધિ મારી રે. વાલી૦

## પદ ૧૪ મું.

છેલા તારું છોગું ભાળી, મોહી છું વનમાળી રે. ટેક૦
વ્રજવાસી નંદલાલ વિહારી, ચાલ તારી લટકાળી રે. છેલા૦
રસિક પ્રિયા તારી ચટક રંગતે, મોલીડે હદ વાળી રે. છેલા૦
લેરખડા જોઇ લગની લાગી, કોઇની રહું નહીં ખાળી રે. છેલા૦
બ્રહ્માનંદ કહે પરવશ થઇ છું, પગ ભર ડોલું કેડે પાળી રે. છેલા૦

## પદ ૧૫ મું.

કહાને મુને કીધી ઘેલી, હાથ ન રહ્યું મન હેલી રે. ટેક૦
શેરડીએ મુને મળીઓ સામો, મોહન છોગલાં મેલી રે. કહાને૦
નીરખતાં મન વશ કરીનાંખ્યું, આંખો ભરમ ભરેલી રે. કહાને૦
ભૂલી ચીર શરીરતણી શુદ્ધ, હૈડાંની ધીરજ હરેલી રે. કહાને૦
બ્રહ્માનંદ કહે એની છબીએ, પ્રોવાણી જોયા પહેલી રે. કહાને૦

## પદ ૧૬ મું.

શાને રાખું હવે છાની, મૂર્ત્તિ તમારી મન માની રે. ટેક૦
દુરીજનિયાં પાડોસી દેખાને, છોને બળીને થાતાં વાની રે. શાને૦
નટવર તમથી નેહ કરીને, પાછી ધરું નહીં પગ પાની રે. શાને૦
રસિક સલુણ પિયુ સંગ રમવું, નથી વાતલડી એ નાની રે. શાને૦
બ્રહ્માનંદના નાથ તમારો, મહિમા જાણે છે મોટા જ્ઞાની રે. શાને૦

## પદ ૧૭ મું.—રાગ ગરબી.

પાઘડલી તારી પ્યારી રે, નંદલાલ રંગીલા.
છબીદાર સોનેરી સારી રે; નંદલાલ રંગીલા.

લુંબાળી અજબ કલંગી રે, નંદ૦ રુડી પરણી નવ રંગી રે; નંદ૦
મોતીડાંની લહેરો મેલી રે, નંદ૦ શોભા જોઇ થઇ હું ઘેલીરે; નંદ૦
પેચોમાં ફૂલડાં ધરિયાં રે, નંદ૦ તેણે ગોપીનાં મન હરિયાં રે; નંદ૦
બ્રહ્માનંદ કરે તારે લટકે રે, નંદ૦ જોઈ ઘર ખોયું નવ ખટકે રે; નંદ૦

## પદ ૧૮ મું.

કાજુ ભાલ તિલક કેસરનું રે, વ્રજરાજ વિહારી.
જોઇ કારજ ભૂલી ઘરનું રે; વ્રજરાજ વિહારી.

ભ્રુકુટી અતિ રંગ ભરી છે રે, વ્રજ૦ તેને જોઈ મારી નજર ઠરી છે રે; વ્રજ૦
કાંઇ આંખલડી કેકોલી રે, વ્રજ૦ જોઇ સર્વસ્વ નાંખ્યું ઘોળી રે; વ્રજ૦
નાસાની શોભા નોખી રે, વ્રજ૦ નિરખે શિવજી જેવા શોખી રે; વ્રજ૦
બ્રહ્માનંદ કહે વદન રૂપાળું રે, વ્રજ૦ જોઇ અંતર થાય અજવાળું રે; વ્રજ૦

## પદ ૧૯ મું.

કાને કુંડળીઆં નંગ જડીયાં રે, છેલા શ્યામ સુહાગી.
જોઇ જીવું હું એ વડિયાં રે; છેલા શ્યામ સુહાગી.

તિલ શ્યામ કપોલે તારે રે, છેલા૦ મનડામાં ખુંતેલ મારે રે; છેલા૦
રુડા અધર પરવાળા તોલે રે, છેલા૦ જોઇ વ્રજ ત્રિયા ઘેલી ડોલે રે; છેલા૦
દાંતોની શોભા ભાળી રે, છેલા૦ મુખ લાવણ્યતા મર્માળી રે; છેલા૦
નેણનો મટકો નચાવે લેખામાં રે, છેલા૦ બ્રહ્માનંદ રીઝે રેખામાં રે; છેલા૦

## પદ ૨૦ મું.

ભુજ બંધ જડાઉ ભારી રે, રંગ રેલ રસીલા.
બાંધ્યા મન હરવા મોરારી રે; રંગ રેલ રસીલા.

ગળે મોતી માળ અમૂલી રે, રંગ૦ જોઇ વ્રજ વનિતા તન ભૂલી રે; રંગ૦
સુંદર ઉપડતી છે છાતી રે, રંગ૦ તેની શોભા નથી કહેવાતી રે; રંગ૦
પેટ પોયણાનું પાનું રે, રંગ૦ દેખી ગોકુળ થયું દીવાનું રે: રંગ૦
બ્રહ્માનંદ કહે કમર કસી છે રે, રંગ૦ મારા અંતરમાં એ વસી છે રે; રંગ૦

## પદ ૨૧ મું.—રાગ ગરબી.

નંદલાલો રે નંદલાલો, છે જો મારા પ્રાણ થકી મુને વહાલો. નંદ૦
એના ચરણ કમલની રેખુ; જોઇ જન્મ સફલ મારો લેખું. નંદ૦

નખ મંડલ અધિક તેજાળું; અંતરમાં કરે છે અજવાળું રે. નંદ૦
પગ ઘુંટી અજબ ગોલ પ્યારી; એનું ધ્યાન ધરે છે ત્રિપુરારી રે. નંદ૦
ગિરિધરની નવલ પિણ્ડી ગોરી; બ્રહ્માનંદની છે જીવન દોરી રે. નંદ૦

## પદ ૨૨ મું.

રંગ ભીનો રે રંગ ભીનો, એનો નિત્ય નિત્ય ભાવ નવીનો રે. રંગ૦
જાનુ જુગલ જોઇને સુખીઆં થઇએ; નિત્ય કમલા ચાંપે છે ચતુરાઇએ રે. રંગ૦
દોલ હર્ષ વાધે છે ઉરુ દીઠે; તે તો શોભે ગરુડ કેરી પીઠે રે. રંગ૦
કટિ નવલ પીતાંબર ભાળી; કંદોરો જડિત સુખકારી રે. રંગ૦
નાભી અજને થયાનું ઠેકાણું; બ્રહ્માનંદનું ત્યાં મન લોભાણું રે. રંગ૦

## પદ ૨૩ મું.

અલબેલો રે અલબેલો; છોગાંવાળો તે છેલ છબીલો રે. અલ૦
દુન્દ ત્રિવલિ અધિક રૂપાળી; જોઇ મગન રહે છે મહીવાળી રે. અલ૦
પેટ નરમ પોયણ કેરું પાનું; માંહે રહે છે બ્રહ્માંડ જુથ છાનું રે. અલ૦
છબીદાર ઉપડતી પહોળી છાતી; રહે લક્ષ્મી અખંડ રંગ રાતી રે. અલ૦
કંઠ શંખ સરીખો કાજુ શોભે; બ્રહ્માનંદનું મનડું લોભે રે. અલ૦

## પદ ૨૪ મું.

ગિરિધારી રે ગિરિધારી; એની મૂર્ત્તિ લાગે છે મને પ્યારી રે. ગિરિ૦
ભુજ દંડ પ્રચંડ શોભે ભારી; કંઠ નાખી ડોલે છે વ્રજ નારી રે. ગિરિ૦
રુડાં કુંડલ જડાઉ કાને રાજે; મુખ જોઇ કમલ શશિ લાજે રે. ગિરિ૦
તિલ તાજુ છે ગોલ કપોલે, સુખ અનંત રહ્યાં છે એને ઓળે રે. ગિરિ૦
નાસા નેણ તિલક છબિ જોઇને, બ્રહ્માનંદ કહે રાખું હું ચિત્ત પ્રોઇને રે. ગિરિ૦

## પદ ૨૫ મું.—રાગ પ્રભાતી.

પ્રાત થયું મન મોહન પ્યારા, પ્રીતમ રહ્યા શું પોઢીને;
વારંવાર કરું છું વિનતિ, જગજીવન કર જોડીને. પ્રાત૦
ઘર ઘરથી ગોવાળા આવ્યા, દર્શન કારણ દોડીને;
આંગણીએ ઉભી વ્રજ અબલા, મહી વલોવાં છોડીને. પ્રાત૦
બહુરૂપી દરવાજે બેઠા, શંકર નેજા ખોડીને;
મુખડું જોવા આતુર મનમાં, જોરે રાખ્યા હોડીને.

ભૈરવ રાગ ગુણી જન ગાવે, તાન મનોહર તોડીને;
બ્રહ્માનંદના નાથ વિહારી, ઉઠયા આળસ મોડીને. પ્રાત૦

## પદ ૨૬ મું.

રસિયાજી રાયે આગણે બેઠા, કોમળ દાતણ કરવાને;
મખમલની ગાદી બહુ મૂલી, પાટ ઉપર પાથરવાને. રસિ૦
આછું જલ જમુનાનું આણ્યું, કંચન ઝારી ભરવાને;
સોના કેરું પ્યાલું લાવ્યા, સુંદર આગે ધરવાને. રસિ૦
દાસ મળ્યા સૌ દર્શન કારણ, ભવને પાર ઉતરવાને;
દાતણ કરતાં હરિને દીઠા, તે નાવે ભવ તરવાને. રસિ૦
મુખ મંજન કીધું મન મોહન, હરિ જનનાં મન હરવાને;
બ્રહ્માનંદના નાથ પધાર્યા, સ્નાન વિધિ અનુસરવા ને. રસિ૦

## પદ ૨૭ મું.

બાજઠ કનકતણે આવી બેઠા, નીર ગરમ હરિ નહાવાને;
શ્વેત વસ્ત્ર પહેર્યું એક સુંદર, ભૂધરજી ભીંજાવાને. બાજઠ૦
અત્તર તેલ ફૂલેલ અનોપમ, મર્દન કરવા માવાને;
અંગ ચોળ્યું જળ ઢોળ્યું ઉપર, રસિયાને રીઝાવાને. બાજઠ૦
સ્નાન કરી ઉઠયો સ્યામળિયો, પ્રેમી જન લલચાવાને;
લલિત નવિન તૈયાર કરી લાવ્યા, પીતાંબર પહેરાવાને. બાજઠ૦
રત્ન જડિત શુભ પાટ મનોહર, ગાદી નવલ બીછાવાને;
બ્રહ્માનંદના નાથને આવ્યા, ભોજન કાજ બોલાવાને. બાજઠ૦

## પદ ૨૮ મું.

જમો જમો રે મારા જીવન જુગતે, ભોજનીઆં રસ ભરીઆં રે;
પાક શાક તમ સારુ પ્રીતમ, કોડે કોડે કરીઆં રે. જમો૦
તળીઆં ગળીઆં તાજાં તાતાં, કનક થાળમાં ધરીઆં રે;
આરોગો મારા નાથ અલૌકિક, ઘૃત ઝાઝાં ઘેબરીઆં રે. જમો૦
કઢી વડી કારેલાં કાજુ, રાયતણાં દૈથરીઆં રે;
જોઇએ તો ઉપરથી લેજો, મીઠું જીરું મરીઆં રે. જમો૦

બ્રહ્માનંદના નાથ સિરાવ્યા, દૂધ ભાત સાકરીઆં રે;
ચળુ કર્યું હરિ તૃપત થઇને, નિરખી લોચન ઠરીઆં રે. જમો૦

## પદ ૨૯ મું.–રાગ વેલાવર.

લાલ મનોહર લીજીએ, મુખવાસ મોરારી;
શ્યામ સુહાગી શ્યામળા, જાઉં મુખ પર વારી. લાલ૦
જોઇએ તો લાવું જાયફલ, તજ સુંદર તાજી;
આરોગો મારા નાથજી, રસિયા થઇ રાજી. લાલ૦
લવિંગ સોપારી ને એલચી, કાથો ચુનો મેલાવું;
નાગરવેલીનાં પાનની, કાજુ બીડી બનાવું. લાલ૦
હરિ જન દર્શન કારણે, ઉભા ચૌપાસ;
માવા મુખ તંબોલની, બ્રહ્માનંદને આશ. લાલ૦

## પદ ૩૦ મું.

રત્ન સિંહાસન ઉપરે, રસિયાજી બીરાજે;
અદ્‌ભુત શોભા જોઇને, કોટિ કંદ્રપ લાજે. રત્ન૦
જામો પહેર્યો જરકસી, સહેરો શિર સારો;
પિળી ઓઢી પામરી, બેઠા નંદ દુલારો. રત્ન૦
કમર કન્દોરો શોભતો, પોંચી બેઉ હાથે;
ઉપરણી ઓપી રહી, મોલીડું છે માથે. રત્ન૦
ફૂલમાળા ગળે પુટડી, ધારી ગિરિધારી;
શોભા જોઇ શણગારની, બ્રહ્માનંદ બલિહારી. રત્ન૦

## પદ ૩૧ મું.

અખણ્ડ પીયાજીની આરતી, અતિ હેતે ઉતારું;
મહા મનોહર મૂરતી, અંતરમાં ધારું. અખણ્ડ૦
અગર ધૂપ અતિ શોભતો, દીપક અજવાળું;
મુખડું મોહનલાલનું, નિરખ્યું રૂપાળું. અખણ્ડ૦
ભેરી શંખ મૃદંગ ધ્રુની, વાજાં અતિ વાજે;
બ્રહ્મા ભવ સુર આવિયા, સૌ દર્શન કાજે. અખણ્ડ૦

જય જય વાણી ઉચ્ચરે, ધેરે સ્વરે ગાવે;
બ્રહ્માનંદના નાથની, છબી જોઇ સુખ પાવે. અખણ્ડ૦

## પદ ૩૨ મું.

પ્રાણજીવન પધરાવિયા, મંદિરીયાં માંઇ;
પોઢયા સારુ પ્રેમસું, સુખ સેજ બિછાઇ. પ્રાણ૦
પ્રીતમ બેઠા પલંગપર, આવી અલબેલો;
રુડો લાગે રાજવી, છોગાળો છેલો. પ્રાણ૦
મોહને દીધી મુજને, ફુલડાંની માળા;
પગ ચાપું હું પ્રેમથી, થયા શ્યામ સુખાળા. પ્રાણ૦
શીખ દીધી સર્વ સાથને, પોઢયા કુંજ વિલાસ;
બ્રહ્માનંદ હજુર હરિનો, એકાંતિક દાસ. પ્રાણ૦

## પદ ૩૩ મું.–રાગ રામગ્રી.

ધન્ય ધન્ય મારી આંખડી, નિરખ્યા વ્રજપતિ વહાલો;
માથે સુંદર મોળિયું, ઓઢયો નવલ દુસાલો. ધન્ય૦
ભાલ તિલક સોહામણું, ભ્રુકુટી રૂપાળી;
લોચન તિખાં લાગણાં, નાસા મર્માળી. ધન્ય૦
કુંડળ જડાઉ કાનમાં, મકરાકૃત ભારી;
તે જોઇને ફૂલી ફરે, સર્વે નર નારી. ધન્ય૦
કાજુ ગોર કપોલમાં, તિલ ત્રાજવું શોભે;
ગોકુલવાસી ગોપનાં, જોઇ જોઇ મન લોભે. ધન્ય૦
અધર લાલ શુભ દાંત છે, દાડમ કલિ જેવા;
બ્રહ્માનંદના નાથને, હસી બોલ્યાના હેવા. ધન્ય૦

## પદ ૩૪ મું.

આજ અમારે આનન્દ અંતરે, જગજીવનને જોઇને;
મન મોહનની મૂર્તિ રાખું, નેણામાંહીં પ્રોઇને. આજ૦
ઘોડલાની વાસે રે ગુમરુ, હાથીડા નિહાળું;
અસ્વારી અલબેલાની જોઇ, તન મન ધન વારું. આજ૦
ગિરિધર ગજ અંબાડીએ, ચાલ્યા મથુરાં શેરી;
વિનતાઓ લે છે વારણાં, ફૂલડલાં વેરી. આજ૦

વાજાં બૌત પ્રકારનાં, નિસાન પટાળાં;
ચમર ઢળે શિર શ્યામને, લાગે રૂપાળાં. આજ૦
ચોપદારે ઉંચે સ્વરે, જય જય વાણી ઉચ્ચારી;
બ્રહ્માનંદ છબી જોઇને, જાય છે બલિહારી. આજ૦

### પદ ૩૫ મું.

હરિવર બેસી હાથીએ, માણીગર મહાલે;
ચમર ઢળે ને શ્યામળો, છોગાળો ચાલે. હરિ૦
મથુરાં નગરની માનુની, હેતેં અતિ હેરે;
ગોખ ચઢી ગજગામિની, ફૂલડાં વેરે. હરિ૦
ડમરી અબિલ ગુલાલની, ઉડે અતિ ભારી;
તે જોવાને આવિયા, બ્રહ્મા ત્રિપુરારી. હરિ૦
ઢોલ દદામા ગડગડે, ત્રાંબાળૂ વાજે;
કુબુદ્ધિ મંત્રી કંસના, દેખીને દાઝે. હરિ૦
બ્રહ્માનંદના નાથની, ઓપે અસ્વારી;
કોટિક જન પાવન થયા, નીરખી નર નારી. હરિ૦

### પદ ૩૬ મું.

શી કહું શોભા આજની, વર્ણનમાં નાવે;
ગિરિધર ગજ અંબાડિયે, મલપંતા આવે. શી કહું૦
પાઘ ઉપર શિર પેચ ને, શોભા અતિ સારી;
અજબ દુશાલો ઓઢિયો, વ્રજરાજ વિહારી. શી કહું૦
હૈડાંની ઉપર હીંચકે, મોતિડાંની માળા;
મથુરાં કેરી શેરીએ, લાગે રૂપાળા. શી કહું૦
કર્યું નિકન્દન કંસનું, નિજ જન સુખ આપ્યું;
દેવકી ને વાસુદેવનું, ભવબંધન કાપ્યું. શી કહું૦
જોગી જતી જેને જપે, સનકાદિક ચાલે;
બ્રહ્માનંદ પાવન કર્યાં, લોચન નંદલાલે. શી કહું૦

### પદ ૩૭-મું.-રાગ ગોડી.

શ્યામની છબી રે, સખી શ્યામની છબી;
જોને ફૂલડેથી છાઇ, સખી શ્યામની છબી.

ફૂલડાંના તોરાની ફોરે, ભ્રમર કરે ગુંજાર;
અંગો અંગ હારને શોભે, ફૂલડાંના શૃંગાર. શ્યામ૦

કાનમાં ફૂલડાંનાં કુંડળ, ફૂલડાંના ભુજબંધ;
ફૂલતણા ગજરા ફાવે છે, સુંદર માંહિ સુગંધ. શ્યામ૦

ફૂલતણો શિર મુકુટ જોઇને, મગન ફરે વ્રજ નાર;
ફૂલતણી શોભાપર જાયે, બ્રહ્માનંદ બલિહાર. શ્યામ૦

## પદ ૩૮ મું.

ફૂલની માળા રે, શોભે ફૂલની માળા;
એની સુંદર વરને શોભે, ગળે ફૂલની માળા. ટેક૦

નવલ કસુંબી પટકા ઉપર, તોરે હદ વાળી;
ફૂલની પિછોડી ઓઢી, ઉભા વનમાળી. ફૂલ૦

ફૂલડાંની વૈજયંતી માળા, હરિવરને ફાવે;
એ માળાને જોવા સારુ, ઇન્દ્રાદિક આવે. ફૂલ૦

ફૂલ કલંગી માથે લટકે, છબી નૌતમ સારી;
બ્રહ્માનંદ કહે નટવર મૂર્ત્તિ, નેણમાં ધારી. ફૂલ૦

## પદ ૩૯ મું.

ફૂલની બાંધી રે, પોંચી ફૂલની બાંધી;
હેલિ નટવરજીને હાથે, પોંચી ફૂલની બાંધી. ટેક૦

ફૂલતણાં છોગલિયાં ફરતાં, મેલ્યાં મર્માળાં;
કાનો ઉપર ફૂલડાં ખોસ્યાં, લાગે રૂપાળાં. ફૂલ૦

ફૂલ દડો ઉછાળે વહાલો, લટકે મન લેવા;
એ લટકાને જોવા આવે, ભવ બ્રહ્માદિક જેવા. ફૂલ૦

ફૂલડાંની ટોપી ગુંથીને, પ્રેમે પહેરાવી;
બ્રહ્માનંદ કહે એ છબી, મેં તો અંતર ઠેરાવી. ફૂલ૦

## પદ ૪૦ મું.

મન મારું મોહ્યું રે, હેલી મન મારું મોહ્યું;
એની ફૂલડાંની શોભા જોઇને, મન મારું મોહ્યું. ટેક૦

ફૂલડાંના ગજરા ધાર્યા, સુંદર વર છેલે;
જે ગજરાની ફોરે ભ્રમરા, કેડો ન મેલે. મન૦
ફૂલડાં કેરા તોરા પહેર્યા, વ્રજજીવન વહાલે;
ભૂધરજી ફૂલડાંને ભારે, લટકંતા ચાલે. મન૦
અલબેલાને સર્વે અંગે, ફૂલે ફુલવાડી;
બ્રહ્માનંદ કહે એ છબી જોવા, આવે સૌ દહાડી. મન૦

## પદ ૪૧ મું.–રાગ ગરબી.

મારાં નેણાતણા શણગાર રે, મંદિરે પધારો તમે માવજી રે. ટેક૦
હાંરે વહાલા તમારા વિના ગમતું નથી રે, મારા હરિવર હૈડાં કેરા હાર રે. મંદિરે૦
હાંરે વહાલા ચટક રંગીલી પહેરી ચાંખડી રે, ઓરા આવોને પ્રાણ આધાર રે. મંદિરે૦
હાંરે વહાલા પ્યારી ને રંગીલી બાંધી પાઘડી રે, રૂડા ઝળકે સોનેરી માંહીં તાર રે. મંદિરે૦
હાંરે વહાલા બ્રહ્માનંદ કહે હવે તમ વિના રે, મારે ઝેર થયો સંસાર રે. મંદિરે૦

## પદ ૪૨ મું.

મારા મનડાંના માનેલ માવ રે, સેજેં પધારો તમે શ્યામળા રે. ટેક૦
હાંરે વહાલા માથે અલૌકિક મોળિયું રે, માંહી ફૂલડાંનો અધિક ભરાવ રે. સેજેં૦
હાંરે વહાલા ઓરા આવોને હવે અમ ભણી રે, પ્રેમે ધરતા ધીરા ધીરા પાય રે. સેજેં૦
હાંરે વહાલા હેતે લટકાં કરો હાથનાં રે, મારા નવલ રંગીલા છેલ નાવ રે. સેજેં૦
હાંરે વહાલા બ્રહ્માનંદના નાથજી રે, મારાં દિલડાં કેરા દરિયાવ રે. સેજેં૦

## પદ ૪૩ મું.

મારા છોગાવાળા ઘનસ્યામ રે, કરુણાના સાગર કહાનજી રે. ટેક.
હાંરે વહાલા છોગું તમારું ચિત્તમાં વસ્યું રે, મારે રટણા લાગી છે આઠે જામ રે. કરુણા૦
હાંરે વહાલા તમથી લાગી છે મારે પ્રીતડી રે, કાંઇ નથી બીજા કેરું કામ રે. કરુણા૦
હાંરે વહાલા લટકાં કરોને રળીઆમણાં રે, તે જોઇને થાએ છે આરામ રે. કરુણા૦
હાંરે વહાલા બ્રહ્માનંદના રંગ છેલડા રે, તમે દોહલી વેળાનું મારું દામ રે. કરુણા૦

## પદ ૪૪ મું.

બંસીવાળા રૂપાળા બલવીર, વહાલા આવી બીરાજો મારે ઓરડે રે. ટેક૦
હાંરે વહાલા મનમાં વસી તમારી મૂર્ત્તિ રે, છેલા સુંદર શ્યામ શરીર રે. વહાલા૦

હાંરે વહાલા ઘોડલા ખેલાવો આવી ચોકમાં રે, અલબેલા જી વ્રજના અમીર રે. વહાલા૦
હાંરે વહાલા અવગુણ અમારા સહૂ વિસરો રે, તમે ગુણના સાગર ગંભીર રે. વહાલા૦
હાંરે વહાલા બ્રહ્માનંદ કહે નિરખ્યા વિના રે, નથી રહેતી હૈડામાં મુને ધીર રે. વહાલા૦

## જ્ઞાનલોચન.

### પદ ૧ લું.—રાગ ગોડી.

પ્રગટ પ્રમાણ હરિને, ભજ મન પ્રગટ પ્રમાણ હરિને;
કામ ક્રોધ મદ લોભ તજીને, દૃઢ ઉર ટેક ધરીને. ભજ૦
ગર્ભવાસનું સંકટ પ્રાણી, જાઇશ માં વિસરીને;
કુબુદ્ધિ કુડ કપટ પરહરજે, ભરજે પાય ડરીને. ભજ૦
માલ મુલક સર્વે મેલીને, જાવું જરૂર મરીને;
જાઇશ માં જમડાની આગે, ઝાઝો ભાર ભરીને. ભજ૦
ભવ દુઃખ ટળે મટે સર્વ ભ્રમણા, સંતનો સંગ કરીને;
બ્રહ્માનંદ કહે આવો અવસર, નહીં પામીશ ફરીને. ભજ૦

### પદ ૨ જું.

નારાયણ સુખકારી, ભજી લે નારાયણ સુખકારી;
સાધુ જનની માન શિખામણ, વિષય વિકાર વિસારી. ભજી લે૦
માત પિતા સુત બાંધવ મેડી, નહિ તારાં સુત નારી;
જમને દ્વાર એકીલા જાવું, કરજે કરમ વિચારી. ભજી લે૦
રાજા રંક ગુણિજન પંડિત. ખેડૂત ને વેપારી;
સગાં કુટુંબી સહિત સૌને, લઇ જાએ જમ મારી. ભજી લે૦
ભરત ખંડમાં દેહ મનુષ્યનો, મળે નહીં વારંવારી;
બ્રહ્માનંદ કહે થાને સુખિયો, સત્ય વચન ઉર ધારી. ભજી લે૦

### પદ ૩ જું.

અલખ પુરુષ અવિનાશી, ભજી લે અલખ પુરુષ અવિનાશી;
કરમ કટે તારાં અનંત જનમનાં, ફંદ મટે ચોર્યાશી. ભજી લે૦

સગું કુટુંબી સુત ને નારી, માતા મામો ને માશી;
અંતે ભેળું કોય ન આવે, અંતર દેખ તપાસી. ભજી લે૦
ઘરમાં બેઠો ગાળો બોલે, દેખી તીરથવાસી;
પર ધન હરે કરે નિત્ય કુબુદ્ધિ, પર નારીની હાંસી. ભજી લે૦
મારું મારું કરતો મૂરખ, મેલી ધન મરી જાશી;
બ્રહ્માનંદ કહે હરી સમરી લે, રસિક શ્યામ સુખ રાશી. ભજી લે૦

## પદ ૪ થું.

પ્રગટ હરિ ભજ પ્રાણી, સમજીને પ્રગટ હરિ ભજ પ્રાણી;
પાપ દ્રોહ પરિત્યાગ કરીને, દયા ધર્મ ઉર આણી. સમ૦
પર ધન પર સ્ત્રી મદ, માટી, નર તણી નિશાણી;
તે પાપે કરી અવસ્ય પિલાઇશ, ઘાલી જમડા ઘાણી. સમ૦
સમજ્યા વિના ન બોલીશ કોઇ દિન, મુખથી મિથ્યા વાણી;
મમતા કેરો માથે મૂરખ, ભાર માં લેજે તાણી. સમ૦
એળે દેહ અમુલખ ખોયો, કિધી ધૂડ કમાણી;
બ્રહ્માનંદ કહે તત્પર થઇ ભજ, જગપતિ સાચા જાણી. સમ૦



# ગોવિન્દરામ.

—⟡⟡⟡⟡⟡⟡⟡⟡⟡⟡⟡—

સંવત્ ૧૮૩૭ થી ૭૦ લગણ હૈયાત હતો-ભરુચ જીલ્લે
આમોદનો સહસ્ર ઔદિચ્ય બ્રાહ્મણ.

—☆☆☆☆☆☆☆☆☆—

## કલિજુગનો ધર્મ.

### રાગ ગરબી.

ભાઇઓ સાંભળો શાણા જન, કલિજુગ આવ્યો જી રે;
જેહ પાંડવને શ્રીકૃષ્ણે, કહિ સંભળાવ્યો રે. કલિજુગ૦

બ્રાહ્મણ ક્ષત્રિ, વૈશ્ય ને શુદ્ર, ચારે વર્ણ કહાવે જી રે;
તે સર્વે નિજ નિજ ધર્મ લોપી, આડે મારગે જાવે રે. કલિજુગ૦

પ્રથમ કલિજુગના બ્રાહ્મણનાં, લક્ષણ કહી સંભળાવું જી રે;
તે કેડે બીજા સર્વેનાં, લક્ષણ ગાઇ બતાવું રે. કલિજુગ૦

ઉત્તમ જાતિ માણસ થઇને, કરશે મદિરા પાન જી રે;
ભૈરવ આદિ દેવને ભજશે, નહિ ભજે ભગવાન રે. કલિજુગ૦

વેદ વિદ્યા અભ્યાસ તજીને, કરશે નીચની સેવા જી રે;
નવ કર્યાનાં કારજ કરશે, લાજ તજી ધન લેવા રે. કલિજુગ૦

ગાયત્રી સંધ્યા પરહરશે, કૃષિ કર્મ તે કરશે જી રે;
બ્રાહ્મણી ખેતર ભાત લેઇ જાશે, તે ખાઇને પેટ ભરશે રે. કલિજુગ૦

માજમ મધ્ર લસણ પલાંડુ, ખાશે ખાંતે ખાંતે જી રે;
ભાંગ અફીણ ઘુંટીને પીશે, કરશે કેફ બહુ ભાતે રે. કલિજુગ૦

કન્યાઓના પૈસા લેશે, દેશ પ્રદેશે દેશે જી રે;
શાસ્ત્ર પુરાણને ભણવાં મેલી, વૈદાં કરી ધન લેશે રે. કલિજુગ૦

સુરા આમિષ મદ્ય મેલાવી, ઓસડ સહુને દેશે જી રે;
જિહ્વાના રસમાં લોભાઇ, અંત્યજનાં અન્ન લેશે રે. કલિજુગ૦
બ્રાહ્મણ જાતિ પાતે થઇને, નીચ ગુરુ અનુસરશે જી રે;
અસત્ય ગુરુનો ઉપદેશ લેઇને, નિયમ ધર્મ પરહરશે રે. કલિજુગ૦
બ્રહ્મજ્ઞાન કથી તપ તીરથ વ્રત, ધ્યાન ભજન તજી દેશે જી રે;
વેદ પુરાણ હરિ અવતાર હરિની, મૂર્તિ મિથ્યા કહેશે રે. કલિજુગ૦
ચોરે ચકલે બેસી દ્વિજ વર, તારી કથાઓ ગાશે જી રે;
કોસ બોખનાં પાણી પીશે, બીજાને પણ પાશે રે. કલિજુગ૦
વટલ્યાની આશંકા મેલી, ચલમો પીશે તાણી જી રે;
પરમેશ્વરનો ડર નહિ રાખે, બોલશે મિથ્યા વાણી રે. કલિજુગ૦
શમ દમ તપ શાંતિ શૌચાદિક, એ બ્રાહ્મણના ધર્મ જી રે;
તેનો ત્યાગ કરીને દ્વિજ વર, કરશે કુડાં કર્મ રે. કલિજુગ૦
એવાં અનંત અયોગ્ય કર્મ છે, કેટલાંક કહી સંભળાવું જી રે;
કલિના દ્વિજનાં લક્ષણ કહેતાં, અંતરમાંહી લજાવું રે. કલિજુગ૦
શૂરાતન ધીરજ ડહાપણ ને, યુદ્ધથકી નવ ભાગે જી રે;
ગૌ બ્રાહ્મણ સાધુ સેવામાં, ક્ષત્રી નિત્ય અનુરાગે રે. કલિજુગ૦
તે સર્વે ત્યાગી ને ક્ષત્રી, કરશે પાપ અનેક જી રે;
તેમ જ દાન પુણ્ય હરિ ભક્તિ, ત્યાગી દેશે છેક રે. કલિજુગ૦
જીવ દયા કરવી ક્ષત્રીને, તે કરશે જીવ હિંસા જી રે;
ચોરી ચાડી ખાતર પાડી, ભેળા કરશે પૈસા રે. કલિજુગ૦
જોડા ઉપર છાંટો પડતાં, ઢોર નર્કમાં જાશે જી રે;
તે દારુને ક્ષત્રી પીશે, બીજાને પણ પાશે રે. કલિજુગ૦
રાજા ને રાજાના ચાકર, લાંચ લોકની ખાશે જી રે;
જૂઠી જૂઠી સાખ્યો પૂરી, અવળા ન્યાય તોળાશે રે. કલિજુગ૦
ચાડિયા તે તો ચતુર કહેવાશે, રુડા જન દંડાશે જી રે;
હરામીથી સહુ હારશે, સાધુ જન પીડાશે રે. કલિજુગ૦
પાપ કર્મમાં ખુશ્યા રહેશે, ધર્મ લેશે નહિ પાળે જી રે;
સત્પુરુષની વાત નહિ માને; ચડશે અવળે ચાળે રે. કલિજુગ૦

વાણિયા આદિ વૈશ્ય કહાવે, તે પણ નિજ ધર્મ લોપી જી રે;
પર નારી રત પાપી ગુરુને, રહેશે તન મન સોંપી રે. કલિજુગ૦
સાચા ધર્મને ખોટા કહેશે, ખોટાને સત્ય ગાશે જી રે;
ઉત્તમ જાતી નાતરું કરશે, નહિ ખપે તેનું ખાશે રે. કલિજુગ૦
કેટલાંક માણસ દિકરીઓને, બાલપણામાં હણશે જી રે;
પરણાવ્યાનું દામ ખરચ્યાની, દાઝે પાપ નહિ ગણશે રે. કલિજુગ૦
વાણિયા તે તો ચોરી કરાવશે, નહિ પાળે ધર્મ લેશ જી રે;
ઉપરથી તો રૂડા રાખશે, વૈષ્ણવ કેરા વેશ રે. કલિજુગ૦
કુડાં રાખશે કાટલાં ઘરમાં, લોકને ઠગવા સારુ જી રે;
ઓછું દેશે આધિક લેશે, કરે કર્મ નઠારું રે. કલિજુગ૦
કન્યા કેરું દામ ન લેવું, તેનું ફળ છે મોટું જી રે;
તે કન્યાના પૈસા લેશે, કરશે કર્મ બહુ ખોટું રે. કલિજુગ૦
કૃષ્ણ નામનું માહાત્મ્ય ગાઇને, છીનાળાં બહુ કરશે જી રે;
પ્રગટ પ્રભુની નિંદા કરશે, અસદ્ ગુરુ અનુસરશે રે. કલિજુગ૦
કેટલાક વણિક કર્મને સત્ય કહી, નાસ્તિક મત અનુસરશે જી રે;
ભવતારણ ભગવાન તજીને, પાપ કર્મ બહુ કરશે રે. કલિજુગ૦
તેમજ શૂદ્ર પણ કલિજુગમાં, કરશે નિંદિત કર્મ જી રે;
દગા ઘાત છળ બળ બહુ કરશે, નહિ પાળે શુભ ધર્મ રે. કલિજુગ૦
ચોરી ને હિંસા બહુ કરશે, કરશે મદિરા પાન જી રે;
ભૂતળ ભરવાડા ભુવા ધુણાવશે, નહિ ભજે ભગવાન રે. કલિજુગ૦
શૂદ્ર જાતિ માણસ કહાવે તે, ગુરુ થઈ જગ ફરશે જી રે;
એક બ્રહ્મની વાતો કરશે, પર નારી સંગ કરશે રે. કલિજુગ૦
અસત્પુરુષ ગુરુ થઇ જગ ફરશે, કાન ફૂંકી ધન લેશે જી રે;
વેદ પુરાણ શાસ્ત્ર હરિ મૂર્તિ, સૌને ખોટાં કહેશે રે. કલિજુગ૦
અસદ્ ગુરુ ને તેના ચેલા સર્વે, અસદ્ માર્ગ અનુસરશે જી રે;
ભગિનિ સુતા પુત્રની નારી, તેનો સંગ નિત્ય કરશે રે. કલિજુગ૦
એવા અનંત પાપે યુક્ત પ્રાણી, કલિજુગમાં બહુ થાશે જી રે;
નારાયણનું ભજન તજીને, અન્ય દેવના ગુણ ગાશે રે. કલિજુગ૦

સાસુની શિખામણ વહુઓ, અંતરમાં નહીં ધારે જી રે;
માતાને વહુ નિત્ય દબાવશે, તોયે પુત્ર નહિ વારે રે. કલિજુગ૦
દિકરા પણ વહુની પક્ષ લેઇને, માત પિતાને લડશે જી રે;
માત પિતા ઓશિયાળાં થઇને, ખૂણે બેઠાં રડશે રે. કલિજુગ૦
વાંકાં વાંકાં વેણ કહેશે, સાસુ ને વહુ આવી જી રે;
દિકરા તો જોઇ રાજી થાશે, મા ઉપર રીશ લાવી રે. કલિજુગ૦
માતાને ઉદર દુઃખ દેતો, ઉંધે શિર રહ્યો ઝૂલી જી રે;
પાળી પોષી મોટો કરશે, તે ગુણ જાશે ભૂલી રે. કલિજુગ૦
સાસુકેરાં વેણ ઉપર, વહુ વેણ બહુ લાવે જી રે;
દિકરા સાંભળી રાજી થાશે, સાસુ નણદી રીશાવે રે. કલિજુગ૦
મર્મ વચન સાસુ તે વહુને, કહેશે તું શું લાવી જી રે;
તારા બાપની છત હું જાણું, સર્વે દેઉં બતાવી રે. કલિજુગ૦
લોકોનું લુંડાપણું કરતો, પેટ પરાણે ભરતો જી રે;
અન્ન વસ્ત્રને અર્થે તારો, બાપ તો વળખાં કરતો રે. કલિજુગ૦
એવાં વાંકાં વેણ વહુને, સાસુ કહેશે બળતાં જી રે;
ત્યારે વહુ સાસુને સુણાવશે, પતિને કહેશે વળતાં રે. કલિજુગ૦
તારે પાલવ હું ક્યાં આવી, નિત્ય નિત્ય મહેણાં ખાવા જી રે;
તારો બાપ નઠારો તુંને, શિદ આવ્યો પરણાવા રે. કલિજુગ૦
ધણીને વહુઓ ધોકે મારશે, પરનર દેખી રાજી જી રે;
નારી પતિને શિખામણ દેશે, તેને કહેશે પાજી રે. કલિજુગ૦
પરણ્યા ધણીનો ત્યાગ કરીને, પરનર સંગ લપટાશે જી રે;
પતિવ્રતાનો ધર્મ નહિ પાળે, એવી નારીઓ થાશે રે. કલિજુગ૦
વહુને સારું લગાડવા કાજે, જેમ કહે તેમ કરશે જી રે;
નારી વશ થઇ કામ સઉ કરશે, નપટ થઇને ફરશે રે. કલિજુગ૦
ધણિયાણીનાં ધોશે વસ્ત્રો, હાથે રાંધશે હાલી જી રે;
બેન બનેવી બારણું ન દેખે, પસલી લેશે સાળી રે. કલિજુગ૦
સસરા સાળાને ત્રેવડશે, ભાઇઓ સાથે વેર જી રે;
બેન ભાણેજાં ઘેર આવશે તો, લાગશે કડવાં ઝેર રે. કલિજુગ૦

બાળકનું ઉપરાણું લેઇને, ભાઇ ભાઇ સંગે લડશે જી રે;
તુચ્છ પદારથ સારુ બાંધવ, એક બીજાને નડશે રે. કલિજુગ૦
જતિ જોગી બ્રહ્મચર્ય ત્યાગી, પંચ વિષે વિખ વિશે જી રે;
ધન નારીનો સંગ્રહ કરશે, હરિ સંગ હેત ન દીસે રે. કલિજુગ૦
જંત્ર મંત્ર ને દોરા ધાગા, ઘેર ઘેર કરતા ફરશે જી રે;
ત્યાગ વૈરાગ્ય ને ધ્યાન ભજન સૌ, ત્યાગ કરી ધન હરશે રે. કલિજુગ૦
સત્પુરુષનો દ્રોહજ કરશે, અસત્ સંગાથે હેત જી રે;
ગાંજો ભાંગ્ય અફીણ ને હોકા, પીતાં થાશે ફજેત રે. કલિજુગ૦
અંધ ગુરુ તેના ચેલાને પણ, ધર્મમાં હેત ન દીસે જી રે;
નીચ ગુરુનું એઠું ખાશે, ચરણ ધોઇને તેના પીશે રે. કલિજુગ૦
એવા અનંત દોષ યુક્ત કલિમાં, ગુરુને શિષ્ય બહુ થાશે જી રે;
વિધિ નિષેધનો ત્યાગ કરીને, એક બ્રહ્મસુખ ગાશે રે. કલિજુગ૦
ગીતામાં અર્જુનને કીધું એ, કૃષ્ણ પ્રભુ શ્રીમૂખ જી રે;
અધર્મ કલિના વિંટયા માણસ, મુજથી થાશે વિમૂખ રે. કલિજુગ૦
ત્યારે હું પૃથ્વીમાં પ્રગટીશ, ધર્મના સ્થાપન સારુ જી રે;
અધર્મ કલિનો નાશ કરીને, તારીશ જીવ હજારૂ રે. કલિજુગ૦
કરુણા કરી તે કૃષ્ણ કલિમાં, પ્રગટ થાશે સુખદાન જી રે;
હરિ હરિકૃષ્ણ નામ કહેવાશે, પુરુષોત્તમ ભગવાન રે. કલિજુગ૦
કામ ક્રોધ મદ લોભના ત્યાગી, સાધુ કરશે અપાર જી રે;
ધર્મ જ્ઞાન વૈરાગ્યસોતી, ભક્તિ કરશે વિસ્તાર રે. કલિજુગ૦
પાંડવને કૃષ્ણે કહી દાખ્યા, એ રીતે કલિધર્મ જી રે;
પાંડવ સુણી હીમાળે ગળિયા, જાણી સઘળો મર્મ રે. કલિજુગ૦
સંવત અઢાર સાડત્રિસે ગાયો, કલિજુગનો મહિમાય જી રે;
તેને ગાય શિખેને સાંભળે, તેનાં અઘ બળી જાય રે. કલિજુગ૦

## ઉપદેશ વિષે.

### છંદ ચંદ્રાવળા.*

પરનારીશું પ્રિત કરી છે, તેને રડ્યા રામ,
માતાને તો ભારે મારી, સુજ્યું ભુંડું કામ;
સુજ્યું ભુંડું કામ તે કેવું, એના પિત્રિ સ્વર્ગે કંપે એવું,
કહે ગોવિંદરામ એની મત ફરી છે, પરનારીશું પ્રીત કરીછે.—તેને૦

પરનારી તો વેદમાં વારી, તજવો તેનો સંગ,
સર્પથકી વિખ એમાં અદકું, અંધો થાય ભુજંગ;
અંધો થાય ભુજંગ તે નારી, જ્ઞાનીએ તજી તે જોઇ વિચારી,
કહે ગોવિંદરામ ન રીઝે ગિરિધારી, પરનારી તો વેદમાં વારી—તજ૦

સર્પ ખાય તો સુખેથી ખાજો, તેથી રૂડી લ્હાય,
પરનારી પરપૈસા સન્મુખ, ચાલે મહા દુઃખ થાય;
ચાલે મહાદુઃખ થાય તે કેવું, ભવભટકણમાં નાંખે એવું,
કહે ગોવિંદરામ એથી અળગા થાજો. સર્પ૦

પુરૂપ ચાલી જાય પારકે ઘેર, તે ન હોય સાટાસોળ,
ઉઘલી કન્યા ઘર ન પૂછે, માથે ન ઘાલે મોડ;
માથે ન ઘાલે મોડ તે કન્યા,ને એ બે વાતમાં થાયે અન્યા,
કહે ગોવિંદરામ એનું જીવિત થૈ ગયું ઝેર. પુરૂપ૦

શીલવિના શોભે નહિ કેદી, આભૂપણ કહું એક,
સોળે તણી તો શીલ જ શોભા, જે ટાંણે રાખે ટેક;
ટાણે રાખે ટેક તે કેવી, તો પરત્રિયા તે માતા જેવી,
કહે ગોવિંદરામ આ જીવિત તો બે દી. શીલ૦

પાંચ પાપ સર્વ પાપથી ભારી, તે મહા પાપ કેહેવાય,
બ્રહ્મહત્યા ને ચોર સોનાનો, ત્રીજો જારી કેહેવાય;

---

* આ ચંદ્રાવળાંની ચોથી તુકમાં કંઇક અક્ષરો વધારે છે, ને તેથી પેહેલું ચરણ પાછું ચોથા ચરણમાં લેતાં લીટી લાંબી ઘણી વધી જાય છે, માટે પેહેલા ચરણનો કેટલેક સ્થળે એકેકજ શબ્દ મુક્યો છે, માટે વાંચતી વેળાએ પેહેલું ચરણ છે એ લક્ષમાં રાખીને વાંચવું.

બાળકનું ઉપરાણું લેઇને, ભાઇ ભાઇ સંગે લડશે જી રે;
તુચ્છ પદારથ સારુ બાંધવ, એક બીજાને નડશે રે. કલિજુગ૦
જતિ જોગી બ્રહ્મચર્ય ત્યાગી, પંચ વિષે વિખ વિશે જી રે;
ધન નારીનો સંગ્રહ કરશે, હરિ સંગ હેત ન દીસે રે. કલિજુગ૦
જંત્ર મંત્ર ને દોરા ધાગા, ઘેર ઘેર કરતા ફરશે જી રે;
ત્યાગ વૈરાગ્ય ને ધ્યાન ભજન સૌ, ત્યાગ કરી ધન હરશે રે. કલિજુગ૦
સત્પુરુષનો દ્રોહજ કરશે, અસત્ સંગાથે હેત જી રે;
ગાંજો ભાંગ્ય અફીણ ને હોકા, પીતાં થાશે ફજેત રે. કલિજુગ૦
અંધ ગુરુ તેના ચેલાને પણ, ધર્મમાં હેત ન દીસે જી રે;
નીચ ગુરુનું એઠું ખાશે, ચરણ ધોઇને તેના પીશે રે. કલિજુગ૦
એવા અનંત દોષ યુક્ત કલિમાં, ગુરુને શિષ્ય બહુ થાશે જી રે;
વિધિ નિષેધનો ત્યાગ કરીને, એક બ્રહ્મસુખ ગાશે રે. કલિજુગ૦
ગીતામાં અર્જુનને કીધું એ, કૃષ્ણ પ્રભુ શ્રીમૂખ જી રે;
અધર્મ કલિના વિંટયા માણસ, મુજથી થાશે વિમૂખ રે. કલિજુગ૦
ત્યારે હું પૃથ્વીમાં પ્રગટીશ, ધર્મના સ્થાપન સારુ જી રે;
અધર્મ કલિનો નાશ કરીને, તારીશ જીવ હજારૂ રે. કલિજુગ૦
કરુણા કરી તે કૃષ્ણ કલિમાં, પ્રગટ થાશે સુખદાન જી રે;
હરિ હરિકૃષ્ણ નામ કહેવાશે, પુરુષોત્તમ ભગવાન રે. કલિજુગ૦
કામ ક્રોધ મદ લોભના ત્યાગી, સાધુ કરશે અપાર જી રે;
ધર્મ જ્ઞાન વૈરાગ્યસોતી, ભક્તિ કરશે વિસ્તાર રે. કલિજુગ૦
પાંડવને કૃષ્ણે કહી દાખ્યા, એ રીતે કલિધર્મ જી રે;
પાંડવ સુણી હીમાળે ગળિયા, જાણી સઘળો મર્મ રે. કલિજુગ૦
સંવત અઢારસાડત્રિસે ગાયો, કલિજુગનો મહિમાય જી રે;
તેને ગાય શિખેને સાંભળે, તેનાં અઘ બળી જાય રે. કલિજુગ૦

# ઉપદેશ વિષે.

## છંદ ચંદ્રાવળાં.*

પરનારીશું પ્રિત કરી છે, તેને રૂઠયા રામ,
માતાને તો ભારે મારી, સૂજ્યું ભુંડૂં કામ;
સુજ્યું ભુંડૂં કામ તે કેવું, એના પિત્રિ સ્વર્ગે કંપે એવું,
કહે ગોવિંદરામ એની મત ફરી છે, પરનારીશું પ્રીત કરીછે.—તેને૦

પરનારી તો વેદમાં વારી, તજવો તેનો સંગ,
સર્પથકી વિખ એમાં અદકું, અંધો થાય ભુજંગ;
અંધો થાય ભુજંગ તે નારી, જ્ઞાનીએ તજી તે જોઇ વિચારી,
કહે ગોવિંદરામ ન રીઝે ગિરિધારી, પરનારી તો વેદમાં વારી—તજ૦

સર્પ ખાય તો સુખેથી ખાજો, તેથી રૂડી સ્હાય,
પરનારી પરપૈસા સન્મુખ, ચાલે મહા દુઃખ થાય;
ચાલે મહાદુઃખ થાય તે કેવું, ભવભટકણમાં નાંખે એવું,
કહે ગોવિંદરામ એથી અળગા થાજો. સર્પ૦

પુરૂપ ચાલી જાય પારકે ઘેર, તે ન હોય સાડાસોળ,
ઉઘલી કન્યા ઘર ન પૂછે, માથે ન ઘાલે મોડ;
માથે ન ઘાલે મોડ તે કન્યા, ને એ બે વાતમાં થાયે અન્યા,
કહે ગોવિંદરામ એનું જીવિત થૈ ગયું ઝેર. પુરૂપ૦

શીલવિના શોભે નહિ કેદી, આભૂપણ કહું એક,
સોળે તણી તો શીલ જ શોભા, જે ટાંણે રાખે ટેક;
ટાણે રાખે ટેક તે કેવી, તો પરત્રિયા તે માના જેવી,
કહે ગોવિંદરામ આ જીવિત તો એ દી. શીલ૦

પાંચ પાપ સર્વે પાપથી ભારી, તે મહા પાપ કેહેવાય,
બ્રહ્મહત્યા ને ચોર સોનાનો, ત્રીજો જારી કેહેવાય;

---

* આ ચંદ્રાવળાંની ચોથી તુકમાં કંઇક અક્ષરો વધારે છે, ને તેથી પેહેલું ચરણ પાછું ચોથા ચરણમાં લેતાં લીટી લાંબી ઘણી વધી જાય છે, માટે પેહેલા ચરણનો કેટલેક સ્થળે એકેકજ શબ્દ મુકયો છે, માટે વાંચતી વેળાએ પેહેલું ચરણ છે એ લક્ષમાં રાખીને વાંચવું.

ત્રીજો જારી ને અન્યાએ જે ચાલે, મદ્ય કેફી તેની સોબત ઝાલે,
ગોવિંદરામ કહે સાંભળો નર નારી. પાંચ૦

ગાફલ બંદા ગર્વ ન કરીએ, ગયું રાવણનું રાજ,
સીતા હરીને સર્વે ખોયું, એવું નહિ કેને આજ;
એવું નહિ કેને આજતે ભાઇ, લંકાના પોતને સમુદ્રની ખાઇ,
કહે ગોવિંદરામ 'નગલું જોઇને ભરિયે. ગાફલ૦

જીવ જગતનો એવો ડાયો, કથા સાંભળવા જાય,
ભાંડ ભવાઇ ને ભુંગલાં વાગે, ત્યાં પણ તૈયાર થાય;
ત્યાં પણ તૈયાર થાય તે જોવા, બુઢાપણની લાજ જ ખોવા,
કહે ગોવિંદરામ ગધેડો ગંગામાં નાયો. જીવ૦

ગાડા ઉપર વોરો બેઠો, વાટયે ચાલ્યું જાય,
મારગમાં રોડા આવ્યા, ઉંચા નીચું થાય;
ઉંચા નીચું થાય તે ગાડું, વોરાજી તમે ઝાલજો નાડું,
કહે ગોવિંદરામ જઇ પડયો હેઠો. ગાડા૦

સવળું કેતાં સમઝયો આડું, તેની સમજણમાં બહુ ફેર,
ગાડા ઉપરથી પડતું મેલ્યું, માથું થઇ ગયું ઝેર;
માથું થઇ ગયું ઝેર તે ફુટી, તોય મુરખ મેલે નહી મુંઠી,
કહે ગોવિંદરામ એ વોરાનું નાડું. સવળું૦

પ્રથમ કયું કરે નહિ મનનું, તેજ હરિના દાસ,
માત્ર ઘડીમાં મેડે ચઢે, ને ઘડીમાં વાઢે ઘાસ;
ઘડીમાં વાઢે ઘાસ તે મન, તેને જાણે વિવેકી જન,
કહે ગોવિંદરામ એ લક્ષણ હરિજનનું. પ્રથમ૦

જેદી તેદી સંત સંગ કરશો, તહિયેં પામશો પાર,
સર્વ તીર્થનું ફલ એ છે, વેદ વચન નિરધાર;
વેદવચન નિરધારતે માનો, મહા પ્રતાપ નથી કાંઇ છાનો,
કહે ગોવિંદરામ ભવસાગર તરશો. જેદી૦

કામ ક્રોધ મોહ મદના છકયા, જીવ તણાણા જાય,
અનીતિમાં જઇ આસન વાળે, નીતિમાં ન દીયે પાય;
નીતિમાં ન દીયે પાય તલાજે, માથે નગારાં મોતના ગાજે,
કહે ગોવિંદરામ જીવ બોલે છે બકયા. કામ૦

સાકર મુકી રાખ જ ખાય, જેમ નાનું બાળ,
માવતર જાણે માંદુ પડશે, મૂકાવે તત્કાળ;
મુકાવે તત્કાળ તે મા બાપ, તેમ તેમ બાળક કરે સંતાપ,
કહે ગોવિંદરામ રોતું જાય, સાકર મુકી રાખ જ ખાય.
જીવ જગતમાં બાળક જેવા, વિખ ખાવાને જાય,
હરિજન માત તાત સમહેતુ, અહોનિશ અમૃત પાય;
અહોનિશ અમૃત પાય તે કેવું, ભવ ભટકણને ટાળે એવું,
કહે ગોવિંદરામ એને ભુંડા હેવા, જીવ જગતના બાળક જેવા.
ત્રાહિ ત્રાહિ કરી તોબાં ભરશે, તેનો હરિ ઝાલશે હાથ,
કરી તે કરી પણ ફરી ન કરવી, જ્યાંથી સુણી સંતની વાત;
સુણી સંતની વાત જે જ્યાંથી, કરો ફેલનો ત્યાગ જ ત્યાંથી,
કહે ગોવિંદરામ ત્રાસ સાહેબનો ધરશે,ત્રાહિ ત્રાહિ કરી તોબાં ભરશે.
ગુન્હા સામું ગોવિંદ ન જુવે, જો જન દિન જ થાય,
અજામેલ ગજ ગુણકા જેવા, તે પારાંગત જાય;
તે પારાંગત જાય તે જાય, ચાર વેદ ગીતા એમ ગાય,
કહે ગોવિંદરામ સાંભળજો સૌએ,ગુન્હા સામું ગોવિંદ ન જુવે.
તમે હો ડાહ્યા તો ડહાપણ મુકો, ત્યાં નથી ડહાપણનું કામ,
કાલા ઘેલાના છે પ્રભુ, સમરથ સીતારામ;
સમરથ સિતારામ તે કેવા, અધમ ઓધારણ નામ જ એવા,
કહે ગોવિંદરામ સ્મરણ કાં ચૂકો, તમે હો ડાહ્યા ડાપણ મૂકો. ત્યાં૦
પ્રથમ ભક્તિ પ્રહ્લાદની કહીએ, જેણે રટવા માંડયા રામ,
હિરણ્યકશ્યપ કહે દે પરચો, કાં મૂકી દે નામ;
કાં મુકી દે નામ તે ટાંણે, આવ્યું મોત નિશ્ચે તું જાણે,
કહે ગોવિંદરામ નામ સમઝી લૈયે,પ્રથમ ભક્તિ પ્રલ્હાદની કહિયે.
ત્રાંબિયાની એક તોલડી લૈયે, તે વગાડી વારમવાર,
ગુરુ કરિયે તો કેશે કાલા ઘેલા, એમ વયો જાયે સંસાર;
એમ વયો જાયે સંસાર તે જાશે, પાત્ર એવું કારજ થાશે,
કહે ગોવિંદરામ સમજુ તેને કૈયે,ત્રાંબિયાની એક તોલડી લૈયે.
કામી ક્રોધી લોભી લંપટ, પાતી જીવ પિલાય,
જમના કિંકર જોડા મારી જમપુરીમાં લઇ જાય;

જમપુરીમાં લઈ જાય તે જ્યારે, ખરી ખબર તે પડશે ત્યારે,
કહે ગોવિંદરામ ચિંચોડા સંપટ, કામી ક્રોધી લોભી લંપટ. પાપી૦

સાકર કહીએ મોઢું મિઠું, કહું કે દિયે ન થાય,
નામતણું નાકું ઝાલીને, કૈક તણાણા જાય;
કૈક તણાણા જાય તે જાશે, પણ ખાધે મોઢું મીઠું થાશે,
કહે ગોવિંદરામ નામી વિનાનું નામ દીઠું, સાકર કૈયે મોઢું મીઠું.

ચેતવું હોય તો ચેતજો ટાંણે, માથે ગાજે છે મોત,
આજ કાલમાં ઉડી જાવું, કુટુંબ કબીલા સોત;
કુટુંબ કબિલા સોત તે જાવું, હરિભજ્યા વિના હડહડ થાવું,
કહે ગોવિંદરામ મન ઉગારો નાંણે, ચેતવું હોય તો ચેતજો ટાંણે.

સુલી કીધી છે ચોરને કાજે, તેનો મહાજનને ડર નોયે,
જો મહાજન કરે ચોરની સોબત, ચઢે સુલીયે સોયે;
ચઢે સુલીયે સોયે તે ચડશે, ખોટે સંગે પેજારુ પડશે,
કહે ગોવિંદરામ ન્યાય બાંધ્યો છે મહારાજે, સુલી કીધી છે ચોરને કાજે.

ગુરુ કરીએ તો જ્ઞાની કરીએ, સત અસતને જોઈ,
બલદ લૈયે તો ખેડી લૈયે, ડોબું લૈયે દોઈ;
ડોબું લૈયે દોઇ તે લઇયે, સમજુ નામ તે તેનું કહીએ,
કહે ગોવિંદરામ ભવસાગર તો તરીએ, ગુરુ કરીએ તો જ્ઞાની કરીએ.

હરિ જનની નવ્ય કરીએ બાજી, બાજીમાં બગડી જાય,
જુવો વિચારી જાદવની જેને, કૃષ્ણ થયા નહી સાય;
કૃષ્ણ થયા નહિ સાય સર્વે કુલમાં, નાશ થયા ઘડીપળમાં,
કહે ગોવિંદરામ એમાં નથી રાજી, હરિજનની નવ્ય કરીએ બાજી.

એમાન રાખીને આંકડો વાવે, પ્રબલ પાણી પાય,
બાર મહિના સિંચ્યા કરે, ત્યારે ફળ ફુલ તો થાય;
ફળ ફુલ તો થાય તે કેવાં, દીઠામાં તો કેરી જેવાં,
કહે ગોવિંદરામ સ્વાદ, કાંઇ કેરીનો ના આવે. એમાન૦

જ્ઞાન કથે જેમ બળેલા ચુલા, ચુલેથી ઉતાર્યો પાક,
પાક પરોણા ખાઇ ગયા ને, વાંસે રહી છે રાખ;

વાંસે રહી છે રાખ તે કેવી, ઉલટી આંખ્યું ફોડે એવી,
કહે ગોવિન્દરામ જીવભક્તિ તો ભુલ્યા, જ્ઞાન કથે જેમ બળેલા ચુલા.
એક નામ અનેકનું કારણ, જો ઓળખીને લેવાય,
બહુ નામ લઇ બકતા હાલે, મરગલા સ્વાદે ગાય;
મરગલા સ્વાદે ગાય ગુણ કથી, એક નામની ખબર નથી,
કહે ગોવિન્દરામ હરિ નરક નિવારણ, એક નામ અનેકનું કારણ.
બકબક બોલે તેને બોલવા દઇએ, રતિ ન કરીએ રીશ,
જ્ઞાંન માંય તો ખોટ ન આવે, વધે વશા કહું વીશ;
વધે વશા કહું વીશ તે ન બોલે,અને જે બોલે તે એક જ તોલે,
કહે ગોવિન્દરામ તેને. બાલક કહીએ, બકબક બોલે તેને બોલવા દઇએ
કુબુદ્ધિનું નવ કરીએ કહ્યું, રાચીએ કરી સતસંગ,
સતસંગ કરી વિષય મારીએ, કુબુદ્ધિ કરે કુસંગ;
કુબુદ્ધિ કરે કુસંગ તે જઇને, એને સંગે ન ચાલીયે વહીને,
કહે ગોવિન્દરામ હાથ રાખીએ હૈયું, કુબુદ્ધિનું નવ કરીએ કહ્યું.
ભિત્યે ભુજંગ કાઢીને તલ ઝારે, તેને પૂજી લાગે પાય,
તે ભુજંગને પ્રગટ દેખે, મૂરખ મારવા જાય;
મૂરખ મારવા જાય તે પાપી, ભિત્યે તો પુજે છે થાપી,
કહે ગોવિન્દરામ પ્રગટને મારે, ભિત્યે ભુજંગ કાઢીને તલ ઝારે.
છાણતણો લઇ કરે સેખો, તેને પૂજી લાગે પાય,
સેખા ભાભા રક્ષા કરજો, કુલેર વેંચી ખાય;
કુલેર વેંચી ખાયે તે ખાયે, પ્રગટને ચર્ણે ન જાયે,
કહે ગોવિન્દરામ કલીના કૌતુક દેખો, છાણતણો લઇ કરે સેખો.
હકથી લઇએ ને હકથી દઇએ, હકનું અજમ થાય,
અણ હકનો આનો આવે તો, ઉલટી બરકત જાય;
ઉલટી બરકત જાય તે કમાણી, દુધનું દુધ ને પાણીનું પાણી,
કહે ગોવિન્દરામ બીતા હરિથી રહીયે, હકથી લઇયે ને હકથી દઇયે.
મતવી નાંખતી દુધમાં પાણી, તેની ઘડાવી નથ,
પાણી ભરતાં પડી ગઇ, તે ગઇ ખબડખત;

બરહી–મોર.
બરકવું–ઉંઘમાં બકવું.
બહુળતા–બહુ, વધારે.
બાળી–કુમારિકા સ્ત્રી.
બાંય–હાથ.
બિલ–પાતાલ.
બુંદ–ટીપું, છાંટો.
બુદ્ધ–બુદ્ધિ.
બેલડિયે–આંગળીએ વળગી આવેલું–જોડે વળગી આવેલું.

## ભ.

ભડ–વીર, યોદ્ધો.
ભડવા–બથોબથ–ભેટમભેટા, બાઝેલો.
ભર્ગા–કામને બાળી નાખનાર દેવી.
ભદ્રા–કલ્યાણરૂપી, એક સ્ત્રીનું નામ.
ભવનુસાર–સંસારનો સાર.
ભાણ–સૂર્ય.
ભુજદંડ–હાથ.
ભુજંગ–સર્પ.
ભુષંડી–એક હથિયાર, બંદુક, જંતરડો, ગોફણ.
ભૂચર–પૃથ્વી ઉપર ફરનાર.
ભૂમંડય–ભૂમંડળ. [ઘણું
ભૂર–સડીને છારી વળવાનું નામ (૨)
ભે–ભય–બ્હીક.
ભોર–પ્રભાત.
ભોંઠો–ઓશિયાલો.
ભ્રુકુટી–ભ્રમર.
ભ્રાત–ભાઇ.
ભ્રાંતિ–ભ્રમ, વેહેમ.
ભ્રામરી–રૂપાળી, પાર્વતી.

## મ.

મઘવા–ઈંદ્ર.
મદમોચન–મદ મૂકાવનાર.
મદનશર–કામબાણ.
મઘવારી–પાણીમાં, ઇંદ્રનો શત્રુ.
મધુકર–ભમરો.
મનુજાદ–માણસ ખાનાર દૈત.
મરકલાં–કટાક્ષ–ચાળા.
મરજીવા–સમુદ્રમાંથી મોતી કાઢનાર.
મરાળ–હંસ.
મર્કટ–વાનર.
મશકલો–મ્હોરો દેવાનું હથિયાર.
મહારથી–રથમાં બેસી લડનાર મુખ્ય યોદ્ધો.
મહિપ–પાડો.
મહિપાસુર–પાડાના શરીરવાળો દૈત.
મહિસુંદરી–પૃથ્વીરૂપી સ્ત્રી.
માનમટ–માનો બાપ.
માતંગ–હાથી.
માથાવોણો–માથા વગરનો.
મામ–મ્હોટાઇ, ખાતું.
મારુત–વાયુ.
માલમ–કપતાન, વહાણનો મુખી.
મિન–માછલું.
મિરાત–મિલકત, જાગીર.
મિટ–દૃષ્ટિ, દેખવું, નજર.

મુક્તા—મોતી.
મુદ—મોદ, આનંદ.
મુદ્રિકા—વીંટી.
મુશળ—સાંબેલું.
મુંડ—શિર.
મુંડો—નાગો, માથા વિનાનો ખવીસ.
મૂષક—ઉંદર.
મેધા—બુદ્ધિ.
મેવાસ—અઘોર વનમાં લુટારાનું ઠેકાણું.
મેષોન્મેષ—આંખ ઉઘાડવી ને વીચવી.
મેહાલ—મેં હાલત જોઇ.
મૈયર—પિયર.
મોડ—મુકુટ.
મ્હોર—છાપ, સિક્કો.
મંજુલ—મીઠું, મધુર, હસ્તું.
મૃગ—હરણ.

## ય.

યદ્યપિ—જો કે.
યમકિંકર—જમદૂત.
યવન—મુસલમાન.
યુગ્મ—જોડું.
યોગનિદ્રા—માયા.

## ર.

રક્તબિજ—રક્તથી ઉત્પન્ન થયેલા દૈત્ય.
રજનીકર—ચંદ્રમા.
રઢિયાળું—સુંદર.
રત—પ્રીતિ.
રથી—રથમાં બેસીને લડનાર યોદ્ધો.
રવિ—સૂર્ય.
રવિનંદન—યમરાજા.
રસકૂપિકા—જેના પાણીથી લોઢાનું સોનું થાય તેવી વાવ.
રસના—જીભ.
રસાતલ—છઠ્ઠું પાતાલ. અતલ, વિતલ, સુતલ, મહાતલ, તલાતલ, રસાતલ ને પાતાલ, એમ સાત છે.
રાજરાજ—કુબેર.
રાવ—ફરિયાદ.
રાશિ—ઢગલો.
રુખ—દેવ.
રેડ—ચક્ર.
રેણી—રાત.
રોધિયા—રોધવું.
રોમ—રુવાડાં.
રોહિણી—ચંદ્રની સ્ત્રી.
રંભા—રુપાળી સ્ત્રી, અપ્સરા.

## લ.

લખવું—જાણવું.
લતા—વેલી.
લરજાવે—લજવે, શરમાવે.
લલીત—રસભર્યું—નાજુક.
લલુતા—આતુરતા.
લિંગ—શરીર, ગુપ્તેંદ્રિય, ચિહ્ન

લીન–હળીમળી જવું.
લીલવટ–કપાળ.
લંબો–જંબો–ઝુમખો–ઝુમખો.

## વ.

વત્સલ–કલ્યાણ, હાઝવાળું.
વદન–મુખ.
વધૂ–સ્ત્રી, વધારે.
વનફુલ–ઝાડની છાલનાં વસ્ત્ર.
વપુ–શરીર.
વમન–ઓકવું.
વરુ–નારડાં, માંસાહારી જનાવર.
વલુંખ્યો–ઘુંચવાયલો.
વલો–છાસમાંથી માંખણ વિખરાઇ જાય તે, હાથમાં ન આવે તેવું.
વલોણું–દહીં રવાઇથી હલાવવું તે.
વહ્નિ–અગ્નિ.
વસુધા–પૃથ્વી.
વાચારંભણ–બોલવું.
વાજ–ઝીન, હારવું, ફુલવું, ઘોડો.
વાડવ–બ્રાહ્મણ.
વામણું–ઠીંગણું.
વામાંગ–ડાબું અંગ,
વારિદ–વાદળાં.
વારિધિ–સમુદ્ર.
વાવિકા–વાવ.
વાહી–ફુસલાવી, પટાવી.
વિકટ–મુસ્કેલ.
વિકળ–બેચેન, ઘેલો.
વિકસિત–પ્રફુલ્લિત.
વિગત–સંતાપ વિનાનો.
વિચિત–બેભાન.
વિદારી–ફાડી નાખવું, ચીરી નાંખવું.
વિદેહી–જનક.
વિપાક–પરિણામ.
વિમુખ–વિરુદ્ધ–ભ્રષ્ટ.
વિરંચી–બ્રહ્મા.
વિવિક્ત–જૂદું.
વિવર–સાર, પોલાણ, ગુફા.
વિશદ–મોટું.
વિશુદ્ધ–નિર્મળ.
વિહ્વલ–કામાતુર, બાવરું.
વિખિયા–ચંદ્રહાસની સ્ત્રી.
વિછિયા–પગનું ઘરેણું.
વિટંડ–પાખંડ.
વિત્ત–દ્રવ્ય.
વેતાગરો–વેહેનારો.
વેત્ર–કુળ.
વેદ–જ્ઞાની, જાણવું, ચાર વેદ.
વેંદલ–નપુંસક.
વોરવું–વેચાથી લેવું.
વૈદેહી–સીતા.
વૈરાટ–રાજાનું નામ.
વોણું–વિનાનું.
વંચક–ઠગ, નિંદનાર.
વંકાક–વાંકડા.
વ્યક્ત–પ્રત્યક્ષ–દેખીતું.
વ્યાધ–ઉપાધિ–રોગ.
વ્યોમ–આકાશ.

વ્યોમચર—આકાશમાં ફરનાર પક્ષી.
વ્રાઘ્ય—જુવો—વ્યાઘ.
વ્યાઘ્ર—સિંહ.

## શ.

શચી—ઈંદ્રાણી.
શત—સો.
શનૈશનૈ—હળવે હળવે.
શબ્દવેધિ—અંધારે કોઈનો શબ્દ સાંભળીને ઘા કરી પાડનાર.
શમી—એક જાતનું લાકડું.
શર—બાણ, બાંકું, છિદ્ર.
શરવાણી—પાર્વતી.
શરેન્દુ—શરદ ઋતુના ચંદ્ર સરખું સ્વચ્છ.
શલ—બરાબર.
શળો—શલવું—દાણામાં કીવડા પડે તે.
શાર્દૂલ—વાઘ.
શાશ્વત—અનાદિ.
શાલિગ્રામ—ગોળ કાળો ને છિદ્રવાળો પથ્થર—વિષ્ણુ. ગંડકી નદીમાંથી નિસરે છે.
શિખિ—મોર.
શિથિલ—ઢીલાં. નરમ.
શીચાણો—એક પક્ષીનું નામ.
શીથળ—ગુંથાયલું—ગડબડ ભરેલું.
શુક્ત—સીપ—છીપ.
શુચંગ—પવિત્ર અંગ.
શોણિત—રુધિર—લોહી.
શંકર—કલ્યાણ કરનાર—મહાદેવ.
શંભ—નિરાકાર.
શૃંગ—શિંગડું, શિખર.
શ્રમજળ—પરસ્વેદ.
શ્રવણ—કાન.
શ્રેય—સારું.

## સ.

સંયમ—મનોનિગ્રહ.
સમાર્જણી—સાવરણી.
સણગટા—ઘુમટો.
સંધાણ—સાંકડું.
સદ્ય—તુરત.
સન્મન્યા—ગભરાયા.
સમીપ—પાસે.
સમીર—વાયુ.
સરસાય—સુશોભિત, સરસ લાગે.
સરાડે—સારી સ્થિતિયે.
સરે—સરસ, છેડા.
સરોડાં—સલકડાં, ઝાડની નકામી ડાંખળીઓ.
સરંભ—આરંભ—શરુઆત.
સર્વતોગોચર—સર્વ ઠેકાણે દેખાય તે.
સાકટ—અધર્મી.
સાન્નિધ્ય—સમક્ષ.
સાતરો—સવસ્ત્રો.
સામરો—સમાં કરવાં, સુધારવાં.
સાર—અરદાસ, સંભાળ.
સારંગ—હરણ.

સારા—માલવાળી, સારવાળી.
સાંભવા—સન્મુખ, સામે.
સાહેર—સમુદ્ર.
સુકેશી—સારા કેશવાળી.
સુડો—પોપટ.
સુર—સારૂ આપનાર, દેવતા, અવાજ.
સુરા—પી—(દારુ—દારુ+પી—પીનાર)—દા- [નવ.
સુરો—સુરોખાર.
સુવર્ણગર—સોનાનો ડુંગર.
સૂક્તે—વેદને મંત્રે.
સોજ—સુઝ, ડહાપણ.
સોર—ઘોંઘાટ.
સ્કંધ—ખાંધ—ખભો—ભાગ—અવયવ.
સ્વપચ—નીચ જાત—ઢેડ.
સ્વસુર—સસરો.
સ્વાન—કુતરો.
સ્વેદ—ધોળાં.
સાંઇ—આલિંગન દેવું.
સ્વયં—પોતાની મેળે.
સ્વેદ—પરસેવા.

## હ.

હનુ—હડપચી.
હસમ—ઉશ્કેરાયલા—સૈન્ય—ફોજ.
હસ્તામલ—પ્રત્યક્ષ હથેલીમાં આમળું હોય તે.
હય—ઘોડા.
હર—શિવ.
હલહલાટ—એકદમ.
હિક્કાનાદ—હૈયામાં નાદ ઉઠે છે તે.
હિમજા—હિમાલયમાં ઉપજેલી—પાર્વતી.
હિરણ્યગર્ભ—બ્રહ્મા—સૂર્ય—ઇશ્વર.
હીર—સાર, પાણી.
હીન—ઓછું.
હીમ—બરફ.
હુતાશન—અગ્નિ.
હુમાયુ—એક જાતનાં બે પક્ષી—કે—જે-ને એક ચાંચ, એક પગ, એક આંખ અને એક આંકડો હોય છે. અને બન્ને સાથે વળગીને ઉડે છે તે. (કલ્પિત.)
હુલ્લસી—આનંદ પામી—શોભી.
હંસવાહિની—હંસપર બેસનાર-સરસ્વતી.
હેજ—સ્નેહ—હેત.
હ્રદ—ખાડો.

*** ભાગ ૧ લામાં જે શબ્દો આવેલા છે તેમાંના જરૂરીઆત શબ્દોજ અતરે લીધા છે, બીજા શબ્દો માટે ૧ લા ભાગમાં જોવું.



